જીવને બ્રહ્મપર્યંત પરમ ફલ દશામાં ગતિ કરાવીને તે ફલપ્રાપ્તિ કરાવવી એ કાર્ય અગ્નિ વિના ઇતર કોઇ પણ કરી શકે એમ નથી. વેદમા અગ્નિસૂક્તો વાચતા પણ અગ્નિનુંજ આચાર્યત્વ ઉત્તરોત્તર સુદૃઢ થતુ જાય છે, એટલે રુદ્ર, વાયુ, શેષ પ્રભૃતિ આચાર્યથી અર્થાત્ જ ઉત્કર્ષ સિદ્ધ થાય છે. કેવલવ્યુત્પત્તિ અને વૈદિક અગ્નિધર્મનું સામ્ય, એટલાથીજ અટકવાનુ નથી, પણ તેમના વાક્પતિત્વથી પણ એ જ પર્યવસાન આવે છે જેટલા ઉપલબ્ધ ગ્રથો છે તેમા પણ શબ્દમાધુર્ય ઉપરાંત અર્થગાભીર્ય જોતા તેમનુ શ્રુતિસઘટન યુક્તિદાર્ઢ્ય અને સ્થિર અનુભૂતિનો વિચાર કરતા ઇતર આચાર્યો તો શુ પરતુ શ્રીલક્ષ્મણભટ્ટજી વિષ્ણુસ્વામી અને વ્યાસાદિ કરતા પણ તેમનો ઉત્કર્ષ સર્વત્ર પ્રવર્તે છે શ્રીમદ્વલ્લભાચાર્યજી એવા ઉત્કૃષ્ટ આચાર્ય છે એમ આગ્રહથી ઘોષવામાં મારે એ જ કહેવાનું છે કે એમના સમ્પ્રદાયોના લક્ષાવધિ ગ્રથો સડે છે, તેનો જીર્ણોદ્ધાર કરીને તેનું અર્થજ્ઞાન લઇને તમારા જન્મનુ સાર્થક્ય કરો. તેવા ગ્રથોનુ પઠનપાઠન આગ્રહપૂર્વક બન્યુ રહે તો માત્ર આ ભૂમિમા જ નહિ પણ સર્વત્ર આપણા ઉત્તમોત્તમ ધર્મની વિજયપતાકા પ્રવર્તે એમ છે.

બીજી વાત મારે એ કહેવાની છે કે જ્યારથી શ્રીવલ્લભાચાર્યજીના જીવનચરિત ઉપર ભાષણ આપવાનો નિશ્ચય થયો, ત્યારથી ગમે તે વખતે હુ મહારાજશ્રી પાસે જતો હતો, ત્યારે શ્રીયદુનાથજીકૃત દિગ્વિજય[1] લઈ ને તેનાં પત્રમાં અન્વેષણ કરતા જ એમનાં દર્શન થતાં. આ ઉપરથી એમ માનવાને સબલ કારણ મલે છે કે જેટલી શિથિલતા છે તે આપણી છે જો આપણે આગ્રહથી આચાર્યોને પ્રાર્થના કરીએ તો આપણા તરફ ધર્મ બજાવવામા તેઓ સર્વ બદ્ધપરિકર થાય સાત દિવસે, પદર દિવસે, મહિને પણ સુધાવર્ષણ બન્યુ રહે તો તેથી તમે સર્વ અમર બની જાઓ એમા સદેહ નથી. પરન્તુ હુ ફરીથી જણાવુ છુ કે વૈષ્ણવોએ જ આગ્રહ કરીને આચાર્યોને સ્વધર્મ પ્રવર્તાવવા બદ્ધપરિકર કરવાના છે. શ્રીબાલકૃષ્ણલાલજીનું કાઇ વિશેષ ઓલખાણ કરાવી હુ બેસી જઇશ શ્રીવલ્લભાચાર્યજીનાં જીવનચરિત્ર સંપ્રદાયમાં અનેક છે, તેમાનુ એક શ્રીવિઠ્ઠલનાથજીના પષ્ઠ પુત્ર શ્રીયદુનાથજીનુ[1] કરેલુ કહેવાય છે. તે ગ્રથ 'યદુનાથવિજય' નામથી પડિતોમાં પ્રસિદ્ધ છે તે ગમે તેમ હોય પરન્તુ એ શ્રીગુસાંઇજીના ષષ્ઠ પુત્ર શ્રીયદુનાથજીના ખાસ વંશમા શ્રીબાલકૃષ્ણલાલજી પ્રકટ થયા છે, તો ક્રમસ બીજા પણ એવા અપૂર્વ ગ્રથોનુ અવગાહન સ્વત કરીને, આવુ જ વાક્સુધાપાન આપણને વારવાર કરાવશે એમ પ્રચુર આકાક્ષા બતાવીને હુ બેસવાની આજ્ઞા માગુ છુ,

## શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજાશ્રિત વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રી મનઃસુખરામનું ભાષણ.

મુલ્તાની પડિત ચેતનરામજીએ વિદ્યાવૃદ્ધિ વાસ્તે નિરક્તનો મંત્ર ભણી બતાવી ભક્તિવૃદ્ધિ તરફ વૈષ્ણવોનું આકર્ષણ કર્યું, ત્યારબાદ શાસ્ત્રી મનસુખરામે કહ્યુ કે

" આજે જેટલું જ્ઞાન તમને આપવામા આવ્યું છે તે સમસ્ત યાદ રાખનાર ભાગ્યવાન્ વિરલ થોડા જ હશે, તોપણ તેનો સારાંશ જો ટુકામા કહુ તો તમે સર્વ સમજી શકો અને તેનું આચરણ પણ કરી શકો. શ્રીકૃષ્ણદેવરાજાએ પ્રશ્ન કર્યો ત્યારે શ્રી વલ્લભાચાર્યજીએ

---

૧. આ સર્વ ભાષણ એ જ ગ્રથના નવનીતરૂપ છે.

જે બે શ્લોક આજ્ઞા કર્યા તે સમહરૂપ હોવાથી હું બોલુ છુ, અને તેનુ મનન કરી તે મુજબ દરેક વૈષ્ણવે વર્તવુ જોઇએ એવી મારી ખાસ ભલામણ છે. તે શ્લોક આ પ્રકારે છે.

देवत्वेन गुरोरनुग्रहवशात् जाता प्रपत्तिर्यदा
स्रक्पुण्ड्रादि विधारयेत् परजयन्त्येकादशीना व्रतम् ।
धर्मं भागवत चरेत् हरिकथामाचार्यभक्तार्चन
पाप तद्बहिर्मुखानर्पितभुजि चान्याश्रय वर्जयेत् ॥ १ ॥

आश्रित्याश्रमधर्ममत्रभवता स्वेय प्रजा रक्षता
सेव्य श्रीरमण सदाहरिजनै कार्याधिका सगति ।
आर्जीव्य विदुषा विधाय जगता योज्याश्च ते शिक्षणे
दीनाना दयया नयेन विनयै कीर्तिर्विधेयाऽचला ॥ २ ॥

હે રાજન્! દૈવ જીવ હોવાથી ગુરના અનુગ્રહવડે જ્યારથી શરણે આવવુ ત્યારથી માલા ધારણ કરવી, તિલકમુદ્રા ધારણ કરવા, ચાર મુખ્ય જયતી, અને એકાદશીવ્રત આચરણ કરવા ભાગવત ધર્મનું સેવન કરવુ, હરિકથાનુ સેવન કરવુ, અને આચાર્ય તથા ભક્તનું અર્ચન કરવુ, પાપ, બહિર્મુખ અસમર્પિતવસ્તુભોજન અને અન્યાશ્રય એ સર્વનો ત્યાગ કરવો. હે રાજન્! તમારે આશ્રમ ધર્મનો આશ્રય રાખીને પ્રજાનું રક્ષણ કરતા રહેવુ, લક્ષ્મીપતિની સદા સેવા કરવી, હરિજન સાથે અધિક સગતિ રાખવી, પડિત લોકોનુ સન્માન કરીને જગતને શિક્ષણ આપવામા તેમનો વિનિયોગ કરવો દીન ઉપર દયાથી નીતિથી અને વિનયથી અચલ યશ પ્રાપ્ત કરવુ આ ધર્મ ખાસ ક્ષત્રિયોના છે, પરતુ દરેક વર્ણના લોકોએ પોતપોતાને લાગુ પડતાં ભાગનુ ગ્રહણ કરી તે મુજબ વર્તવાને પ્રયત્ન કરવો

## સભાવિસર્જન.

ત્યારબાદ જયકૃષ્ણ વ્યાસ પ્રસગોપાત્ત શ્લોક બોલ્યા. બાદ શેઠ ગિરિધરભાઇ[1] જેઠાભાઈએ પણ પુસ્તકોનો જીર્ણોદ્ધાર કરવાને ખાસ આગ્રહથી સૂચના કરીને મણિરત્નમાલાના શ્લોકથી દર્શાવ્યુ કે અપાર સસાર સમુદ્રમાથી ગુરુકૃપા વિના તરવાનો અન્ય ઉપાય નથી. સમાપ્તિમા શેઠ ચતુર્ભુજ[2] મોરારજીએ મહારાજશ્રીને વિજયતિલક માલા અને ધર્યા પછી સર્વ પડિતોને માલા પહેરાવી હતી ત્યારબાદ શ્રીવલ્લભાચાર્યજીની જય બોલી સભા વિસર્જન થઈ હતી[3]



૧. શેઠ ગિરિધરભાઈના અવસાનપર્યંત તેમને પ્રાચીન સંસ્કૃત ગ્રંથો તરફ અભિરુચિ અને શાકરમતમિશ્ર વૈષ્ણવતા રહી

૨ આ સુગૃહીતનામધેય વૈષ્ણવવરનું સ્થાન મુંબાઈમાં તો અદ્યાપિ કોઇએ પણ પૂર્યું જ નથી. એમના સુપુત્ર ચરણદાસશેઠને ભગવાન પિતાના પગલે જ ચાલવાની સન્મતિ આપો

૩. અહિ પર્યન્તનું સકલ ભાષણ 'શ્રીવલ્લભાચાર્યજીનું જીવનસ્વરૂપ' એ શીર્ષકથી ત્રેત્રણ સ્થલે પ્રસિદ્ધ થઈ ગયું છે, પરંતુ તે સર્વ અશુદ્ધિમય હોવાથી મૂલ ભાષણ યોજકને વંચાવીને અમે તેમની શોધાવીને પુન પ્રસિદ્ધ કર્યું છે.

# અથ સપ્તમી વિજ્ઞપ્તિઃ ॥

શ્રીકૃષ્ણાય નમ. ॥ હે સખિ, તું ધન્ય છે, પ્રતિક્ષણ નવુ નવુ પ્રિયના મુખકમલનું અધરામૃત, રાત્રિ દિવસ આનંદથી ક્ષણે ક્ષણે તું પાન કરે છે. કૃપાના સાગર, અતિસુંદર સ્મિત યુક્ત મુખારવિંદવાલા પ્રાણપ્રિય તમારી સભામાં સુખચેનથી બેઠા બેઠા કોઈકવાર મને સભારે છે ખરા ? (૧)

હે સખિ, પ્રિયના મુખકમલના દર્શનને માટે ઉત્સુક ચિત્તવાલી છતાં આકુલ વ્યાકુલ થયલીનું એ પ્રાણપ્રેષ્ઠ શુ કરશે તે હું જાણતી નથી. (૨).

પ્રાણનાથના વિયોગમા ડગલે ડગલે વિપત્તિ પડે છે, તે યોગ્યજ છે, તેથી આ વિયોગ જ મને યોગ્ય છે, બીજું કાંઈ યોગ્ય નથી. તે છતાં અત્યંત કૃપાથી ગોપીપતિ, શ્રીરાધાના હૃદયમણિ, પોતાના મુખચંદ્રનુ દર્શન મને થોડા વખતમાં કરાવો. (૩).

હે સખિ, વિશેષ શુ કહું ! આ સ્થિતિમાં પાન્થ (દૂત) પણ વિઘ્નકર્તા થઇ પડે છે. દુખ દરિયામા હુ ડુબી છુ હુ શુ કરૂ ? પ્રાણપ્રિય જ મારૂ શરણ છે. (૪)

હે સખિ, પ્રાણપ્રિય આગલ કૃપાકરી કોઇ મને પ્રીતિથી સંભારશે, તો તે જ ક્ષણે મને મારા સર્વ મનોરથ પ્રાપ્ત થશે, હુ સત્ય કહું છું. (૫)

પરિજનની હાંસિ અને દ્વેષથી દુઃખી થયા છતાં આ ચિત્ત ઉત્સુક છે, અને પોતાનો સ્વભાવ છોડતું નથી, એ યોગ્ય છે કે નહિ, તે અમને સમજ પડતી નથી. (૬).

હે સખિ, તારાથી જેટલું થાય એટલુ તેં કર્યું, મારા ભાગ્યોદયનો કાલ આવશે ત્યારે તે પોતે જ કૃપા કરશે. (૭).

નથી મારામા પરમ સૌંદર્ય, નથી ચતુરાઇ, નથી સુરતસંગ્રામકૌશલ્ય, નથી મધુર વાણી, નથી કાંઈ રસ, હે સખિ પ્રિયસગમ તે કેમ થશે ? (૮)

રતિપતિના મંગલ કલશો, આ કુચ કુંભો, કામરસપૂર્ણ છતાં કમલાવરના કરકમલ ના સ્પર્શ વગર વૃથા થઇ જાય છે. (૯).

બુદ્ધિ ગઈ, શુદ્ધિ ગઇ, સ્વપનિએ પણ જગતમાં વિરોધ (નિરોધ) કર્યો, હે સખિ, જેને માટે ગુરુ, પતિ, પુત્રોની લજ્જાને ઉંચી મુકી, તેનો સંગ જલદી ન થાય તો અરેરે ! મરણ સિવાય બીજી કાંઇ પણ ગતિ હુ જોતી નથી. (૧૦)

નેત્રો બંધ હોય તે સારૂં, પણ અન્ય કોઇના દર્શન રુચતા નથી, અઘોર અરણ્યમા રહેવું સારૂ, પણ અન્યનો મેલાપ રુચતો નથી. (૧૧).

ભગવાનના ચરણકમલની રજમા જેની પ્રીતિ છે, તેને ભલે મૃત્યુ થાય પણ અન્યાશ્રય યુક્ત નથી હાથીપર સ્વારી કરનારને ગર્દભ રુચે નહિ જ. (૧૨).

હે ગોકુલના અનન્ય સ્વામિ, હે ગોકુલને અનન્ય કરનાર, હે દયાસિંધો, મને તારા ચરણ કમલની રજમા લે. (૧૩).

હે નાથ, મારી કિશોર અવસ્થામા તે પોતે જ કૃપા કરી હતી, તે કૃપાનું માત્ર આશા રૂપી લતાની વૃદ્ધિ એજ ફલ, કે કાંઇ સત્ફલ પ્રાપ્ત થશે, તે હું જાણતી નથી. હે સર્વ સામર્થ્યસંયુક્ત, હે વ્રજાધિપ, હું તારી છુ, તારી છુ, તારી જ છુ. (૧૪).

હે દયાનિધે, અમે જેવા છીએ તેવા, પણ તુ મારો ત્યાગ કર નહિ, સર્વથા સર્વદા અમારી એજ વિજ્ઞપ્તિ છે. (૧૫)

હે વ્રજેશ્વર, નાના કે મોટા અપરાધને લીધે તુ અમારો (તારા) સ્વકીયનો ત્યાગ કરે છે, ત્યારે હુ શુ કહુ ? (૧૬).

અમે તારા જ છીએ એ અમારો નિશ્ચય છે અને વળી તુ ભર્તા છે, એ પણ નિશ્ચય છે, અને હે પ્રભુ, તુ કાલ કર્મ અને સ્વભાવનો નિયંતા છે, એ પણ નિશ્ચય છે, માટે અમને કાલાદિથી દુ ખ થાય એ ઉચિત નથી. કદાચ અમે અપરાધ કર્યો હોય, તોપણ સેવકોની ઉપેક્ષા કરવી તને ઘટતી નથી ઉપેક્ષાને લીધે જ કાલાદિ ભક્ષ કરે, નહિ તો ન જ કરે. જો કદાચ અમારી બહિર્મુખતાને લીધે કાલ વગેરેથી દુ ખ થતુ હોય, તો બહિર્મુખતા તો અમને સ્વાભાવિક છે, એતો તારી કૃપાથી જાગે, બીજી કોઇ રીતે નહિ જાય. અમે સ્વભાવથી જ દોષપૂર્ણ છીએ, એમ જાણીને જ તે અમારો અ ગીકાર કર્યો છે માટે (અમારા) દોષક્ષયની અપેક્ષા રાખવી એ તને કૃપાળુને ઘટિત નથી તુ જે કાર્ય કરે છે તે તારા સ્વભાવિક પ્રભુત્વને લીધે કરે છે, અપેક્ષાથી નહિ જ. (૧૭–૨૧).

સ્વકીય માનીને અમને દડ કરે, તો તે અમને ઇષ્ટ જ છે. અમને પોતાના માનીને ગમે ત્યા, ગમે તે વખતે, ગમે તે અમને કરવાની ઇચ્છા હોય તે ઇચ્છા પ્રમાણે જન્મો જન્મ અમને ભલે થાઓ હે વ્રજેશ્વર, મારી સર્વદા આ જ પ્રાર્થના છે કે હુ ત્વદીય–તારો થાઉ. તે આપેલુ દુ ખ હુ સહન કરી શકતો નથી, તો પણ હે પ્રભુ, હુ એ જ પ્રાર્થના કરૂ છુ કે જેમ અમારા અપરાધ ન થાય તેમ કર. (૨૨–૨૪)

ઇતિ શ્રીવિઠ્ઠલેશ્વરકૃતા સપ્તમી વિજ્ઞપ્તિ સમાપ્તા.

---

### श्रीमत्प्रभुचरणप्रणीतं

## श्रीस्वामिनीप्रार्थनाष्टकम्

यत्करुणारसपुष्ट्या हृदि हरिभक्त्यङ्कुरः समुल्लसति ॥
तं विठ्ठलविधुमनिशं पूर्णानन्दात्मकं वन्दे ॥ १ ॥

### भूमिका.

આ વિશ્વમા અનેકશ અન્યઆચાર્યોની અભિવ્યક્તિઓ થયલી છે અને તે અભિવ્યક્તિઓમાં રાધાવલ્લભીય સપ્રદાયાદિકમા કૃષ્ણચૈતન્યાદિકોએ મુખ્ય શ્રીરાસેશ્વરી શ્રીસ્વામિનીને જ પ્રાધાન્યપદ આપ્યુ છે, અને તેમના સ્વરૂપનુ પણ વર્ણન કર્યુ છે, અને નિકુંજનાયક શ્રીકૃષ્ણમાં પ્રિયાજીના પ્રેમનો ચિતાર પણ આપ્યો છે. ગીતગોવિંદાદિક જયદેવકૃત કાવ્યોમા પણ પ્રિયાજીના અપૂર્વસ્નેહનુ સ્વરૂપ દર્શાવ્યુ છે, પરંતુ જે અખડ અને અભેદ રસાત્મક શુદ્ધનિર્ગુણ પ્રેમનુ વર્ણન શ્રીવિઠ્ઠલના આ અષ્ટક તથા અન્ય ગ્રથોમા આપ્યુ છે તેવા શુદ્ધ પુષ્ટિમાર્ગીય પ્રેમનુ સ્વરૂપ અન્ય આચાર્યો તથા ભવભૂત્યાદિક નાટ્યકારોથી અદ્યાપિ પર્યંત

અપાયુ નથી. આ સ્વામિન્યષ્ટકમા શ્રીવિઠ્ઠલનાથજીએ તેમનું દાસ્યત્વ પ્રતિશ્લોકમા નિરૂપણ કર્યું છે. કારણ, विनामहत्वादरजोभिषेक એ વાક્યથી પુષ્ટિમાર્ગીય મહાન્ ભક્ત શ્રીસ્વામિની છે. અથવા તદ્રૂપ આચાર્યવર્ય શ્રીવલ્લભાધીશ્વર છે તેમના દાસ્ય તથા પાદરજાભિષેકવિના આ માર્ગમા પ્રવેશ જ કઠિન છે. માટે જ શ્રીવિઠ્ઠલનાથે कृपयति यदि राधा बाधिताशेषबाधा. **અર્થ**—જ્યારે આ માર્ગમાં શ્રીસ્વામિની કૃપા કરે ત્યારે જ પુષ્ટિમાર્ગીય સમગ્ર બાધાઓ એટલે સાક્ષાત્ સ્વરૂપાનંદમા લાવણ્યામૃતાદિક રસભોગમા જે વિઘ્નો તે દૂર થઇ ભગવલ્લીલાંત પાત થાય છે આ **સ્વામિન્યષ્ટકમાં** પ્રાય સંયોગશૃંગારનુ જ વર્ણન ભગવલ્લીલાવિશિષ્ટ સ્વામિનીજીનુ સર્વોત્કૃષ્ટત્વ આ અષ્ટકમા પ્રતિપાદન આપે કર્યું છે પુષ્ટિમાર્ગીય ઉત્તમાધિકારીને શુદ્ધપ્રેમનુ વર્ણન આ સ્તોત્રમા જ સમજવાનું છે

**रहस्यं श्रीराधेत्यखिलनिगमानामिव धनं**
**निगूढं मद्वाणी जपतु सततं जातु न परम् ॥**
**प्रदोषे दृग्मोषे पुलिनगमनायातिमधुरं**
**चलत्तस्याश्चञ्चच्चरणयुगमास्तां मनसि मे ॥ १ ॥**

**શ્લોકાર્થ**—રહસ્યરૂપ અને અખિલનિગમના ધનરૂપ હોયની શુ તેમ લીલાસ્થાનમા પ્રકાશિત એવું રાધાઇત્યક્ષરદ્વયને મારી વાણી સદા સર્વદા જપ કરો. ક્યારે પણ અન્ય રૂપાંતરને નહિ ભજતા ધ્યાનના વિષયમા નહિ લો. દૃષ્ટિના પ્રકાશને હરનાર એવા સાયંકાલમા શ્રીયમુનાપુલિનવિષે ગમન કરવામા અત્યંત મધુર જેમ હોય તેમ ચાલતુ એવુ સ્વામિનીજીનું ચપલચરણયુગલ મારા મનને વિષે સદા સર્વદા રહો.

**ભાવાર્થપ્રકાશ**—સકલ વેદશિરસ્થાનાપન્ન ઉપનિષદો કહેવાય છે, અને ઉપનિષદ્રુપા અર્થાત્ શ્રુતિરૂપા ગોપસીમંતનીયો કહેવાય છે. અર્થાત્ શ્રુતિરૂપા શ્રીગોપીજનોમા ગુપ્ત ધનરૂપ અને પ્રભુની સાથે ગુપ્તવિહારાદિ લીલામા પણ રહસ્યપણાથી રહેનાર પૂર્વોક્ત લીલાવિશિષ્ટ સ્વામિનીના જપ કરવાની વાણીની આ પુષ્ટિમાર્ગમા આવશ્યકતા છે. જેના જપ કરવાથી સંયોગ વિપ્રયોગથીઃપુષ્ટ એવા પુષ્ટિમાર્ગીય શુદ્ધરસાત્મકભાવનુ ઉદ્દયન થાય છે. આ રસાત્મક પુષ્ટિમાર્ગમા નિકુંજસ્થ રસાત્મકપ્રભુનો સંબંધ એજ મુક્તિપદ્વાચ્ય છે. ક્યારે પ્રિયાજી સાયંકાલરૂપ સંકેતમા શ્રીયમુનાપુલિનમા નવનિકુંજાદિ કુંજકુટીરમાં બિરાજતા સ્વપ્રાણેશના સંગમાર્થ ગમન કરે છે, ત્યારે પ્રિયતમના સન્માનાર્થ ચપલતાયુક્ત ચરણદ્વયની ગતિ કરે છે પૂર્વોક્ત લીલાવિશિષ્ટપ્રિયાજીના ચરણયુગલ સદાસર્વદા મારા મનમા રહે એવી પ્રાર્થના આપ કરે છે અત્ર ગૂઢાભિસંધિથી પ્રતિક્ષણ નિકુંજસ્થ લીલારસસંપૂરિત શ્રીમદાચાર્યના ચરણદ્વયની પણ ભાવના ઉત્પન્ન છે, તે વિસ્મરણ ન થવુ જોઇયે. સ્વામિનીવત્ સર્વલીલાનુભવ શ્રીમદાચાર્ય પણ કરે છે અને તદ્રૂપ છે એ સિદ્ધાંત પણ સ્મરણમાં રાખવો

---

# पुष्टिभक्ति.

( અનુસધાન વર્ષ ૧ નુ પ્રષ્ટ ૧૦૫ )

પરતુ પુષ્ટિમાર્ગમા અલ્પ પણ કલેશ નથી, કારણ કે પુષ્ટિમાર્ગમા જે કાઇ સાધન કરવામા આવે છે તે પ્રેમ અને સ્નેહથી જ કરવામા આવે છે. અત્ર ફલની અપેક્ષા નથી, પરંતુ સાધન જ ફલરૂપ છે. સાધન અને ફલ એક જ હોવાથી, સાધનમા કલેશનો અનુભવ થતો નથી, પરતુ ફલનો જ અનુભવ થાય છે ફલનો અનુભવ કરતાં જે આનદ પ્રાપ્ત થાય છે તેનો આનદ સાધન સમયે પણ પ્રાપ્ત થાય છે

જે કાર્ય પ્રેમ અને સ્નેહથી કરવામા આવે તેમા કલેશ સભવે જ નહિ પુષ્ટિમાર્ગમા સર્વ સાધન પણ ફલ જ હોવાથી તથા પ્રેમ અને સ્નેહથી કરવામા આવતા હોવાથી તેમા અલ્પ પણ કલેશ થતો નથી. આ લોકમા પણ જે કાર્ય પ્રેમથી કરવામા આવે છે તેમા કલેશ થતો નથી. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના સુખના સર્વ સાધન કરવામા રાત્રિ દિવસ તત્પર રહે છે, આ કાર્ય તે નિરતર પ્રેમથી જ કરે છે તેથી તેને એ કાર્ય કરવામા કલેશ થતો નથી, પ્રત્યુત આનદ પ્રાપ્ત થાય છે. તે જ પ્રમાણે માતાપિતાને પોતાના બાલકપર અતિશય પ્રેમ હોવાથી તેનું પાલન પ્રેમથી કરે છે તેથી બાલકનુ પાલન કરવામા માતાને અને પિતાને કલેશ થતો નથી તે જ પ્રમાણે શ્રીપુરુષોત્તમની સેવામા પુષ્ટિભક્ત નિરંતર તત્પર રહે છે, પરતુ તેમા તેને અલ્પ પણ કલેશ થતો નથી, પ્રત્યુત અતિશય આનદ જ પ્રાપ્ત થાય છે.

**પૂર્વપક્ષ:**—સ્ત્રી પતિની સેવા પોતાના સુખ માટે જ કરે છે પતિની સેવા કરવાથી પતિ સતોષ પામે, અને પોતાને દુખ ન દેતા સુખી કરે એ જ સ્ત્રીનો પતિની સેવા કરવામા હેતુ રહેલો છે તેથી સ્ત્રીને પોતાનુ સુખ જ ઇષ્ટ છે પોતાના સુખના સાધનરૂપ પતિની સેવામા મર્યાદા ભક્ત પેઠે સર્વથા તેને કલેશ થાય છે. તે જ પ્રમાણે બાલક પુખ્ત ઉમરનુ થશે ત્યારે અમને પાળશે, અમારી સેવા કરશે એવી ઇચ્છાથી જ માતા અને પિતા તેનું પાલન કરે છે. તેથી બાલકનું પાલન કરવામા પણ માતા અને પિતાને પોતાનું સુખ જ ઇષ્ટ છે. પોતાના સુખના સાધનરૂપ બાલકનું પાલન કરવામા તેમને પણ કલેશ થાય છે સ્ત્રીને પતિની સેવા કરવામા, અને માતા તથા પિતાને પુત્રનું પાલન કરવામા કલેશ થતો નથી તે પ્રમાણે પુષ્ટિભક્તને પણ પ્રભુની સેવા કરવામા કલેશ થતો નથી એમ કહેવાય નહિ

**સિદ્ધાન્ત:**-પતિવ્રતા સ્ત્રી પોતાના સુખ માટે પતિની સેવા કરતી નથી પતિ ઇચ્છા પ્રમાણે સ્ત્રીને કષ્ટ દે તો પણ પતિવ્રતા પોતાના પતિનુ શુભ જ ઇચ્છે છે, અને સદા તેના સુખના સાધન કરવામા તત્પર રહે છે. આ સાધન કરવામા તેને કલેશ થતો હોય તો પતિ દુખ દે તોપણ કલેશ સહન કરી તેના સુખના સાધન કરવામા તત્પર કેમ રહે? દુખ દેનાર પતિના સુખના સાધન કરવામા સ્વાર્થ શુ? તે જ પ્રમાણે માતા અને પિતા સ્વાર્થથી પુત્રનુ પાલન કરતા નથી પુત્ર ભવિષ્યમા દુરાચારી થશે, પોતાને દુખ દેશે એમ નિપુણ જ્યોતિ શાસ્ત્રી પાસેથી ભવિષ્ય જાણે તોપણ માતા અને પિતા પુત્રનુ પાલન કરતા અટકતા નથી. પુત્રનુ પાલન કરતા કલેશ થતો હોય તો ભવિષ્યમા દુખ દેનાર પુત્રનું કલેશ વેઠી પાલન કેમ કરે? વળી ભવિષ્યમા દુખ દેનાર પુત્રનું પાલન કરવામા સ્વાર્થ શુ?

પૂર્વપક્ષઃ-પતિ દુઃખ દેતો હોય તોપણ શાસ્ત્રમા પતિની સેવા કરવી એ સ્ત્રીનો ધર્મ કહેલો છે. તેથી શાસ્ત્રવિરુદ્ધ ચાલી પતિની સેવા ન કરે તો દોષ પ્રાપ્ત થાય એવી બીતિથી સ્ત્રી પતિની સેવા કરે છે. દુઃખ દેનાર પતિની સેવા કરવામા સ્ત્રીને પ્રવર્તાવનાર શાસ્ત્રની વિધિજ છે. તેજ પ્રમાણે પુત્રનું પાલન કરવાનો માતા પિતાનો ધર્મ હોવાથી, ભવિષ્યમા દુઃખ દેનાર પુત્રનુ પણ માતા પિતા પાલન કરે છે. શાસ્ત્રની વિધિ આ કાર્ય કરવામા પ્રવૃત્તિ કરાવે છે, અને વિધિ પ્રમાણે કાર્ય કરવામા મર્યાદાભક્તિ અને જ્ઞાનપ્રાપ્તિની પેઠે કલેશ રહેલો જ છે.

---

## લાલ લગન.

રાગ ગરબી.

( મને મુકી ગયો મારો છેલડારે એ રાહ )

મને લાગી લગન લલિતલાલની રે
મધુર મુરલી હારે (૨) ધરનાર સુખકાર
દુઃખહાર રસવાર પાયે પ્યાર મને. ૧

રસરાસમેં રસભર્યો ગાનમેં રે
થૈથૈ નાચે હારે (૨) વૃંદાવનમાંહ રસિલી જ્યાંહ
આનંદ ત્યાંહ ભેદ છે ક્યાંહ મને. ૨

નયને નિરખો નેહીં નટવરછબી રે
રસરૂપ હાંરે (૨) વ્રજભૂપ છબી અનૂપ
કામ કદરૂપ ભવકૂપ તરે તદ્રૂપ મને. ૩

કર્તા હર્તા સૃષ્ટિના છે પોષતા રે
નિર્ગુણ નાથ હારે (૨) નરાકાર અક્ષરપાર
શ્રુતિસાર નેતિ ઉચ્ચાર મને. ૪

આધિદૈવિક સૃષ્ટિ રાધાવરે રે
રચી વનિતા હારે (૨) વૃંદ હજાર બન્યા મોરાર
આનદ અપાર પામે ન પાર મને ૫

લહરીલાલ વિન લહરીને ગમે નહી રે
ભવની માહ હારે (૨) સુખ છાય
નથી ક્યાય, દુઃખ ત્યાંય, કલેશ ત્યાય. મને. ૬

---

# લીલાવૈચિત્ર્ય.

૧. અત્રત્ય મોટા મંદિરના ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજને તેમના લાલબાવાના યજ્ઞોપવીતના આનંદજનક પ્રસંગે અમે જે વિનતિ કરી હતી. તેના ઉપર રિવાજ પ્રમાણે લક્ષ અપાયુ નથી. ધારવા પ્રમાણે અને ચાલી રહેલી કિંવદંતી ઉપરથી આ પ્રસંગે ઘણા બાલકો પધારે એવો સંભવ હતો, પરંતુ તે અસંભવમા પલટાઇ ગયો છે. આથી અમારી કરેલી પ્રથમ અને તૃતીય સૂચનાનો મહારાજશ્રી તરફથી સર્વાંશે આદર ન થઇ શકે એમ માનવામા આવે તો પણ સાંપ્રદાયિક પ્રાચીન સંસ્કૃત પુસ્તકોની પ્રસિદ્ધિ થવા માટે એક કાયમનુ ફંડ ઉભું કરવાની અમારી સૂચના અમે નથી ધારતા કે અશક્ય અને અનાદરણીય કહેવામા આવે યજ્ઞોપવીતનો મહાન્ અને મંગલ પ્રસંગ ચિરસ્મરણીય થવા સારૂ અમે મહારાજશ્રીને આ નમ્ર સૂચનાઓ કરી હતી. મહારાજશ્રી પોતે વિવિધ વિદ્યાવિલાસી છે અને ખચિત જ શ્રીસુબોધિની માફક આ પણ કાર્ય ઉપાડી લેશે અને સમગ્ર વલ્લભસૃષ્ટિ ઉપકાર કરશે, પણ આશ્ચર્ય છે કે આ શુભ પ્રસંગમા મહારાજશ્રીએ આગલ વાદ્યના સ્વરો સિવાય અને અનેકમતમિશ્રિત એક માત્ર વૈષ્ણવના ભાષણ સિવાય, બીજો કોઇ પણ લાભ વૈષ્ણવોને આપ્યો હોય એમ અમારી જાણમા નથી હા, ‘ જેને પાટલે બેઠા તેના ગીત ગાનારા ’ સ્વાર્થપરાયણ સ્માર્ત બ્રાહ્મણોને તો ૨ ૫) નો વિના પ્રયાસે તડાકો પડયો છે એવા લગભગ ૧૫૦) બ્રાહ્મણોને મહારાજશ્રીએ દ્રવ્યદાન કરી પ્રસન્ન કર્યા છે તે સિવાય સાંપ્રદાયિક ઉન્નતિ કરનારૂં કઇ પણ સત્કાર્ય આ મહાન્ પ્રસંગમા થયુ નથી. પ્રભુ વિચિત્ર લીલાનુ તાત્પર્ય કોણ કલી શકે એમ છે ?

ଓ ଓ ଓ

૨. સંખેડાથી ભગવદ્ધર્મપરાયણ જોશી છગનલાલ હિંમતલાલ શ્રી મહાપ્રભુજીની સ્તુતિ દયારામભાઇએ કોઇ સ્થલે કરી છે કે નહિ એ વિષય પરત્વે એક લેખ લખી મોકલે છે, જેનો સાર આ છે.

પરમ ભગવદીય દયારામભાઇએ , અખંડભૂમંડલાચાર્યચક્રચૂડામણિ, પુષ્ટિપથાચાર્ય શ્રીમદ્વૈશ્વાનરાધીશ્વર શ્રીમહાપ્રભુજીની સ્તુતિ અને તેમના સ્વરૂપનું વર્ણન અનેક સ્થલે કરેલુ છે. તે સંબંધમા હુ કેટલાંક પ્રમાણ આપુ છુ, તેથી તેનો નિશ્ચય થશે.

પરમભક્ત ( માર્યાદિક ) નૃસિંહ મહેતા શ્રી મહાપ્રભુજી પહેલા થઈ ગયા છે, તે પણ ભવિષ્ય વાણીદ્વારા આ પ્રમાણે કવે છે

શ્રીહરિ નરહરિ કૃપા કરણા કરી, રાખ્ય રાધાવર ચરણ શરણે,
શોક મોહે ગયા જન્મ સઘળાં વૃથા, દુષ્ટ ચિંતા કરી ઉદર ભરણે. ૧
દેહપ્રાણાદ્રિયાત કરણદ્વારાધન, મોપીઆ સ્યામલ શરણ તાહારે
જીવ વિદ્યા ધર્મ સર્વ શ્રીનાથ તુ, તુજ વિના અવર નહિ વસ્તુ માહારે ૨
(માહરે) માત તુ તાત તું ભ્રાત તું ભૂધરા, તુજ વિના અવર કોને ન જાણુ,
દાસ હુ નાથ તું એમ જાણી સદા, દ્વાર બેઠો તારા ગુણ વખાણું. ૩
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ ભૂતલે પ્રકટીને, પુષ્ટિમાર્ગ જ વિશદ કરશે,
દૈવી નિજ જીવને શરણ કોઇ આવશે, વિના સાધન તે ઉદ્ધાર કરશે. ૪

(માટે) શરણુ દ્યો શ્રી હરિ દીન જાણી કરી, સર્વદા દાસને શરણુ રાખો,
એહુ કર જોડીને નરસૈયો વિનવે, 'નિત્ય' પ્રતિ આવીને વદન દાખો. ૫

ભગવદીય દયારામભાઇએ પણ ગાયુ છે કે —

"એરે મંડાણનુ મૂલ હરિ ઇચ્છા રે, કૃપા વિના સિદ્ધ ના પામે રે;
શ્રીવલ્લભશરણ થકી પડે સહુ સહેલું રે, દૈવીજન પ્રતિ દયો ગાય રે.'

**કવિત.**

વંદો શ્રી ગુરૂ પાય, ચાહે ફલ મોહી પાય,
બિના હિ કિયે ઉપાય, પાપ તાપ ભાજે હે.
જ્યાકી બિન કરુણા શ્રીહરિ હુ પ્રસન્ન નાહિ,
સાક્ષ દેનવારે શાસ્ત્ર અબ હાં બિરાજે હે
હરિ રૂઠે ગુરૂ રાખે, ગુરૂ રૂઠે હરિ ના,
ગુરકૃપા અંશ આગે, કોટિ યત્ન લાજે હે,
એસે શ્રીવલ્લભ ગુરુ તિનકો અનામ કોટિ,
કહે દયો દાસ જ્યાકે શિસ સદા ગાજે હે.
વલ્લભ તે દુર્લભ કહા સબહી જ્યાકે હાથ.
જગતમે મંગલ કરે બાબાશ્રી વિઠ્ઠલનાથ.

વળી **પ્રબોધબાવની** નામના ગ્રંથમા પણ દયારામભાઇ કહે છે કે—

" તરસ્યો ખોદે કૂપ જલ, પ્રકટ પીએ નહિ ગંગ; "
પ્રકટ પીએ નહિ ગંગ વશ શ્રીવલ્લભ કેરો,
પ્રકટ રૂપ સાકાર નિરખતા લાભ ઘણેરો,
વણ સાધન એક શરણ જતામા અભયજ આપે,
જે મેવે શ્રીકૃષ્ણ અચલ વ્રજ મંડલ સ્થાપે,
પાપે મન કુપથમા દયો કહે દુસ્સંગ,
તરસ્યો ખોદે કૂપ જલ પ્રકટ પીએ નહિ ગંગ ૧.

વળી પ્રબંધમા પણ કહે છે કે—

'શ્રીગુરદેવ, શ્રીમદ્વલ્લભવર, વાગધીશ, મહાપ્રભુ,
પુરુષોત્તમ, શ્રીગોસ્વામી વિઠ્ઠલેશ'

**પ્રશ્નોત્તરમાલા** ગ્રંથમાં આદિમા પણ લખે છે કે —

ગુરુ શ્રીવલ્લભ પ્રભો, શ્રીવિઠ્ઠલશ્રીનાથ,
શ્રીયમુને મહારાણી જુગ ધરીએ અમ શિર હાથ.

**श्रीवल्लभाचार्य प्रभो कृपानं श्रीविट्ठलानुग्रहतश्च नित्यम् ॥ इत्यादि.**

  

ડૉ. રા. રા. જોશી છગનલાલભાઇ પાસે ભક્ત કવિવર દયારામભાઇના અપ્રસિદ્ધ કાવ્યોનો સારો જથો છે એમ સાભળ્યુ છે, આશા છે કે તેઓ પોતાના સ્વતંત્ર લેખ ઉપરાંત દયારામભાઇના ન છપાયલા કાવ્યો 'પુષ્ટિભક્તિસુધા'માં પ્રસિદ્ધ કરીને વૈષ્ણવોને ભક્ત કવિવરની રસિક વાણીનો સ્વાદ ચખાડશે.

---

# ग्रंथावलोकन.

**श्रीमदाचार्यविजय अने तेमना सिद्धान्त,** પ્રકાશક મણિલાલ હરિલાલ ચોકસી, વ્યવસ્થાપક 'પુષ્ટિગ્રંથપ્રવર્તક' કાર્યાલય, ઉમરેઠ. વિનામૂલ્ય આપવામાં આવે છે. ટપાલ ખર્ચ માટે ાા આનાના સ્ટેંપ બીડવા

'પુષ્ટિભક્તિસુધા'ના ચાલુ વર્ષના ૪થા અંકના ટાઇટલ પેઇજ ઉપર જેને લગતી જાહેર ખબર પ્રકટ થઇ હતી, તે આ પુસ્તક છે. સમગ્ર પુસ્તકનું અવલોકન કરતાં જણાય છે કે શ્રીમહાપ્રભુજીના દિવ્ય ચરિત્રનો સાદી ભાષામાં સંક્ષેપમાં અનુવાદ કરવો અને તેમ કરીને આ માર્ગથી વિમુખ થયલા અલ્પ કેળવણીવાલા માણુસોને શ્રીમદ્વલ્લભાધીશ્વરના ઉત્તમોત્તમ સચ્ચારિત્ર્યના કિંચિદંશથી વાકેફગાર કરવા, તેટલા માટે આ સ્વલ્પ ગ્રંથની યોજના છે.

શ્રીમદ્વલ્લભાધીશ્વરના ચરિત્રને લગતા સંસ્કૃત સાંપ્રદાયિક ગ્રંથો અને વ્રજભાષાના ગ્રંથો ઘણા છે, પરંતુ હજુ સુધી સર્વાંશે માન્ય, વિરોધરહિત અને ઇતિહાસની યથાસ્થિત વિગત રજુ કરનાર ગ્રંથ અનુપલબ્ધ દશામાં છે. આ સ્થિતિને અવલોકીને સદ્ગત રા. બ લલ્લુભાઇએ શ્રીમદાચાર્યચરિત્ર ઉપર અજવાળું પાડતા અનેક ગ્રંથોનો સંગ્રહ કરીને 'શ્રીમદ્વલ્લભદિગ્વિજય' નામે એક ગ્રંથ પ્રકટ કર્યો છે.

શ્રીમહાપ્રભુજીનું ચરિત્ર બે લક્ષ્યબિંદુથી લખી શકાય છે. એક તો તેમને શ્રીપુરુષોત્તમના મુખકમલરૂપ અગ્નિરૂપે અને એક એમને ઉત્તમોત્તમ ધર્મોદ્ધારક, મહાત્મા, મનુષ્યરૂપ ગણીને. પ્રાચીન ગ્રંથો પૂર્વ દૃષ્ટિબિંદુથી અને આધુનિક ગ્રંથો ઉત્તર દૃષ્ટિબિંદુથી નાસ્તિક અને પરમતવાલાઓને અસર કરવાની લાલસાએ રચાયા છે અને રચાતા જાય છે. આ નાનકડો ગ્રંથ પણ તેવાજ આશયથી લખાયલો જણાય છે ગ્રંથ સાદી ભાષામાં અને સંક્ષેપથી શ્રીમહાપ્રભુનું ચરિત્ર અવબોધે છે ૨૩મે પાને લખવામાં આવ્યું છે કે 'એ પ્રમાણે ઇલ્કાબ આપી સર્વેએ નમસ્કાર કર્યા.' લેખકે લખેલ સાડાત્રણ લીટીના ઇલ્કાબને ક્યા પ્રાચીન સંસ્કૃત ગ્રંથનો આધાર છે એ લેખક લખી જણાવશે તો આભારી થઇશું

છેવટે અમારી સર્વ ગ્રન્થપ્રકટકર્તાઓને નમ્ર સૂચના છે કે તેઓએ સંપ્રદાય સંબંધમાં જે કંઇ લખવું તે સ્વસિદ્ધાંતો લક્ષ્યમાં રાખીને ઘણું ચોક્કસ લખવું, કારણ કે સંપ્રદાયના સિદ્ધાંતો લક્ષ્યમાં રાખ્યા વિના લખવાથી એવો ગોટાળો ઉભો થાય છે કે, તે વાંચીને વાચકો વિમાસણમાં પડી જાય છે. દૃષ્ટાંત તરીકે આ પુસ્તકમાં ૩૯મે પાને 'જગત્ સત્ય છે' એ સ્વસિદ્ધાન્ત ટાંકયો છે અને લગભગ ત્રણ ચાર ઠેકાણે 'નશ્વર જગત્' 'માયિક જગત્' એવા શબ્દો નજરે પડે છે. अत्र शाङ्करा प्राहुर्मायिकं नश्वरं जगत् એ શ્લોકમાં જણાવ્યું છે કે જગત્ માયિક અને નશ્વર છે એમ શાંકરો કહે છે હવે આપણે જ જો જગતને માયિક અને નશ્વર કહીએ તો પછી આપણામાં અને તેમનામાં તફાવત શો? આશા છે કે ભવિષ્યમાં પ્રકટ થનારાં પુસ્તકોમાં આવી ગંભીર ભૂલો લેખક નહિ કરે.

**नवरत्न, अंतःकरणप्रबोध, जलभेद, पंचपद्यानि, अने चतुःश्लोकी ग्रंथो,** પ્રકાશક–તુલસીદાસ લલ્લુભાઇ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના મંત્રી, ધંધુકા, નોછાવર રૂ. ૦–૧–૦.

ધંધુકા પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય તરફથી 'ઞ' સંજ્ઞક ગ્રંથમાળાનો આ બીજો મણકો છે. આ પુસ્તકના લેખક બરવાળાની હાઇસ્કૂલના માસ્તર રા. રા. ગિરધર મૂળજીભાઇ શાહ છે. પુસ્તક 'ઘણી જ સરલ ગુજરાતી' ભાષામા 'સમજણ સહિત' સાધારણ ભણેલા વૈષ્ણવો માટે છે. પહેલા પ્રકટ થયલુ પુસ્તક શ્રીનૃસિંહલાલજી મહારાજ તરફથી બહાર પડેલા પુસ્તકને આધારે છે એમ લેખકે જણાવ્યુ હતું, આમાં તેવો કશો ઉલ્લેખ જણાતો નથી. ભાષા સરલ છે, તેથી તેમા લખવા પ્રમાણે 'સાધારણ ભણેલા વૈષ્ણવોને' તે ઉપયોગી થઇ પડે એમાં સશય શો ? એકદર આ પુસ્તક કેટલેક ઠેકાણે સારૂ સ્પષ્ટીકરણ કરે છે. પહેલાંની માફક આ ગ્રંથમા વધારે મુદ્રણાશુદ્ધિ નથી.

**સ્વધર્મવર્ધક અને સંશયછેદક**—પ્રકાશક વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ. આ પુસ્તકમા માલા પ્રસંગનો સાર આપવામા આવ્યો છે. સાદી ભાષામા અને ઠીકઠીક લખાયલો છે. સંતોષકારક પ્રમાણો જણાતા નથી. મુદ્રણાશુદ્ધિ ઘણી છે. આ પુસ્તકમાં કંઠી તિલકને માટે મહા પ્રયાસ કરનારા અને તેને માટે પડેલી અનેક આપત્તિઓ સહન કરનારા શ્રીવિઠ્ઠલાધીશ્વરના તુરીય કુમાર શ્રીગોકુલનાથજીના ચિત્રજી સારૂ ધ્યાન ખેંચે છે. મૂલ્ય ૦-૪-૦ છે.

---

## ગ્રાહકોને નિવેદન.

'પુષ્ટિભક્તિસુધા'નુ નોછાવર રૂ. ૨-૦-૦ છે, પરંતુ જેઓ ૪ થા વર્ષનુ નોછાવર વૈશાખ કૃષ્ણ ૧૧ પહેલાં મોકલી આપશે, તેમની પાસેથી ફક્ત રૂ. ૧-૮-૦ લેવામા આવશે.

Reg. No. B. 8c

# પુષ્ટિમાર્ગ ઉપર થતા ગંભીર આક્ષેપો.

# જવાબદાર કોણ?

## આક્ષેપ કરનારાઓ પોતેજ શું થોડા જવાબદાર છે?



કહેવામા આવે છે કે પુષ્ટિમાર્ગમા બસો બાવન, ચોરાશી વૈષ્ણવ, ધોળ વગેરે સાધારણ ગ્રંથો સિવાય બીજા સમાધાન કરનાર ગ્રંથો ક્યા છે? હશે તો છપાયલા નહિ હોય. છપાયલા હશે તો કમાવવા ખાતર ન ખરચાય એટલી નોછાવરના હશે

આ બધો વાગ્વિલાસ અજ્ઞાનમા ગોંડાઓનોજ છે એમ અમે ખચિત જ જણાવતાં અચકાશું નહિ તેની સત્યતાનો નિશ્ચય કરવો હોય તો ફક્ત રૂ. ૪—૦—૦ અગાઉ આગળ રૂપૈઆ નીચેને સરનામે મોકલો.

નિયમ પ્રમાણે ૧૯ ગ્રંથો કે જેમા શ્રીમદ્વલ્લભાધીશના ષોડશ ગ્રંથોનું તાત્પર્ય વિસ્તારવાળી સરલ ગુજરાતી ભાષામા આપવામાં આવ્યુ છે તે ઉપરાંત રકમ બચશે તો બીજા પણ સુંદર ગ્રંથો વિના મૂલ્યે આપવામાં આવશે. છૂટક ગ્રંથો લેનારને પણ નોછાવર વધારે ન થઈ પડે માટે છાપવાના ખર્ચના પ્રમાણમાં જ નોછાવર રાખ્યુ છે.

આ સિવાય આજ સુધીમા છપાયલા સંપ્રદાયના ૨૦૮ પુસ્તકો સસ્તે ભાવે પુરાં પાડીશુ

આ સંપ્રદાય ઉપર કોઈ પણ જાતના આક્ષેપ કરતા પહેલા અમારા પુસ્તકાલયનાં પુસ્તકોનું મનન કરો. અમે નિશ્ચયપૂર્વક જણાવીએ છીએ કે તેથી તમારી ભ્રાન્તિ મોટે ભાગે દૂર નાસશે

ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહ,
ઠે. શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય.
નડીઆદ.

વર્ષ ૪ થું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, વૈશાખ

# પુષ્ટિભક્તિસુધા.

કુંડ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૬. અંક ૭.]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક
વાડીલાલ નગીનદાસ શાહ,
બી એ, એલ્‌એલ્ બી, વકીલ, હાઈકોર્ટ,
મુંબાઇ

નોછાવર રૂ. ૨-૦-૦ છૂટક અંકના રૂ. ૦-૪-૦

Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press—AHMEDABAD
and Published by Vadilal N Shah B. A., LL. B., Princess Street,—BOMBAY

# आवश्यक निवेदन.

१. આ માસિક સંબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો
२. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
३. આ માસિકમા છપાવવાને આવેલા લેખો, લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.
४ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામા આવશે
५. વર્ષનું નોછાવર પ્રથમથી લેવામા આવે છે
६. આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામા આવશે.
७. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબ માટે ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામા આવશે નહિ
८ આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવા હોય તેમણે પ્રકાશકને લખવું અથવા મળવું.

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઇ. } પ્રકાશક.

---

# અનુક્રમણિકા.




॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ श्रीहरिरायजीकृताष्टपदी ॥

( १७

( श्रीरागेण गीयते. )

सुतवदनं भावयति यशोदा, खेलनजनितमनसि मोदा ॥
रुचिरालकततिसंवृतिरुचिरं, सन्ततचिन्तितबालविनोदा ॥ १ ॥
मीनसमानचपलनिजनयनं, केवलभावविभावनदीना ॥
वत्सलताकृतबाहुलतापरिरम्भणसमयविवेकविहीना ॥ २ ॥
उभयरेखमतिमञ्जुलतिलकं, निहिततदन्तरपरिगतचित्ता ॥
लसदलकाहितकज्जलबिन्दुं, ननामिर सङ्गतविरहितवित्ता ॥ ३ ॥
मृदुलकपोललोलकुण्डलयुगमतिशयभावनभावविभागा ॥
गगनराजदरुणांशुसमानं, प्रकटितहृदयविलसदनुरागा ॥ ४ ॥
वेणुवादविधिफुल्लनासिकं, सुन्दरतापरिलोकनमोहा ॥
नासाभूषणमुक्तालालनं, चिरलब्धानन्दथुसन्दोहा ॥ ५ ॥
अरुणाधरफलनिर्जितबिम्बं, निजकरकृतनवनीतसुभक्षा ॥
सुन्दरतापातितजनदृष्टिं, गोरजसा बहुतरकृतरक्षा ॥ ६ ॥
सहजनीलतमाचिबुकसुरुचिरं, चिरसञ्चितचेतसि भावा ॥
आविर्भावितबालकलीलं, विरचिततातेतिविरावा ॥ ७ ।
श्रीवल्लभवरचरणावासे हरिदासोपि करोतु सदा ॥
करुणामिति जानातु मदीयोयमिति हरे परवश्यहृदा ॥ ८ ॥

## કવિવર દયારામભાઇનાં કાવ્ય.

રાગ, સોરઠ.

મન તે મોહનથી શે નવ મોહાય, તેને કાજે શિદ ચિત્ત પ્રોય. ટેક. ૧

જગમનમોહન મદન છે, મદનમનોહર કૃષ્ણ;
તે સંગે મન મોહીશ તો પૂર્ણ થશે સહુ તૃષ્ણ. ૨

દ્રવ્ય જોઈ સહુકો દ્રવે તે દ્રવ્ય જેનો અંશ;
તે કમલા મોહિત થઈ સહુ મોહન અવતંસ. ૩

નારી નર ચિત્તચોર છે, નરનારીચિત્ત ચોર,
તે બંનેનું મન હરે, નટવર નંદકિશોર. ૪

જેને કશી ન કામના એવા જોગી જન;
તે મોહિત જેમા થયા સોંપ્યું તન મન ધન. ૫

જેની રચના જોઇને મોહ પામે સહુ જન;
કરતામાં કમી શી રહે? દયા વિચારો મન. ૬

મૂર્ખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણુ?
મિથ્યા લવરી કરે મનમાની, નહિ તેનું ઠામ ઠેકાણું રે. મૂર્ખ. ૧

દામનું કામ નહિ નહિ પરિશ્રમ, ગાતાં ગોવિંદ ગાણું;
કિંચિત્ શ્રમ ને લાભ ઘણેરો, નહિ કોઈ એહ સમણું[1] રે. ૨

ખાતો ના હોય તો નાળો કહું, તારે જોઇએ બશેરનું ભાણું,
અલ્યા હરિ વદતા તને આલસ્ય આવે, ભવ ભટકણુ નિશ[2] વાણું રે. ૩

કો દહાડે તુને કોડ થયું ના જે હું કૃષ્ણકીર્તન મુખ આણું;
ત્યારે તુંમા ને પશુમાં અંતર શાનો? અલ્યા તું તે પશુ પુચ્છ[3] વોણું રે, ૪

પ્રભુ સ્મરણ વિના ભવ ના તરાય તે હું નિશ્ચય કરીને રે જાણું;
જન દયો કહે હરિ ભજ મન મારા, ફરી મલે ન આ ટાણું રે. ૫

---

૧ સમણુ-તુલ્ય-સરીખું.
૨ રાત્રી અને દહાડો ભવ ભટકણુ-સંસારમા ભમવું જારી ગણે છે અને કૃષ્ણ કહેના શરમાય છે.
૩ પુચ્છ વોણું-પુચ્છા વિનાના પશુ સમાન છે.

# મનોમતિસંવાદ.

શ્રીગુરુ ગોપીજનવલ્લભપદ શિર નામું,
કૃપાદૃષ્ટિ કરીને કરુણાનિધિ ભાલો મુજસામું;
પ્રબોધ થવા મનને રચુ મનોમતિસંવાદ;
મન ગાશે દુઃખ મનતુ મતિ શુભ મતિ ઉસ્તાદ સુણો પ્રશ્નોત્તરે ૧

મન કહે છે સુણુ સુમતિ મારે દુઃખ છે મોટુ;
સમજુ છું હરિભજન વિના વિષયસુખ ખોટું,
પણ નિશ્ચલ બનતું નથી કામ, દામ, મન જાય,
કઇ યદ્વાતદ્વા અને કેમ રીજે વ્રજરાય ? મતિ કહે કેમ કરુ ? ૨

મતિ–રે મન હુ સમજી તું દુઃખીયો માટે રોય,
પણ એનો ક્યાં પાર જન્મ સહુ એમા ખોય,
હજી તૃષ્ણા નથી તૂટતી ક્યારે ગોવિંદ ગાઇશ ?
ભાણે ભર્યો ન તોષિયો કર ચાટે શું ધરાઇશ ? વિચારી જો હૃદે ૩

---

'બ્રાહ્મણભક્તસવાદ' પછી ભક્ત કવિવરનો આ બીજો સવાદ અત્ર સગ્રહ કરવામા આવે છે. પૂર્વ સંવાદવત્ આ સવાદ પણ પુષ્ટિપથવિષયક તારતમ્યનું દ્યોતન કરે છે. મન સુમતિ પાસે પોતાના દુખોને રડે છે, અને પોતાની ચંચલતા કેમ કાબુમા આવે અને તુચ્છ, ક્ષણિક, સસારવિષય સુખની લાલચ નષ્ટ થઇને નિત્ય નિરવાધસુખ કેમ મલે, એવી મતલબના પ્રશ્નો મતિને કરે છે, મતિ તેને યોગ્ય માર્ગ દર્શાવીને તેની મુઝવણનો પરિહાર કરે છે. ભક્ત કવિનો આ ગ્રંથ ખચિત જ અસરકારક અને કવિના સુવિચારના, સચ્ચારિત્ર્યના દૃષ્ટાંતરૂપ છે. આ ગ્રથ મનનીય હોવાથી તેની વિષમ કડીઓના અર્થ સાદી ભાષામા સમજાવ્યા છે

શ્રીગુરુ અને ગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણના ચરણને મસ્તક નમાવીને વિનતિ કરુ છું કે હે પ્રભો, કરુણાનિધિ, કૃપાદૃષ્ટિ વડે મારી સામુ જુઓ મનને ઉત્કૃષ્ટ બોધ થવાને મનોમતિસંવાદ હૂં રચુ છુ. તેમા એ વિષય આ આવશે મન ઉસ્તાદ–ગુરુ મતિ પાસે પોતાના દુખને રડશે તે પ્રશ્નોતર સાભળો. ૧.

મન કહે છે હે સુમતિ, હૂં જાણું છુ કે હરિભજન વિના વિષયસુખ તે ખોટુ છે, પરતુ હૂં ચચલ છુ, નિશ્ચલ નથી, કામ દામમા દોડી જાઉ છુ એ દુખ મારે માથે સર્વથી મોટુ આવી પડ્યુ છે. એવુ કંઇ યદ્વાતદ્વા–જેવુ તેવું બની જાય છે હે મતિ, તો વ્રજરાય શ્રીકૃષ્ણ કેમ અનુગ્રહ કરે એ તુ કહે. તે પ્રમાણે હૂં કરીશ ૨.

મતિ કહે છે હે મન, તારી મનોવ્યથા હુ સમજી. તુ દુખી છે. તારી તૃષ્ણા તૂટતી નથી તુ ગોવિન્દ ક્યારે ગાઇશ ? ગોવિંદ ગાવાનો તારો સમય છે, તે નહિ ગાય તો પછી પસ્તાઇશ ભાણા ભરેલાં છે, અને તેથી તને સતોષ થયો નહિ, તો હવે તુ એમ માને છે કે હાથના આંગલા ચાટીને ધરાઇશ ? ૩.

**મન**–હે મતિ મે ભવસુખ નથી ભોગવ્યું સારી રીતે,
માટે ત્યાંનુ ત્યાં ચિત્ત ચોટયું રહે છે નિત્યે,
સારી પેઠે ભોગવું તો મન પામે શાંતિ,
પછી નિશદિન હરિને ભજુ થાય વિષયવદ્દવાન્તિ. ૪

**મતિ**–રે મન તું ધારે છે તેમ કેમે નથી થાવું;
નિશદિન એમા પચ્યા જ છે રહ્યુ તેને ધાવુ;
ઇંદ્ર ચદ્ર ગુરપત્નીથી રમ્યા ઘેર ઘણી નાર;
યયાતિ સુતયૌવન રમ્યો તદપિ ન તૃપ્તિ વિચાર. કલ્પના કાઢજે. ૫

**મન**–કહી મતિ સાચી વાત, તદપિ નથી નિરાંત વળતી;
ક્ષુધિત[1] શ્વાનની પેર, મનસા ફરે રઝળતી;
એઠો કટકો ક્યહુ મળે, ખાય ક્યહુ માર,
તદપિ ટેવ તજે નહિ, ના માને ધિક્કાર; નફ્ટને લાજ શી ? ૬

**મતિ**—મન એનું એ કરતાં, તરફડયું [2]ચોખાણે;
મોંઘો મનુષ્યદેહ મળ્યો, ધિક એ રૂચિ આણે,
આ અવસર આ શરીરે, કૃષ્ણભજન અધિકાર;
સૂકર કુક્કર ખર ઊંટ અજ, વિષયભોગ તૈયાર; ચેત ભજ કૃષ્ણને. ૭

**મન**—મતિ, ભય વિવેકથી પણ, મન હરિમા નથી ઠરતું,
વિષયથકી બહુ યત્ને, ખેચે નથી નિસરતું;
નિસરે તો કાઢે ન શું ? નથી વહાલું કલ્યાણ;

---

મન કહે છે હે મતિ, હું વિષયસુખ સારી પેઠે નથી ભોગવી રહો. મારુ ચિત્ત ત્યાને ત્યાજ ચોટયું રહે છે. વિષયસુખ સારી પેઠે ભોગવી રહ્યા પછી રાતદિવસ હરિને ભજીશ. પછી વિષયવાલા પદાર્થની વાન્તિ ઉલટી થઇ જશે. ૪.

અરે મન, તારુ ધાર્યું કંઈ થવાનુ નથી નિશદિન વિષયોમા પચ્યા છીએ, તલ્લુખલાલ-સામાં લચ્યા છીએ વલી તેને જ ધાવાનું બાકી રહ્યુ હોય એમ લાગે છે ! ! ફ્રરીને વિષયસુખ ભોગવીને શાત થવાની ઇચ્છા ખપુષ્પવત્ છે. કવિશશી તુલશી પણ કહે છે કે ' બૂઝે ન કામ અગ્નિ તુલસી કહુ વિષયભોગ બહુ ઘૃત તે.' ઇંદ્ર સ્વગુરુ ગૌતમપત્નીથી ઘેર ઘણી સ્ત્રીઓ છતાં લોભાયો, ચંદ્ર બૃહસ્પતિની–સ્વગુરની સ્ત્રીમા આસક્ત થયો, યયાતિરાજા પોતાના પુત્રની યુવાવસ્થા માગી લઇને વિષયલંપટ થયો, આવી રીતે દેવ ગણાતાઓએ ગોથાં ખાધા છે તૃપ્તિને પામ્યા નથી તો તુ કોણ ? આ ગૂઢ ધ્વનિ છે ૫.

૧. ભૂખ્યા કુતરા માફક મારી બુદ્ધિ રઝળતી ફરે છે.

૨. ચાર ખાણ–જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ. મનુષ્ય, પશુ વગેરે જરાયુજ. પક્ષિ વગેરે અંડજ. માકણ, મચ્છર વગેરે સ્વેદજ, વૃક્ષ વગેરે ઉદ્‌ભિજ્જ.

[1]નાક કાપીને અપશુકન, કરે જગતમા કોણુ? પરાધીન શુ કરે? ૮
મતિ—હે મન મનનો એ જ સ્વભાવ, વિષયમાં જાય;
પણ તનને તો [2]ખાળ, બિગાડ ઘણો નવ થાય,
વિકળ થાય તો થાવા દે, હરિ ભજ રાખી ધીર,
વિના ચઢાવ્યે કામઠી, કેમ કરી વાગે તીર? ચળ્યે ચિત્ત શુ થાય? ૯
મન—સદા વિષયનું ધ્યાન, અ તકાળે પણ થાશે,
[3]मरणे या मति सा गति· જીવ અધોગતિ જાશે,
વિષયની ભ્રષ્ટતા ભલી, કે તલખી મરવું સાર,
કહે બુદ્ધિ કલ્યાણ ક્યમ, સુઝે નહિ [4]નિસ્તાર, ગુ ચવણી [5]ગુજની. ૧૦
મતિ—સાભળ મન ચિત્ત વશ કરવાનો એક ઉપાય,
જેવી સગત કરે મન તેવું થઇ જાય,
વિષયી જનનો સગ તો, મન બગડ્યાનો ઠામ;
સુસગથી મન [6]શુચિ રહે, ભજન ગમે ઘનશ્યામ, કરી જો પારખુ. ૧૧
મન—સુણ બુદ્ધિ હું બેસું છુ, નિત્ય હરિજનમા,
જ્યા લગી સુણુ પ્રબોધ,[7] તાપ ઉપજે નહિ મનમા,
ઉઠીને અળગો ગયો, ત્યાં વળી તેનુ તેહ,
[8]કુંજરમજ્જનન્યાય એ, નહિ ઉરાડે એહ, કર્યું તે ના કર્યું. ૧૨
મતિ—કરતાં સિદ્ધ ઉપાય, હરિપાદોદકક્ષીર પિયે,
હરિપ્રસાદ, હરિ ગાય, અવિદ્યા તો ટળે;
એમ કરે મન નિત્ય પ્રતિ, લાગે હરિ શુ રંગ,
મન રાખવુ હરિચરિતમા, દૂર તજી દુસ્સગ, હઠે મને ક્રમેક્રમે. ૧૩
ઘણા કાળનો રોગ, જાય નહિ થોડે દાડે,
પણ ન રહે પરિણામે, કદા સમૂળો કાહાડે,
વણ સત્સગ ન હરિકૃપા, કૃપા વણ ન સત્સગ,
નિજ કરવો જેને હરિ, ત્યાં મગ રંગ અભ ગ, મૂળ સહુ [9]હરિરુચી. ૧૪

---

૧ હુ ઘણો પ્રયાસ કરૂ છુ પણ થોડુ પણ વિષયથી પાછુ હઠતુ નથી પાછુ હઠતું હોય તો કહેવત છે કે 'નાક કાપીને જગતમા અપશુકન કોણ કરે?'

૨ શરીરને શુદ્ધ કર

૩ અંતકાલે જેવી મતિ તેવી તે જીવની ગતિ થાય છે

૪. નિસ્તાર-છેડો

૫ ગુજની-ગુપ્ત.

૬. શુદ્ધ.

૭ ઉપદેશ

૮. હાથીનું નાહાવું જેમ નિરર્થક છે તેમ.

૯. ભગવત્કૃપા સર્વેનું મુળ છે.

**મન**—તું કહે છે [1]ધી ! મન થોડે થોડે વશ થાય;
તે કહેવાની વાત પચ્યા બહુ યોગી રાય,
કૌશિક [2]સૌભરિ પરાશર, [3]એકલશૃંગી આદિ;
સદા સુસંગી વિરાગી, [4]બ્રહ્મા શિવ બ્રહ્મવાદી, વહવાયા વિષયથી.૧૫

**મતિ**—સાંભળ મન [5]નવયોગી (એ), વિષયવાસના દહી છે;
ઉર વશિયા ચિરાતીત, તદપિ શુક માત કહી છે;
[6]કુમારદત્ત, કપીશ, સુરઋષિ, ભુશુંડીજીને સ્કંધ,
ગરુડ, અંજની આદિ નહિં સ્વપ્ને કામસંબંધ, કર્યું વશ મનને. ૧૬

**મન**—હે મતિ મન ઇત્યાદિ થયું, વશ નથી નિજ જોરે,
પ્રભુ નિજ લહી નિજબળે, કાઢ્યા માયાથી કોરે,
એમ અવિદ્યાસર્પની, ટાળે હરિ શી વાર;
નિજબલ કયમે ના ખળે, એવો વેગ અપાર, જીવનું જોર શું? ૧૭

**મતિ**—સુણ મન, ભક્તિ વિના પ્રભુને, અતિપ્રિય કો છે નહિ;
હરિના થઈ હરિ ભજે, અવિદ્યા કદા દમે નહિ;
ભજતા અતિ હરિ ઉર વસે, પ્રકટ પછી નહિ પાપ:
જેમ ન અડે [7]રસના ચીકટ, અખંડ અગ્નિ પ્રતાપ વડાની વાત શી.૧૮

**મન**—હે મેધા[8], મે વાત, વડાની પડતી મૂકી,
પણ કહે હું કેમ કરૂં, વિકલ છું જાણી ચુકી,
મનુષ્યદેહ ન ભજાય હરિ, અખંડ તે સંતાપ;
મન ન વિષયથી નીકળે, કાલ ચઢાવ્યું ચાપ,[9] લહ્યું કચ શ્વેતથી ૧૯

**મતિ**—લાખ વાતની વાત કહુ, મન સાભળ સાચી,
કૃષ્ણનામ રટ અચળ, વાત સહુ જાણી કાચી,

---

૧. હે બુદ્ધિ!

૨ સૌભરી નામના એક ઋષિ અનંત સમય સુધી તપ કરીને પણ આખરે રાજા માંધાતા પાસે જઇને તેની કન્યા વરવાની પોતાની ઇચ્છા જાહેર કરવા લાગ્યા

૩ જે ઋષિ વેશ્યાથી લુબ્ધ થયા હતા.

૪. બ્રહ્મા સ્વપુત્રી પાછળ, શિવ ભીલડી પાછળ, બીજા બ્રહ્મવાદીઓ પણ વિષયથી વ'વાયા છે તેમા લપટાયા છે.

૫ જનક રાજાને ઘેર રહેલા નવ યોગીઓએ વિષયવાસના કેમ બાળી છે?

૬ દત્તાત્રેય, હનુમાન, નારદ, ભૂશુંડી ઋષિ, કાર્તિક.

૭. જેમ જીભ ઉપર ચિકટ અડતી નથી.

૮. બુદ્ધિ.

૯ કાળે ધનુષ્ ચઢાવ્યુ કચ કેશ શ્વેત થયા પળીઆ આવ્યાં.

ચિત્ત ચંચળ, ધન, મદન, આદિ શોધ થઈ ધીર;
સહજે સર્વ સુખ થઇ જશે દુખ અચિર કાલ પણ કંપશે ૨૦

હરિ ભજતાં ઉર અમલ, કદી જો થાય ન તારૂ,
તો પછી એનું એ કરજે, માનીશ ન મારૂં;
સિંહ વસ્યો જે વનમાં, ત્યાં કયમ વસે શિયાળ ?
વિષય અલ્પ સુખ, દુઃખ ઘણુ, સુખનિધિ ભજ ગોપાળ,
હોય હરિ પામવા ૨૧

મન—મતિ એક મુજ પ્રશ્નોત્તર કર બહુ સંદેહ રહે છે,
કામકેલિ[1] ક્યમ પાપ અતિશે સહુ કોઇ કહે છે ?
દુઃખ કોઈને થાતું નથી, બંને રહે પ્રસન્ન,
દોષ ન જોતાં છે કશો, કયમ નિંદે સહુ જન હરિ પણ ના મળે ૨૨

મતિ—સુણ મન એનું હાર્દ, નિઃસંદેહ કહુ તુજને,
વેદશાસ્ત્ર શોધે એ, નિર્ણય મલ્યો મુજને,
વિષયી મન પરવશ અતિ, સદા કશુ નહિ ભાન,
માટે મહા અપરાધ એ, ભાવે નહિ ભગવાન, કામ ઉર રામ નહી ૨૩

મન—મતિ, તે તુચ્છ વિષય સુખ કહ્યું, હવા નહિ માણુ;
પણ તેમ મન ધનથી ન ભમે, અતિશે લપટાણું,
શા માટે કહે દ્રવ્ય વણ, કશુ ન નિપજે કામ,
તેને તજવું કેમ બને ? સંસારીનું ધામ, ૨૪

મતિ—મન એ વાત ખરી પણ, વિવેક વણ દુઃખદાઇ,
મે આણ્યું હુ લાવીશ, ધન મારૂ તજ ભાઇ,
દે છે લે છે હરિ લહે, મનથી હર્ષ ન શોષ,
રીતે ઉદ્યમ રાખવો, સહજ લાભ સંતોષ, પ્રાપ્ત સમ ખરચ સદા. ૨૫

ધન મેળવવું કઠિણ, કઠિણ અતિ રક્ષણ તેનું,
વૃદ્ધિ વિત્ત ત્યમ લોભ વૃદ્ધિ, લક્ષણ છે એનું;
લોભે શોભા સહુ ઘટે, જદ્યપિ ગુણ ભંડાર;
ધનમા અનર્થ પંચ દશ, ભિક્ષુગીતા વિસ્તાર, નામ કહુ તેહના. ૨૬

હિંસા, દંભ, મૃષા[2], ચોરી, સ્પર્ધા અતિહરિજન,
કામ, ક્રોધ, મદ, ગર્વ, ભેદ, બહુ વૈર રહે મન,

---

૧. કામક્રીડા
૨. મૃષા, અસત્ય, હરિજનની અતિ સ્પર્ધા કરવી

અવિશ્વાસ, પરસ્ત્રીરતિ, દ્યુત રમણ મધુપાન;
ઇત્યાદિક અનર્થ ઘણા, ભજન ન રુચિ ભગવાન;
વિષયી તેમ ધની પણ. ૨૭

જ્યાં લગી ધનમા મન, ત્યાં લગી ભય ચિત્ત ચિંતા;
ત્રાસ, શોક, નિત્ય વિકલ, ધનાઢ્ય સુખવંતા,
ન હોય તેથી મળી ટળે, તે દુઃખનો નહીં પાર;
પ્રકટ કર્યા તે પોષશે, ધનસંચય ધિક્કાર; સર્પ થાવું મરી. ૨૮

સહજે સહુ સુખ મળે, કૃપા કરી દે વૃજરાણો;
જો તેની ઇચ્છા નથી, મસહુ મિથ્યા જાણો,
માટે તજી સહુ કલ્પના, હરિ ભજીએ નિશ્ચંત;
દુર્લભ અવસર જાય છે, લોભતણો નથી અંત, પછી પસ્તાઇશ તું ૨૯

મન–હે મેધા, તે વાત સત્ય, કહી મુજ મન આવી,
નામસંગ વળી કાંઇ, કરવુ દે મુને બતાવી,
સમૂલ અવિદ્યા સહજમાં, ટળે પ્રભુ પ્રિય થાય,
આણું કષ્ટ પડે નહીં, એવો સિદ્ધ ઉપાય; બતાવી દે મુને. ૩૦

મતિ–સુણ તે રસિકવર જેવો, ઉપાય પૂછયો મૂજને,
ઉપનિષત્‌સિદ્ધાત કહું, થોડામાં તુજને;
અનાયાસ મન વશ રહે, પ્રપંચ પ્રીતિ જાય,
પ્રેમલક્ષણા ભક્તિ દૃઢ હરિની સદ્ય થાય, [1]સાગ [2]અનપાયિની.૩૧

શરણાગતિ કૃષ્ણનામ, હરિચરિત્ર ગાવું;
બની આવે તે ટેહેલ, કૃષ્ણ જન જ્યાં ત્યા ધાવુ;
હરિપ્રસાદ હરિપદામૃત, તે વણ અન્ય ન ભોગ,
બહુ રહવુ દુઃખસંગથી, સદ્ય ટળે ભવરોગ, દયા પ્રીતમ મળે. ૩૨

આ **મનોમતિસંવાદ** સર્વ કોઇને પ્રિય લાગે,
કરી વિચાર વાંચે તો, સઘળા સંદેહ ભાગે,
વિષય વિત્તથી મન હઠે, હરિશું લાગ રંગ,
**દયારામ** નાટક રચ્યું, ભવ દુઃખ થવા ભંગ; સાર સિદ્ધાંતનો. ૩૩

---

૧. વિઘ્નસહિત, અગ્રસહિત. ૨. નાશરહિત.

# અપ્રસિદ્ધ સાંપ્રદાયિક ગુર્જર સાહિત્ય.[1]

શ્રીવૃન્દ્રાવનચંદ્ર કુંજમા ઝુલે શોભતા રે;
જોવા આવ્યા વ્રજવધૂવૃન્દ તેના મન લોભતા રે. ૧
વામ ભાગે પરમાનંદ શ્રીવૃષભાન તણી સુતા;
શોભે પાસે શ્રીનંદનંદ જાણે કુંચનલતા રે. ૨
શી શોભા કહુ હુ આજ હિંડોલાના સાજની રે;
વિશ્વકર્માએ મુકી કાજ હાંડી રચી રંગ રાજની રે. ૩
મરકત મરૂઆ[2] માંહ્ય પટુલી ઘનસારની રે;
યુગલ સ્થંભ સોનાના લર કંચનના તારની રે. ૪
ત્યહાં વિવિધ પ્રકાર પવન આવે છે સુગંધ ભર્યા રે;
લઇ હિંડોલો કરી મન શ્યામ વિહ્વલ કર્યા રે. ૫
કહો મ્હારા પ્રાણજીવન હલુરા ઘાલુ ઘુમડી રે,
આજ પામી નવલો દિન આનંદ આવે ઉમડી રે. ૬
ઘુમરડી નવ રાખે નારી કહાન કહે કામની સાંભલો રે;
હવે જાણ્યો તમારો પાર છે કાંઈ મનમા આમલો રે. ૭
સુણી વહાલાં કેરા વચન શ્યામાને લાગ્યા સોહામણાં રે;
થઇ માહોમાહ પ્રસન્ન અરસપરસ લે ભામણા રે. ૮
રાખી મન માંહે વાત શ્યામાજીના મન તણી રે,
લીધી ઘુમરડી પાંચ સાત શ્યામાને બીહામણી રે. ૯
ત્યહાં નીલાંબર ખસી જાય દંત ગ્રહી રાખે કામની રે;
દેખી વૃજવધૂ આશ્ચર્ય થાય લીલા શ્રીઘનશ્યામની રે. ૧૦
હિંડોલો રાખો નાથ સાથ હસે સહુ વ્રજતણો રે;
લઇ કંઠે મેલ્યો હાથ શ્યામે મન આનંદ ઘણો રે. ૧૧
નહિ બોલું તમ શું આજ પ્રેમ તમારો જાણીએ રે,
નવ આવે તમને લાજ દેખે સહીયર સમાણીએ રે ૧૨
સુણી શ્યામા કેરા બોલ રાખ્યો હિંડોલો શ્રીહરિ રે;
બહુ એને પ્રેમ અતુલ્ય અવનવી ત્યહા લીલા કરી રે. ૧૩
ગોપીજન મન આનંદ શ્રી જન તો ભલે અવતર્યા રે;
દીઠી લીલા આનંદ કંદ મનવાંછિત કારજ સર્યા રે. ૧૪
સદા બિરાજે શ્રી શ્યામ શ્યામા કુંજના ધામમાં રે;
શ્રીવલ્લભ સુતનું નામ નિત્ય પ્રત્ય આઠે જામમાં રે; ૧૫
છૂએ કલ ન પડે ક્ષણું એક જેમ જલ આહાર મીનને રે;
કૃપા કીજે રાખી ટેક ગિરિરાજ કુંવર દીનને રે. ૧૬

1 આ કાવ્ય જૂના પુસ્તકામાથી મળ્યુ હતુ. 2. મરૂઆ—મોર.

# પુષ્ટિભક્તિ.

( અનુસધાન ગયા અકના પૃષ્ઠ ૨૮ થી. )

**સિદ્ધાન્ત:**–વિધિ પ્રમાણે જ કાર્ય કરવામા કલેશ થાય પરંતુ પ્રેમથી કાર્ય કરવામા આવે તેમા કલેશ સંભવતો નથી પુષ્ટિભક્ત પ્રભુના શ્રવણ આદિ પ્રેમ અને સ્નેહથી જ કરે છે, વિધિને લીધે કરતા નથી. તેથી જ ભગવાન્ ભાષ્યકાર શ્રીમદણુભાષ્યમા તૃતીયાધ્યાયના તૃતીય પાદના ઓગણત્રીસમા સૂત્ર પર ભાષ્યમાં પુષ્ટિભક્તના વિષયમા ' अत्र श्रवणादिकर्मापि फलरूपमेव । स्नेहेनैव क्रियमाणत्वान् विधिविषय · । ' 'અહિ શ્રવણ વિગેરે પણ ફલરૂપજ છે સ્નેહથી જ કરાતા હોવાથી વિધિના વિષય નથી ' એમ સ્પષ્ટ કહે છે. સર્વ સ્ત્રી અને માતા પિતા શાસ્ત્રની વિધિ જાણતા નથી, તો પણ દુ ખ દેનાર પતિની સેવા અને ભવિષ્યમા દુ ખ દેનાર બાલકનું પાલન કરે છે. આ સ્થળે તેઓ વિધિને લીધે સેવા અથવા પાલન કરે છે એમ કહી શકાય નહિ, કારણ કે વિધિનુ તેમને જ્ઞાન જ નથી. તેમ જ તેમને સ્વાર્થ પણ નથી તેથી માત્ર પ્રેમથી જ તેઓ એમ કરે છે. તેમા તેમને અલ્પ પણ કલેશ થતો નથી. તે જ પ્રમાણે પુષ્ટિભક્ત કેવલ સ્નેહને જ લીધે પ્રભુની સેવા કરે છે તેથી તેને અલ્પ પણ કલેશ થતો નથી પ્રત્યુત આનદ જ થાય છે કારણ કે પુષ્ટિમાર્ગમા સાધન અને ફલ એક જ છે. તેથી સાધન કરતા પણ પુષ્ટિભક્ત ફલનુ આસ્વાદન કરે છે. તેથી પુષ્ટિમાર્ગમા કલેશ ન હોવાથી અને અન્ય સર્વ માર્ગ ક્લિષ્ટ હોવાથી પુષ્ટિમાર્ગ સર્વ માર્ગથી ઉત્તમ છે.

**पातभयाभावात् ॥ २ ॥**

વળી અન્ય સર્વ માર્ગમા પતન થવાનો ભય છે, પરતુ પુષ્ટિભક્તને પતન થવાનો કદાપિ ભય થતો નથી, તેથી પણ પુષ્ટિમાર્ગ અન્ય સર્વ માર્ગથી ઉત્તમ છે.

પ્રથમ કર્મમાર્ગમા પતનનો ભય છે તે જોઇએ. કર્મમાર્ગ અતિશય ક્લિષ્ટ છે તે આપણે પ્રથમ જોયુ. આવો કલેશ વેઠી કર્મ કરીએ તો પણ તેમા અલ્પ પણ દોષ થાય તો સર્વ અર્થનો અનર્થ થઇ જાય, અને કર્મ કરનારને ફલ ન મળે એટલુ જ નહિ, પરતુ અનિષ્ટ પ્રાપ્ત થાય. વૃત્રાસુરના દૃષ્ટાન્તથી આ સિદ્ધ થાય છે. ત્વષ્ટાના પુત્ર વિશ્વરુપનો ઇંદ્રે શિરચ્છેદ કર્યો તેથી અતિશય ક્રોધિત થઇ ત્વષ્ટાએ ઇન્દ્રનો વધ કરનાર પુત્ર પ્રાપ્ત થાય એવા હેતુથી હોમ કર્યો. " इन्द्रशत्रो विवर्धस्व " હે ઇન્દ્રના શત્રુ, અર્થાત્ ઇન્દ્રને શાસન કરનાર, વૃદ્ધિ પામ " એ પ્રમાણે હોમ કર્યો એટલે અગ્નિમાથી વૃત્રાસુરની ઉત્પત્તિ થઇ; પરતુ "इन्द्रशत्रो" શબ્દનો બરોબર ઉચ્ચાર ન થવાથી इन्द्रस्य शत्रु એટલે ઇન્દ્રનો શત્રુ અથવા ઇન્દ્રને શાસન કરનાર એવો અર્થ ન થતાં इन्द्रः शत्रुर्यस्य એટલે ઇન્દ્ર જેનો શત્રુ છે અથવા ઇન્દ્ર જેને શાસન કરનાર છે એવો અર્થ થયો અને તેથી વૃત્રાસુરે ઇંદ્રનો વધ કર્યો નહિ, પ્રત્યુત ઇંદ્રે વૃત્રાસુરના પ્રાણ હર્યા. આ પ્રમાણે ત્વષ્ટાએ કરેલા હોમમા માત્ર 'इन्द्रशत्रो' શબ્દનો ઉચ્ચાર બરાબર ન થવાથી અર્થાત્ 'शत्रो' અવયવપર સ્વર આવવાને બદલે 'इन्द्र' અવયવપર સ્વર આવવાથી તત્પુરુષસમાસને સ્થાને બહુવ્રીહિ સમાસ થયો અને તેથી ઉપર જણાવ્યુ તેમ અર્થ વિરુદ્ધ જ થઈ ગયો. તેથી ત્વષ્ટાની ઇચ્છા પરિપૂર્ણ ન થઈ એટલુ જ નહિ, પરતુ તેથી ઇચ્છાથી વિરુદ્ધ કાર્ય થયુ. તેથી કર્મમાર્ગમા જરા ઉચ્ચાર કરવામાં ભેદ થાય તો પણ ઇષ્ટ

પ્રાપ્ત થતી નથી, એટલુ જ નહિ પરતુ અનિષ્ટ પ્રાપ્ત થાય છે તેથી કર્મમાર્ગમા પાત થવાનો અતિશય ભય છે.

પૂર્વપક્ષ–કર્મમાર્ગમા કર્મ કરવામાં ભેદ થાય, અર્થાત્ સ્ખલન થાય તો ઇષ્ટપ્રાપ્તિ ન થાય અને અનિષ્ટ પ્રાપ્ત થાય એ સત્ય, પરંતુ આ માર્ગમાં કવચિત્ જ એ પ્રમાણે સ્ખલન થાય છે સ્ખલન થયાના દૃષ્ટાંત થોડા જ પ્રાપ્ત થશે, અને એથી વિરદ્ધ ઘણા કર્મો અથથી ઇતિ સુધી અલ્પ પણ સ્ખલન વિના સપૂર્ણ થાય છે, અને નિર્દિષ્ટ ફલ પ્રાપ્ત થાય છે, કારણ કે કર્મમાર્ગ અતિશય સુકર છે તેથી આ માર્ગમા સ્ખલનની ભીતિ નથી અને તેથી ઇષ્ટ પ્રાપ્તિ ન થવાની તેમ જ અનિષ્ટની ભીતિ નથી

સિદ્ધાન્ત:–એ સત્ય નથી, કારણકે કર્મમાર્ગ સુકર નથી પરતુ અતિશય ગહન અને કઠિન છે. કર્મમાર્ગ અતિશય ક્લિષ્ટ છે એમ પ્રથમ અમે દર્શાવ્યુ છે, તે જ પ્રમાણે કર્મમાર્ગ અતિશય કઠિન અને ગહન છે શ્રીમદ્ભગવદ્ગીતા પણ "કર્મ શુ? અકર્મ શુ? અહિં કવિઓ પણ મોહ પામેલા છે કારણ કે કર્મથી પણ સાવધ રહેવાનુ છે, વિકર્મથી સાવધ રહેવાનુ છે અને અકર્મથી સાવધ રહેવાનુ છે કર્મની ગતિ ગહન છે" અધ્યાય ૪–૧૬–૧૭. એ પ્રમાણે કર્મની ગહનતાનું નિરૂપણ કરે છે. કર્મમાર્ગમા બહુ સાવધ રહેવાનું છે, સ્ખલન થવાની અને તેથી ઇષ્ટાપ્રાપ્તિ અને અનિષ્ટપ્રાપ્તિની પદેપદે ભીતિ છે તેથી કર્મમાર્ગમાં પાત થવાનો અતિશય ભય રહે છે.

કર્મમાર્ગવત્ જ્ઞાનમાર્ગમા પણ પતનનો ભય છે આપદ્ ન હોય તેવે સમયે જ્ઞાનીઓ પણ જો વિહિતનો ત્યાગ કરે અને અવિહિતનુ આચરણ કરે તો તેમનુ ચિત્ત મલીન થાય, અને તેથી જ્ઞાન તિરોહિત થાય શ્રીમદણુભાષ્ય ૩–૪–૨૭ વળી અસત્ તર્કોથી પણ જ્ઞાનનો વિપ્લવ થાય છે અને તે તિરોહિત થાય છે એમ શ્રીમદ્ભાગવતના દ્વિતીય સ્કધમા નિરૂપણ કરેલુ છે "તે ભગવતી દેવી મહામાયા જ્ઞાનીઓના ચિત્તોને પણ બલથી આકર્ષી મોહને અર્પણ કરે છે" એ માર્કડપુરાણનું વાકય પણ જ્ઞાનીઓનો પાત થાય છે એમ ઉપદેશ કરે છે. તેથી જ્ઞાનીઓનુ જ્ઞાન રહેવાનો સભવ નથી અર્થાત્ જ્ઞાનીઓને પણ પતનભય રહે છે.

કર્મ અને જ્ઞાનમાર્ગની પેઠે ભક્તિમાર્ગમા પાત થવાનો ભય નથી. મર્યાદાભક્તિમાર્ગમા મુક્તિ પ્રાપ્ત થાય છે પરતુ કર્મ અને જ્ઞાનમાર્ગવત્ પતનભય નથી આ માર્ગમા પાતન થાય એ માટે બે દોષથી સાવધ રહેવાનુ છે. વેદનિન્દા અને અધર્મ આચરણ એ બે દોષથી સાવધ રહેવુ જોઇએ મર્યાદા ભક્તિમાર્ગમા પાત થવાનો ભય નથી. વેદનિન્દા અને અધર્મ આચરણ એ બે દોષ ન થાય તો પાત થવાનો અલ્પ પણ ભય નથી. જો આ બે દોષ થાય તોપણ કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગવત્ પાત થતો નથી અર્થાત્ નરકપ્રાપ્તિ થતી નથી. પરતુ માત્ર હીનયોનિમા જન્મ થાય છે, અને આ હીનયોનિમા અવતાર લીધા પછી પણ પૂર્વના સસ્કારથી ભક્તિ કરી મુક્તિ પ્રાપ્ત કરે છે. [1]તત્ત્વદીપનિબધ ૨–૨૧૩–૨૧૪. તેથી મર્યાદામાર્ગમા પાત થવાનો ભય નથી, પરતુ વેદનિન્દા અને અધર્મઆચરણ થાય તો જોકે નરકપાત થતો નથી, તો પણ હીનયોનિમા અવતાર થાય છે. તેથી કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગ કરતા મર્યાદા ભક્તિમાં પાત થવાનો ભય અતિ ન્યૂન છે

---

१ अत्रापि वेदनिन्दायामधर्मकरणात्तथा। नरके न भवेत्पात किंतु हीनेषु जायते ॥२१३॥ पूर्वसस्कारतस्तत्र भजन्मुच्येत जन्मभि

પુષ્ટિમાર્ગમા પાત થવાનો અલ્પ પણ ભય નથી કારણ કે જે અનન્યભક્તો ભગવાનનું ચિંતન કરી તેમની સેવા કરે છે તેવા નિત્ય ભગવદનુરક્ત ભક્તોનુ યોગક્ષેમ ભગવાન્ પોતે જ કરે છે. [1](શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ૯–૨૨) ભગવાનની દૈવી ગુણમયી માયા તરવી કઠિન છે પરતુ જે માત્ર ભગવાનની જ ભક્તિ કરે છે તેવા પુષ્ટિભક્તો આ માયા તરી જાય છે [2]શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ૭–૧૪ ) તેથી તેવા ભક્તોને આપદ્‌નો અથવા પાત થવાનો અલ્પ પણ ભય નથી. સર્વનો ત્યાગ કરી અનન્યભાવથી માત્ર શ્રીકૃષ્ણચંદ્રમા જ ચિત્ત રાખે તેવા પુષ્ટિભક્તોનું શ્રીકૃષ્ણ દેવ સાથે શીઘ્ર જ સાયુજ્ય નિશ્ચિત ફલ છે ( [3]તત્ત્વદ ૨. ૨૧૫ ) પુષ્ટિભક્તિનુ ફલ શીઘ્ર જ સાયુજ્ય છે. તેથી પુષ્ટિભક્તિનો પાત સભવતો નથી. કારણ કે જો પાતની સંભાવન હોય તો સાયુજ્ય શીઘ્ર કેવી રીતે થઇ શકે ? શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના અષ્ટાદશ અધ્યાયમા શ્રીકૃષ્ણચદ્ર અર્જુનને સર્વ [4]ધર્મનો ત્યાગ કરી પોતાને એકલાને શરણે આવવાનો પુષ્ટિમાર્ગીય ઉપદેશ કરે છે અને જણાવે છે કે " હુ તને સર્વ પાપોમાથી મુક્ત કરીશ શોક કર નહિ. ૧૮.૬૬ તે ઉપરથી પણ સ્પષ્ટ સમજાય છે કે જે માણસ પુષ્ટિભક્તિનો અગીકાર કરે છે તેને સર્વ પાપોમાથી પ્રભુ પોતે જ મુક્ત કરે છે. મોચક સ્વભાવવાળા મુકુદ પોતાનું અનન્ય ભજન કરનાર પુષ્ટિભક્તોને સર્વપાપોમાથી પોતે જ મુક્ત કરે છે તો પછી તેઓનો પાત કેમ સંભવે ? ઉત્તમ પુષ્ટભક્તોનો ત્યાગ કરવાની ભગવાનની પોતાની ઇચ્છા અથવા વૃત્તિ થતી જ નથી. તેઓ સ્ત્રી, ઘર, પુત્ર, બધુ, પ્રાણ, વિત્ત, આલોક અને પરલોકનો ત્યાગ કરી ભગવાનને શરણે ગયા હોય એવા ઉત્તમ પુષ્ટિભક્તોનો ત્યાગ કરવાની ભગવાનની ઇચ્છા અથવા વૃત્તિ કેમ થઇ શકે ?[5] તેથી પુષ્ટિભક્તોનો પાત સભવતો જ નથી. પુષ્ટિમાર્ગમા પાત થવાનો અલ્પ પણ ભય નથી, અને તે સર્વ પ્રકારે મુક્તિ આપનાર છે તેથી સર્વમાર્ગોથી પુષ્ટિમાર્ગ ઉત્તમ છે એમ તત્વદીપ નિબધમા ભગન્મુખારવિદસ્વરૂપ શ્રીમદ્વૈશ્વાનરાચાર્ય સ્વત કહે છે. ( ૨. ૨૦ )[6]

फलात्कृष्टत्वाच्च ॥ ३ ॥

પુષ્ટિમાર્ગ અન્ય સર્વમાર્ગથી ઉત્તમ છે, કારણ કે અન્ય સર્વમાર્ગના ફલ કરતા પુષ્ટિમાર્ગીય ફલ ઉત્તમ છે

પુષ્ટિમાર્ગીય ફલ અન્ય સર્વમાર્ગના ફલ કરતા ઉત્તમ છે એ સિદ્ધ કરવા પ્રથમ કર્મમાર્ગનું ફલ શું છે તે જોઇએ. કર્મમાર્ગના ફલનુ નિરૂપણ ભગવાન વેદવ્યાસે વેદાન્તસૂત્રના ચતુર્થ ફલાધ્યાયના પ્રથમ પાદના પ્રથમ સૂત્ર "आवृत्तिरसकृदुपदेशात्"થી કરેલુ છે કર્મ જ્ઞાન અને ભક્તિના સ્વરૂપનું નિરૂપણ તૃતીયાધ્યાયમા કરેલુ છે ને ચતુર્થ અધ્યાયમા તેઓના ફલનુ નિરૂપણ કરે છે તેમાં પ્રથમ "आवृत्तिरसकृदुपदेशात्" સૂત્ર કર્મમાર્ગના ફલનુ નિરૂપણ કરવા યોજેલુ છે તેથી કર્મમાર્ગનુ ફલ આવૃત્તિ અથવા પુનર્જન્મ છે, અને તે પણ અસકૃત્ અર્થાત્ વારંવાર. તેથી વારવાર પુનર્જન્મ

---

१ अनन्याश्चिन्तयन्तो मा ये जना पर्युपासते । तेषा नित्याभियुक्ताना योगक्षेम वहाम्यहम् ॥

२ दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेता तरति ते ॥

३ सर्वत्यागेऽनन्यभावे कृष्णमात्रैकमानसे । सायुज्य कृष्णदेवेन शीघ्रमेव ध्रुव फलम् ॥

४ सर्वधर्मान्परित्यज्य मामेक शरण व्रज । अह त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

५. ये दारागारपुत्राप्तप्राणा–न्वित्तमिम परम् । हित्वा मा शरण याता कथ तांस्त्यक्तुमुत्सहे ॥

६. मार्गोऽय सर्वमार्गाणामुत्तम परिकीर्तित । यस्मिन्पातभय नास्ति मोचक सर्वथा यत ॥

એ કર્મમાર્ગનું ફલ છે, કારણ કે વારવાર શ્રુતિઓમા તેવો ઉપદેશ કરેલો છે. સૂત્રમાં "असकृत" પદ છે એ 'आवृत्ति' અને 'उपदेशात्' ઉભય પદસાથે સબધ ધરાવે છે તેથી 'વારવાર પુનર્જન્મ' એ કર્મમાર્ગનુ ફલ છે, કારણ કે શ્રુતિઓમા એવો 'વારવાર ઉપદેશ' કરેલો છે એવો આ સૂત્રનો અર્થ છે. 'આ અહિં જે કાઇ કરે છે તે કર્મનો અંત પામીને તે લોકમાથી પુન આ લોકમા કર્મ માટે આવે છે' [1]વિગેરે શ્રુતિઓ તેવો ઉપદેશ કરે છે બીજા સૂત્ર 'लिङ्गाच' થી કર્મમાર્ગનુ પુનર્જન્મ ફલ છે તેનો બીજો હેતુ કહે છે. लिङ्ग અનુમાન વેદનુ અનુમાન કરાવનાર સ્મૃતિ હોવાથી તે लिङ्ग કહેવાય છે, તેથી સ્મૃતિઓથી પણ એવો આ સૂત્રનો અર્થ થાય છે, અર્થાત્ સ્મૃતિઓ પણ તેવો જ ઉપદેશ કરે છે 'ત્રણ વિદ્યા જાણનાર સોમપાન કરનાર પાપમાથી પવિત્ર થયેલા યજ્ઞોવડે મારુ યજન કરી સ્વર્ગલોકની પ્રાર્થના કરે છે તેઓ પવિત્ર સ્વર્ગલોક પ્રાપ્ત કરી સ્વર્ગમા દિવ્ય દેવોનો ભોગ ભોગવે છે. તેઓ જો વિશાલ સ્વર્ગલોકનો ભોગ કરી પુણ્ય ક્ષીણ થાય ત્યારે મર્ત્યલોકમાં પ્રવેશ કરે છે. આ પ્રમાણે ત્રયી ધર્મ અનુસાર કામની ઇચ્છા રાખનાર ગમન અને આગમન પ્રાપ્ત કરે છે [2]શ્રીમદ્ભગવદ્ગીતા ૯–૨૦–૨૧. તેથી યજ્ઞ વિગેરે કર્મનુ ફલ પુનર્જન્મ જ છે. યજ્ઞ વિગેરે કર્મોનુ ફલ પુનર્જન્મ થાય એમા કાઇ આશ્ચર્ય પણ નથી, કારણ કે યજ્ઞ વિગેરે કર્મ કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય સ્વર્ગમા કામ ભોગ ઇચ્છા પ્રમાણે યજ્ઞ કરનાર કર્મમાર્ગીય જીવ ભોગવે છે તેથી તેના ભોગમા વિશેષ આસક્તિ થની જાય છે ભોગ ભોગવવાથી ભોગની અભિલાષા તૃપ્ત થતી નથી, પરતુ અગ્નિમા ઘૃત હોમવાથી જેમ અગ્નિ વધારે પ્રદીપ્ત થાય છે તેમ ભોગથી ભોગની અભિલાષા વધારે દૃઢ થાય છે. આ પ્રમાણે ભોગમાં આસક્તિ થવાથી પુણ્ય ક્ષીણ થાય ત્યારે સ્વર્ગમાથી પુન કર્મમાર્ગીય જીવને આ લોકમા અવતરવુ પડે તેમા કોઇ આશ્ચર્ય નથી. તેથી જ આવા કર્મમાર્ગીય કર્મનિરત જીવોને શ્રીમદ્‌ભગવદ્ગીતામા 'वेदवादरत' 'अविपश्चित्' કહેલા છે 'અન્ય (કાઇ) નથી' એવી તેઓની વાણી માત્ર પુષ્પિતા છે પરતુ ફલદા નથી ભોગ અને ઐશ્વર્ય અર્થે જે ઘણી અશુભ ક્રિયાઓ તેઓ કરે છે તેનુ ફલ માત્ર જન્મ અર્થાત્ પુનર્જન્મ અને કર્મ છે જેઓના ચિત્ત ક્રિયાએ હરણ કરેલા છે તેવા ભોગ અને ઐશ્વર્યમા આસક્ત થએલા કર્મમાર્ગીય જીવોની વ્યવસાયાત્મિકા બુદ્ધિ સમાધિમા રહેતી નથી [3] તેથી કર્મમાર્ગનુ ફલ પુનર્જન્મ જ છે. એમ સિદ્ધ થાય છે પુનર્જન્મ ઇષ્ટ નથી, પરતુ અનિષ્ટ છે તેથી કર્મમાર્ગનુ ફલ અનિષ્ટ છે એમ સિદ્ધ થાય છે

---

१ प्राप्यान्तं कर्मणस्तस्य यत्किंचेह करोत्ययम् । तस्माल्लोकात्पुनरेत्यस्मै लोकाय कर्मणे ॥

२ त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकमश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥

३ यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चित । वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् । क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् । व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

श्रीमद्भगवद्गीता, २–४२–४४

# ઉપોદ્‌ઘાત.

સૃષ્ટિમા પ્રકટ થઈને સર્વ મનુષ્યને પુરુષાર્થસિદ્ધ કરવાની ઇચ્છા થાય છે. ભારતવર્ષના મહાન્ ઋષિઓએ અર્થનું ધર્મ,' અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્ધા વર્ગીકરણ કર્યું. આમા પણ ધર્મ અને મોક્ષ એ બન્નેનું પ્રાધાન્ય વિશેષ છે. આ ચારે પુરુષાર્થ પુરુષ સંપાદન કરે એ વાસ્તે સર્વસામર્થ્યયુત પ્રભુએ સ્વનિશ્વાસરૂપ વેદ પ્રકટ કર્યા. વેદના સામાન્યશ બે વિભાગ થયા. પૂર્વકાંડ અથવા ધર્મકાંડથી પુરુષ ધર્મ સિદ્ધ કરે છે અને ધર્મ—યજ્ઞમા પ્રકટ થતા યજ્ઞનારાયણના સ્વરૂપના અનુભવથી પ્રભુની ક્રિયાશક્તિનો સાક્ષાત્કાર કરે છે. ઉત્તરકાંડ અથવા જ્ઞાનકાંડથી પુરુષ મોક્ષ સિદ્ધ કરે છે, અને બ્રહ્મમા પ્રકટ થતી પ્રભુની જ્ઞાનશક્તિનો સાક્ષાત્કાર કરે છે. આ પ્રકારે જ સર્વ આર્ય ત્રૈવર્ણિકને દુ:ખાભાવ અને સુખ પ્રાપ્ત થાય તેવા ઉદ્દેશથી સર્વસમર્થ ભગવાને નિજનિશ્વાસરૂપ વેદ પ્રકટ કર્યા. વેદ એ ભગવાનનુ મનોમય સ્વરૂપ છે. નિર્ગુણ અર્થાત્ પ્રાકૃતધર્મમાત્રથી રહિત અને સર્વ અલૌકિક ધર્મયુક્ત પરમાત્માની સ્વરૂપાત્મક અનેક શક્તિઓમાં—ક્રિયાશક્તિઓમા ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ એ બે મુખ્ય છે. આ બે શક્તિમાં ક્રિયાશક્તિને આગળ કરી પરમાત્મા જે લીલા કરે છે તે કર્મ કહેવાય છે અને તેથી વેદના પૂર્વકાંડમા કર્મસ્વરૂપે ભગવાનની આ ક્રિયાશક્તિના મહાત્મ્યનુ વર્ણન કરેલુ છે. એ જ પ્રમાણે ઉત્તરકાંડમા બ્રહ્મસ્વરૂપે પરમાત્માની જ્ઞાનશક્તિનુ માહાત્મ્ય વર્ણવેલુ છે. આવા જ્ઞાનક્રિયાશક્તિયુક્ત પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક અગ્નિહોત્રાદિ પ્રાકૃતવૈકૃત યજ્ઞ કરવામા આવતા, અને તેથી યજ્ઞપુરુષ પરમાત્માની અભિવ્યક્તિ થતી તેજ પ્રકારે શ્રવણ મનન નિદિધ્યાસનરૂપ અંતરંગ અને શમદમાદિ બહિરંગવડે ચિત્ત અત્યન્ત શુદ્ધ થતા નિજસ્વરૂપના અનુભવપૂર્વક સ્વયંપ્રકાશ બ્રહ્મમા લય થતો, અથવા ઉત્તમાધિકારીને તો ‘ ब्रह्मविदाप्नोति परम् ’ શ્રુતિમા બતાવેલા પ્રકારે પુરુષોત્તમપ્રાપ્તિની સ્વરૂપયોગ્યતા થઈને ભગવદનુગ્રહથી પુરુષોત્તમની પણ પ્રાપ્તિ થતી. એ જ પુરુષોત્તમપ્રાપ્તિનો પ્રકાર ‘ रसो वै सः ’ ઇત્યાદિ શ્રુતિમાં પણ પ્રસિદ્ધ છે.

આર્ય ત્રૈવર્ણિકને ઉપનયનસંસ્કાર થયા પછી સ્વાધ્યાય કરવો પડતો, અને સ્વાધ્યાયમાં વેદના પ્રવચન ઉપરાંત તેના છ અંગનુ અધ્યયન કરાવવામા આવતુ. સાંગ વેદનું અધ્યયન થઈ રહ્યા પછી સાંગ વેદનો પૂર્વોક્ત અર્થ ગુરુમુખથી જ શ્રવણ કરવામા આવતો ગુરુ પાસે આ પ્રકારે જે વેદ અને વેદાર્થનો સ્વાધ્યાય કરવામા આવતો તેની સંપૂર્ણ સ્મૃતિ ઉત્તમાધિકારીને રહી શકતી, પરન્તુ હીન અને મધ્યમ અધિકારીને વેદાર્થમાં જ્યારે સંદેહ થતો ત્યારે છ અંગવડે પણ તેનો નિર્ણય અશક્ય થતો ગયો. પ્રાચીન કાળમાં આવી કંઈ ઉપાધિ આવી પડતી ત્યારે તપનો આશ્રય કરવામા આવતો, પરન્તુ કાલે કરીને તપશ્ચર્યા પણ દુર્લભ થઈ ગઈ, અને વેદાર્થમા સંદેહ દિનપ્રતિદિન વધવા માંડયા—વેદાર્થમા સંદેહની નિવૃત્તિ થયા વિના વેદાર્થનુ અનુષ્ઠાન કઠિન થઈ પડયું, અને યથોક્ત અનુષ્ઠાનના અભાવે પૂર્વોક્ત બે મુખ્ય પુરુષાર્થનો સંભવ ન્યૂનતર થવા લાગ્યો.

આવી સંસ્થામા વેદાર્થનિર્ણાયક શાસ્ત્રની આવશ્યકતા લાગવા માંડી, અને તેથી હરિએ નિજજ્ઞાનસ્વરૂપ શ્રીવેદવ્યાસને ભૂતલ ઉપર પ્રકટાવીને સંદેહનિવૃત્તિપૂર્વક વેદાર્થનિર્ણાયક બ્રહ્મસૂત્ર

યોજાવ્યા. ઉત્તરકાંડનો નિર્ણય શ્રીવેદવ્યાસે સ્વત કર્યો, અને પૂર્વકાંડનો એવો જ નિર્ણય સ્વ શિષ્ય જૈમિનિ પાસે કરાવ્યો. આ પ્રકારે ઉભયકાંડની સંદેહનિવારક અને તદ્દ્વારા અર્થનિર્ણાયક એવી પૂર્વ અને ઉત્તરમીમાંસાનો પ્રાદુર્ભાવ થયો, અને તપશ્ચર્યાનું સ્થાન હરિની આજ્ઞાથી પ્રકટ થયલી બ્રહ્મમીમાંસાને અને પૂર્વમીમાંસાને પણ પ્રાપ્ત થયું, અર્થાત્ ત્રૈવર્ણિક ગુરુકુલમાં સ્વાધ્યાય કરીને પોતાના ગૃહસ્થાશ્રમનો પ્રારંભ કરે, ત્યારે તે પરમ ઉપકારક આશ્રમની અનેકાનેક વિચિત્ર પ્રવૃત્તિઓમાં પૂર્વપ્રાપ્ત વેદાર્થનું વિસ્મરણ થતાં વેદાર્થમાં સંદેહ થાય, ત્યારે તેની નિવૃત્તિ કરવાને તપશ્ચર્યાદિ સાધન દુર્લભ હોવાને લીધે આ ઉભયમીમાંસારૂપ વિચારશાસ્ત્રને સાધનરૂપે આગલ કરીને વિચારથી જ તપશ્ચર્યાવત્ સર્વ સંદેહ નિવૃત્ત થતાં ભગવત્કૃપાથી પરમપુરુષાર્થની પણ પ્રાપ્તિ સુલભ થઈ ગઈ, ઉત્તમાધિકારીને વેદાર્થ દૃઢ કરવાને અને મધ્યમ અને હીન અધિકારીને સંશયનિવારણપૂર્વક વેદાર્થ દૃઢ કરવાને ઉભય વિચારશાસ્ત્રની આવશ્યકતા પ્રકટ થાય છે.

અત્ર બ્રહ્મમીમાંસા પ્રસ્તુત હોવાથી તેનું જ વિશેષ વિવેચન ઉપયોગી છે. આ બ્રહ્મવિચારશાસ્ત્ર અનેક અભિધાનથી પ્રસિદ્ધ છે કેટલાક એને ‘બ્રહ્મસૂત્ર’ કહે છે, કેટલાક ‘વેદાંતસૂત્ર’ કહે છે, કેટલાક ‘ઉત્તરમીમાંસા’ કહે છે, કેટલાક ‘વ્યાસસૂત્ર’ કહે છે, કેટલાક ‘બ્રહ્મમીમાંસા’ કહે છે, કેટલાક ‘તત્ત્વસૂત્ર’ કહે છે, કેટલાક ‘શારીરકસૂત્ર’ કહે છે, કેટલાક ‘શારીરકમીમાંસા’ કહે છે અને કેટલાક ‘ઔપનિષદ મીમાંસા’ પણ કહે છે. આ સર્વ નામ સાર્થક જ છે. માર્ગની વિસ્મૃતિ થાય ત્યારે સૂત્રનું માર્ગસૂચકત્વ અત્ર તેમ અન્યત્ર પણ પ્રસિદ્ધ છે. વેદાર્થરૂપ બ્રહ્મમાં સંદેહ થાય તે નિવારણ કરનાર વેદાનુકૂલ આ બ્રહ્મવિચાર છે, તેથી એને ‘બ્રહ્મસૂત્ર’ કહેવામાં આવે છે વેદાન્ત એટલે ઉપનિષદ્ તેમાં સંદેહ થાય ત્યારે તેનું નિવારણ કરનાર આ શાસ્ત્ર છે, તેથી એને ‘વેદાન્તસૂત્ર’ પણ કહે છે વેદનું તત્ત્વ નિર્ણય કરી આપે છે, તેથી શ્રીમદ્‌વિઠ્ઠલેશ્વરાચાર્યાદિ આ શાસ્ત્રને ‘તત્ત્વસૂત્ર’ કહે છે વેદના ઉત્તરકાંડના અર્થનો વિચાર આ શાસ્ત્રમાં મુખ્ય હોવાથી એને ‘ઉત્તરમીમાંસા’ કહેવામાં આવે છે શ્રીબાદરાયણ વેદવ્યાસદ્વારા આ સૂત્ર પ્રકટ થયાં એથી એને ‘વ્યાસસૂત્ર’ અથવા ‘બાદરાયણસૂત્ર’ કહેવામાં આવે છે બ્રહ્મનો વિચાર આ શાસ્ત્રમાં હોવાથી એને ‘બ્રહ્મમીમાંસા’ કહે છે શારીર જે પરમાત્મા, તત્સંબંધી વિચાર આ શાસ્ત્રમાં હોવાથી, એને ‘શારીરકસૂત્ર’ અથવા ‘શારીરકમીમાંસા’ પણ કહે છે. ઉપનિષદ્‌ના તાત્પર્યનો વિચાર આ શાસ્ત્રમાં હોવાથી એને ‘ઔપનિષદ મીમાંસા’ કહે છે પરમઋષિ બાદરાયણપ્રણીત આ મંત્રો હોવાથી એને પારમાર્ષ સૂત્ર કહે છે અને આ શાસ્ત્રમાં ચાર અધ્યાય હોવાથી એને ‘ચતુર્લક્ષણી’ પણ કહે છે

વિચારપ્રધાન આ બ્રહ્મસૂત્રના ચાર અધ્યાય છે. પ્રથમ અધ્યાયને સમન્વયાધ્યાય કહે છે, કારણ કે એમાં સ્વરૂપપ્રતિપાદક સંદિગ્ધ વેદાંત વાક્યોનો નિર્ણય કરીને તે વાક્યો બ્રહ્મપર જ છે એમ નિર્ણય કરીને સુંદર અન્વય કર્યો છે. દ્વિતીયાધ્યાયને અવિરોધાધ્યાય કહે છે, કારણ કે તેમાં મતાન્તરનો નિરાસ કરીને તેઓ તરફથી આક્ષિપ્ત વિરોધ દૂર કર્યો છે. તૃતીયાધ્યાયને સાધનાધ્યાય કહે છે, કારણ કે તેમાં ઉપનિષદોના બોધકતાપ્રકારપૂર્વક તદુક્તસાધન પ્રતિપાદકવાક્યના સંદેહનો નિર્ણય કર્યો છે. ફલપ્રતિપાદક વેદાંતવાક્યના સંદેહનું નિરાકરણ ચતુર્થાધ્યાયમાં કર્યું છે તેથી તેને ફલાધ્યાય કહે છે આ પ્રકારે સમન્વય,

અવિરોધ, સાધન અને ફલ, એ ચાર અધ્યાય આ મીમાંસામા છે. પ્રત્યેક અધ્યાયના ચાર પાદ છે, અને પ્રત્યેક પાદમા અમુક અધિકરણો છે. પ્રાચીન ઋષિઓએ અધિકરણનુ લક્ષણ નીચે પ્રમાણે આપ્યુ છે. **'विषयो विशयश्चैव पूर्वपक्षस्तथोत्तरम् संगतिश्चेति पंचांगं शास्त्रेऽधिकरणं स्मृतम्'** ॥ ઉપનિષદ્ના જે વાક્યમા સંદેહ હોય છે તેને વિષયવાક્ય કહેવામા આવે છે. પ્રથમ વિષયવાક્યનો ઉપન્યાસ કરવામા આવે છે, અને તેમા શો સંદેહ છે તે કહેવામા આવે છે. વિશય–સંદેહનો નિર્ણય કરતા તેમાથી એક પક્ષનુ ગ્રહણ કરવામાં આવે છે અને પછીથી તે પક્ષને પૂર્વ ઉત્તર પક્ષ વડે શિથિલ કરવામાં આવે છે. પૂર્વ પક્ષને શિથિલ કરી નાખ્યા પછી ઉત્તર પક્ષનો સમાશ્રય કરીને સંદિગ્ધ ઉપનિષદ્ વાક્યનો અર્થ સુંદર રીતે યોજીને સંગતિ આપવામા આવે છે ઉપનિષદ્ વગેરેના જે વાક્યમા સંદેહ થાય તેને વિષયવાક્ય કહેવામા આવે છે. સંદેહને વિષય કહેવામા આવે છે, પ્રથમ પક્ષને પૂર્વ પક્ષ અને દ્વિતીયને ઉત્તર પક્ષ કહે છે, સુંદર અર્થની યોજનાને સંગતિ કહે છે, અર્થાત્ પ્રત્યેક અધિકરણમા વિષય, વિશય, પૂર્વ પક્ષ, ઉત્તરપક્ષ અને સંગતિ એમ પાંચ પારિભાષિક અંગ હોય છે. ક્વચિત્ એક જ સૂત્રનુ અધિકરણ હોય છે, તો ક્વચિત્ અનેક સૂત્રનુ પણ અધિકરણ હોય છે. અમુક સૂત્રસંખ્યા દરેક અધિકરણમા હોવી જ જોઇએ એમ કાંઇ નથી. અધિકરણના પાંચ અંગ સૂત્રમાં ક્વચિત્ સ્પષ્ટ પણ હોતા નથી, પરન્તુ વેદાધ્યયન કર્યા પછી આ શાસ્ત્રનો પ્રારંભ કરનારને તે પાંચે અંગની સ્ફૂર્તિ થઈ જાય એવી આ મીમાંસાની રચના છે. આ સ્થલે સૂત્રનો અર્થ પણ સ્પષ્ટ કરી લઈશું. સૂત્ર શબ્દનો સામાન્ય અર્થ તો પ્રથમ કહી ગયા છીએ તેનુ સ્મરણ કરાવીએ છીએ કે સંદેહ થતા સંદેહની નિવૃત્તિને સૂચવે તેનુ નામ સૂત્ર હવે શાસ્ત્રીય રીતે સૂત્ર શબ્દનો વિચાર કરીએ. સૂત્ર હમેશા ઘણા જ ટૂંકા હોય છે. આવશ્યક ઉપરાંત વિશેષ શબ્દ તેમા હોતા નથી, તો પણ સૂત્ર નિ સંદિગ્ધ જ અર્થ સૂચવે છે સૂત્રમા અક્ષર અને શબ્દ બને સ્વલ્પ હોય છે. સર્વ પ્રકારે તે સારભૂત હોય છે, એટલુ જ નહિ પણ સૂત્ર વિશ્વતોમુખ હોય છે એટલે અમુક દેશમા અમુક કાલમા તેમાથી વિવિધ અર્થ નિષ્પન્ન થાય છે. સૂત્રમા શબ્દ કે અર્થનો દોષ હોતો નથી.

આ બ્રહ્મસૂત્ર ઉપર અનેક ભાષ્યો થયલા છે. ભાષ્યનુ લક્ષણ ઋષિઓએ આ પ્રમાણે આપ્યુ છે **'सूत्रार्थो वर्ण्यते यत्र वाक्यैः सूत्रानुसारिभिः । स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः'** ॥ સૂત્રાનુસારી વાક્યોવડે જ્યા સૂત્રાર્થનું વર્ણન હોય અને જ્યા સ્વપદોની પણ વિવૃતિ હોય તેવા ગ્રન્થને ભાષ્ય કહે છે, અર્થાત્ જે ભાષ્ય સૂત્રના અર્થને અક્ષરેશ અનુસરે તે જ ગ્રન્થ 'ભાષ્ય'સંજ્ઞાને યોગ્ય છે આ બ્રહ્મસૂત્ર ઉપર ઉપલબ્ધ મુખ્ય ભાષ્યો નીચે પ્રકારે છે શાંકર, રામાનુજ, શૈવ, માધ્વ, ભાસ્કર, નિંબાર્ક, ભિક્ષુ, અને વાલ્લભ. આપણો ઉદ્દેશ અત્ર આ સર્વ ભાષ્યના ભાષાન્તર કરવાનો નથી, પરન્તુ આ સર્વ ભાષ્યકારોનાં ભાષ્યાનુસાર કેવલ સૂત્રનો જ અર્થ નિરૂપણ કરીશુ. વિવેચક વાચકને તે ઉપરથી સ્પષ્ટ પ્રતીત થશે કે એ સર્વ ભાષ્યકારોમા કયા ભાષ્યકાર સૂત્રાક્ષરને વિશેષ અનુસરીને સરલ અર્થ યોજી આપે છે. સર્વ ભાષ્યકારોના મત પ્રમાણે સૂત્રોનો અર્થનિર્ણય થશે, તેથી શ્રીકૃષ્ણદ્વૈપાયન વ્યાસના મતે વેદાર્થનુ શુ તાત્પર્ય છે તે પણ અધિકારીને સ્ફુરશે અને સૂત્રાક્ષરના અર્થનિર્ણયથી કયુ ભાષ્ય વ્યાસમતને વિશેષ અનુસરે છે તે પણ સ્પષ્ટ થશે

## ब्रह्ममीमांसास्वरूपावबोधककोष्ठक.

# व्याससूत्र.



## आद्याध्यायादिमपादाधिकरणनिर्धार.

# ब्रह्मसूत्र.

समन्वयाध्याय.

प्रथम पाद

( कार्यप्रतिपादक. )

अधिकरणसङ्ख्या—१० सूत्रसङ्ख्या—३०

- १. जिज्ञासाधिकरण, सूत्र १
- २. जन्माद्यधिकरण, सूत्र १
- ३. समन्वयाधिकरण, सू. १
- ४. ईक्षत्यधिकरण, सू. ७
- ५. आनन्दमयाधिकरण, सू. ८
- ६ अन्तस्तद्धर्माधिकरण, सू. २
- ७. आकाशस्तल्लिङ्गाधिकरण, सू. १
- ८. प्राणाधिकरण, सू. १
- ९. ज्योतिश्चरणाधिकरण, सू. ४
- १०. अनुगमाधिकरण, सू. ४

# ब्रह्मविचारशास्त्र.

कृपापीयूषसम्पूर्णं सरस्युद्भूतमद्भुतम् ॥
श्रीमदाचार्यपादाब्जं समाश्रयतु मन्मनः ॥ १ ॥
तावद्भाष्याणि चेष्टन्ते खद्योता इव खे निशि ॥
यावन्नाभ्युदितः श्रीमदणुभाष्यविभाकरः ॥ २ ॥
उल्लोपन्तीतराचार्यकौशिकास्तावदुन्मुखाः ॥
यावन्नाविरभूत् श्रीमद्वल्लभाचार्यभास्करः ॥ ३ ॥

## अथातो ब्रह्मजिज्ञासा ॥१॥ ( १–१–१ )

**पदविश्लेष**—अथ, अत, ब्रह्मजिज्ञासा.

**पदार्थ**—अथ-આરંભાય છે अत-એટલા માટે ब्रह्मजिज्ञासा-બ્રહ્મસંબંધી યાવન્માત્ર વિષયનો વિચાર.

**समुदितार्थ**—કર્મ વગેરે કરતા પણ બ્રહ્મજ્ઞાન પરમ પુરુષાર્થનું સાધક છે ' એટલા માટે ' વેદાર્થરૂપ ' બ્રહ્મસંબંધી યાવન્માત્ર વિષયનો ' વેદાનુકૂલ ' વિચાર ' ' આરંભાય છે '

**विवेचन**—સૂત્રાક્ષરાર્થના સુગમ વિશદીકરણથી અત્ર પંચાંગયુક્ત અધિકરણરચના આ પ્રમાણે ફલિત થાય છે

**विषय**—ઉપનિષદ્નો શ્રુત્યનુસારી વિચાર એ આ જીજ્ઞાસાધિકરણનો વિષય છે બ્રહ્મ વેદના અર્થરૂપ છે, વેદાર્થવિચાર કરતા બ્રહ્મવિચાર સહજે જ થઈ શકે એમ છે, માટે શ્રુતિ અને તદનુગામિની યુક્તિના સાહાય્યથી વેદાર્થરૂપ બ્રહ્મના વિચારરૂપ આ નિખિલ બ્રહ્મમીમાંસાશાસ્ત્રની કર્તવ્યતાનું સમર્થન આ પ્રથમ અધિકરણમાં કરવામા આવે છે

**संशय**—વેદાંત-ઉપનિષદ્નો વિચાર આરંભવો કે નહિ ? વેદાર્થરૂપ બ્રહ્મનો વિચાર કર્તવ્ય છે કે નહિ ? આ સંશય છે.

**पूर्वपक्ष**—વેદાંતના સ્વતંત્ર વિચારની કંઈ પણ આવશ્યકતા નથી, એ પૂર્વપક્ષ છે. શિક્ષા વગેરે છ અંગથી જ વેદાર્થનિશ્ચયની સંભાવના છે, તેથી આ સ્વતંત્ર બ્રહ્મવિચારશાસ્ત્રની આવશ્યકતા સિદ્ધ થતી નથી. વેદાર્થરૂપ બ્રહ્મ અચિન્ત્યાનન્તશક્તિમત્ અને સર્વભવનસમર્થ છે, એટલે તે બ્રહ્મમા વિરોધ જ અસંભવિત છે. સર્વથા અવિરુદ્ધ બ્રહ્મની વિચિકિત્સા કરતાં વિરુદ્ધ ભાસતાં શ્રુતિવાક્યોનો સમન્વય પણ અનાયાસે જ થશે. બ્રહ્મજ્ઞાનાર્થ આથી પણ વધારે પૃચ્છા થતી હોય તો શ્રુતિ[1] તપ આચરવાની આજ્ઞા આપીને જ વિરમે છે, સ્વતંત્રવિચાર કરવાનો ઉપદેશ કરતી નથી, માટે બ્રહ્મવિષયક આ સ્વતંત્ર વિચારશાસ્ત્રની આવશ્યકતાને ઉપર્યુક્ત હેતુઓ શિથિલ કરે છે

**उत्तरपक्ष अथवा सिद्धान्त**—વેદાર્થવિચાર કરતા મંદ અને મધ્યમ અધિકારીને અવશ્ય સંદેહ ઉત્પન્ન થાય છે જ, તેની નિવૃત્તિમાટે આ શ્રુત્યનુસારિણી મીમાંસા અથવા

---

१. तपसा ब्रह्म विजिज्ञासस्व

વિચારશાસ્ત્રની અતીવ આવશ્યકતા છે, એ સિદ્ધાંત છે. વિરુદ્ધ પ્રતીયમાન થતા એવાં અનેક શાસ્ત્રોથી વૈદિક પદાર્થનિર્ણયમાં સાંકર્ય પ્રાપ્ત થાય છે, તેનો પરિહાર કરી શકે એટલું શિક્ષાદિ ષડંગનું સામર્થ્ય નથી. સર્વશાસ્ત્રપરિશીલનજન્ય સંદેહમાત્રનો નિરાસ કરીને વેદાર્થનું સ્ફુટ ઉદ્દીપન કરવાનું સામર્થ્ય શિક્ષાદિમાં કેમ હોઇ શકે? જેણે વેદાર્થનો નિશ્ચય કરેલો છે એવા ઉત્તમ અધિકારીને તો આ મીમાંસાશાસ્ત્ર નિશ્ચયદઢતા કરવાને પણ ઉપયુક્ત થશે જ, મંદ અને મધ્યમ અધિકારીના તો સંદેહનિરાસ અને નિશ્ચયદઢતા એ બન્ને અર્થો આ મીમાંસાશાસ્ત્રથી સરશે. તપવડે બ્રહ્મવિજિજ્ઞાસા કરવાની શ્રુતિની આજ્ઞાનું પરિપાલન આવા વિપરીત કલિકાલમાં સર્વાંશે થવું ઘણું જ અશક્ય છે, માટે આ વેદાનુકૂલ વિચારશાસ્ત્રની ઉપયુક્તતામાં લેશ પણ ન્યૂનતા નહિ આવે. વિશેષ, સંહિતાપદપાઠની સંદેહનિવૃત્તિને માટે જેમ શિષ્ટ સુરષો પ્રાતિશાખ્યસૂત્રોનો ઉપયોગ કરે છે, તેમ વેદાર્થસંશયનિવારણમાં આ બ્રહ્મમીમાંસાશાસ્ત્રનું શરણ ગ્રહણ કરવું અપ્રમાણ નહિ જ ગણાય.

**सङ्गति**—પૂર્વપક્ષ વિચારયુક્ત નથી, અને ઉત્તરપક્ષ બલવત્તર છે, માટે આ મીમાંસાશાસ્ત્રનો પ્રારંભ શ્રીવ્યાસજીએ અત્યાવશ્યક માન્યો, અને આ વિચારશાસ્ત્રનું અવતરણ કરવામાં કરુણા કરી એ **સંગતિ** છે.

**परमतोपन्यास**—

ઉપર પ્રમાણે સ્વમતનિદર્શન કરાવીને જેટલું સ્વમતનું બ્રહ્મસૂત્રાનુસારિત્વ છે, તેટલું ઇતર મતનું નથી એમ જણાવવાના ઉદ્દેશથી ઇતર ભાષ્યકારોના મતનો પણ સંક્ષિપ્ત અનુવાદ કરવામાં આવે છે.

**श्रीश्रीरामानुजाचार्यकृतसूत्रव्याख्यान**—

**सूत्राक्षरार्थ**—અથ-ત્યારપછી. અત એ હેતુથી. બ્રહ્મજિજ્ઞાસા-બ્રહ્મને જાણવાની ઇચ્છા.

**समुदितार्थ**—કર્મનું [1]જ્ઞાન થયા 'પછી' કર્મ અલ્પ અને અસ્થિર છે 'એ હેતુથી' 'બ્રહ્મ' એટલે અસંખ્યકલ્યાણગુણગણ પુરુષોત્તમરૂપ બ્રહ્મ તેને જાણવાની ઇચ્છા (કરવી.)

**श्रीश्रीनिम्बार्काचार्यकृतसूत्रव्याख्यान**—

**सूत्राक्षरार्थ**—ઉપર પ્રમાણે, રામાનુજભાષ્યવત્.

**समुदितार्थ**—ધર્મમીમાંસાશાસ્ત્રના જ્ઞાન 'પછી' કર્મફલ ક્ષયિ છે અને બ્રહ્મજ્ઞાનફલ અક્ષયિ છે 'એ હેતુથી' ભગવત્કૃપા મેલવવાની ઇચ્છા રાખનારા મુમુક્ષુએ અનંત અને અચિન્ત્ય એવાં સ્વરૂપ, ગુણ, શક્તિ વગેરેથી બૃહત્તમ 'બ્રહ્મ' એટલે [2]લક્ષ્મીકાંત પુરુષોત્તમ, તદ્વિષયક જ્ઞાનની ઇચ્છા સંપાદન કરવી

**श्रीश्रीमध्वाचार्यकृतसूत्रव्याख्यान**—

**सूत्राक्षरार्थ**—અથ-[3]મંગલાર્થક, અધિકારાર્થક અને આનંતર્યાર્થ. ઇતર સર્વ પૂર્વવત્.

---

१. 'पूर्ववृत्तात्कर्मज्ञानादनन्तरं तत एव हेतोर्ब्रह्म ज्ञातुमिच्छेत्युक्तं भवति.' रामानुजभाष्य

२. बृहत्तमो यो रमाकान्तः पुरुषोत्तमो ब्रह्मशब्दाभिधेयस्तद्विषयिका जिज्ञासा सम्पादनीयेत्यादि. वेदान्तपारिजातसौरभाख्य नैम्बार्कभाष्य.

३. अथशब्दो मङ्गलार्थोऽधिकारानन्तर्यार्थश्च. माध्वभाष्य.

**समुदितार्थ**—કર્મના જ્ઞાન પછી ' નારાયણની કૃપા વિના મોક્ષ થતો નથી અને નારાયણનો અત્યંત અનુગ્રહ જ્ઞાન વિના અસાધ્ય છે માટે બ્રહ્મ એટલે વિષ્ણુરૂપ બ્રહ્મ, તેને જાણવાની ઇચ્છા ( કરવી ).

**भास्कराचार्यकृत सूत्रव्याख्यान—**

**सूत्राक्षरार्थ**—ઉપર પ્રમાણે.

**समुदितार्थ**—ધર્મના[1] જ્ઞાન 'પછી' કર્મ ક્ષયિ છે, 'એ હેતુથી' બ્રહ્મ એટલે ઇશ્વર, તેને જાણવાની ઇચ્છા કરવી.

**विज्ञानभिक्षुकृतसूत्रव्याख्यान—**

**सूत्राक्षरार्थ**—અથ—આરંભાય છે. અત 'અહિંથી' બ્રહ્મજિજ્ઞાસા બ્રહ્મનો વિચાર.

**समुदितार्थ**—'અહિંથી', આ[2] સૂત્રથી આરંભીને 'બ્રહ્મશબ્દના અર્થનો વિચાર' 'આરંભાય છે'

**शङ्कराचार्यकृत सूत्रव्याख्यान—**

**सूत्राक्षरार्थ**—અથ પછી. અત એ હેતુથી. બ્રહ્મજિજ્ઞાસા—બ્રહ્મને જાણવાની ઇચ્છા.

**समुदितार्थ**—નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક, શમદમાદિ સંપત્તિ, આ લોક અને પરલોકના ફલના ઉપભોગમાં વૈરાગ્ય અને મુમુક્ષુત્વ એ ચારે સાધન થયા પછી, અગ્નિહોત્ર વગેરે કર્મોનું ફલ અનિત્ય છે અને બ્રહ્મજ્ઞાનનું ફલ અનંત છે 'એ હેતુથી' બ્રહ્મને જાણવાની ઇચ્છા કરવી

પરમુખનિરીક્ષક રામાનુજમતતસ્કર એક દેશી શૈવનું પણ ભાષ્ય હાલમાં છપાયલું છે, એમ ખબર મલી છે, પરંતુ તે હજુ સુધી મને મલ્યું નથી, માટે તેના મતનો અનુવાદ અત્ર દૃષ્ટિપથ નહિ થાય. આ વ્યાખ્યાનો વિના બ્રહ્મમીમાંસા ઉપર બીજાં ઘણાં વ્યાખ્યાનો છે, પરંતુ મુખ્ય વ્યાખ્યાનોનો જ અત્ર સાર આપવામાં આવ્યો છે. હવે ઉપન્યસ્ત પરમતનું નિરીક્ષણ અને સ્વમતનું શ્રૈષ્ઠ્ય પ્રતિપાદન કરવામાં આવે છે

વિજ્ઞાનભિક્ષુ સિવાય સર્વ વ્યાખ્યાનકારો અથશબ્દનો અર્થ 'ત્યારપછી' એમ કરે છે. મધ્વાચાર્ય અર્થત્રય બતાવીને પણ અવલંબન તો આનંતર્યાર્થનું જ કરે છે. અથશબ્દનો 'ત્યારપછી' એવો અર્થ કરવામાં 'શાના પછી' એ આકાંક્ષા થાય છે. આ આકાંક્ષાની પરિપૂર્તિમાં શંકરાચાર્ય સિવાય સર્વ વ્યાખ્યાતાઓ 'ધર્મના જ્ઞાન પછી' પૂર્વમીમાંસાદર્શનથી થયલા કર્મના જ્ઞાન પછી એવો અર્થ કરે છે, જે અર્થને સૂત્રના અક્ષરમાંથી સંમતિ મલતી નથી, અને જે કલ્પના કરવા માટે અનર્થ તર્કનું આશ્રયણ કરવું પડે છે પૂર્વમીમાંસા વેદના કર્મવિષયક પૂર્વભાગનો વિચાર કરવામાં ઉપયુક્ત છે, અને બ્રહ્મમીમાંસા વેદના ઉત્તરભાગરૂપ ઉપનિષદ્નો વિચાર કરવામાં સાધનભૂત છે, પૂર્વોત્તરકાંડાત્મક વેદના અધ્યયન પછી જ ઉભય

૪. यतो नारायणप्रसादमृते न मोक्ष, न च ज्ञान विनात्यर्थप्रसाद, अतो ब्रह्मजिज्ञासा कर्तव्या. माध्वभाष्य

१ तस्मात्पूर्ववृत्ताद्धर्मज्ञानादनन्तरं ब्रह्मजिज्ञासेतियुक्तम् । भास्करभाष्यम्.

२. इद सूत्रमारभ्य प्राधान्येन ब्रह्मविचार, तच्छास्त्रमस्माभि क्रियत इति. भिक्षुभाष्यम्.

મીમાસાના પરિશીલનમાં યોગ્યતા છે, એમા વૈમત્ય નથી. મીમાસા વેદાર્થના સંદેહનું નિ કરણમાત્ર કરે છે, કર્મજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન, કર્મફલસાક્ષાત્કાર અથવા બ્રહ્મસાક્ષાત્ કરાવવાનું એક મીમાસામાં સામર્થ્ય નથી કોઇ અધિકારી - એવો જ હોય કે તેણે વેદાન ઉપનિષદ્‌નું અધ્યયન પ્રથમ કરેલુ હોય અને પૂર્વકાંડનું અધ્યયન કર્યું જ ન-હોય તે શું બ્રહ્મમીમાસાના શબ્દાર્થ માટે પણ અધિકારી ન કહેવાય ? અર્થાત્ ધર્મમીમાસા પછી જ બ્ર મીમાંસાનું પરિશીલન કેમ થાય ? ધર્મવિચારની આદ્યતામાં પ્રમાણ શું ? આ નૈસર્ગિક વિચાર અને यदेव विद्यया करोति એ શ્રુતિથી ઉપનિષદ્‌નું જ્ઞાન કર્મોપયોગિ હોવાથી ધર્મમીમા પછી અર્થાત્ કર્મજ્ઞાન પછી આ બ્રહ્મમીમાસાનો અધિકાર છે એ ઇતર વ્યાખ્યાતાઓનું ઉપપન્ન લાગતું નથી, માટે જ 'કર્મજ્ઞાન પછી' એવા અર્થને હૃદયમા સ્થાન આપીને કરે અથશબ્દનો આનન્તર્યાર્થ પણ યુક્તિસહ નથી. કર્માદિકનું સ્વર્ગાદિ અધ્રુવ ફલ છે, માટે પૂર્વવૃત્ત હેતુ નથી એમ માનનારા શંકરાચાર્યજી કહે છે કે શમદમાદિ સાધનસંપત્તિ થ પછી બ્રહ્મજિજ્ઞાસા કરવી, પરન્તુ તે પણ વિચારચારુ નથી, કેમ કે શમદમાદિનો બ્રહ્મન પહેલા સંભવ જ નથી. પહેલા ઉપનિષદર્થની મીમાસા કરીને બ્રહ્મ જ પરમ પુરુષાર્થ છે જાણવું જોઈએ, અને યાગાદિ બ્રહ્મજ્ઞાનના અંગ હોવાથી બ્રહ્મજ્ઞાનાર્થ તે કરવા જોઇએ એ નિર્ધારીને, તે પ્રમાણે આચરીને ચિત્તશુદ્ધિ થયા પછી, શમદમાદિ સાધનસંપત્તિ પ્રાપ્ત થ શકે છે. આવી રીતે સાધનસપત્તિ દુષ્પ્રાપ છે, અને તે મળ્યા પહેલાં તો બ્રહ્મમીમાં કરવાની અતીવ આવશ્યકતા છે, તેથી સાધનસપત્તિ થયા પછી બ્રહ્મજિજ્ઞાસા કરવી, શિવાપરાવતારનું કહેવુ સમજસ જણાતુ નથી. સિદ્ધાંતમા અથશબ્દનો અધિકારાર્થ નિર્દિષ્ટ છે.

સૂત્રસ્થ દ્વિતીય પદ અત શબ્દનો અર્થ એ હેતુથી એમ પંચમ્યર્થ કરનારાઓમાં શંકરાચાર્ય સિવાય સર્વ ભાષ્યકારો અત શબ્દનો આશય આ પ્રમાણે નિર્ધારે છે. 'આ[1] દેશ સુખકારક છે, સુભિક્ષ છે, 'એ હેતુથી' તેમાં વસું છુ.' અત્ર સ્વવાસમાં હેતુ દેશનું ક્ષેમત્વ અને સુભિક્ષત્વ છે. આ દૃષ્ટાંતને જ અનુસરીને પ્રસ્તુતમા પણ 'એ હેતુથી બ્રહ્મજિજ્ઞાસા કરવી' એ અક્ષરાર્થ એમ જ દ્યોતન કરે છે કે, બ્રહ્મને જાણવાની ઇચ્છામા પૂર્વવૃત્ત કર્મજ્ઞાન હોવુ જોઇએ. કર્મના ક્ષયિ સ્વરૂપનો પછીથી નિશ્ચય થાય છે 'એ હેતુથી' બ્રહ્મજિજ્ઞાસા કર્તવ્ય છે. આ સર્વ ઉપપાદન ક્લિષ્ટ અને અસંગત છે અથશબ્દના 'કર્મજ્ઞાન પછી' એ અર્થના ખંડનથી આ ક્લિષ્ટ આશયનું પણ અસૌષ્ઠવ વિશદ કરવાનું રહેતુ નથી. વિજ્ઞાનભિક્ષુ અત શબ્દનો 'આ સૂત્રથી આરંભીને' એવો અર્થ કરે છે તે કેવલ કલ્પનાધાર હોવાથી અપ્રમાણ છે સિદ્ધાંતમા અત શબ્દનો 'કર્માદિક કરતા બ્રહ્મજ્ઞાન જ પુરુષાર્થસાધક છે, માટે, બ્રહ્મજ્ઞાનને માટે' એ સગત અને યુક્તિસહ અર્થ જ ગ્રાહ્ય છે

ब्रह्मजिज्ञासाशब्दनो અર્થ કરવામાં વિજ્ઞાનભિક્ષુ વિના સર્વ વ્યાખ્યાતાઓ એક જ સમાસનું સમાશ્રયણ કરીને 'બ્રહ્મને જાણવાની ઇચ્છા' એવો અર્થ કરે છે. બ્રહ્મશબ્દથી 'પુરુષોત્તમ' લેવા એમ રામાનુજાચાર્યનું મત છે. આ પુરુષોત્તમ તે પુષ્ટિમાર્ગના આનંદાત્મક

---

૧. क्षेमः सुभिक्षोय देशोतोदमास्मिन् वसामि ।

પુરષોત્તમથી જુદા છે, એમ અવધારવું નિંબાર્ક અને ભક્ત બ્રહ્મશબ્દથી લક્ષ્મીકાંત વિષ્ણુને સમજે છે ભાસ્કર ઇશ્વરને અવધારે છે. સાખ્ય અને ઉપનિષદ્નુ સાર્ક્ય કરવાનો પ્રયાસ કરનાર ભિક્ષુનુ બ્રહ્મ પણ વિલક્ષણ છે. શંકરાવતારનુ બ્રહ્મ ગૌણ શબલ (એક્ટિંગ) નથી, પણ પ્રધાન નિર્ગુણ (ચીદ્) છે. જીજ્ઞાસા શબ્દનો અર્થ કરવામા ભિક્ષુ સિવાય જે સર્વ એકમત થયા છે તે જીજ્ઞાસાનો અર્થ 'જાણવાની ઇચ્છા' કરે છે આ અર્થ કરવાથી સૂત્રમાં અપૂર્ણતાનો આરોપ થાય છે, અને कर्तव्या (કરવી) એ શબ્દનો અધ્યાહાર કરવાની વિટંબનાનુ અવલંબન કરવુ પડે છે. આવુ મોટુ દોષવસન ધારણ કરવામા સર્વ તત્પર થયા છે, એ આશ્ચર્ય છે. ભિક્ષુને કઇક સત્ય માર્ગ જણાયો હોય એમ સમજાય છે, કારણ કે તે જીજ્ઞાસાશબ્દનો વિચાર અર્થ કરે છે. બ્રહ્મને જાણવાની ઇચ્છા એવો અર્થ કરવામા આવ્યો છે, તે અર્થ પણ વિચારહીન છે. માત્ર બ્રહ્મનેજ જાણવાની ઇચ્છાની પ્રતિજ્ઞા કરી, તો પછી બ્રહ્મ વિના ઇતર વિષયો અત્ર ચર્ચવા જ ન જોઈએ, શ્રીવ્યાસજી ચર્ચે છે તો ખરા, માટે માત્ર 'બ્રહ્મને જાણવાની ઇચ્છા' એવો અર્થ ન કરતા 'બ્રહ્મસંબંધી યાવન્માત્ર વિષયનો વિચાર' એવો અર્થ લેવો ઉપપત્તિપૂર્વક છે ભાસ્કરનો 'બ્રહ્મશબ્દાર્થનો વિચાર' એ અર્થ કલ્પિત છે સિદ્ધાંતમા વેદના અર્થમા થતા સંદેહોનું નિરાકરણ કરીને વેદનું શાબ્દજ્ઞાન જ આ મીમાસા કરાવી આપે છે, બ્રહ્મ વેદના અર્થરૂપ છે, માટે તેના વિચારની પ્રતિજ્ઞા પણ યોગ્ય છે, એ એ ભાવાર્થ પ્રકાશે છે.

---

# લીલાવૈચિત્ર્ય.

---

સ્માર્ત અને વૈષ્ણવો વચ્ચે ઉદ્ભવેલા ચિરસમયાવલંબી વિરોધમા નડિઆદનુ પ્રકરણ પણ કેટલેક અંશે હેતુભૂત હતુ, એ સર્વને વિદિત જ છે. કેટલાક બ્રાહ્મણોએ તિલકકંઠીનો સ્વીકાર કર્યો અને તેથી તેમના સજાતીય બ્રાહ્મણોએ પોતાના કહેવાતા જગદ્ગુરુની આજ્ઞા પ્રમાણે તેઓનો જ્ઞાતિબહિષ્કાર કર્યો. આ ઇતિવૃત્તને લગભગ પાચ વર્ષ થવા આવ્યા, પરન્તુ કઈપણ સમાધાન થયુ ન હતું. હાલમા સદ્ગૃહસ્થોના મળેલા પત્ર ઉપરથી જણાય છે કે, તે વિરોધનું હાલ એક બાહોશ સબજજ વૈષ્ણવને હાથે ૦સાંત્વન થયુ છે બ્રાહ્મણો અને વૈષ્ણવો એમ બંનેએ મળીને ત્યાના સબજજ અને ચંદ્રમાજીના ઘરના સેવક રા. રા. મુકુંદરાયજીને તટસ્થ નિમ્યા હતા, અને તેઓ આ વિષયપરત્વે જે નિર્ણય આપે તે માનવા કબુલ્યુ હતુ સબજજ સાહેબ પાસે બંને પક્ષે આ પ્રમાણે વિગત રજુ કરી બ્રાહ્મણોએ એમ કહ્યુ કે "જે ચાર બ્રાહ્મણોનો અમે જ્ઞાતિ બહિષ્કાર કર્યો છે, તેનુ કારણ તેઓ જ્ઞાતિસમક્ષ અપશબ્દ બોલ્યા હતા તે છે" વૈષ્ણવોએ એમ દલીલ કરી કે ચાર બ્રાહ્મણોને કંઠીતિલક લેવા બદલ જ્ઞાતિબહિષ્કારની શિક્ષા કરી છે. ઉભયપક્ષની આ વિગત સાભળીને બંને વચ્ચે સમાધાન કરવાની ઇચ્છાએ સબજજ સાહેબે પોતાને ઘેર સવ બ્રાહ્મણોને ભોજન આપવા તેડાવ્યા અને તે સમયે બહિષ્કૃત બ્રાહ્મણોને પણ પંક્તિમા બેસાડીને ચુકાદો સંભળાવ્યો કે "હવે વ્યતીત થયેલું સર્વ વિસ્મરીને ઉભયપક્ષે પૂર્વવત્ પોતાનો વ્યવહાર શરૂ કરવો." આ પ્રમાણે એક વખતે જે વિરોધે ગંભીર સ્વરૂપ લીધુ

હતું તે વિરોધ **अतृणे पतितो वह्निः स्वयमेव प्रशाम्यति** એ ન્યાયે શાંત થયો છે. ખચિત જ તે યોગ્ય થયેલું ગણાશે.

  

આ ઉપરથી શં. માવવાતીર્થે ખાસ ધડો લેવો ઘટે છે, અને સત્કર્તવ્યનુ વિશાલ ક્ષેત્ર મુકીને અન્ય માર્ગે વિચરવાનું તેમણે બધ કરવુ એ અમારી તેમને સૂચના છે. કંઠી તિલકનો સ્વીકાર કરનાર સુયોગ્ય બ્રાહ્મણચતુષ્ટયનો આવેશથી બહિષ્કાર કરનાર જ્ઞાનિજનોએ સમયને અનુસરીને સમાધાન માર્ગ ઉપર આવવાની જે હિમત બતાવી છે, તેથી તેઓને ધન્યવાદ આપીએ છીએ અને હવેથી તેઓએ સ્વહિત વિચારીને કોઇ હિતશત્રુના ભોગ થતાં પહેલા લાખો વિચાર કરવો. આ ઝગડાના સમાધાનની કોશીષ કરીને સારૂ પરિણામ લાવનાર સબજજ રા. મુકુંદરાયભાઇ અને ભોજન વગેરેનુ ખર્ચ ઉઠાવનાર અને અન્ય પ્રયાસ કરનાર શે. ગોરધનદાસ શંભુદાસને પણ ધન્યવાદ ઘટે છે.

## પ્રકટ થયેલું નવું પુસ્તક.

શ્રીમદ્વૈષ્ણવપરિષત્ તરફથી પ્રકટ થતી **શ્રીમદ્વલ્લભાચાર્યગ્રંથરત્નમાલાના** આ પંચમ અંક છે, તેના તૃતીયપીઠના ભૂતપૂર્વ અધીશ્વર શ્રીવ્રજભૂષણજી મહારાજના સેવક શ્રીદ્વારકાધીશના મુખીઆજી, નાગર બ્રાહ્મણ, પરમભગવદીય શ્રી શ્રી **નિર્ભયરામ** ભટ્ટ છે ગ્રથનું નામ **अधिकरणसंग्रह** છે આ ગ્રંથમા શ્રીમદ્વલ્લભાધીશ્વરવિરચિત અણુભાષ્યના અધિકરણોનો સૂક્ષ્મ અને સરલ સંસ્કૃત ભાષામા સાર આપ્યો છે. આના મનનથી અણુભાષ્યમા પ્રવેશ સુગમ થાય છે. વિશેષમાં એ ગ્રંથકાર **વિષ્ણુસ્વામિપરંપરા** ઉપર સારો પ્રકાશ પાડે છે, અને તેને માટે સક્ષિપ્ત પણ એક સચોટ ઉપોદ્ઘાત લખે છે. વિષ્ણુસ્વામિ પરપરાનો આગ્રહ કરનારાઓએ આ ગ્રથ એકવાર અવશ્ય વાચવો, એમ અમારી સૂચના છે. ગ્રથ ઉપર સરલ સંસ્કૃતમા એક પ્રસ્તાવના શાસ્ત્રી વસંતરામે લખી છે તેમા તે ગ્રથકારના આશયને વિશેષ વિશદ કર્યા છે આ ગ્રંથમાલા તરફથી જે ગ્રંથો પ્રકટ થાય તેનો દરેક સદ્‌ગૃહસ્થે અને પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયે સંગ્રહ કરીને આ ગ્રથમાલાને ઉત્તેજન આપવુ.

## ભેટનું પુસ્તક.

જેઓ ચાલુ વર્ષનું નોછાવર સત્વર મોકલી આપશે, તેઓને શ્રી ગુસાંઇજીના સેવક શ્રીશ્રીમુરલીધરદાસે રચેલુ **शाण्डिल्यभक्तिसूत्रभाष्य** ગુજરાતી ભાષાતર સાથે ભેટ આપવામા આવશે. પુસ્તક નિર્ણય સાગર પ્રેસમાં ઉત્તમ રીતે છપાય છે.

---

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

---

૧ જગત્ સત્ય છે.

૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણ પરમાત્મા જ છે.

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદ છે.

૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે

૭ કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુત સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઇ શકે જ નહિ

---

વર્ષ ૪ થુ ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, જ્યેષ્ઠ

# પુષ્ટિભક્તિસુધા.

ફાગણ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૧, અંક ૩ ]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક
વાડીલાલ નગીનદાસ શાહ.
બી એ., એલ્એલ બી. વકીલ, હાઈકોર્ટ
મુંબાઈ.

ન્યોછાવર રૂ. ૨-૦-૦ છુટક અંકના રૂ. ૦-૪-૦

Printed by Somalal Mugatlal Shah at the Gujarat Printing Press Ahmedabad and published by Vadilal N. Shah B.A., LL.B. Princess Street, Bombay.

# आवश्यक निवेदन.

१. આ માસિક સબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.
२. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
૩. આ માસિકમાં છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય સુધારોવધારો કરવો, પ્રકાશકની ઇચ્છાધીન છે.
૪. શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામાં આવશે.
૫ વર્ષનું નોછાવર પ્રથમથી લેવામાં આવે છે.
૬ આ માસિકના પરિવર્તનમાં જેમના તરફથી માસિક વા પત્ર મળશે તેમને વગર-નોછાવરે આ માસિક મોકલવામાં આવશે.
૭ કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબને સારૂ ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામાં આવશે નહિ.
૮ આ માસિકમાં જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવું અથવા મળવું.

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઇ.
} પ્રકાશક.

# અનુક્રમણિકા.






# ग्रीष्मऋतुवर्णन.

ગ્રીષ્મ વિષમ આવી અલિ, કહે પ્રભાવતી કન્યા;
નાથ ન આવ્યા હજી, હશે મારો એવડો શો અન્યાય ? ૧
એક જ્વાલા હૃદયે વિરહની, બાહ્ય આતપ બીજી;
આશ ઉગરવાની ટલી, ગઇ નખશિખ સીજી. ૨
વીજન કોટિ કારંજથી, મુજ તાપ ન જાય,
તપ્ત તેલ જેમ જલ મલે, ભડકો તેમ અતિ થાય. ૩
અપ ગુલાબ મલયાગરે, મુને શીતલતા તેવી,
દાદુર છાયા ફણિફણા, સુખદાયક જેવી. ૪
ચંદ્રકિરણ ચિત્ત ના ઠરે, ચોબારૂં વિષજ્વાલા,
ચક્ષુઃશ્રવા સરખી સખી, ઉર પ્રસૂનની માલા. ૫
લૂ વાયે સહુ લોકો કહે, વણ જાણે મર્મ;
નિઃશ્વાસ મૂકે કો વિરહિણી, દુઃખ પામીને પરમ. ૬

---

૧. પ્રભાવંતીની કન્યા શ્રીસ્વામિનીજી કહે છે કે હે સખી, વિષમ-સંતાપકારક ગ્રીષ્મ ઋતુ તો આવી પહોચી, પરંતુ હજુ સુધી નાથ તો પધાર્યા નથી મારો એવો તે શો અન્યાય થયો છે ? એવો કયો અપરાધ કર્યો છે ?

૨. એક તો હૃદયમા વિરહની જ્વાલા સળગી રહી છે, તેમા વળી બહારની તાપની જ્વાલા ભેગી થવા લાગી, અર્થાત્ અંદર અને બહાર તાપોત્પાદક સામગ્રી જ એકઠી થઇ છે હવે મારી ઉગરવાની આશા ટળી છે, કારણ કે નખથી શિખ સુધી હું સીજી ગઇ છુ, એટલે બે જાતના તાપથી બફાઈ ગઇ છુ.

૩. કરોડો પંખા કરવાથી કે કરોડો ફુવારાથી કંઇ મારો તાપ શમાવાની આશા ઉદ્ભવતી નથી ઉલટુ તેવા બાહ્ય ઉપચારોથી તો જેમ તપેલા તૈલમા જલબિંદુ નાખવાથી ભડકો થાય છે તેમ વિરહજ્વાલા વધારે ગંભીર સ્વરૂપ પકડે છે.

૪. દાદુરને દેડકાને જેવી નાગની ફેણની છાયા સુખદાયક છે તેવી જલ, અને મલયાગિરિનુ ચંદન મને શીતલતા ઉપજાવે છે. અર્થાત્ દેડકાને નાગની ફેણ જેટલી ત્રાસજનક છે તેટલી જ દરેક વસ્તુની શીતલતા મને ત્રાસદાયક થઇ પડે છે.

૫ શશિકિરણથી પણ ચિત્ત ઠરતુ નથી, કેમકે તે ચોતરફ વિષની જ્વાલા જ પ્રસારે છે. વક્ષ:સ્થલ ઉપર રહેલી પુષ્પમાલા ચક્ષુશ્રવા-સર્પ સરખી લાગે છે.

૬. લોકો કહે છે કે નિદાઘમા લૂ વાય છે, પણ તે લોકો મર્મ જાણ્યા વિના કહે છે. વાસ્તવિક લૂ વાતી નથી, પરંતુ કોઇ વિરહિણી વનિતા અત્યંત દુઃખનો-વિરહનો અનુભવ કરીને ઉષ્ણ નિઃશ્વાસ મૂકે છે. ઉષ્ણ વાયુ ઉપર વિરહિનિઃશ્વાસની ઉત્પ્રેક્ષા.

સર્વ નવાણુ સુકી ગયાં, મુજ તાપબલેથી;
ઉદધિ અધિક તે કારણુ કહું, મારા અશ્રુ મલેથી. ૭

વૃક્ષ વેલ સહુ શુષ્ક તે, લક્ષી કૃશ મારૂં તન;
અર્ક જવાસા ફૂલીઆ, સુખ શોકે પ્રસન્ન. ૮

કહેતાં પ્રેમસમાધિ થઈ, થયું તદ્રૂપ મન;
ભાવાત્મક પિયુ કૃષ્ણુના, થયાં સ્ફુટ દર્શન. ૯

વિરલા લહે કો એ મર્મને, એ વિરહ ભિન્ન જાતિ;
જેમ લુહારની સાણુશી, શીતલ ક્ષણુ તાતી. ૧૦

પરમ પુનીત તટ નર્મદા, ચંડીપુર આવાસ;
જ્ઞાતિ નાગર સાઠોદરો, કવિ કૃષ્ણુનો દાસ. ૧૧

**દયારામ** ષટ્ ઋતુ કથી, સ્યામવિરહને વ્યાજ,
રાધાકૃષ્ણુ એકરૂપ છે, લીલા ભક્તને કાજ. ૧૨

### શ્લોક.

રાધાકૃષ્ણુસ્વરૂપ એક નિશ્ચે સ દેહ નથી સર્વથા,
કાયા છાયાવત્ સંયોગ નિત્ય છે ને અર્થ શબ્દે યથા;

---

૭. મારા વિરહતાપના બલથી બધા નવાણુ-સ્નાનાવાસ સુકાઇ ગયાં. ત્યારે સમુદ્ર કેમ વધ્યો ? તેનુ કારણુ કહું છુ. મારા અશ્રુ તેમા ભળ્યા એટલે સમુદ્ર વધ્યો.

૮. વૃક્ષ, વેલી વગેરે મારું શુષ્ક શરીર જોઇને સુકાઇ ગયા. અર્ક-આકડો અને જવાળી કેમ પ્રફુલ રહે છે ? મારી સપત્નીના સુખથી આ ટૂંકની નોટમા એક સાક્ષર મન્યે અર્ક શબ્દનો સૂર્ય અર્થ કર્યો છે! સૂર્ય ખીલતો કેમ હશે અને જવાલાની સાથે તેનું કયા અંશમા સામ્ય હશે, એ તો તે લેખકનું રસિક હૃદય જ જાણે ! આવા રસજ્ઞોને જ ઉદ્દેશીને શિરસિ મા લિખ એ ઉક્તિ પ્રાદુર્ભવી છે.

૯. આ પ્રમાણે કહેતાં પ્રેમની સમાધિ થઇ અને સર્વાત્મભાવે મન કૃષ્ણુમય થઇ ગયુ, અને તેમ થવાથી લોકવેદાતીત, અક્ષરાધિપ, રસાનંદાત્મક નંદનંદન પ્રાણેશ શ્રીકૃષ્ણુના સ્ફુટ દર્શન થયા.

૧૦. એ વિરહ જુદી જ જાતનો છે, તેના મર્મને વિરલા જ જાણે છે. જેમ લુહારની સાણુસી પલમા ઉષ્ણુ અને પલમાં શીતલ બને છે તેવા પ્રકારનો આ વિરહ છે

૧૧. ૧૨. પરમ પવિત્ર નર્મદાજીના તટ ઉપર ચાણોદ ગામના રહેવાસી, જ્ઞાતિએ સાઠોદરા નાગર, કૃષ્ણુના દાસ, કવિ દયારામે શ્રીસ્યામસુંદરના વિરહના બ્યાજે ષટ્ ઋતુનુ વર્ણુન કર્યું છે. વાસ્તવિક રાધા અને કૃષ્ણુમા સ્વરૂપ પણુ ભેદ નથી, માત્ર ભક્ત માટે જ તેવી લીલા કરે છે.

સર્વેશ્વર સર્વાત્મ તર્ક મહિમા ક્રીડા વિચિત્રા ગતિ,
વેદાદિકને અગમ્યરૂપ એ છે પ્રાપ્ત એક પ્રેમે કરી. ૧૩

**માલિની.**

રતિ સહ ઋતુ ગાશે પાપસંતાપ જાશે,
સુમતિ ઉર ભરાશે કૃષ્ણ શું પ્રેમ થાશે;
સફલ જ ચિત્ત ચહાશે વિઘ્ન સર્વે પલાશે,
પરમ હર્ષ છાશે સ્નેહરસ પી જે પાશે. ૧૪

## ॥ स्वमार्गरहस्यनिरूपणम् ॥

"रसो वै सः" એ શ્રુતિથી પ્રભુ રસરૂપ નિરૂપણ કરાયલા છે. રસ જેવો સ્વશાસ્ત્રમા સિદ્ધ કરેલો છે તેવો માનવો રસ બે પ્રકારનો છે. પહેલો સંયોગ અને પછી વિપ્રયોગ. સંયોગમા ક્રિયા મુખ્ય છે, તેમા રસના ઉદ્બોધને માટે ભાવો નિરૂપણ કરેલા છે વિપ્રયોગનુ ક્રિયા વગરનું કેવલ સ્વરૂપ પણ ભાવાત્મક જ છે. ભાવની પ્રાપ્તિ, તે જ એ વિપ્રયોગની પ્રાપ્તિ, બીજી કોઇ નહિ એ વિપ્રયોગભાવ પ્રથમના દેહને (ભૌતિક દેહને) સર્વત નિવૃત્ત કરી ( કાઢી નાખીને ) સર્વ સામર્થ્યવાન્ નૂતન દેહ કરે છે. શ્રીપ્રભુના વલ્લભ શ્રીવલ્લભાચાર્યજીએ સર્વ ગ્રંથોમા કહ્યુ છે કે પ્રભુના વિપ્રયોગનો અનુભવ કોઇ પણ અડચણ વગર થયા કરે તેનું નામ નિરોધ. પ્રપંચનુ ( જગતનુ ) સ્મરણ હમેશા થયા કરવાથી નિરોધમા વિરોધ આવે છે. દશમસ્કંધીય નિરોધલીલાના સ્મરણ વડે ગુણગાન કરવાથી એ વિરોધ જતો રહે છે, એટલે પ્રપંચની વિસ્મૃતિ થાય છે. માત્ર દીનતાભાવથી જ ભાવની પ્રાપ્તિ ( સંગતિ ) સુલભ થાય છે બ્રહ્માદિને પણ જે ભાવ દુર્લભ છે તે ભાવ આવા જીવોને કેમ પ્રાપ્ત થશે એવી ચિંતાથી કૃપાલુ ભગવાને પોતાનુ મુખારવિંદ પ્રકટ કર્યું. એ મુખાગ્નિરૂપ શ્રીમહાપ્રભુજીના આશ્રયથી અહિ ઘણુ ખરૂ સર્વને વિરહતાપનો સંભવ છે વિરહતાપથી સર્વથા સર્વનો પરિત્યાગ થશે, સર્વનો પરિત્યાગ થયે ખરેખર પ્રપંચનું ( જગતનુ ) વિસ્મરણ થશે, જગતની વિસ્મૃતિ થયેથી પ્રભુપર આસક્તિ સર્વથા થશે. એ આસક્તિમાથી

---

૧૩. રાધાકૃષ્ણસ્વરૂપ એક જ છે એમ નિશ્ચયથી સમજવુ, એમા કોઇપણ જાતનો સંદેહ પડતો નથી દેહ અને તેની છાયાનો સંયોગ જેમ નિત્ય છે, વળી અર્થ શબ્દથી જુદો નથી, તેમ શ્રીરાધાકૃષ્ણનુ ઐક્ય જ છે પ્રભુ સર્વેશ્વર છે, સર્વના આત્મા છે, તર્કનો મહિમા ત્યાજ આવી વિરામ પામે છે, ક્રીડા–લીલા, ગતિ સર્વ વિચિત્ર જ છે. વેદાદિકને તે સ્વરૂપની ગમ નથી તેની પ્રાપ્તિ માત્ર પ્રેમથી જ થાય છે બીજા બધા સાધનો નિષ્ફલ છે.

૧૪. આ ઋતુવર્ણન પ્રેમસાથે જે પુરુષ ગાશે, તેના પાપ અને સંતાપ બન્ને જાશે, હૃદયમા સુમતિ સ્થાન કરશે, અને શ્રીકૃષ્ણથી પ્રેમ થાશે ચિત્તમાં જે ચાહના થશે તે પણ સફલ જ થવાની, સર્વ વિઘ્નો પલાયન કરવાના અને પરમ હર્ષની છાઇ છવાઈ જશે. આ વ જે મનુષ્ય પ્રેમરસનુ પાન કરીને બીજાને પાશે તેને થશે.

વ્યસન થાય તો પછી શુ બાકી રહ્યુ ? પ્રભુમા એવી અત્યન્ત દુર્લભ રતિ પ્રાપ્ત થઇ નથી તેથી જ સર્વ પ્રતિબન્ધ પણ નડે છે, માટે સુબુદ્ધિમાને શ્રીમદ્વલ્લભાચાર્યજીનો આશ્રય કરવે, તેથી શ્રીમહાપ્રભુજીના આશ્રયવાન્ સાધનરહિત અનન્ય મનુષ્યોએ સર્વદા સર્વભાવથી તેમની જ સેવા કરવી

॥ ઇતિ શ્રીહરિદાસવિરચિતં સ્વમાર્ગરહસ્યનિરૂપણ સમાપ્તમ્ ॥

---

## ॥ અથ અષ્ટમી વિજ્ઞપ્તિઃ ॥

શ્રીકૃષ્ણાય નમ ॥ હે વ્રજરાજ, અમારા અપરાધ પણ ગણવા ન જોઇએ, કારણકે તને તો ઐશ્વર્ય સ્વાભાવિક છે, અને અમે ક્ષુદ્ર છીએ. (૧).

અમે ત્વદીય (તારા) છીએ એ અમારૂ અતુલ મહાભાગ્ય છે, પણ અમે તારી સમીપ રહીએ છીએ છતાં અરેરે ! તારી વિલાસયુક્ત દૃષ્ટિના દર્શન ન થાય એ હમણા અમે અમારૂં મોટુ અભાગ્ય માનીએ છીએ. વધારે કહેવાથી શું ? તુ અમારૂ સર્વસ્વ છે, પણ હે ગોવિંદ, તુ માને ત્યારેને ? (૨)

ગોકુલપતિએ અમારા સર્વનો અંગીકાર કર્યો છે, જો કે અમે અન્યાયી છીએ, તે છતાં તે દયાસિંધુ અમારો ત્યાગ કરશે નહિ. (૩).

મારા કૃત્યોથી મને ભય લાગે છે, પણ શું કરૂ ? તોપણ અમારૂ શરણ પણ એ જ છે, એટલે ભય પણ નથી જ. (૪).

જેમ અમે તદીય (તેના જ) છીએ, તેમ તે પણ સ્વભાવથી જ અમારો પ્રભુ છે, તેથી અમને આ લોક ના પરલોકની ચિંતા નથી (૫).

જેટલુ કાર્ય અમારી પાસે કરાવવાની ઇચ્છા હશે તેટલુ કરાવીને અમને શીઘ્ર (જલદી). પ્રભુ સમીપ અણુશે, માટે તમારે ચિતા કરવી નહિ, અમે સર્વ રીતે પ્રભુને પ્રિય છીએ. (૬)

હે સુંદર, અમે અજ્ઞાની છીએ, પણ તુ તો જાણે છે કે " એમનું સર્વસ્વ હું છુ." કારણ કે તુ સ્વત સર્વકર્તા છે. (૭).

અંગીકૃત જનથી થયેલા અપરાધના સમૂહ ક્ષમા કરવા એ તો જેને માત્ર વિનોદ છે, એવા પ્રભુનો અંગીકાર પણ નિત્ય જ છે. કહો, એની બરોબરી કોણ કરી શકશે ? (૮).

નથી વિદ્યા મને વેદાધ્યયનનું બલ, નથી યજ્ઞનું બલ, નથી તપનું બલ, નથી યોગજન્ય બલ, નથી જ્ઞાનનુ બલ, કે નથી બીજુ કાંઇ પણ બલ, પણ આજે કાલે કે ગત ભક્તિનું બલ, તારી જ્યારે તારી કૃપાદૃષ્ટિ થશે, તે જ મારૂ બલ છે (૯).

તારી કૃપાવિનાશાને લીધે પહેલા મેં કાલાદિકને તુચ્છકારી કાઢયા હતા, તે વૈરનુ સ્મરણ કરીને તેઓ દુઃખ દે છે. (૧૦)

જે અધરામૃતને હમણા ...નો શી વાત ? એમ સર્વસ્વ દાન કરવુ જેનુ શીલ છે તે (હવે) પાત્રનો વિચાર કરે એ જ આશ્ચર્ય ! (૧૧).

'કોઇ કામાગ્નિથી તપ્ત થયલીએ મારી આગલ કહ્યુ છે તે સાંભળ', એમ યાદવ વીરને જઇને કહે. (૧૨).

શશી(ચંદ્ર)ની શીતલતા તારી કૃપાદષ્ટિથી જ થયલી હું માનું છુ. જો એમ ન હોય તો તારા ગયા પછી હમણા એના કિરણો પ્રચડતાપવાલા કેમ છે ? (૧૩)

હે પ્રિય, તારી અધરસુધાના પાન વડે તારા મુખકમલની શોભા આગલ શશી તુચ્છ થઈ ગયો હતો, પણ હવે તે વૈર સંભારીને કામાગ્નિ (ચદ્ર) પોતાના અગ્નિ જેવા કિરણોથી ( મારા હૃદયને ) બાલવાને દુનાય છે. (૧૪).

સર્વ પ્રતિબધ નિવારણ કરનાર રાધા જો કૃપા કરે તો પુષ્ટિ અને મર્યાદામા બીજુ શુ અમને બાકી રહ્યું ? વલી જો સુંદર હાસ્યથી પ્રકાશિત શોભાયુક્ત ઉત્તમ દતરૂપી મણિની પક્તિવડે કાઇક વચનામૃત ( મારી સાથે ) કોઇ પણ રીતે કરે તો મુક્તિરૂપી છિપાર્ણાનુ પણ પછી શુ પ્રયોજન ? (૧૫).

હે વ્રજેશ, સ્રીરત્નના ( રાધાના ) હાસ્યની તારા આખા શરીરપર પડતી પ્રભાથી (સત્યયુગ) તેના ચુંબનથી (ત્રેતાયુગ), તેના પ્રતિબિબોથી (દ્વાપરયુગ) અને તેના કટાક્ષથી ( કલિયુગ ) ક્ષણક્ષણમા તુ ચતુર્યુગના રૂપો ધારણ કરે છે. (૧૬).

તુ ઈશ્વર છે, હું ક્ષુદ્ર તારૂં શુ ગુણગાન કરૂં ? હે હરિ, હે કૃષ્ણ, જેવો તુ છે એવાને હુ નમસ્કાર કરૂ છુ (૧૭)

હે સખિ, આનદથી નંદાદિના ઉત્સગમા લાડ લડાવેલો એવો કોઇ શોભાની પરાકાષ્ઠારૂપ કામદેવથી સર્વ દિશાઓને વિધી નાખે છે. (૧૮).

તારૂં મુખારવિંદ અધરના રાગથી અને અંજનથી દેદીપ્યમાન છે, અને સુંદર નાસિકાની ઉપર મુક્તાફલના ભૂષણવાલુ છે. તેની સરખામણીમાં જ તું ગોપીગુજાફલરૂપી મોતી ઉરપર ધારણ કરે છે (૧૯).

હે વ્રજભૂષણાંગિ, તારૂ આ સ્વરૂપ અતિસુંદર, નીલ મેઘમાથી નિકલતી વીજલીનો મદ હરનારૂ છે. તે નાથ સદા એની સરખામણીમા પીત દુકૂલ જધા અને હૃદયની ઉપર ધારણ કરે છે. (૨૦).

પહેલા વર્ષાઋતુના સમયમા વિરહમા મેઘ ન હોવાથી અતિતપ્ત હું એક પગલુ પણ ચાલી શકતી ન હતી ત્યારે હવે મેઘ છે અને વળી કૃપાશક્તિ પણ સર્વ છે, માટે ઝટઝટ તેના નિજગૃહમાં મને લઈ જા (૨૧)

નાથ અનુકૂલ થતા સર્વ અનુકૂલ થઇ જાય છે, તે પ્રતિકૂલ થતા સર્વ પ્રતિકૂલ થઇ જાય છે. (૨૨)

જો પ્રિય સખીજન પોતે મારાપર કૃપા કરે તો માણસ સામે થાય તેની એક ક્ષણ પણ દરકાર કરૂ નહિ મનોરથરૂપી લતાના આશ્રય એવા એ વ્રજવધૂથી વિટલાયલા હોવાથી મુજ દાસીનુ શરણ સદા વ્રજાધિપતિ જ થાઓ. (૨૩).

હે સખિ, હમણા એવી કોઇક છે કે જેના પ્રાણ શ્રીવ્રજેશ્વર હોય, અને જે શ્રી નદલાલની મુરલિકાથી ચચલ થયલા ચિત્તનું સમાધાન કરે ? (૨૪)

એ કોઇ પ્રકટ અનુભવવતી છે, કે પર્વતનો નવીન અકુર છે, કે કોઇ અત્યંત ઉત્કૃષ્ટ પદ છે ? તે નિશ્ચય થઇ શકતો નથી. (૨૫)

॥ ઇતિ શ્રીવિઠ્ઠલેશ્વરકૃતા અષ્ટમી વિજ્ઞપ્તિઃ સમાપ્તા ॥

---

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

# ॥ सर्वोत्तमस्तोत्रम् ॥

---

**भूमिका** સર્વોત્તમસ્તોત્રના ઋષિ, દૃષ્ટા અથવા લૌકિક ભાષામાં કહીએ તો પ્રકટકર્તા શ્રીમદગ્નિકુમાર શ્રીવિઠ્ઠલનાથજી શ્રીગુસાંઇજી છે. સર્વોત્તમસ્તોત્રમા નિકુંજસ્થ શ્રીમહાપ્રભુજીના તે સ્થલીમા નિત્ય બિરાજતા એકસો ને આઠ નામ છે. દૈવિજીવોનો વાણીદ્વારા ઉદ્ધાર કરવાને શ્રીઠાકારજીએ ભૂતલ પર આચાર્યશ્રીને પધરાવ્યા. આચાર્યશ્રીએ અત્ર પધારીને અનેક સુબોધિન્યાદિ ગ્રંથમણિ પ્રકટ કર્યા. ઉક્ત આચાર્યશ્રીના ગ્રંથરત્નોનો નિજ વૈષ્ણવજનને સુબોધ થાય એ હેતુથી આ સર્વોત્તમસ્તોત્ર શ્રીગુસાંઇજીએ પ્રકટ કર્યું છે. સર્વોત્તમસ્તોત્રનો જપપાઠ કરવાથી આચાર્યશ્રીની વાણી સુબોધ થાય છે, સાક્ષાદ્ ભક્તિયોગમાં જે જે પ્રતિબંધ હોય તેનો સમૂલ વિનાશ થાય છે, અને શ્રીઠાકોરજીના સાક્ષાદ્ અધરામૃતાસ્વાદની સિદ્ધિ થાય છે. વસ્તુત શ્રીસર્વોત્તમસ્તોત્ર કલ્પવૃક્ષસમાન સર્વ મનોરથ સિદ્ધ કરવાનું સામર્થ્ય ધરાવે છે, તો પણુ વૈષ્ણવોએ તેનો વિનિયોગ લૌકિકવૈદિક કાર્યમાં ન કરતાં કેવલ ઉપર કહ્યા પ્રમાણે સાક્ષાદ્ ભક્તિયોગમાં આવતા પ્રતિબંધનો નાશ કરવામા જ કરવો. જેવી રીતે ઉપનયન સંસ્કાર થયા પછી ગાયત્રીનો જપપાઠ ન કરે તો તે દ્વિજ માત્ર દ્વિજાભાસ થઈ જાય છે તેવી જ રીતે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ પણ શ્રીસર્વોત્તમજીનો જપપાઠ ન કરે તો તેને ભગવદ્ધર્મની સ્ફૂર્તિ ન થાય, તેથી વૈષ્ણવોએ અવશ્ય આ સ્તોત્રનો જપપાઠ કરવો.

શ્રીસર્વોત્તમસ્તોત્રની ઉપર શ્રીગોસ્વામિબાલકોની અનેક ટીકાઓ છે પણુ અધુના મારી પાસે કેવલ ૭ ટીકા છે, જેના આશય પ્રમાણે અત્ર પરમદયાલુ શ્રીગુસાંઇજીની કૃપાજ્ઞાથી ભાષાંતર આપવામા આવે છે ઉક્ત ટીકાઓ નીચે પ્રમાણે છે ૧ શ્રીગોકુલનાથજીકૃત, ૨ શ્રીરઘુનાથજીકૃત, ૩ શ્રીગોપેશ્વરજીકૃત, ૪ શ્રીહરિરાયજીકૃત, ૫ શ્રીવલ્લભજીકૃત, અને ૬ શ્રીદ્વારકેશજીકૃત આ ઉપરાત કોઇ ગોસ્વામિબાલક જ વા વૈષ્ણવ પાસે અન્ય ટીકા હશે અને તે અમને મોકલી આપવાની કૃપા કરશે તો તે ટીકાઓનો આશય પણુ આ ભાષાંતરમાં લેવામા આવશે.

વૈષ્ણવજનને શ્રીમદાચાર્યચરણનું સ્વરૂપ સમજવુ અત્યાવશ્યક હોવાથી આ ભાષાતર અત્ર પ્રકટ કરવામા આવે છે. શ્રીમહાપ્રભુજીની કૃપાથી આની મોહમયી નગરીની અંદર પણુ શ્રીસર્વોત્તમજી, શ્રીસુબોધિનીજી, શ્રીઅણુભાષ્ય આદિ માર્મિક, રસિક અને સ્વસિદ્ધાતદર્શક ગ્રંથોની કથા શાસ્ત્રી મગનલાલભાઈ પોતાના ઘેર કરીને વૈષ્ણવજનને જે અલભ્ય લાભ નિત્ય આપે છે તેનો દેશીપરદેશી સર્વ વૈષ્ણવોને પણુ લાભ મલે એવા શુભ હેતુથી જ આ ભાષાંતર અત્ર આપવામાં આવે છે. તેમા જે કાંઇ દોષ આવે તે માટે વૈષ્ણવો મને ક્ષમા કરશે, અને કાંઇ પણુ હૃદયમાં ધારણ કરવા જેવી વાત આવે તો તે માટે શ્રીગુસાંઇજી, ઉપર્યુક્ત ટીકાકારો તથા તે સર્વનો સ્પષ્ટ આશય મને સમજાવનાર શાસ્ત્રીજીનો ઉપકાર માનશે.

સર્વ ટીકાકારો સ્તોત્રના વિવરણની પહેલા મંગલાચરણ કરે છે તેનુ ભાષાંતર તેઓશ્રીની દીનતા બતાવવાને અત્ર પ્રથમ આપવામા આવે છે.

શ્રીગોકુલનાથજી ત્રણ શ્લોકવડે મંગલાચરણ કરે છે કે ઐહિક અને આમુષ્મિક અર્થને આપવાવાલા પિતૃચરણકમલને નમન કરીને, તેઓશ્રીએ પ્રકટ કરેલા આચાર્યશ્રીનાં નામોનુ યથામતિ વિવરણ કરીશ. (૧). તે નામોની સ્વત (મારા પોતાના બલથી) વિવૃતિ કરવામા જો કે હું અયોગ્ય જ છું તોપણ સ્વીયપણાથી જ (હું પોતાનો છુ એમ ગણીને જ) મારા ઉપર કૃપા કરીને યોગ્યતાનું (આપશ્રી) દાન કરશે. (૨) આ પ્રકારના વિશ્વાસથી જ મારી (આ કાર્યમા) પ્રવૃત્તિ થઇ છે, બીજા કોઇ કારણથી નહિ, એટલા માટે સર્વાર્થસિદ્ધિ માટે તેઓશ્રી જ મારું કારણ છે (૩) શ્રીરઘુનાથજી બે શ્લોકવડે મંગલાચરણ કરે છે કે જેઓશ્રીની કૃપાદૃષ્ટિનું આલબન કરીને ઘરરૂપી અંધારા કુવામાંના દેડકાઓ સંસારસાગર સમ્યક્ પ્રકારે તરી ગયા તે શ્રીવલ્લભના આત્મજ (પુત્ર, શ્રીગુસાંઇજીને) વંદન કરુ છુ. (૧) જીવોનો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાલા જે શ્રીવલ્લભ અભિધાનથી પ્રકટ થયા, તેઓશ્રીના એકસોને આઠ નામનુ યથામતિ નિર્વચન કરુ છુ. (૨) શ્રીગોપેશ્વરજી ત્રણ શ્લોકવડે મંગલાચરણ કરે છે કે જેઓશ્રીની પ્રવૃદ્ધિ પામતા કૃપાંભોધિનું એક બિંદુ પણ સંસ્પર્શ કરે તો રસાબ્ધિમા ડૂબતો પણ તપે છે, તે શ્રીઅનલપ્રભુને હું વંદન કરું છુ (અર્થાત્ વિપ્રયોગાવતાર શ્રીમહાપ્રભુજી પોતાનાં કૃપાબિંદુથી સયોગમા પણ વિપ્રયોગનુ દાન કરે છે). (૧). વ્રજપતિની નવીન કેલિના ભાવસ્વરૂપ, સુલલિત ગતિવાલા શ્રીરાધિકાજીના સાધનમા આસક્ત ચિત્તવાલા (શ્રીગુસાઇજી શ્રીચદ્રાવલીજી) તેઓશ્રીના (વ્રજપતિની) ઉભય રસ (સયોગ, વિપ્રયોગ) શ્રીતાનંદસ દોહથી પૂર્ણ, સુવેશ (સુકેશ ?), શ્રીવિઠ્ઠલેશ મારુ સર્વસ્વ થાઓ. (૨) જેઓશ્રીના ભક્તથી સ્વમાર્ગનું ફલ સિદ્ધ થાય એમ જે ઉક્તિ થઈ, તે એક રૂપ શ્રીઅગ્નિ અને તેના કુમારને પ્રણામ કરુ છુ. (૩). શ્રીહરિરાયજી ચાર શ્લોકવડે મંગલાચરણ કરે છે કે જે આચાર્યશ્રીના ચરણકમલની રજના ધ્યાનરૂપી ધનથી ગોપિકાપતિ પતિપણાનો સ્વીકાર કરે છે તે આચાર્યશ્રીની હુ નિરંતર સ્તુતિ કરુ છુ.(૧) સાધનવિના કૃષ્ણદર્શનભાવૈકસિદ્ધિનુ દાન કરનાર શ્રીવિઠ્ઠલેશચરણકમલરજની પ્રાપ્તિ માટે સ્તુતિ કરુ છુ (૨). તદીયના બલથી (અર્થાત્ શ્રીગુસાઇજીના બલથી જ) તેઓશ્રીના ભાવમાં આસક્ત ચિત્તથી, સર્વોત્તમની ભાવૈકવિવૃતિ મારાથી સ્ફુટ કરાય છે. (અથવા તેઓશ્રીના ભાવમાઆસક્ત જેનુ ચિત્ત છે એવો હુ સર્વોત્તમની ભાવૈકવિવૃતિ તદીયના બલથી સ્ફુટ કરું છુ (૩). તેનો (સર્વોત્તમનો) ભાવ જાણવો જ દુર્લભ છે તો પછી તેના કથનની તો શી વાત ? તો પણ હુ સ્વીય છુ એમ સ્મરણ કરીને સ્વય (આપ) મને (ભાવ) જણાવશે (૪). શ્રીવલ્લભજી એક શ્લોકવડે મંગલાચરણ કરે છે કે અનન્યશરણ શ્રીમદાચાર્યજીના ઉભય ચરમકમલને નમન કરીને તેઓશ્રીના અનુગ્રહથી તેઓશ્રીના નામથી વિવૃતિ કરુ છુ. (૧) શ્રીદ્વારકેશજી એક શ્લોકવડે મંગલાચરણ કરે છે કે નિજગુરુ શ્રીવલ્લભ, શ્રીવિઠ્ઠલને, પ્રિય શ્રીગોવર્ધનેશને, સપ્ત (સાત) સ્વરૂપયુક્ત શ્રીમત્ નવનીતભોજનપરને (શ્રીનવનીતપ્રિયાજીને) શ્રીમદ્ અખિલલલિતત્રિભંગને, અને શ્રીરાધિકા સ્વામિનીને નમન કરીને નિશ્ચયે અતિસરસ સર્વોત્તમસ્તોત્રનુ હું વિવરણ કરું છું. (૧)

**अथ श्रीसर्वोत्तमप्रारंभ**

શ્રીમત્પ્રભુચરણ આદિમા સકલ શિષ્ટાચારપ્રમાણે મંગલાચરણ કરે છે. શ્રીમત્પ્રભુચરણ આચાર્યશ્રીના અલૌકિક નામ પ્રકટ કરવાને અને તેઓશ્રીનુ સ્વરૂપ અને તેમના પ્રાકટ્યનો હેતુ કહેવાને કેવલ આચાર્યશ્રીને જ પ્રકટ કરેલા ભક્તિમાર્ગમા પ્રતિપાદિત સર્વ શ્રુતિ શ્રીભાગવત ગીતાદિ અનેક અલૌકિક–પ્રમાણુસિદ્ધ પૂર્વોક્ત પ્રમેયમૂલભૂત સાક્ષાત્પુરષોત્તમસ્વરૂપની સર્વના મૂલરૂપે સ્તુતિ કરે છે.

શ્રીમાન્ અગ્નિકુમાર પોતાને જ શ્રીમદાચાર્યચરણના અખિલ માહાત્મ્યની અભિજ્ઞા છે એમ જણાવવાને અને નિ સાધન દીન દૈવજનનો ઉદ્ધાર કરવાને શ્રીમદાચાર્યચરણના માહાત્મ્યને પ્રતિપાદન કરનારા એકસોને આઠ નામવડે તેઓશ્રીની સ્તુતિ કરે છે. તેમા પ્રથમ આ સ્તોત્ર સર્વોત્તમ કહેતાં લોકવેદાતીત, લોકવેદના કરતાં પણ ઉત્તમ પેલે પાર, હોવાથી, તેવી જ લોકવેદાતીત પુરુષોત્તમાખ્ય વસ્તુને નિર્દેશ કરીને મંગલાચરણ કરે છે. શ્રીમદાચાર્યચરણના અલૌકિક નામોનું નિરૂપણ કરતાં પહેલા, તેઓનું સ્વરૂપ પણ તેવુ જ અલૌકિક આનંદરૂપ છે એમ સ્વીય જનને જ્ઞાન કરાવવાને તે અલૌકિકપૂર્ણગુણ આનંદમાત્રસ્વરૂપ સાક્ષાત્પુરુષોત્તમ બ્રહ્મની પરમમંગલરૂપે શ્રીમત્પ્રભુચરણ સ્તુતિ કરે છે. પરમદયાલુ શ્રીમદ્વલ્લભનંદન, પોતાના જનને શ્રીમદાચાર્યની વાણી દુર્બોધ થઇ કલેશ થયો તે સહન કરી ન શકવાથી, તેઓશ્રીની વાણી સુબોધ થાય તેટલા માટે તેના ઉપાયભૂત તેઓશ્રીના નામ કહેતાં, શાસ્ત્રાર્થબોધનપૂર્વક મંગલાચરણ કરે છે.

અત્ર ગ્રંથ નિર્વિઘ્ન પૂર્ણ થાય તે માટે કાંઇ મંગલાચરણ નથી, કારણ કે તેમા (ગ્રંથ પ્રકટ કરવામા) કાલાદિ પણ વિઘ્ન કરવાને સમર્થ નથી, પરંતુ એતાદૃશ (મહાપ્રભુજી) સ્વરૂપ પ્રકટ કરીને સ્વીયજન ઉપર મહતી દયા કરી છે એમ બતાવવાને સ્તુતિ કરે છે.

**प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति ।**
**निगमप्रतिपाद्यं यत्तच्छुद्धं साकृति स्तौमि ॥ १ ॥**

**શબ્દાર્થ—પ્રાકૃત ધર્મના અનાશ્રય અપ્રાકૃતનિખિલધર્મરૂપ એમ નિગમપ્રતિપાદ્ય શુદ્ધ સાકૃતિ જે છે તેને સ્તવું છું.**

**વિવેચન**—પ્રાકૃત ધર્મ એટલે પ્રકૃતિજન્ય સત્ત્વાદિ ધર્મ, અથવા પ્રાકૃત એટલે લૌકિક કામક્રોધાદિ ધર્મ, અથવા जायते, अस्ति, वर्धते ઇત્યાદિ, ષડ્ વિકાર ક્ષુધા, (ભુખ) પિપાસા વગેરે અથવા બ્રહ્મ આ સર્વ પ્રાકૃત ધર્મનો આધાર નથી, અર્થાત્ બ્રહ્મમાં કોઇ પણ અંશે પ્રાકૃત ધર્મનો સંબંધ નથી. પ્રાકૃત સકલ ધર્મનો નિષેધ કરવાથી પ્રતિપાદ્ય સ્વરૂપ નિર્ધર્મક હશે એ શંકાનો નિરાસ કરવા અપ્રાકૃતનિખિલધર્મરૂપ પદની યોજના છે. પ્રાકૃત, અને અપ્રાકૃત એમ બે પ્રકારના પદાર્થ સ્વીકારેલા હોવાથી ઈશ્વરમાં પ્રાકૃત ધર્મનો નિષેધ છે તો પણ ઈશ્વર અલૌકિક અખિલ ધર્મવાન્ છે એ અવિરુદ્ધ છે. અપ્રાકૃત એટલે અલૌકિક, ઐશ્વર્યાદિયુક્ત, પ્રકૃતિના સંબંધથી રહિત, આનંદમય, નિખિલ એટલે સર્વ ધર્મરૂપ એટલે ધર્માત્મક એટલે અલૌકિક સર્વધર્મરૂપ, અથવા અપ્રાકૃત એટલે પ્રાકૃતથી ભિન્ન છતા પ્રાકૃતના સદૃશ. लोकवत्तु लीलाकैवल्य એ ન્યાયે અપ્રાકૃત અલૌકિક ધર્મ પણ પ્રાકૃત, લૌકિકવત્ છે, તથાપિ પ્રાકૃતમા ક્ષયતા છે, અપ્રાકૃતમા પૂર્ણતા છે, પ્રાકૃત નિરાનંદ છે, અપ્રાકૃત

સાનંદ છે, પ્રાકૃત નિરાકાર છે અને અપ્રાકૃત સાકાર છે અથવા અપ્રાકૃત. એટલે અલૌકિક આનંદમય ઐશ્વર્યાદિ સકલ ધર્મ અને રૂપ જેના છે તે, અર્થાત્ ઇશ્વરના સકલધર્મ અલૌકિક છે, અને ધર્મ અને ધર્મીનો અભેદ હોવાથી વસ્તુત ઈશ્વર સકલઈલૌકિકધર્માત્મક છે. શ્રુતિ[1] પણ એમ જ પ્રતિપાદન કરે છે કે તે બ્રહ્મ, ઇશ્વર, ભગવાન્, પુરુષોત્તમ, કૃષ્ણ રસ-રૂપ છે, સર્વકામ છે, સર્વગન્ધ છે, સર્વરસ છે આ શ્રુતિમાં ધર્મ અને ધર્મીનો અભેદ જ બતાવ્યો છે, છતા ભેદ માનવામા આવે તો દ્વૈતાપત્તિ થાય, અને સર્વથા નિર્ધર્મક માનીએ તો ઉપવી તથા (જેના વિશ્વત સર્વ ઠેકાણે ચક્ષુ છે, સર્વ ઠેકાણે પાણિ અને પાદવાલો છે, જે સર્વજ્ઞ છે, સર્વશક્તિ છે. સર્વનો રક્ષક, ભરણપોષણ કરવાવાલો છે છતા જે રક્ષાય છે, જેનું ભરણપોષણ થાય છે, ( અર્થાત્ ઇશ્વર વિશ્વંભર છે છતાં ભક્તોથી ભરણપોષણ થાય છે, ભક્તોને ત્યાં માગીને પણ આરોગે છે ) ઇત્યાદિ શ્રુતિનો પણ વિરોધ આવે તેમ જ ધર્મોને માયિક મિથ્યા માનવાથી શ્રુતિના મુખ્યાર્થનો બાધ થાય છે, તેથી ધર્મી અને ધર્મ તદ્રૂપ છે, તેમનો અભેદ છે અથવા અલૌકિક સકલ ધર્મ અને દેહેદ્રિયાદિ રૂપ જેનાં છે તે, અર્થાત્ ઇશ્વરમાં સકલ અલૌકિક ધર્મ છે તથા ઇશ્વરનાં દેહેદ્રિયાદિ પ્રભૃતિ રૂપ પણ સ્વરૂપની માફક જ આનંદમય છે. લૌકિક શરીરની પેઠે, આત્મા અને અનાત્મા, જડ અને ચેતન પ્રભૃતિ ભેદ ઇશ્વરના સ્વરૂપમા નથી. ઇશ્વરનો આત્મા અને દેહ આપણી પેઠે જુદો નથી. ઇશ્વરના ધર્મ અલૌકિક આનંદમય છે તેમ જ દેહ, ઇદ્રિય, પ્રાણ, અંતઃકરણ આદિ પણ અલૌકિક આનંદમય છે. નિજ શ્રીઅંગમાં લૌકિકવત્ અસ્થિ, માસ મજ્જા નથી, એમ એટલે એ પ્રકારે, પરંતુ આનંદ જ છે. ઉપરોક્ત પ્રાકૃત ધર્મના અનાશ્રય અને અપ્રાકૃત નિખિલ ધર્મરૂપ એ પ્રકારે **નિગમપ્રતિપાદ્ય** એટલે અપ્રાકૃત ધર્મધર્મિરૂપથી બ્રહ્મને જણાવે તેવા વેદ, પ્રતિપાદન કરવા ગોગ્ય વડે શુદ્ધ એટલે સર્વદોષરહિત, નિર્મલ, આનંદમય, માયાવાદિપ્રોક્ત બ્રહ્મવત્ અશુદ્ધ માયાશબલ નહિ **સાકૃતિ** એટલે આકાર વા વિગ્રહ સહિત. અત્ર આકૃતિ કેવલ આનંદમાત્ર જ છે. શ્રુતિ પણ આજ્ઞા કરે છે કે 'आनंद ब्रह्मणो रूप' 'अन्योंतर आत्मानन्दमय,' 'आकाशशरीरं ब्रह्म' 'आनंदमात्रकरपादमुखोदरादि' ' 'य एषोतरादित्ये हिरण्मय पुरुष' તેથી સિદ્ધ થાય છે કે પ્રભુના દેહ, ઇદ્રિય પ્રાણ, અંતઃકરણાદિ આનંદરૂપ જ છે તેમા અન્યથાભાસ કેવલ મૂઢ આસુરોને જ થાય છે, અને તેથી ભગવાન્ સ્વમુખથી શ્રીગીતાજીમા આજ્ઞા કરે છે કે માનુષી તનુ ધારણ કરેલુ હોવાથી ઉત્તમ અચિંત્ય ભાવને ન જાણતાં, મૂઢ આસુરાદિ મારી અવજ્ઞા કરે છે. જે એટલે અનિર્વચનીય બ્રહ્મ, ઇશ્વર વેદ-પ્રતિપાદ્ય છે તેમ જ અનિર્વચનીય છે. 'यतो वाचो निवर्त्तन्ते' 'आनंद ब्रह्मणो विद्वान्' ઇત્યાદિ શ્રુતિ પણ તેમ જ પ્રતિપાદન કરે છે, અર્થાત્ બ્રહ્મ વચન વડે શ્રુતિએ પણ પ્રતિપાદન કરવુ અશક્ય છે, બ્રહ્મ કેવલ અનુભવૈક-વેદ્ય છે. છે અસ્તિ પદ અધ્યાહાર્ય છે यदस्ति तत्. **તેને** એટલે ઉપર કહ્યા તેવા સર્વધર્મવિશિષ્ટને **સ્તવુ છુ** એટલે મારા સ્તુતિનો વિષય કરું છુ. સ્તવુ છું એમ કહીને આગલ ગ્રંથમાં ઉક્ત સ્વરૂપની પૃથક્ સ્તુતિ પ્રભુચરણ કરતા

---

૧. रसो वै स सर्वकाम, सर्वगन्ध, सर्वरस —ઇત્યાદિ

विश्वतश्चक्षु, सर्वत पाणिपादान्त, य सर्वज्ञ सर्वशक्ति, भर्ता सन् भ्रियमाणः

**अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावम जानन्तो मम भूत महेश्वरम् ॥ ९**

નથી, અને કેવલ આચાર્યશ્રીનાં નામ પ્રતિપાદન કરે છે, તેથી ઉકતધર્મવિશિષ્ટ પરમકાશપત્ર સ્વરૂપ શ્રીમદાચાર્યચરણનુ છે એમ જણાવ્યુ. પૂર્વોક્ત સર્વધર્મવિશિષ્ટ વસ્તુ, બ્રહ્મ, ઈશ્વર પરમાત્મા, ભગવાન્, પુરુષોત્તમ, કૃષ્ણ અને શ્રીમદાચાર્યચરણનો અભેદ હોવાથી આચાર્યશ્રીના નામવર્ણનથી તે સ્વરૂપની જ સ્તુતિસંપન્ન થઇ, માટે તે સ્વરૂપની સ્તુતિ કરું છું અથવા તેને સ્તવુ છુ એમ શ્રીપ્રભુચરણે કહ્યુ છે તે યોગ્ય જ છે. પહેલા સ્તુતિની પ્રતિજ્ઞા કરીને આગળ નામવડે સ્તુતિ કરે છે.

*નિષ્કર્ષાર્થ:*—પ્રકૃતિજન્ય સત્વાદિ પ્રાકૃત લૌકિક ધર્મ જેનો આશ્રય કરતા નથી, અથવા જેમના વિષે નથી, અથવા પ્રાકૃત ધર્મના સંબંધ માત્રથી જે રહિત છે તેને અને અપ્રાકૃત અલૌકિક સકલ ધર્મરૂપ અથવા અલૌકિક આનંદમય સર્વ ધર્મ અને દેહેંદ્રિયાદિરૂપ જેના છે તેને એ પ્રકારે જે નિગમપ્રતિપાદ્ય અને અનિર્વચનીય છે તે શુદ્ધ સાકૃતિ, આનંદાકૃતિ સહિત બ્રહ્મ પરમાત્મા, પુરુષોત્તમ, કૃષ્ણ અને તેનાથી અભિન્ન શ્રીમદાચાર્યચરણને મારી સ્તુતિનો વિષય કરું છુ ૧.



## સ્વીકાર.

'પુષ્ટિભક્તિસુધા'ના પરિવર્તનમાં નીચેનાં સાપ્તાહિક, પાક્ષિક, માસિક અને ત્રિમાસિક પત્રો આવે છે, જેનો માનપૂર્વક સ્વીકાર કરીએ છીએ.

સાપ્તાહિક—ગુજરાતીપંચ, આર્યપ્રકાશ, કોરોનેશન એડ્વરટાઇઝર. પાક્ષિક—આર્યસુધારક. માસિક—શ્રીસુબોધિનીજી, વૈષ્ણવધર્મપ્રકાશ, વસંત, જ્ઞાનસુધા, જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ, વિવેચક, વાર્તાવારિધિ, વૈશ્યપત્રિકા, શુદ્ધાદ્વૈતસિદ્ધાંત અને પુષ્ટિમાર્ગ, બુદ્ધિપ્રકાશ, સાહિત્ય, મહામંડલ મેગેઝીન અથવા નિગમાગમચંદ્રિકા. ત્રિમાસિક—દશાલાડપત્રિકા.

---

## નિવેદન.

કેટલાક ગ્રાહકોના આગ્રહથી આ વર્ષે પણ જન્માષ્ટમી સુધીમાં નોછાવર મોકલી આપનાર પાસેથી માત્ર રૂપીઓ દોઢ જ લેવાનો નિયમ રાખ્યો છે.

## વિશેષ.

વૈષ્ણવપરિષદ્ તરફથી પ્રકટ થતાં પુસ્તકો સંબંધે આ અંકનું ટાઇટલ પેજનું ત્રીજું પૃષ્ઠ જુઓ.

# સાંપ્રદાયિક ગુર્જર સાહિત્ય.

## શ્રીમહાપ્રભુજીનું ધોળ.

જેજે શ્રીવલ્લભરાયા;
વેદે તો ભેદ સકલ ગાયા, નિજજન એ રસમાં નાયા. ૧ જેજે.
પાવન કરવાને પ્રીતિ, પ્રકટ કરી વેદતણી રીતિ,
પંડિત લીધા સૌ જીતી. ૨ જેજે.
વાદ કર્યો કાશીમાંહે, શૈવી સર્વ મળ્યા ત્યાંહે,
જીત્યા બલવંત બાહે. ૩ જેજે.
દક્ષિણ દેશ વિજય કીધો, માયામત ચૂર્ણ કીધો;
શત મણ સુવર્ણ નવ લીધો. ૪ જેજે.
ઓડછા દેશ આનંદ કીધો, ઉત્તર દેવીએ લીધો,
સેવામાર્ગ સાધ્ય કીધો. ૫ જેજે.
જીત્યા પુરુષોત્તમપુરી, માયાવાદી રહ્યા ઝુરી;
એક ન નમ્યો આસુરી. ૬ જેજે.
બીજે દેશ અનેક ફરીઆ, દૈવી ચરણમાં ધરિઆ;
**માધવદાસ** કહે અધમ તરીઆ. ૭ જેજે.

## શ્રીવિઠ્ઠલેશરાયજીનું ધોળ.

શ્રીવિઠ્ઠલેશરાય શોભે ઘણું રે, જલઘનતનવાને, હાંહાંરે;
સૂરસુતાના સંગમાંરે, છબિ નાહિ સમાને, હાંહાંરે. ૧
સ્વરૂપ જોઇ વ્યાકુલ થઇ રે, તન શુદ્ધબુદ્ધ ભુલી;
નેનકમલ અતિરસ ભર્યાં રે, જોઇ અંગોઅંગ ફૂલી; ૨
પુલતનુ કેશ આવી રહ્યા રે, જાણે અલિસુત વારૂ;
ભ્રકુટી કમાને બાણ જીતીયાં રે, મન હસન્યુ મારૂં, ૩
હસ્ત કમલ કટિપર મસે, જોઈ મન્મથ લાજે;
ભક્ત સંકેત જણાવતા; મહાસુખ સમાજે; ૪
શું વર્ણવું સુકુમારિકા રે, છબિરૂપ અગાધા,
અરસપરસ દષ્ટિ મળી રે; જોઈ રીઝયાં શ્રીરાધા; ૫

શ્રીયમુનાનિકટ તટને વિષે રે, જોઇ અંબુજ ફૂલ્યો;
પરમચતુર કિરણિસુતા, મન માન જ ભૂલ્યાં, ૬
હસત લસત મન્મથદશન, જોઇ લહેર ચડે છે;
કુચબીચ અંબુજ લહેરે; કામની પટ અડે છે. ૭
નામ શેષ નિશદિન જપે રે, કોઇ પાર ન પામે;
નિજજન નિજરસ લોભતારે; રાખો નિજ ધામે. ૮

---

## શ્રીદ્વારિકાનાથજીનું ધોળ.

---

સખીરે આજ દીઠારે, કુંજભુવન વ્રજચંદ્રને.
શ્રીદ્વારિકાનાથજી મનોહર પ્યારા,
કે નંદ યશોમતિ કેરા લોચન તારા,
કે પ્રેમરસ પાયા વ્રજસુંદરીને ન્યારા. ૧
સખીરે હુંતો કુંજધામ ગઈ હતી પહેલી;
દીઠારે મેંતો રાધિકા પરમ અલબેલી;
કે વાત કરે સંગ લલિતા સાહેલી. ૨
રાધા પ્યારી શૃંગાર સજે છે ઘણા ત્યાંહે,
સ્યામ આવ્યા ખબર ના રહી પલમાંહે,
નેત્રકમલ મીંચ્યા તેથી વ્યાકુલ થાયે. ૩
પ્યારી પૂછે કોણે નેત્ર મીંચ્યાં મારાં આવી,
ત્યારે સામે બેહુ કરે બંસુરી બજાવી,
ભુજ ચાર જોઇ મૂરત મન ભાવી. ૪
માન મૂકી મન થકી પ્રીત ઘણી કીધી;
ત્યારે સ્યામે રાધા પ્યારી અંક ભરી લીધી;
કૃપાની કટાક્ષે શેન સહચરીને દીધી. ૫
કુંજ ખેલ કરે રંગ રતિ પૂરા,
કોઈ કલામાંહે નથી એક અધૂરા;
ફૂદે ઉન્મદ રસ થકી ઘણા સૂરા. ૬
ઝાલરદ્ય જોઈ સખી સુખ ઘણુ પામી,
કે વિનતિ કરૂં છું સદા શિર નામી;
દર્શન દેજો નિજજન કેરા સ્વામી. ૭

---

## ઘોળ.

ફેસે ફેસે નાચે મોરલીયાં વાલો (૨) એ પ્યારો હમારો,
બીન મૃદંગ તાલ મોર ઉપંગ ચંગ રાધા રંગીલીકો સંગ લીયો. ૧
લલિતા વિશાખા રાધા સહચરી, શ્રીયમુના ચંદ્રાવલીકો નેનનકો તારો. ૨
કોઈ ગાવે કોઇ ભાવ જતાવે; સબહીકે બીચ અનોખો ન્યારો. ૩
તા થિલાગ (૨) તાતાતા થૈ થૈ ઠુમક (૨) નાચે પેંજનીયા વાલો. ૪

# प्राकट्योत्सव.

નગરઠઠ્ઠામા સ્થપાયના "શેઠ ચતુમલ ન્યેણનદ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય" તરફથી ગત ચૈત્ર કૃષ્ણ એકાદશીએ શ્રીમદ્વલ્લભાધીશ્વરનો પ્રાકટ્યોત્સવ ઘણીજ ધામધુમથી કરવામાં આવ્યો હતો ધ્વજપતાકા અને श्रीवल्लभो विजयतेतमा વગેરે વાક્યોથી પરિષદ્ગૃહ બાહારથી અલંકૃત કર્યું હતુ સભાનવની અંદર પુષ્પમાલાથી યુક્ત પ્રભુલીલાદર્શક ચિત્રો અને સુંદર પીછવાઇઓ, શ્રીમદાચાર્યના ચિત્રજી વગેરે અલૌકિકતાનુ ભાન કરાવતા હતા. સંધ્યાસમયે ૬।। વાગે સભાસ્થાન વૈષ્ણવોથી પૂર્ણ ભરાઇ ગયુ હતુ

ત્યારબાદ સભાનું કાર્ય આરંભવામાં આવતા પ્રસિદ્ધ વૈષ્ણવ ધમનમલ ઠકરે સુપ્રસિદ્ધ વૈદરાજ ગોસ્વામી બાલકોના અધિકારી રા. રા. પીતાંબરદાસ સ્વામિદાસને તે સભાનું વ્યાવહારિક પ્રમુખપદ સ્વીકારવાની સૂચના કરી અને રા મૂલચંદમલ આસનમલે તેને અનુમોદન આપ્યા બાદ પ્રમુખે સ્વસ્થાન લીધુ હતુ. કાર્યક્રમાનુસાર વૈષ્ણવકુમારોએ સુંદર સ્વરથી શ્રીગોપિકાગીતનું ગાન કરીને પ્રેક્ષકવર્ગને આનંદમગ્ન કર્યો હતો. ત્યારબાદ સદરહુ પુસ્તકાલયના ઓન સેક્રેટરિ રા. રા. આત્મારામ ધીરભાનુએ રિપોર્ટ વાચતા જણાવ્યુ કે 'ભારતવર્ષમા ચોતરફ ધાર્મિક જાગૃતિ પ્રસરવા લાગી છે, સ્થલેસ્થલે પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયો સ્થપાતાં જાય છે, સંસ્કૃત અધ્યયન, સ્વધર્મનો ઉપદેશ વગેરે સત્કાર્ય વૃદ્ધિંગત થતાં જાય છે. આવા સમયમા સિંધના વૈષ્ણવો પાછળ પડે તે ઠીક કહેવાય નહિ. આજના વાતાવરણમા ઉછરતી અને ભવિષ્યની પ્રજા શુદ્ધ વૈદિક ધર્મથી ભ્રષ્ટ ન થાય અને ધર્માભાસમાં ન ફસાય એવા ઉદ્દેશથી આવાં પુસ્તકાલયો સ્થાપવાની થોડી આવશ્યકતા નથી આ પુસ્તકાલયનો ચતુર્થ વાર્ષિકોત્સવ છે. આ સસ્થા તરફથી લગભગ ૫૧ નાનામોટા વૈષ્ણવો અને બાલકો શ્રીમદાચાર્યચરણનિર્મિત ગ્રંથો અને ગીતા વગેરેનુ અધ્યયન કરે છે. કોઇ વેલાએ ધર્મસબધી વ્યાખ્યાનો પણ આપવામા આવે છે. પુસ્તકાલયના મકાનમા યાત્રાર્થે આવેલા વૈષ્ણવોને પણ ઉતરવા દેવામા આવે છે' ત્યારપછી તેઓએ પોતાના ભાષણનો ઉપસંહાર કરતા પુસ્તકાલયને તનમન અને ધનથી મદદ કરનારાઓનો અને સભાધ્યક્ષ અને શ્રોતૃગણનો ઉપકાર માન્યો હતો.

વૈષ્ણવ ચતુર્ભુજદાસ ગંગારામ ત્રીકમદાસે આચાર્યોપાસના વિષે વિવેચન કરતાં જણાવ્યુ કે 'જ્યારે મ્લેચ્છ રાજ્યમાં ચારે તરફથી નિદ્ય કર્મ કરનારાઓનું બળ વધ્યુ હતુ અને

વૈદિક ધર્મરૂપી નૌકા અકર્ણધાર થઇ પડી હતી, ત્યારે તેવા કષ્ટકારક સમયમાં તે નૌકાને બચાવનાર દૈવી જીવોનો ઉદ્ધાર કરનાર સૂરદાસ વગેરે ભક્તશિરોમણિઓના હૃદયમાં શ્રીકૃષ્ણ પ્રેમભક્તિના ફુવારા ઉઘાડનાર, પરમ ઉદાર, ભારતવર્ષના ભૂષણરૂપ શ્રીમદ્વલ્લભાચાર્યનો પ્રાદુર્ભાવ થયો હતો. એવા આચાર્યની ભક્તિ વિના દરેક આર્યનો ગૃહસ્થાશ્રમ ખચિત જ સ્મશાનભૂમિસદશ છે. આચાર્ય એટલે પ્રસ્થાનચતુષ્ટયની એકવાક્યતા કરીને નિ:સાધન જીવોનો સ્વકૃપાબળથી ઉદ્ધાર કરે તે. એવા આચાર્યના ચરણકમલમાં દઢ અનુરાગ, એનું નામ આચાર્યોપાસના. ઉક્તલક્ષણવાન્ આચાર્ય જો ભૂતલ ઉપર પ્રકટ થયા હોય તો તે શ્રીમદ્વલ્લભાધીશ્વર જ છે. તેમના ચરણમા અનુરાગ રહેવાથી જીવના સર્વ અર્થો સિદ્ધ થાય છે. શ્રીમદાચાર્યચરણે ઉપદેશેલા શુદ્ધ સન્માર્ગમાથી નીકલીને આચારભ્રષ્ટ મતના આડંબરથી ભ્રાતબુદ્ધિ થઇને પોતાનુ અને ભવિષ્યની પ્રજાનું અકલ્યાણ સાધવા આજકાલ કેટલાક અમારા જ વૈષ્ણવબંધુઓ નીકલ્યા છે તે અતિખેદકારક છે. આચાર્યચરણનું સ્વરૂપ નિત્ય છે. સ્વાશ્રિત જનોના હૃદયપ્રદેશમાં બિરાજીને સ્વકૃપાબલથી તેઓનો ઉદ્ધાર કરવાને તેઓ સમર્થ છે, મૂકને વાચાલ અને પંગુને ગતિમાન્ બનાવવાનું સામર્થ્ય તેઓશ્રીમાં જ છે. ઉપસંહારમા એટલુ જ જણાવવું બસ થશે કે હે સદ્ગૃહસ્થો ! તમો પોતે, તમારા બાલકો, તમારો પરિવાર વગેરે દુષ્ટ કલિની છાયાવાન્ અવૈદિક શ્રદ્ધાઘાતક આસુરી જીવોના ઝપાટાથી બચીને સ્વધર્મપરાયણ થાઓ, અને શ્રીમદ્વૈશ્વાનરાચાર્ય વાક્પતિની સેવા કરીને પોતાનો ઉદ્ધાર કરવા તરફ લક્ષ્ય આપો.'

ત્યારપછી રા. રા વૈષ્ણવ જેઠાનંદ હીરાનંદે "સદ્વિદ્યા" ઉપર બોલતાં જણાવ્યુ કે 'મનુષ્યનું પરમ કર્તવ્ય અલૌકિક પ્રવૃત્તિનો આદર એ છે. મનુષ્ય લૌકિક પ્રવૃત્તિ કરવામાં જેટલી આસક્તિ રાખે છે તેથી પણ વધારે આસક્તિ રાખીને જ્યાં સુધી અલૌકિક પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થતો નથી ત્યા સુધી તેને મનુષ્ય જ કહેવાય નહિ. વિદ્યા બે પ્રકારની છે, ૧. લૌકિક અને ૨. અલૌકિક. લૌકિક વિદ્યાનું ફલ નાશવત્ છે જ્યારે અલૌકિક વિદ્યાનું ફલ ચિરકાલ પર્યંત નિત્ય મલે છે. જગતમા લૌકિક વિદ્યાની પ્રવૃત્તિ એટલી બધી વધી પડી છે કે પોતાને ચતુર અને વિદ્વાન માનતા પુરુષો પણ તેમાં જ મસ્ત બન્યા છે. અલૌકિક બ્રહ્મવિદ્યા તરફ તે લોકોની દષ્ટિનું આકર્ષણ થતુ નથી બ્રહ્મવિદ્યાભવનો પિનદ્ધકપાટ થયાના પરિણામે આવા દુષ્કાલો વગેરેથી જનસમૂહ પીડાય છે. સદ્વિદ્યાનું સ્વરૂપ સમજતાં પહેલાં અવિદ્યાનુ સ્વરૂપ સમજવું ઠીક થઇ પડશે. અવિદ્યા પાંચ પ્રકારની છે, ૧. દેહાધ્યાસ, ૨. પ્રાણાધ્યાસ, ૩ અંતઃકરણાધ્યાસ, ૪. ઇંદ્રિયાધ્યાસ, અને ૫ સ્વરૂપવિસ્મૃતિ. આ પંચપર્વા અવિદ્યાની નિવૃત્તિ પણ પાંચ પ્રકારની વિદ્યાથી જ થાય છે. શ્રીમહાપ્રભુ તેનાં પર્વો આ પ્રમાણે ઉપદેશે છે, ૧. સાંખ્ય, (આત્મ-અનાત્મવિવેક), ૨. યોગ, (ચિત્તવૃત્તિનિરોધ), ૩. વૈરાગ્ય, (પ્રપંચના પદાર્થમા અનાસક્તિ), ૪. જ્ઞાન, અને ૫. કેશવકીર્તન ' ઉપસંહારમા તેમણે જણાવ્યુ કે 'આપ સર્વ વૈષ્ણવોને અહંતામમતાત્મક સંસારનો નાશ કરવો હોય તો વૈશ્વાનર વાક્પતિના ચરણકમલનો દઢ સંશ્રય કરો અને તેઓશ્રીએ ઉપદિષ્ટ માર્ગનુ યથાર્થ સ્વરૂપ સમજીને કૃતાર્થતા સંપાદન કરો '

ત્યારબાદ રા. રા. વૈષ્ણવ મૂલજીમલ મગુમલે "વૈષ્ણવકર્તવ્ય" ઉપર બોલતાં જણાવ્યુ કે 'વૈષ્ણવ એટલે સદાનંદ પૂર્ણપુરુષોત્તમની સાથે સંબંધ બાંધનાર. વૈષ્ણવોના કર્તવ્યોનો નિર્દેશ શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૨-૧૬ અધ્યાયમાં છે. જે કર્તવ્ય કરનાથી દેહાદિ શુદ્ધ થાય

અને શુભ આનંદ પ્રકટ થાય તે જ કર્તવ્ય. કર્તવ્ય ચાર પ્રકારનાં છે. ૧ સર્વ પ્રકારની કઠોરતાનુ સહન કરવું, ૨. વસ્તુમાત્રને શ્રીકૃષ્ણનું રૂપાંતર સમજવી, ૩. યથાશક્તિ વર્ણાશ્રમ ધર્મપાલન અને વિધર્મનો ત્યાગ, ૪. ઇંદ્રિયાશ્વનો નિગ્રહ. આ કર્તવ્ય બાહ્ય છે. આંતર કર્તવ્ય તો મુખ્ય ભાવપુષ્ટ ભગવત્સેવા જ છે. આ લોક અને પરલોકનાં સુખોની આશાઓને દૂર કરીને પ્રભુસ્વરૂપમાં આસક્ત થવુ, તેમા ચિત્તને પરોવવું એ સેવાનું સ્વરૂપ છે. સેવા પણ બે પ્રકારની છે, નામસેવા અને રૂપસેવા. બન્ને પ્રકારની સેવા કરીએ તો જ સેવા પૂર્ણ થયલી કહેવાય નહિ તો ન્યૂન જ કહેવાય. આજકાલ સ્વરૂપસેવા ઉપર જ વિશેષ ધ્યાન આપવામા આવે છે, નામસેવારૂપ ગ્રંથસેવનનો અભાવ જોવામાં આવે છે, તેથી જ ભગવત્સ્વરૂપનો પણ યથાર્થ અનુભવ થતો નથી. નામ અને રૂપસેવામાં દૃષ્ટાંતરૂપ કુંભનદાસ છે.'

ત્યારપછી મિ. સુંદરદાસે "શ્રીવલ્લભચરિત્ર" ઉપર કહેતાં જણાવ્યું કે 'ધર્મસબંધી મહાન્ સુધારો કરનારા, આર્ય અને અનાર્ય સર્વ પ્રજા પોતાનુ શ્રેય આવા કલિકાલમાં પણ સાધી શકે એવા માર્ગનુ દર્શન કરાવનારા, પંડિતશિરોમણિ, પાખંડ મતનુ ખંડન કરનાર શ્રીમદ્વલ્લભાચાર્યજીનો પ્રાદુર્ભાવ વિક્રમસવત્ ૧૫૩૫ માં થયો હતો. તે વખતની ભારતવર્ષની રાજકીય, સામાજીક અને ધાર્મિક સ્થિતિ એવી તો કફોડી હતી કે તેનું વર્ણન કરતાં ખેદમાં ડૂબવું પડે. ચોતરફ રાજકીય ઉથલપાથલો, ધર્મગ્લાનિ, અંધાધુધી વગેરેથી ભારતવર્ષ આક્રાંત હતુ. આવા કઠોર સમયમા પણ ધર્મભાવનાને ચેતન કરીને ધર્મનું વાસ્તવિક શુદ્ધ સ્વરૂપ બતાવીને નિસાધનોનો ઉદ્ધાર કરનાર શ્રીમદ્વલ્લભાધીશ્વર જ હતા. ત્યારપછી તેઓએ શ્રીમદાચાર્યચરણના આશ્રમચતુષ્ટયનો વૃત્તાન્ત કહીને તેઓશ્રીએ સ્થાપેલો ઉત્કૃષ્ટોત્કૃષ્ટ બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગની દિવ્યતા બતાવીને વિદ્યાનગરના છેલ્લા આર્ય રાજા કૃષ્ણદેવની વિદ્વત્પરિષદ્માં મેળવેલો મહાન્ વિજય વગેરે સર્વ અસરકારક રીતે વર્ણવીને છેવટે આચાર્યસશ્રયથી જ સર્વ અર્થ સિદ્ધ થશે' એમ જણાવ્યુ હતું.

આ સમય ઉપર શાસ્ત્રી પરમાનંદદાસજી "બ્રહ્મસંબંધ" ઉપર વિસ્તૃત ભાષણ આપવાનાં હતા, પરંતુ સમય ઘણો થઇ ગયલો હોવાથી, તેનો ટૂંકામાં સાર કહ્યો હતો. સર્વ શાસ્ત્રોનો સાર બ્રહ્મસબંધ જ છે. બ્રહ્મસબંધ વિના મનુષ્યના સર્વ દોષ નિવૃત્ત થતા નથી. શ્રીઠાકુરજીએ સાક્ષાત્ પ્રકટ થઇને શ્રીમહાપ્રભુને બ્રહ્મસંબંધ દીક્ષા આપી છે, અને તેઓશ્રીએ કૃપા કરીને અનેક ભગવદીયોને બ્રહ્મસંબંધ કરાવીને તાર્યા છે.

ઉપસહારમાં વ્યાવહારિક પ્રમુખે સર્વ ઉપસ્થિત વિષયોની સિંહાવલોકન્યાયે સમાલોચના કરીને જણાવ્યુ કે 'શાસ્ત્રી પરમાનંદજી સમયાભાવને લઇને બ્રહ્મસબંધ ઉપર વિસ્તારથી કહી શકયા નથી એ ખેદકારક છે. એ વિષય અતિગહન છે' છેવટે એ વિષય ઉપર બે રસિક દૃષ્ટાંતો આપીને પ્રમુખ સાહેબે સિદ્ધ કરી બતાવ્યુ કે બ્રહ્મસંબંધદીક્ષા વિનાનો માણસ જન્મમરણના ચક્રમાં પડે છે. તેના વિના માણસની શુદ્ધિ થતી જ નથી, તેના વિના માણસ પિશાચવત્ જીદગી ગાળે છે'

ત્યારબાદ પ્રમુખે આ પુસ્તકાલયના પ્રવર્તકોનો ઉત્સાહ જોઇને પોતાનો હર્ષ જાહેર કર્યો હતો તત્પશ્ચાત્ પઠન કરતા વિદ્યાર્થીઓને ઉપયોગી ગ્રંથો પારિતોષિકરૂપે આપવામાં આવ્યાં હતા. છેવટે શ્રીમદાચાર્યચરણના જયઘોષની સાથે સભા વિસર્જન થઇ હતી.

# લીલાવૈચિત્ર્ય.

શ્રીવલ્લભકુલનો છેલ્લાં ૩૦ વર્ષનો જ્ઞાતિવિષયક ઇતિહાસ જાણવા યોગ્ય હોવાથી અત્ર આપવામા આવે છે. સામાન્યત: ભટ્ટવર્ગ બાલકોના ઉત્કર્ષથી અને પોતાની ન્યૂનતાથી ભસ્માચ્છાદિત હુતાશનની પેઠે અંતઃપ્રદીપ્ત રહે છે. અત્યાર સુધીમાં જ્ઞાતિમાં થયલા કોલાહલોમાં દીર્ઘદૃષ્ટિથી જોતાં કેટલેક અંશે ભટ્ટવર્ગની પરોત્કર્ષાસહિષ્ણુતા હેતુભૂત છે એમ જણાય છે. પં. ગટ્ટૂલાલજીએ પર પરાવિષયક અને ઉત્સવવિષયક નિર્મૂલ ચર્ચા ઉત્પન્ન કરીને અને કેટલાક બાલકોને પોતાના પક્ષમાં લઈને ભેદ પડાવ્યો હતો. તે સમયે શ્રીનાથદ્વાર અને કોટા એમ બન્ને પ્રબલ પક્ષ પડયા. તેવામાં લોકપ્રિય અને સુપ્રસિદ્ધ ધીમદ્દોરેય શ્રીદેવકીનંદનલાલજીએ સમયાનુસાર સાંપ્રદાયિક મર્યાદાનો ભંગ કર્યો એટલે તેઓશ્રીને [1]જ્ઞાતિબહિષ્કૃત કરવામાં આવ્યા. તે વખતે દાઉજીવાલા શ્રીવિઠ્ઠલેશજી પોતાના પુત્ર શ્રીવલ્લભલાલજી માટે જે કન્યા લાવેલા તે માટે કંઇ શક રહેવાથી તેઓશ્રી પણ જ્ઞાતિબહિષ્કૃત જ હતા આ પરિસ્થિતિમા પુષ્ટિમાર્ગના પ્રચંડરશ્મિ શ્રીનૃસિંહલાલજીમહારાજે રાજનગરવાલા શ્રીવ્રજરાયજી મહારાજને વિનતિ કરીને જ્ઞાતિબહિષ્કૃત બાલકો સાથે સુંકો વ્યવહાર શરૂ કરાવ્યો. આ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થતાં કોટાના પક્ષના ધુરંધર બાલકો લીલાપ્રવિષ્ટ થયા તે કારણે તે પક્ષ શિથિલ થઈ ગયો, અને સર્વ બાલકો [2]નાથદ્વારના પક્ષમા ભલી ગયા. તે સમયે પણ શ્રીવિઠ્ઠલેશજીનું ગૃહ અને શ્રીદેવકીનંદનલાલજીનુ ગૃહ તો બહિષ્કૃત જ હતુ.

છેલ્લા બે વર્ષ થયાં એક નવીન જ કલહ ઉભો થયો છે. અત્રત્ય બૃહન્મન્દિરના મહારાજ શ્રીગોકુલનાથજીના માતુલ ઉપર અભક્ષ્યભક્ષણનો આરોપ મુકીને જ્ઞાતિના અગ્રેસરોએ કોલાહલ મચાવી મુકયો, અને તેને પરિણામે શ્રીનાથદ્વારાનો પક્ષ તુટયો અને અમુક સમયસુધી શ્રીગોકુલનાથજીનું ગૃહ જ્ઞાતિભિન્ન રહ્યું. હાલમા શ્રીનાથદ્વારાધીશે એવો નિર્ણય આપ્યો કે 'સદ્દુ લાલજી પોતાના ઉપર આવી પડેલા આરોપની અસત્યતા પ્રકટ કરવા શ્રીનાથજીનાં ચિત્રજી અને શ્રીયમુનાજલ હસ્તમા લઇને પ્રતિજ્ઞા કરે તો તેમને જ્ઞાતિમાં લઈ લેવા.' લાલાજીમહારાજને આ વાત અતિરુચિકર લાગ્યાથી શ્રીનાથદ્વારાધીશ સમક્ષ ઉપર્યુક્તરીત્યા અનુસરવામા વિલંબ કરવો યોગ્ય લાગ્યો નહિ [3]શ્રીનાથદ્વારાધીશે તાર મારફતે તેમની સાથે વ્યવહાર શરૂ કરવા આજ્ઞા કરી. તેનું પરિપાલન, પહેલાં જેમણે શ્રીગોકુલનાથજી સાથેનાં સંસર્ગથી પોતાની સર્ક અપરસ કાઢી હતી અને તેમના સામા પક્ષમા ભલવાનું ઉચિત માન્યુ હતું તે જ મહારાજ શ્રીજીવનેશતનુજ શ્રીરણછોડલાલજીએ, કર્યું ! આ અવસરમાં શ્રીગોકુલનાથજીને ત્યાં યજ્ઞોપવીતપ્રસંગ પ્રાપ્ત થયો. શ્રીનાથદ્વારાધીશની આજ્ઞા થયા છતાં પણ જુજ બાલકોએ જ તેમા ભાગ લીધો હતો. શ્રીનાથદ્વારાધીશજીના આ નિર્ણયને લઈને

---

૧. કેટલાક એમ પણ કહે છે કે તેઓ શ્રીબાલકૃષ્ણલાલજીના માતૃશ્રી સાથે ભલી ગયા તેથી જ્ઞાતિબહાર થયા.

૨. અત્ર કેટલુંક સૂચન આવશ્યક છે. નાથદ્વારાના પક્ષમાં ભળવા ઇચ્છનાર બાલકો પાસે અમુક ઠરાવો ઉપર સહિ લેવામાં આવે છે. તેમાં વિષ્ણુસ્વામિપરપરા અને સ્વટિપ્પનીનો સ્વીકાર કરવાનો પણ નિયમ છે, જે નિયમને અંત:કરણથી અસ્વીકાર્ય જાણવા છતાં બાલકોને સહિ કરવી પડે છે ! !

૩. શ્રીનાથદ્વારાધીશે એ હુકમ પ્રકટ કર્યો પરંતુ પોતે તો તેમની સાથેના વ્યવહારથી દૂર રહ્યા છે એમ કર્ણપથ થયુ છે !

કેટલાક બાલકોએ એઓશ્રીને એવુ વિજ્ઞપ્તિપત્ર લખ્યુ કે ' જેવો નિર્ણય લાલાજીને માટે પ્રકટ કર્યો તેવો જ નિર્ણય શ્રીદેવકીનંદનજીલાલજીના અને શ્રીવિઠ્ઠલેશજીના ગૃહ માટે કેમ ન કરવો ? ' તેઓશ્રી તરફથી કંઇ સંતોષકારક ખુલાસો ન મળતાં રાજનગરવાળા શ્રીમધુસૂદનલાલજી મહારાજે સર્વવિદ્યાવિશારદ શ્રીદેવકીનંદનલાલજીના અગ્રણીત્વ નીચે એક નવો પક્ષ સ્થાપ્યો છે, અને શ્રીવિઠ્ઠલેશજીના ગૃહમાં બિરાજતા શ્રીદ્વારિકેશજી અને શ્રીવાગીશલાલજી સાથે સર્વ વ્યવહાર પ્રારંભ્યો છે. આ ઉપરથી હાલમા ફક્ત બેજ પક્ષ રહ્યા છે. જો કે કેટલાક બાલકો હજુસુધી એકે પક્ષમાં મલ્યા નથી, પરંતુ તે અમુક પક્ષમા મલ્યા સિવાય રહેશે નહિ અમે ઇચ્છીએ છીએ કે બે પક્ષ મટીને એક જ પક્ષ અવલોકવાનો પ્રસંગ સત્વર પ્રાપ્ત થાય

  

અત્રત્ય ભગવદ્ધર્મપરાયણ શેઠ ત્રિભુવનદાસજીએ એક વેલાએ શાસ્ત્રીજી મગનલાલભાઇને સામ્પ્રદાયિક કીર્તનકારોના અભાવસંબંધે સૂચના કરી હતી કે, જો કોઇ પણ ભાવુક સામ્પ્રદાયિક કીર્તનો શિખે અને શીખવે તો તેને યથાયોગ્ય બનતી મદદ કરવા હું તત્પર છુ. ખચિત, પ્રાચીન રૂઢિથી યથાસમય નિયમપુરઃસર સારા કીર્તન કરનારાઓનો હાલમા અભાવ જ છે. હાલમા કીર્તનનો રાગ હોય કંઇ અને ગવાતો હોય કંઇ એવી સ્થિતિ થઇ પડી છે. યવન ગવૈયાઓના કર્ણકટુ અને રાગસ્વરૂપચ્છેદક સ્વરોનુ અનુકરણ કરવામા જ આજકાલના કેટલાક ઉછરતા કીર્તનકારોએ અને તેની જ કદર બૂજવામા તેવા જ મહારાજશ્રીઓએ કર્તવ્યપરાયણતા માની છે !

  

પરતુ હવે તો એક એવો માર્ગ પ્રકટ થયો છે, કે કીર્તનીઆઓની જરૂર જ પડે નહિ! ફોનોગ્રાફની એજન્સિવાલો 'ગુજરાતી'માં જાહેર ખબર આપે છે કે મુબાઇના મોટા મદિરના કીર્તનીઆ મારફતે તૈયાર કરવામા આવેલી સમયસમયના કીર્તનોની પ્લેટો અમારે ત્યાંમલે છે હવે કીર્તનીઆની જરૂર શી ? શ્રીઠાકુરજી સમક્ષ તે તે સમયે ફોનોગ્રાફ ધરી દેવું !! પખાવજી કે કીર્તનીઆ રાખવાનુ ખરચ પણ નહિ ' એક પંથ ઔર દો કાજ !! ધીરેધીરે પખો પણ વિદ્યુત્નો જ રાખવો ! વિદ્યુદ્દીપો તો ક્યારનાએ પ્રવેશ્યા છે આનુ થશે ત્યારે જ कालप्रवाहस्था देहचित्तादयोप्युत सर्वथा भक्षयिष्यन्ति એ શ્રીમુખવચન અત્યત સત્ય થશે. પ્રભુની અનવગાહ્ય લીલાનો પાર કોણ પામે છે ?

  

વર્તમાન સમય સાકર્યનો છે વર્ણમા સાકર્ય, ધર્મમા સાકર્ય, આશ્રમમા સાકર્ય, મતમા સાકર્ય, સર્વ સ્થલે સાકર્યને સાકર્ય જ પ્રસરતુ જાય છે. સકરતાપ્રિય પુરુષો પણ વૃદ્ધિ પામતા જાય છે. સમય એવો આવી પ્હોચ્યો છે કે જનસમૂહનો મોટો ભાગ સંકરતાનેજ વધાવી લે છે ! સકરતાના મિશ્રણ વિનાનુ કોઇ પણ શુદ્ધ મત આ સમયના માણસોને શ્વલવત્ થઈ પડે છે.

આવી રીતે વિશાલતમ પુષ્ટિમાર્ગમાની પણ કેટલીક વ્યક્તિઓ ઉપર્યુક્ત સકરતાનો આશ્રય લેવા લાગી છે. ભલે સ્વમતનો સ્વર્ગવાસ થાઓ, ભલે સ્વસિદ્ધાંતો ઉપર સમુદ્ર ફરી વળો, પરતુ અમારી પ્રતિષ્ઠા ક્યાં છે ? બધા લોકો અમને માન આપે એવો માર્ગ કયા છે ? धर्मः प्रयातु पाताल कुलं विलयमृच्छतु गौरवं रौरवं यातु जठर लोकमस्तु न । અમારો

સ્વાથ કેમ સધાય ? આવા મલિન વિચારરૂપિ તિમિરથી આધુનિકોનું મન વિચારમૂઢ થયુ છે પરમતસહિષ્ણુતાપગાના પ્રવાહમા 'સ્વસિદ્ધાતાપગા' ને જોડી દઇને ધર્મનાશાત્મક ક્ષારો દધિને શરણુ કરવામા સ્વહીનતા નયનગોચર થતી નથી ! પ્રભુલીલા વિચિત્ર છે ! !

હાલમા મુબાઇમાં એક શંકરાચાર્યજી આવ્યા છે. આ શંકરાચાર્ય આપણા મશહૂર શં માધવાતીર્થ જેવા નથી તેઓ તો કહે છે કે 'પુષ્ટિમાર્ગ વૈદિક હૈ, સહસ્ર પ્રમાણોસે ઉસકી વૈદિકતા મેં પ્રતિપાદન કર સકતા હું ઇ' વાચકો આશ્ચર્ય પામશે કે એક અવૈદિક માયાવાદપ્રસારક આચાર્યની ગાદી ઉપરના આચાર્ય આવો અભિપ્રાય પ્રકટ કેમ કરતા હશે ? સામાનાધિકરણ્ય હિ તેજસ્તિમિરયો: કુત તિમિરનુ–અધકારનુ–અને તેજનું ઐક્ય કેમ થાય ? માયાવાદતિમિર બ્રહ્મવાદરૂપ તેજને કેમ સહન કરી શકશે ? ખચિત, સ્વમાર્ગની ઉપર જેને લેશ પણ મમત્વ હશે તેને તો ઉપરના વિચારો પ્રાપ્ત થશે, પરતુ જેઓ માત્ર પ્રતિષ્ઠાના જ પૂજારી છે, પ્રતિષ્ઠાને અધીન થઈ પોતાની પરમકર્તવ્યપરાયણતાને સ્વાર્થાગ્નિમા હોમવા તત્પર બને છે, તેઓના મનમા આવા શુભ વિચારાકુરો કયાથી ?

જ્યેષ્ઠ માસના એક સપ્તાહમા ઉપર્યુક્ત શકરાચાર્યે એક વ્યાખ્યાનમાલા યોજી હતી તેમાં અત્રત્ય ગૃહસ્થવર્ગ પણ જોડાયો હતો. ભાષણકર્તાઓ પ્રતિદિન વિવિધ મતના આવતા હતા. આ સનાતની (!) સભામાં અમને ખૂણે ખાચરે કોઇ સ્થલ મલી જાય તો અમારી વૈદિકતા ઉપર લોકો સંશય લાવે નહિ એવા કે પછી પોતાની પ્રસિદ્ધિના ઉદ્દેશથી એતન્માર્ગીય કહેવાતી બે વ્યક્તિઓ પણ આનો લાભ લેવા ચૂકી ન હતી. સદ્ભાગ્યે સ્વકીય 'શુદ્ધાદ્વૈતસિદ્ધાતપંડિતતા' નો આવિષ્કાર કરવામા તત્પર બનેલી વ્યક્તિનો લાભ માત્ર ૫૦ સખ્યાના મનુષ્યોએ જ લીધો હતો ! તેમા એતન્માર્ગીયો અને આગેવાન ગૃહસ્થો તો સાભલવા પ્રમાણે આવ્યા જ ન હતા ! બીજી કાવ્યવિખ્યાત વ્યક્તિના વ્યાખ્યાનને દિવસે કોઇ સ્માર્ત વ્યક્તિએ કોલાહલ મચાવી મૂકયો હતો. આ પ્રમાણે શંકરાચાર્યના કહેવાથી પોતાના મતની શ્રેષ્ઠતા માનનારી વ્યક્તિઓએ એતન્માર્ગને હાનિ પહોંચાડી છે કે તેની પ્રતિષ્ઠા વધારી છે એ વિચારવાનુ અમે વાચકવર્ગને જ સોપીએ છીએ

  

બગસરાથી એક વૈષ્ણવ લખી જણાવે છે કે "પારમાર્થિક કાર્યને માટે જાણીતા થયલા પોરબંદરનિવાસી શેઠસાહેબ ચતુર્ભુજ શિવજીભાઇ કુમાર અમરાવાલા સાહેબના લગ્નપ્રસગે અત્ર આવતા અત્રત્ય વૈષ્ણવ શાલાનું કામ જોઇ શાળાને એક વરસ સુધી માસિક રૂા. ૧૦)ની મદદ આપવા જાહેર કર્યું છે, અને શાલાનુ કામ જોઇ વિશેષ વૃદ્ધિ પામશે તો વિશેષ મદદ આપવા વચન આપેલુ છે વળી જુનાગઢનિવાસી વકીલ રતનશી માધવજીએ પોતાના પુત્રના લગ્નની ખુશાલીમાં શાલાના વિદ્યાર્થીઓને રૂા. ૧૦)નુ ઇનામ વહેંચ્યુ, અને રૂા. ૫) શાલાફંડમા આપ્યા. રા. માણેકચંદ ભૂરાભાઇએ નીતિસૂર્યમાલાના પંદર પુસ્તકો ભેટ આપેલા છે. જૈનબધુઓએ ધર્મની વૃદ્ધિને અર્થે ઠેકઠેકાણે જૈન શાળાઓ ખોલેલી છે ત્યારે વૈષ્ણવ ધર્મની વૃદ્ધિને અર્થે અમે ન ભૂલતા હોઇએ તો આવી એકાદ બે જ સંસ્થા છે એ શું થોડુ શોચનીય છે ! વૈષ્ણવ બધુઓએ શેઠસાહેબ ચતુર્ભુજભાઇને પગલે ચાલી આવી સંસ્થાની વૃદ્ધિને અર્થે યત્નશીલ થવુ ઘટે છે."

## Suddhadwaita-Brahma-Vada.

SWARUPAS OF BRAHMAN

The conception of Brahman in general has been set forth in the foregoing pages, we now proceed to deal with the varying conceptions under which Brahman is described by different sages to whom it revealed itself. The numerous and varying attributes and forms, with which Brahman is described by different sages, do not lead us to believe that in each case the sage describes not the same Brahman It is to the highest glory of Indian genius that in the immense diversity of numerous conceptions it can perceive a way by which not only the conflict is avoided, but a whole and harmonious conception of Brahman answering to all the different descriptions is met with. Thus where an European scholar stands bewildered, the devout Indian sees not only no conflict, but finds a satisfactory way, in which all the diverse passages describe one and the same Brahman. Nay the Indian philosophers believe that all the Upanishads teach one and the same Brahman, *the difference in description varies with the degree of the individual* sage's revalation Again among Indian philosophers the method of harmonising the diverse conceptions of Brahman varies very considerably Sankara divides the texts of the Upanishads into two classes, one referring to the Higher Brahman and the other to the Lower One Where Vedic passages present a negative conception, it is supposed to refer to Higher Brahman, while passages describing Brahman as possessed of positive attributes are supposed to describe the Lower one The conception of a personal God like Iswara, Creator, etc, refers to the Lower Brahman, which owes its existence to the Sadasat Maya—the indescribable illusion. With the removal of Maya the Lower Brahman drops into a non-entity, and, it then ceases to exist. With Isvara ceases also the conflict of the negative conception with the positive conception. To Sankara, as he is under the spell of Buddhism, the completely negative conception appeals the most By subordinating the affirmative Srutis to negative ones, he works out the so-called ekavakyata—unanimity of the conflicting vedic passages. The merits or drawbacks whatever of this method have been suggested

before Ramanuja and Madhva do not find a satisfactory way to get out of this difficulty. They studiously reject the two Brahmans and not unfrequently twist the wording of the holy texts With them the pure adwaita of the Upanishads results in dwaita In this point Sankara seems to have decided advantages over these two philosophers. But the only great drawback in his case is that his is an imaginary distinction. It is not supported by the authority of the learned Vyasa In order to show that it is countenanced by the sutras of Vyasa attention is drawn to sutras like 2-1-13, where by the use of the word 'Lokavat,' it is urged, Vyasa directly hints at the Vyavahara and Paramartha stages, and through them to two Brahmans. But this is far from convincing The truth is that when the case is quite clear, Vyasa simply says 'Lokavat' 'as in the world.' The case is so apparent that Vyasa does not see it necessary to point at any particular examples, like Pata, Kshira, Ahikundala, etc. Again the word 'Lokavat' is used to illustrate what Vyasa wants to propound in that particular sutra, and it is only the sectarian zeal that sees in it a shadow of support to the so-called theory of Vyavahara and Paramartha stages The right way of looking at Brahman is to banish, from one's mind, the ideas of rationation independent of Vedic texts, and to accept Brahman as it is described in the Upanishads. Rightly says Sankara that this Sastra is not based on reasoning as such It is a pity that Sankara in his zeal for Mayavada forgets his own true words The right way to understand Brahman is, to see it as Vyasa does in 2-1-27[1] and 3-2-27. In these sutras Vyasa teaches the Viruddhadharmasrayatva of Brahman. He accepts Brahman to be unchangeable and impartite and still the material cause of the universe on the authority of the Vedic texts, that is, Brahman is possessed of even contradictory attributes. The same principle when applied to the Vedic passages solves the difficulty without the least twist. Vedic passages whether negative like 'It is not so' or affirmative like 'The omniscient, the almighty' describe the same Brahman. The conception of Brahman varies with the individual revalation of each sage Thus sages[2] describe the different aspects-swarupas

1. श्रुतेस्तु शब्दमूलत्वात् । उभयव्यपदेशादहिकुण्डलवत् ।

2. एक सत् विप्रा बहुधा वदन्ति ।

of the one and the same Brahman. To evince its supreme glory and greatness, the highest Brahman becomes revealed even in contradictions. The Brahman becomes manifest as simple and complex, one and infinite Though it cannot be compared with anything in the world, still one cannot say that Brahman is not that thing. Unequal to anything in the world, it is equal to a gnat or an elephant Brahman being everything, even contradiction is Brahman. The narrow standard of the undeveloped reason wanting in divine perception is not to be resorted to in its case With this end in view Vyasa plans the first chapter of his Brahma Mimansa, and teaches that Jyotih, Prana, Vaiswanara, and like words are names of Brahman. Their primary significance is that of the supreme deity, but by Saktisankocha—limitation of the power to express the full sense, viz, Brahman,—they have ceased to signify the highest divinity in the world at large, and now these words are understood to signify a variety of objects. To put it clearly, the words like Jyotih, Prana, Vayu, though they are used in the world, as the names of the elements of nature, signify in Brahma-Mimansa, the highest divinity. Thus it is that by showing each and every word to mean the supreme Brahman, Vyasa clearly sets forth the highest truth taught in the famous sentence of the Chandogya, 'verily all this is Brahman.' By showing the Sarva-rupatva of Brahman in the first pada its Adheyatva in the second, Adharatva in the third and finally discarding the Vedic claims of Prakriti of the Sankhya in the fourth, Vyasa works out his Samanvaya-unanimity of all the Vedic passages in signifying the highest principle Brahman Hence words like Antaryamin, Prana, Jyotih, Vaiswanara, Bhuman, Akshara, Akasa, Avyakta, Sukshma Dahara, Prasasaka, Setu, Vidharana, Apahatapapman, though meaning something else elsewhere, express the highest divinity Brahman in Brahmamimansa As Brahman is Satchidananda—these varying conceptions are classified according as sat-portion or chit-portion or ananda-portion is prominent The conception in which sat-portion or chit-portion or ananda-portion is prominent is technically known as Adhi-Bhautika or Adhyatmika or Adhidaivika respectively. Jagat, in which sat-portion is prominent, is the Adhi-Bhautika swarupa of Brahman, Akshara, in which chit-portion is prominent, is the Adhyatmika swarupa of

Brahman, and Purushottama in which ananda-portion is prominent, is the Adhidaivika swarupa of Brahman. Hence in this part only the different swarupas of the same Brahman are mentioned These swarupas are non-separable and non-dual from the Supreme Nirguna Brahman. A brief account of these swarupas will be suitable to close the section of Brahman

Jagat-Universe—which we see around us is the Adhi-Bhautika swarupa of Brahman. In it the sat-portion of Brahman is manifest while the chit-portion and the ananda-portion are non-manifest Hence Jagat is non-dual from Brahman. The non-duality[1] of the cause *Brahman and effect Jagat is taught* by Vyasa in 2-1-14 The Universe and Brahman are non-dual on account of words like arambhana, etc. The ananyatva does not mean the unreality of the Universe. Non-duality is a relation, and so it cannot exist between Sankara's existing Brahman and non-existing Universe. The Universe[2] is a form of Brahman. Brahman developed itself into the Universe form for its eternal sport, without itself undergoing the least change. It should[3] not be urged that there would be a confusion between enjoyer and enjoyed on account of the non-duality, for we see in the world that though both ara non-dual developments of gold, the Kataka does neither become Kundala nor Kundala Kataka. The variety of effects though the cause is the same is too apparent in the world. The reader's attention will be drawn to this subject further on when we come to describe the Avikrita Parinama Vada

Akshara is the Adhyatmika swarupa of Brahman. Akshara is that form of Brahman having resorted to which the Supreme Lord became Purusha[4] and Prakriti. All the negative Srutis describe this Akshara Non-dual as is akshara from Purushottama, in it the ananda-portion is measured—Ganitananda, while Purushottama is bliss unlimited. By the will of the supreme Brahman, some anand-portion becomes[5] non-manifest,

1. तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ।
2. तदैवैतत्प्रकारेण भवतीति श्रुतेर्मतम् । सिद्धान्त मुक्तावली
3. भोक्त्रापत्तेरविभागश्चेत्स्याल्लोकवत् ।
4 प्रकृतिः पुरुषश्चोभौ परमात्माऽभवत् पुरा ।
यद्रूपं समधिष्ठाय तदक्षरमुदीर्यते ॥
5 इयदामननात् ।

as it were when this swarupa is known as Akshara Basing the sutra on the Ananda-Mimansa Vyasa teaches this. Akshara is Brahman itself It is far above the human soul. It is greater than Prakriti and Purusha for both of them develop out of it. It is all-pervading[1], all-light, chit-pradhana It is niranjana, nirakara, nirvisesha, etc. Infinite are the forms of Nirguna Brahman, but it is the Akshara swarupa that a Jnanin tries to reach. When a Jnanin worships Brahman internally, this Akshara becomes manifest in his heart as antaryamin and he achieves what is known as Sadyomukti-emancipation without any perambulation and enters pada of Brahma The emancipation of Sisupala is to be explained in the same light It should not be supposed that the Jnanin does not reach Brahman for Akshara is also a form of Parmatma Just as a river mingles with an ocean losing name and form, and becomes tadrupa (ocean) so the Jnanin loses name and form and becomes Akshara-rupa, This is the highest fruit that the Suddhadwaiti Jnanin achieves.

To a Bhakta however the Akshara swarupa becomes manifest as an abode, 'Vyapi Vaikuntha' of Purushottama in which the Purushottama has his abode It is Dahara in which Sadananda becomes manifest to the Akshara Bhakta. The words like Vyoman, Akasa in the Vedas, and Dhaman in the Geeta are the various forms under which akshara is mentioned as the abode of Purushottama In the

---

आनन्दांशतिरोभाव सत्त्वमात्रेण तत्र हि ।
मुख्यजीवस्तत प्रोक्त सृष्टीच्छावशगो हरि ॥
इच्छामात्रात्तिरोभाव तस्यायमुपचर्यते ।
ब्रह्मकूटस्थाव्यक्तादिशब्दैर्वाच्यो निरन्तरम् ॥
सर्वावरणयुक्तानि तस्मिन्नण्डानि कोटिश ।
मूलाविच्छेदरूपेण तदाधारतया स्थित ॥
प्रभुत्वेन हरे स्फूर्तौ लोकत्वेन तदुद्भव ।
अन्तर्याम्यवतारादिरूपे पादत्वमस्य हि ॥
हंसाकृतित्वकथने पुच्छत्व परमात्मन ।
तदुपासनया ज्ञानात् परमात्मत्वमस्य हि ॥
ज्ञानमार्गे त्वेतदेव सेव्यम् × × × × ॥ तत्त्वदीप. 2, 14, 103

The perusal of Vallabhacharya's own commentary and Avarana Bhanga of Purushottomaji on this portion will be interesting to those who want to enter into further details on this point

1 વ્યાપકરૂપ અદ્વૈત બ્રહ્મ જે તેજોમય કહેવાય આર્યપથ અધિકારી મુનિજન તે માંહે લય થાય વલ્લભાખ્યાન.

Brahmananda Valli Akshara Brahman is described as the Tail of Anandamaya Purshottama. The Anandamaya is described as Hansa and akshara Brahman as its tail, rightly so, because the Hansas and like birds sit on their tails. Sankara's interpretation of this passage in conjunction with the anandamayadhikarana is an example of the horrible twist that that commentator often gives to the sacred writings.

Purushottama is Adhidaivika swarupa of Brahman. This is Anandarupa. It is the Highest Divinity. It is beyond akshara which serves as his abode, when the loving devotees like maids of Gokula or Narada experience the highest bliss. He* is greater than kshara and akshara and so known as Purushottama in the loka and the veda Akshara[1] is his Dhaman

These three swarupas of Brahman are beautifully illustrated by Vallabhacharya in his Siddhanta Muktavali on the analogy of the Ganges[2] The waters of the river correspond to Jagat, Sakta to Akshara and the deity to Krishna, another name for Purushottama. The great poet and Bhakta Dayaram[3] also compares Purushottama with the moon, and akshara with the moon light. This means that the highest divinity—Purushottama—who is to be attained through loving devotion alone, becomes 'He'—that is—a personal God—who can be approached by the humblest through pure love The grace of the supreme Lord is so great that for the sake of the loving devotee He does not become manifest before him as all-pervading, but as atmarati, atmakrida, atmamithuna, atmananda. He is Rasa-ananda-bliss, attained through self-sacrificing love alone. He[4] is beyond maya, prakriti, time, space in fact everything that is earthly

---

* यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे प्रथित पुरुषोत्तम ॥ गीता.

Manilal's blind zeal for Mayavada does not even hesitate to twist this clear meaning of the verse.

1. अव्यक्तोऽक्षरमित्युक्तस्तमाहु परमागति यद् गत्वा न निवर्तन्ते तद् धाम परम मम. । गीता
2 यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् ।
यथा देवी तथा कृष्णः ॥ सिद्धान्तमुक्तावली
3. તમારા તો હરિ સર્વે રે અમારા તો હરિ એક જ રૂપે,
તમો રીઝો ચાંદનીથી રે અમો રીઝીએ ચન્દ્રથી રે. દયારામભાઈ.
4. न यत्र माया, न यत्र कालो, etc Bhagavata.

## શ્રીમદ્વલ્લભાચાર્યગ્રંથરત્નમાલા.

આ ગ્રંથમાલાનાં અત્યાર સુધીમાં પાંચ રત્નો પ્રકટ થઈ ગયાં છે, અને બે રત્નો મુદ્રિત થાય છે પ્રકટ થયેલાં ગ્રંથરત્નો કિ વિષયક છે અને તેનું નોછાવર શું છે વગેરે અત્ર જણાવવામાં આવે છે.

**૧. ગાયત્રીભાષ્ય**—દ્વિજમાત્રને પરમશ્રેષ્ઠ ગાયત્રી મંત્રનો ગૂઢ આશય આ ગ્રંથમાં છે. શ્રીમદ્વલ્લભાચાર્યચરણ, શ્રીમત્પ્રભુચરણ, અને વિદ્વત્કેસરી શ્રી પુરુષોત્તમજીની સંસ્કૃત ટીકાઓ અને તે સર્વનો ગુર્જર ભાષામાં અનુવાદ શાસ્ત્રીજી મગનલાલભાઈએ આઠેક વર્ષ ઉપર કર્યો હતો. તેનું નોછાવર માત્ર પોસ્ટેજ સાથે દોઢ આનો છે. (પ્રથમ આવૃત્તિની નકલો થઈ રહેવાથી તેની બીજી આવૃત્તિ સાત સંસ્કૃત ટીકાઓ સાથે નિર્ણયસાગર પ્રેસમાં છપાય છે)

**૨ શ્રીમદ્ભગવદ્ગીતા, તત્ત્વદીપાદિસહિતા** આ ગ્રંથમાં શ્રીમદ્વલ્લભાધીશ્વરકૃત તત્ત્વદીપ અને ન્યાસાદેશ, શ્રીપ્રભુચરણકૃત ન્યાસાદેશટીકા અને શ્રીપુરુષોત્તમજીકૃત ન્યાસાદેશટીકાવિવરણ વગેરે સંસ્કૃત સાહિત્ય સાથે શ્રીવલ્લભજીકૃત સમગ્ર ગીતાટીકા પણ છે. ગીતામૃતતરંગિણી સિવાયનું એતન્માર્ગીય સર્વ ગીતાસાહિત્ય આ ગ્રંથમાં છે. નોછાવર રૂ ૦–૮–૦ પોસ્ટેજ ૦–૧–૬.

**૩ શ્રીમત્પ્રસ્થાનરત્નાકર**—દશદિગન્તવિજયી પંડિતપ્રવર શ્રીપુરુષોત્તમજીએ રચ્યો છે આ ગ્રંથમાં અનેક મતમતાન્તરોના નિદર્શન સહિત સાંપ્રદાયિક મન્તવ્ય સુવિસ્તૃત અને સપ્રમાણ નિરૂપણ કરવામાં આવ્યું છે આ ગ્રંથ દુર્જનોને અને વિદ્વત્કેસરીઓના માનને પણ મર્દન કરનારો છે. ગ્રંથ સંસ્કૃત ભાષામાં છે. નોછાવર રૂ. ૦–૮–૦ પોસ્ટેજ રૂ ૦–૧–૦

**૪. શ્રીમદ્વલ્લભાચાર્યચરિત**—આ ગ્રંથ શ્રીગુસાંઈજીના સેવક શ્રીમુરલીધરદાસજીએ રચેલો છે શ્રીમદ્વલ્લભાચાર્યના દિવ્ય ચરિત્રનું સરલ સંસ્કૃત ભાષામાં વર્ણન કરવામાં આવ્યું છે આ ગ્રંથ ત્રાવણકોરની લાયબ્રેરીમાંથી ભા. મા. વે. ભ પં ગટ્ટુલાલજીના શિષ્ય વિઠ્ઠલનાથે ઉતરાવી મંગાવેલો હતો. આનું નોછાવર માત્ર રૂ ૦–૧–૬ પોસ્ટેજ સાથે

**૫ અધિકરણસંગ્રહ**—આ ગ્રંથના કર્તા તૃતીયપીઠના ભૂતપૂર્વ અધીશ્વર શ્રીવ્રજભૂષણજી મહારાજના સેવક શ્રીદ્વારકાધીશના મુખ્યાજી, નાગર બ્રાહ્મણ, પરમભગવદીય શ્રીગોવિંદરામ ભટ્ટ છે, આ ગ્રંથમાં શ્રીમદ્વલ્લભાધીશવિરચિત અણુભાષ્યના અધિકરણોનો સક્રમ અને સરલ સંસ્કૃત ભાષામાં સાર આપ્યો છે આના મનનથી અણુભાષ્યમાં પ્રવેશ સુગમ થાય છે વિશેષમાં ગ્રંથકાર વિષ્ણુસ્વામિપરંપરાથી વિરુદ્ધ સારો પ્રકાશ પાડે છે, અને તેને માટે સવિસ્તર પણ એક સચોટ ઉપોદ્ઘાત લખે છે વિષ્ણુસ્વામિપરંપરાનો આગ્રહ કરનારાઓએ આ ગ્રંથ એકવાર અવશ્ય વાંચવો, એમ અમારી સૂચના છે ગ્રંથ ઉપર સરલ સંસ્કૃતમાં એક પ્રસ્તાવના શાસ્ત્રી વસંતરામે લખી છે, તેમાં તે ગ્રંથકારના આશયને વિશેષ વિશદ કર્યો છે નોછાવર માત્ર રૂ. ૦–૪–૦ પોસ્ટેજ સાથે

આ ગ્રંથમાલા તરફથી જે ગ્રંથો પ્રકટ થાય તેનો દરેક સદ્ગૃહસ્થે અને પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયે સંગ્રહ કરીને આ ગ્રંથમાલાને ઉત્તેજન આપવું જોઈએ.

---

Reg. No. B. 896.

श्रीकृष्णस्तु भगवान्स्वयम्.

# મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસા.

લેખક—ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆ બી. એ, એલ એલ બી.

વકીલ-હાઇકોર્ટ.

"પુષ્ટિભક્તિસુધા"મા ત્રણ વર્ષ થયા આવતો આ લેખ વૈષ્ણવોએ આનંદથી વાંચ્યો છે, અને તેને સામટો છપાવી પ્રસિદ્ધ કરવાની ઘણી માગણી થવાથી અમે તે કામ માથે લીધુ છે, અને સુધારા વધારા સાથે તે છપાવવાનુ કામ ચાલુ છે, અને તે જુલાઈ આખરમા છપાઈ બહાર પડશે. આ જમાનાના યુવાનોને, તેમ જ સર્વ વિચારશીલ સજ્જનોને, વૈષ્ણવોને, અને ધર્મ સમજવાની ઇચ્છાવાળા ગ્રેજ્યુએટોને આ લેખ ઘણો જ ઉપયોગી છે ધર્મની વિવિધ બાબતોની શંકાનુ સંતોષકારક રીતે સમાધાન આ લેખથી થાય છે, અને વાર્તાની મનહર શૈલીથી, અને સંવાદની ચિત્તાકર્ષક રીતિથી લખાયેલો આ લેખ સર્વને આનંદ સાથે શુદ્ધજ્ઞાન સરલતાથી આપે છે એ લેખમા ધર્મ, ધર્મના મૂલ તત્વો, કર્તવ્ય, ભક્તિ, પુષ્ટિ, પ્રેમ, શૃંગાર, વિષય, વગેરે સર્વ બાબતોનુ અનુપમ વર્ણન કર્યુ છે, અને સર્વ બાબતોનુ સમાધાન મનગમતી યુક્તિથી તેમ જ ઉપનિષદ, બ્રહ્મસૂત્રો, ગીતા અને પુરાણોના પ્રમાણોથી કરવામા આવ્યું છે. સુંદર પાકા બાઇન્ડીંગવાળો આશરે ૨૫૦ ( ડેમી ૧૨ પેજી ) પૃષ્ઠનો ગ્રંથ સર્વેને વાંચવા લાયક, સંગ્રહ કરવા લાયક તેમ જ ભેટ આપવા લાયક થશે. આગળથી પૈસા મોકલી નામ નોંધાવી ગ્રાહક થનાર પાસે કિંમત માત્ર ૮) આના. જુલાઈ આખર સુધી માત્ર, નામ નોંધાવી ગ્રાહક થનાર પાસે ૧૦ આના, પાછળથી ૧૨) આના.

ત્રિભોવનદાસ પીતાંબરદાસ શાહ.
મંત્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય
નડીઆદ.

વર્ષ ૪ થું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, આષાઢ

# પુષ્ટિભક્તિસુધા.

કૃષ્ણ ૧૧, શ્રીવલ્લભાબ્દ ૪૩૬, અંક ૪. ]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક
વાડીલાલ નગીનદાસ શાહ,
બી એ, એલ્ એલ્ બી, વકીલ, હાઇકોર્ટ
મુંબાઈ.

પ્રત ૧૦૦૦

નોછાવર રૂ ૨-૦-૦ છૂટક અંકના રૂ ૦-૪-૦

Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press AHMEDABAD
and published by Vadilal N. Shah B A LL B., Princess Street BOMBAY

# आवश्यक निवेदन.

૧ આ માસિક સબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.
૨ આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે
૩. આ માસિકમા છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમા યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.
૪. શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામા આવશે.
૫ વર્ષનુ નોછાવર પ્રથમથી લેવામાં આવે છે
૬ આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મળશે તેમને વગર-નોછાવરે આ માસિક મોકલવામા આવશે.
૭. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબને સારુ ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામા આવશે નહિ
૮ આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મળવુ

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઇ.

પ્રકાશક.

# અનુક્રમણિકા.




॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ श्रीमद्विट्ठलेश्वराणां पत्राणि ॥

( १ )

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

अजनिरजनिः प्रादुर्भूतं तमो विजना दिश-
स्त्वमसि चतुरा चाहं सङ्गाभिलाषवती मुहुः ।
तदपि तु यदप्राप्तिः प्रेष्ठस्य मे सुविचारितं
प्रियसखि परीरम्भारम्भे विधेरविधेयता ॥१॥
त्वत्तो नान्यामहं पश्ये राधाबाधावरोधिनीम् ।
तत् त्वं यथैव मत्प्राणो मिलत्येव तथा कुरु ॥२॥

स्वस्ति श्रीमच्छ्रीगोवर्धनोद्धरणधीरचरणसेवकेषु श्रीकृष्णदासरामदासकेशवदासमाधवदासगौतमदासभगवद्दासराघवदासलक्ष्मणयादवदासखनूनरसिंहदासगोपालदासश्रीमत्तालीलूप्रभृतिषु विट्ठलानां कुशलवार्ताभिज्ञापकोयं लेखः ॥

भद्रमिह, भावत्कमाशास्महे । गृहोपविष्टे भगवत्यहमागच्छन् स्थितः तदा सत्यभामाया विवाहवार्तोपस्थिता तेनागमनमधुनैव नाभूत् । माघेयदिवि विवाहो भविष्यति । तदा तदनन्तरं भाव्यं चेद्भविष्यति । मया आगन्तव्यम् । अन्योन्यं प्रीत्या सेवा कर्तव्या । पुरुषोत्तमादयः कुशलिनः । काशीश्वरेषु रघुनन्दने च नतयो निवेदनीयाः । किमधिकं ?

श्रीगोपीजनवल्लभाय नमः मार्ग-वदि १३ मथुरामल्लानां नतयः ॥

त्वदीयमधुसूक्तिभिर्व्रजजनेशसङ्गाशया
मनोजशरपीडिता कथमपि स्थिता मेसवः ।
अतः परमये यदि प्रियतमाङ्गसङ्गो भवे-
त्तदैव मम जीवितं विरहितादशाहीकरम् ॥१॥

॥ इति श्रीमत्प्रभुचरणश्रीविट्ठलेश्वराणां पत्रम् ॥

( २ )

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

स्वस्ति श्रीगिरिधरादिभ्याशिषः । शमिह, भावत्कं तदाशास्महे । मदागमा-

नानन्तरं कथं स्थितो गिरिधरः ? कदा किं गृहीतवान्न वा ? रात्रौ च किं वृत्तं ? उपचारविशेषः कः कृतः ? निद्रा सम्पन्ना ? पूर्ववन्नैर्बल्याभावोस्ति ज्वराभावश्च ? विद्याधरः किं वदति ? स्वामिदास आगतो न वा ? आगत्य वा किमुक्तवान् ? किं कृतवानित्यादि सर्वं लेखनीयम् । भृगुवारे दिवावृत्तान्तः सर्वोपि रात्रिवृत्तान्तश्च । अस्मिन् पर्याये मद्धृदि भयं चिन्ता चातिशय्येन जायते । सेवानन्तरं तत्रागमने भद्रासांमुख्यमग्रे च शनिवासर इति दिन २ स्थीयते तथा विधेयम् । भोगसामग्री सम्यक् दृष्ट्वा देया । यथाशक्ति सर्वे भोगा निर्वाह्याः । चतुर्थप्रहरे मक्षिकामार्जनार्थं कश्चिन्नियोज्यः । यदि यमुनाजलनिर्वाहः सेवकैर्भवति तदा तथैव कार्यम् । परं स्वातिकष्टेन न कार्यम् । मत्स्वामिनः कोमलस्वभावात् । अन्यच्च, यवनादयो भगवद्द्वारे आगच्छन्ति तदा यथापूर्वकं भाषणमिलनप्रसादादिकं कार्यं, यद्यपि हार्दं न भवति तथापि बाह्यतोपि कार्यम् । सावधानैः सदा परस्परं सस्नेहैरवहिर्दृष्टिभिः भगवत्सेवापरैः स्थेयम् । चिन्ता कापि न कार्या । अहं यथा शीघ्रं दर्शनं प्राप्नोमि तथा विधेयम् । प्रत्यहं भगवत्स्वधिकं किं लिखामि ? स्वभाग्योदये शीघ्रमेवागमिष्यामि । चिन्ता कापि न कार्या । पत्रं मुहुः प्रेषणीयम् । तत्रत्यः सर्वः समाचारो लेखनीयः । हरिवंशस्य नतयः । अत्राहं दुग्धं बहु पिबामि । रामदासः पायसादिकं सर्वं गृह्णातु । दुग्धोदनप्रसादो कृष्णदासस्यापि मध्ये मध्ये देयः । सर्वैः कृष्णदासस्याज्ञायां स्थातव्यम् । मर्यादायां सर्वैः स्थेयम् ।

इति श्रीमत्प्रभुचरणश्रीविठ्ठलेश्वराणां पत्रम् ॥

( ३ )

॥ श्रीकृष्णाय नमः ॥ स्वस्ति श्रीविठ्ठलदीक्षितानां गिरिधरश्रीगोविन्दबालकृष्णश्रीवल्लभरघुनाथयदुनाथघनश्यामप्रभुरलीधरकल्याणरायगोकुलोत्सवद्वारकेश्वरादिष्वाशिषः । शमिह, भवदीयं भद्रं सततमाशास्महे । प्रभुसेवा सम्यक् कर्तव्या । भोगादिविषयको विचारः सावधानतया कर्तव्यः । सेवकाः सर्वे यथा मर्यादां न त्यजन्ति तथा कार्यम् । स्थलविचारं कृत्वा यदुनाथगृहं कारणीयम् । अत्रत्यः समाचारः सर्वश्चम्पादिमुखाच्छ्रोतव्यः । तत्रापि वीरबरराजस्य पूर्वापेक्षया भूयसी प्रपत्तिर्दृष्टव्या । रायपुरुषोत्तमस्यापि तथैव प्रपत्तिर्दृष्टा वीरबरेणोक्तमस्ति 'मह्यं सदाज्ञापत्रं गिरिधरा यथा लिखन्ति तथा भवद्भिर्लेखनीयम्' इति । तेन यदत्यावश्यकं कार्यं भवति तदा तथा लेखनीयम् । अपरञ्च, गोविन्दभट्टादिभिर्यत्मद्दं समागमनार्थं भूयानाग्रहः कृतः । उष्णकाले पाकजः क्लेशो भविष्यतीति तत्र मया

बहुधा निषिद्धास्तथापि स्वाग्रहेण वासुदेवः सङ्गे समागच्छति । तत्र वासुदेवमातुरनुज्ञा न गृहीतास्तीति मन्मनसि खेदो भवति सङ्कोचस्तत्र ममाशक्यतया मया वासुदेवो नीयते। तेन भवद्भिस्तन्मातुः समाधानं कार्यम्। भवद्भिश्चिन्ता न कार्या। शीघ्रमेवागमिष्यामः । श्रीगोकुलनाथोऽस्माकमैहिकं पारलौकिकं च स्वयमेव जानातीति किमस्माकं विचारणीयमस्ति ? अहोरात्रे सेवका अन्तर्बहिश्च सावधानाः स्थापनीयाः। किमधिकं ? फाल्गुन सुदि १ । यमुनादिषु वैकंठादिष्वाशिषः । गोविन्दभट्टगणेशभट्टौ रायपुरुषोत्तमवीरवरराजयोर्निकटे सपदि तिष्ठतः ॥

इति श्रीविट्ठलनाथानां पत्रम् ॥

( ४ )

श्रीकृष्णाय नमः । स्वस्ति श्रीगोवर्धननाथपादपद्मरागेषु श्रीकृष्णदासरामदासग्वालभट्टनरसिंहदासयादवदासराघवदासगोपीनाथदासकेशवदासमाधवदाससन्तदासहरिदासगोपालदासस्वामिदासमनालालदासभीष्मगोवर्धनधारिदास अजयादामोदरदाससधूकुम्भनाप्रभृतिषु श्रीविट्ठलानामाशिषां कोटिः । भद्रमिह । भावत्कं सततमाशास्महे । अपरञ्च, सेवा सम्यक् कार्या ॥ ग्वालभट्टः सम्यक् शाकादिसेवां करोतीति श्रुतं तेन सन्तोषो जातः। सम्यक् शिक्षणीयश्च । अग्रे व्यञ्जनादिकं यथा भवति तथा विधेयम् । भोगसामग्र्यादि सम्यक् दृष्ट्वा देयम् । यथाशक्ति सर्वे भोगा निर्वाह्याः । चतुर्थप्रहरे मक्षिकामार्जनार्थं कश्चिन्नियोज्यः । यदि यमुनाजलनिर्वाहः सेवकैर्भवति तदा तथैव कार्यम् । परं त्वतिकष्टेन न कार्यम् । मत्स्वामिनः कोमलस्वभावत्वात् । अन्यच्च, यवनादयो भगवद्द्वारे आगच्छन्ति तथा यथापूर्वं भाषणमिलनप्रसादादिकं कार्यम् । यद्यपि हार्दं न भवति, तथापि बाह्यतोऽपि कार्यम् । सावधानैः सदा परस्परं सस्नेहैर्बहिर्दृष्टिभिः भगवत्सेवापरैः स्थेयम् । चिन्ता कापि न कार्या । गोकुलजीवनः सर्वं भद्रमेव करिष्यति । अहं यथा शीघ्रं दर्शनं प्राप्नोमि तथा विधेयं प्रत्यहम् । भवत्स्वधिकं किं लिखामि ? स्वभाग्योदये शीघ्रमेवागमिष्यामि । चिन्ता कापि न कार्या । पत्रं मुहुः प्रेषणीयम् । तत्रत्यसमाचारो लेखनीयः । हरिवंशस्य ननयः। अत्राहं दुग्धं बहु पिबामि । रामदासः पायसादिकं सर्वं गृह्णातु । दुग्धोदनप्रसादः कृष्णदासस्यापि देयः । सर्वैः कृष्णदासस्याज्ञायां स्थातव्यम् । मर्यादायां सर्वैः स्थेयम् । ॥ श्रीविट्ठलानां पत्रं सम्पूर्णम् ॥

# દયારામભાઇનાં કાવ્ય.

## वर्षाऋतुवर्णन.

શ્રીગુરુ વલ્લભદેવના પદ પ્રણમું સુરંગ,
તથા શ્રીવિઠ્ઠલ શ્રીગોપીજનવલ્લભ સંગે. ૧
દો સુમનીષા શુભ ગિરા અતિ આનંદકારી,
ષડ્ઋતુ વિરહ વર્ણન કરૂં કાંઇ શ્રીવ્રજનારી. ૨
શ્રીરાધા કહે સુણો સખિ લલિતાદિ વિશાખા,
આવી વર્ષાશ્રી મૃષા હવે અમર અભિલાષા. ૩
આ ઋતુમા જ કરી પરી હરિનંદકુમાર;
તો શી હવે હણતાં મને પલ મારને વાર. ૪
આવ્યું કટક જો આ કટકટી મનમથ પથ વ્યોમ,
સુણી ચોપદાર પોકાર એ કેકી તેડે છે ભોમ. ૫
એ ના ગગન ગડગડે મનોભવના નિશાન;
ચપલા ના જરી ધ્વજ ફરહરે જોઈ થરહરે પ્રાણ. ૬
ગાન કરે પિક અપ્સરા દે દાદુર કરતાલ;
સાજ અવર દ્વિજ જે વદે સુણો મદનભૂપાલ. ૭

---

૧. શ્રીમહાપ્રભુજીનાં ચરણને અંત્યત સ્નેહથી પ્રણમુ છુ. અને સાથે જ શ્રીગુસાંઇજી અને શ્રીગોપીજનપ્રાણેશને પણ પ્રણમુ છુ.

૨. અત્યંત આનંદકારી સારી બુદ્ધિ અને શુભ વાણી મને પ્રભુ આપો, કે જેથી શ્રીસ્વામિનીજીના ષડ્ઋતુમાં થનારા વિરહનુ હું કાંઇ વર્ણન કરૂ.

૩ શ્રીસ્વામિનીજી કહે છે કે હે લલિતા પ્રભૃતિ સખીઓ, હે વિશાખા, વર્ષાઋતુની શ્રી–શોભા હવે આવી પહોચી, વર્ષાની શોભા છવરાઇ રહેવા લાગી, હવે આપણી આશા મિથ્યા છે, પરંતુ તે અમર છે, માટે કંઇ હરકત નથી

૪. નંદનંદનપ્રભુએ મને આ ઋતુમા જ દૂર કરી છે દૂર થયલી મને મારતા કામદેવને હવે પલની પણ વાર શી થવાની ?

૫. આકાશ–વાદલ કામદેવના માર્ગે થઇને ગર્જના કરતુ કટક–પર્વતના નિતંબ ભાગ ઉપર આવ્યુ તેનો પોકાર સાભળીને તેનો ચોપદાર મોર તેને પૃથ્વી ઉપર તેડે છે કટકનો 'સેના' અર્થ એક ટીકાકારે કર્યો છે તે સંદિગ્ધ છે.

૬. એ આકાશ ગડગડતુ નથી, પણ કામદેવના નિશાને ગડગડે છે ! વિજલી ચમકતી નથી, પણ કામદેવનો જરીનો વાવટો ફરકે છે. જેને જોઇને મારા પ્રાણ કંપે છે !

૭. કોયલરૂપ અપ્સરાઓ ગાન ગાય છે દેડકાઓ કરતાલ વગાડે છે અને બીજા પક્ષીઓ જે બોલે છે, તે સૂર પૂરવાના સાજ છે હે સખીઓ, સાભલો, ખચિત જ આ કામરાજા વિના બીજુ કોઇ હોય જ નહિ

છલવા મને સ્મર જો રચી એ અજા વિપરીત,
પ્રિયતમવર્ણું વિયત્ કર્યું જાણે ધનુ પટપીત. ૮
મુક્તમાલ બકપંક્તિ અભ્ર ગોછબિ લાવે,
ચાતક પિયુ પિયુ કહી સખિ મને પ્રતીત ઉપજાવે. ૯
પડી ઝડી જો આ શરતણી નહિ એ અંબુદધારા;
સુસવાટા સાંગ એ સમીરના લેશે વૈ અસુ મારા. ૧૦
પહેર્યાં નીલાંબર જો ધરા લહી પ્રિયરસ માતી,
ઇંદ્રગોપના એ ચુંદડી ચિરમાં રંગ રાતી. ૧૧
વલગી વૃક્ષ જોને વેલડી મારી બેલડી તૂટી,
કૃષ્ણ વિના લખી સુખ સખિ લીધું કંદર્પે લૂટી. ૧૨
હરિસંગે હિંડોલે હીંચતી સિંચતી દૃગ્ જ્યારે;
મુખથકી લઈ સમારતા કચ કેશવ ત્યારે. ૧૩
માન શિક્ષા તું રક્ષા તજી હે આલિ હઠ રખે લેતી;
મુજ મળ્યો વિરહ અમર થશે માટે કહું સુણ નેતિ. ૧૪

---

૮. મને છેતરવાને કામદેવે વળી આકાશમાં કંઈ ઓર જ તરેહની કપટજાલ રચી છે. આખા આકાશને મારા પ્રાણેશના વર્ણ સરખું શ્યામ કર્યું છે અને રંગબેરંગી ધનુષથી જાણે પીતાંબર પહેરાવ્યું હોયને શું એમ લાગે છે

૯. શ્વેત બગલાઓની હાર મોતીની માલા સરખી લાગે છે. વાદળાં ગાયની છબિ લાવે છે હે સખિ, ચાતક પણ 'પિયુ પિયુ' કહીને મને વિશ્વાસ ઉપજાવે છે. અર્થાત્ કામદેવ આવું કરીને મને પોતાની પાસે બોલાવે છે.

૧૦. આ વર્ષાદની ધારા નથી, પણ કામદેવના બાણોની ઝડી પડે છે. વાયુના સુસવાટા નથી, પણ સાંગ આયુદ્ધના છે. ખચિત, તે મારા પ્રાણ લેશે.

૧૧ પૃથ્વીએ નીલાંબર પહેર્યાં છે તે જો પ્રિય-મેઘના રસથી-જલથી મત્ત થઇ છે. એ ચુંદડી વળી ચિરમાં પણ ઇંદ્રગોપના (એટલે ઇંદ્રના મેઘના સંખ્યાકાલે ખુલવાના-ગોપના-ગામના) રંગે રાતી-લાલ બની છે. આનો સ્પષ્ટ અર્થ ન સમજવાથી એક લેખકે દોડાવેલા કલ્પનાના તુરંગો જોવા જેવા છે!

૧૨. લતા-વેલ વૃક્ષને વળગી પડી છે, પણ કૃષ્ણ વિના મારી બેલડી તૂટી છે મારું બેલી કોઇ નથી. હે સખિ, તું લક્ષીને જો, તો તને જણાશે કે મારું સુખ કામે લૂટી લીધું છે.

૧૩. જ્યારે પ્રભુ સાથે-ત્રિલોકાધીશ સાથે હિંડોલે હીંચતી, જ્યારે દૃષ્ટિને સિંચતી પ્રભુના સ્વરૂપમાં સ્થિર કરતી, ત્યારે મારા મુખ ઉપર આવેલા કેશોને કેશવ સમારતા. અર્થાત્ મુખ ઉપરથી ખસેડતા.

૧૪. હે સખિ, મારું રક્ષણ છોડી દે. મારી શિક્ષા માન. ખાલી હઠ ન લે. મને પ્રભુ તરફથી મલેલો વિપ્રયોગ અમર થશે, માટે કહું છું તે સાંભળ અને તું મારે વાસ્તે કંઇ ન કર.

**શાર્દૂલ.**

જાણીને ઘન ગર્જ દુઃખ મુજને તન ત્યાગ્યું પંચાનને,
મારો ચિત્તચકોર ક્લેશ પ્રચુર આણી ઉદાસી રહે,
પ્રાવૃટ્ પાવકથી અધિક મુજને દે કઇ વાહાલા વિના,
નિર્દય નંદકિશોર ચોરી ચિત્તને માણે મધુપુરીમાં. ૧૫

**માલિની.**

ઘન તેમ ઘનસ્યામ બે કર્યું એક કામ,
તમ વિરહ અગાધા મુગ્ધ કરી જગત્ રાધા;
નિશદિન કો ન જાણે ઉભય એક જ પ્રમાણે,
સખી અહીં સમજાવે કોક ભવને બતાવે. ૧૬

---

## *પ્રબોધબાવની.

**કુણ્ડલીઆ.**

'શ્રીગુરુ ગોવિંદ સ્મરતાં સકલ મનોરથ સિદ્ધ,'
સકલ મનોરથ સિદ્ધ થાય શુભ બુદ્ધિ પ્રકાશે;
મહામંગલ આનંદ હોય દુઃખ દુષ્કૃત નાશે;
જગ્ત ઉખાણે જટિત રચિત આ મનઃપ્રબોધિની;
રાધાવરરતિકરણી પ્રીતિ પ્રપંચનિરોધિની,[1]

---

૧૫. ઘનગર્જનાથી થતા-વધતા મારા દુખને જાણીને (ઘનનો પ્રતીકાર કરવામાં અશક્ત) સિંહે શરીર ત્યજ્યુ. સિંહ જેવા ક્રૂર પ્રાણિને દયા આવી પણ પ્રભુને ન આવી. મારો ચિત્તચકોર ક્લેશ લાવીને ઉદાસ રહ્યા કરે છે. વહાલા વિનાં વર્ષાઋતુ અગ્નિથી પણ વધારે કષ્ટ દે છે-બાલે છે આટલુ છતા નંદકિશોર તો મારૂં ચિત્ત ચોરીને નિર્દય થઇને મથુરામાં માણે છે, મોજશોખ ભોગવે છે.

૧૬. ઘન-મેઘ જેવો છે તેવા જ મેઘના સરખા શ્યામ પ્રભુ છે. બન્નેએ સંપીને એક કાર્ય કરવા માંડ્યુ છે શ્રીકૃષ્ણ વિરહથી રાધાજીને મુગ્ધ કરે છે જ્યારે મેઘ અંધકારથી જગતને મોહ પમાડે છે. નિશદિન કોઇ કંઇ સમજતું નથી. બન્ને એક જ રીતે પોતાનુ કાર્ય કરે છે. હવે સખી રાધિકાજીને સમજાવે છે અને ચક્રવાકપક્ષીના સંસારને દેખાડે છે. રાત્રિ પડતા ચક્રવાક અને તેની સ્ત્રી વચ્ચે અતિશય વિરહવિભાવસુ પ્રકટે છે, એ પ્રસિદ્ધ છે સવાર થતાં જેમ બન્ને પક્ષીઓ મળે છે તેમ તમને પણ પ્રિય મળશે.

*આ ગ્રંથમાં ભક્ત કવિવરે બાવન કહેવતોનો ભક્તિમાર્ગનાં તત્વો સમજાવવામાં ઉપયોગ કર્યો છે. પ્રથમ કહેવત મુકીને તેનો તાત્પર્યાર્થ ભક્તિમાર્ગમાં ઉતારવાનું કૌશલ્ય આ કવિવર સિવાય અન્ય કોઇ પણ ગુર્જર કવિએ કરેલુ જણાતું નથી.

૧. જગતમાંથી આસક્તિ ઉઠાવીને રાધાવરમાં પ્રીતિ કરાવનારી.

નિરોધ કરવા ચિત્તને દયે કથન આ કીધ,
'શ્રીગુરુ ગોવિંદ સ્મરતાં, સકલ મનોરથ સિદ્ધ. १

'તરસ્યો ખોદે કૂપ જલ પ્રકટ પીએ નહિ ગંગ,'
પ્રકટ પીએ નહિં ગંગ વંશ શ્રીવલ્લભ કેરો;' "
પ્રકટરૂપ પરબ્રહ્મ નિરખતાં લાભ ઘણેરો;
વિન સાધન એક શરણ જતામાં અભય જ આપે;
જો સેવે શ્રીકૃષ્ણ અચલ વ્રજમંડલ સ્થાપે;
સ્થાપે મન કુપંથમા દયો કહે કુસંગ;
'તરસ્યો ખોદે કૂપ જલ પ્રકટ પીએ નહીં ગંગ' २

'જતું ન જાણ્યું નાગરી મૂસલ પૂજા માય;'
મૂસલ પૂજા માંય અનુગ્રહે અતિશય કીધો,
ભજન માટ ભગવત દયા મનુષ્યદેહ દીધો,
તે તે ખોયો વ્યર્થ અર્થ સાચો ના સાધ્યો;
ઇંદ્રિયપોષણ કર્યું ન ઈશ્વર ક્ષણ આરાધ્યો;
આરાધ્યો ઈશ્વર નહિ જનમારામાં ક્યાંય,
'જતું ન જાણ્યું નાગરી મૂસલ પૂજા માય.' ३

'પારસમણિને વાટકે ભટજી માગે ભિખ;'
ભટજી માગે ભિખ નામ ચિંતામણિ હરિનું;
સકલ મનોરથ સહજ, સિદ્ધ ઔષધ નથી[1] કરિનું;
તે તજી કૂટે કઠિન યોગ તપ વ્રત મખ[2] દીક્ષા;
ત્યાગી[3] નવનીત તક્ર[4] શુકલ લે ઊંધી પરીક્ષા,
પરીક્ષા ન પોતા કને શ્રુતિ ન પામ્યો શિખ;
'પારસમણિને વાટકે ભટજી માગે ભિખ.' ४

'ગાંગડતું જ પલાણીએ ઉંટ તણી એ રીત[5]',
ઉંટ તણી એ રીત જીવ જડ સમો ન જાણે;
પીયૂષ[6] આલિયું પાણુ,[7] પાનમા આળસ આણે;
માટે કસી કલેવર ભય ધર આલસ ખોઈ;
દયા ભજાવો કૃષ્ણ પ્રેમી તો વિરલા કોઈ,

१. બધા મનોરથ સહજમા સરે છે. હરિનું નામ એવુ ઔષધ છે કે જેમાં કરી પાળવાની પણ નથી હોતી. २ યજ્ઞ ३. માખણ ४ છાસ ५ ઉંટને ગાંગડવાનો સ્વભાવ જ છે, માટે તે ગાગડતુ હોય તો પણ તેને પલાણીએ ६. અમૃત. ७ હાથમાં

કોઇ સમય મનથી ન રટયા, રસના હરિ ધરી પ્રીત;
'ગાંગડતું જ પલાણીએ ઉંટ તણી એ રીત.' ૫

'સ્મશાન મોદકમા ક્યહા ઇલાયચીનો સ્વાદ,'?
ઇલાયચીનો સ્વાદ કુટુંબ ચોર્યું દુઃખ દરિયો,
વટલ્યો ભૂખ્યો રહ્યો અર્થ એક નવ સરિયો;
કલેશ કૂટ દિન જાય, પલક પરવાર ન ત્યાંથી,
પેટ પાપથી ભરે ભજન સુખ તેને ક્યાંથી;
ક્યાથી સુખ સસારમાં સત્ય વચન સુખ વાદ,
'સ્મશાન મોદકમાં કયહા ઇલાયચીનો સ્વાદ.'? ૬

'લકડ લાડુ ખાય ના ખાય બેહુ પસ્તાય,'
ખાય બેહુ પસ્તાય, રહે ગૃહસ્થી પસ્તાતો,
અરે! હાય! શીદ પરણ્યો નહિ તો ગોવિંદ ગાતો;
પેરે કુંવારો ભલે કેમ હું પત્ની પામું,
નથી કોઇનો વાંક કૃષ્ણ માયા શિર નામું;
નામું શિશ દયાનિધે ભક્તિ દ્યો સુખ થાય;
'લકડ લાડુ ખાય ના ખાય બેહુ પસ્તાય' ૭

'વિવેકથી બન્ને રહે દોણીને વળી દૂધ;'
દોણીને વળી દૂધ ઘરધણી ગોવિંદ જાણો;
સેવો સર્વ સમર્પી જન થઇ સહુ સુખ માણો;
સહજ લાભ સંતોષ દયા સઘળે નાગરતા;
ગુરુ સંત હરિતુલ્ય ભજન દૃઢ આપ અકર્તા,
કર્તા હરિ સાક્ષી થઇ રહો ગૃહસ્થ વિબુધ,
'વિવેકથી બન્ને રહે દોણીને વળી દૂધ.' ૮

'કદા બાપના બાપને, રડતા ન આવે પાર;'
રડતાં ન આવે પાર કૂટ સહુ અલગી ઠેલી,
દયા સ્મર શ્રીકૃષ્ણ સદા જે સાચો બેલી;
જેથી સહુ દુઃખ જાય સકલ સુખ જેથી સુલભ;
બગડ્યું સુધરી જાય, કામના કશી ન દુર્લભ;
દુર્લભ મનુષ્યદેહ છે, રટ નટવર નિરધાર,
'કદા બાપના બાપને રડતાં ન આવે પાર.' ૯

'કાટા મારે ખાળમાં રહે ઉઘાડાં દ્વાર;'
રહે ઉઘાડાં દ્વાર, ખરચ કોડી પણ લેખે;
આવરદા વહી જાય, અમૂલ્ય તે નવ દેખે,
ટલે મલે બહુ વાર, દામ મનશું લલચાવે;
શ્યામ શ્વેત બે ચોર, ચોરશે તે નહીં આવે;
આવે નહીં સંભાલ તે રે જડ! દયા ગમાર;
'કાટા મારે ખાળમાં રહ્યા ઉઘાડાં દ્વાર.' ૧૦

'લંકા પામ્યો લૂટવા, મૂસલ આવ્યું હાથ,'
મૂસલ આવ્યું હાથ જન્મ જન હરિપદ લહિયે,
સહજ નામ શ્રીકૃષ્ણ સ્મરતાં નિર્ભય થઇયે,
એ અવસરમા દયા ચામ દામે ચિત્ત જોડ્યું;
સતસંગ ભગવંત ભજન દુર્લભ સુખ છોડ્યું;
છોડ્યું હેત ન કુટુંબથી જન્મ જન્મ જે સાથ;
'લંકા પામ્યો લૂટવા મૂસલ આવ્યું હાથ.' ૧૧

'કૂપે પડે મશાલચી સહુનું ટાલે તમ,'
સહુનું ટાલે તમ, ગુરુ થઇ જ્ઞાન બતાવે,
યુક્તિ અર્થ ઇતિહાસ, આપ મન એક ન લાવે,
ક્ષણભંગુર તન જાણો કહે ન તું ખલ જાગે,
દયા શું અમર થયો ભર્યું રાખે મન [1]ઠગે;
ઠગે ભકત થઈ ભવ સકલ તુને ન તારી ગમ,
'કૂપે પડે મશાલચી સહુનું ટાલે તમ.' ૧૨

'સો મણ તેલથી શું સર્યું, રહ્યું અંધારું ઘોર;'
રહ્યું અંધારું ઘોર ચતુર્દશ વિદ્યા ભણિઓ,
ગાનકલા, રતિકલા શૂર પણ તું અગ્રણીઓ,
[2]કરણ પ્રબોધપ્રવીણ સકલ ગુણસાગર ચતુર;
રૂપવંત, કવિ, અસર દયા સહુ જોવા આતુર;
આતુર થઈ ફૂલ સર્વનું, ભજ્યા ન નંદકિશોર;
'સો મણ તેલથી શું સર્યું રહ્યું અંધારું ઘોર.' ૧૩

'રંડાપણ તો રોકડું એવાતન ઉધાર,'
એવાતન ઉધાર તુને કદી એ ચિત્ત ચિંતા,

---

૧. ઠગપણાથી. ૨. કરવામાં જ્ઞાન આપવામાં ચતુર.

ક્યા ફરી સુખ આ વિષય ભક્ત થઇ શે ભગવતા;
તે સદેહ રાખ્ય, શિરોમણિ સહુ સુખ હરિપદ;
તે ક્યાં આ તો વિદ્યા–માન સઘળે સહજે સદ
સદ મળે સઘળે **દયા** તેથી હિત ધિક્કાર,
'રંડાપણુ તો રેંકડું એવાતન ઉધાર.' ૧૪

'દળનારીના દિકરા ગુલાબરાયજી નામ,'
ગુલાબરાયજી નામ ભજન લવલેશ ન કરવું;
મહાનુભાવ હરિભક્ત સમોવડ ડગલું ભરવું;
અતિ ઠાલો અહંકાર વિનાગુણ મનથી મોટા;
ભક્તવેશ પાખંડ, **દયા** સાચા કે ખોટા;
ખોટા નિજ સમઝે નહિ, હરિ જશ ઉદમ ઠામ,
'દળનારીના દીકરા ગુલાબરાયજી નામ.' ૧૫

'ઘણાં ઘરાંનો પ્રાણુલો[1] ભૂખ્યો રહે નિદાન,'
ભૂખ્યો રહે નિદાન એક આશરો નહિ જેને,
ભજે દેવ દશ વિશ અમારો કો કે તેને;
**દયા** ન આવે હેત કોઇને તેને જોઇ,
ઓલંભો[2] આસંગો[3] તેનો સહે ન કોઇ,
કોઇ એક પણ નિશ્ચે ભલો ભૂરિ ક્યહાં ભગવાન;
'ઘણા ઘરાંનો પ્રાણુલો ભૂખ્યો રહે નિદાન.' ૧૬

'શ્વાન પુચ્છ ગ્રહી કોઇ પણ પડિયું સાગર પાર?'
પાડ્યું સાગર પાર દેવ કોઇક ખલહીના;
બહુ પ્રયત્ન ફલ તુચ્છ દે, કો રાચે રતિ ઝીણા;
સેવ દેવ–દેવેશ **દયા** ટાલે ભવ રૂજને,[4]
શું કરશે સુર ન્યાલ ભીખારી તુજને,
તુજને જો અક્કલ નથી, પૂછ ભલા કો ચાર,
'શ્વાનપુચ્છ ગ્રહી કોઇપણ, પડ્યું સાગર પાર.'? ૧૭

'તે રચનાથી રાચીએ, જે રચના ચિત્તચોર,
જે રચના ચિત્તચોર, કરે ઘેલા ગુણસાગર,
**દયા** વિચારો હૃદે, હશે કેવા હરિનાગર;
સર્વ તજીને પ્રીત, કરો તે સાથે સાચી;

૧. પરોણો. ૨. ઉપાલંભ–ઠપકો. ૩ આસંગ–સ્નેહ. ૪. રોગ

જે ચહાશો તે થશે વાત કંઈ નહીં રે કાચી,
કાચી વસ્ત કશી જ્યહાં સહુ જુગતીનુ જોર,
'તે રચનાથી રાચીએ જે રચના ચિત્તચોર.' ૧૮

'ઝુલે અધવચ ઝુમના નહીં હિંદુ નહિ તુર્ક;'
નહીં હિંદુ નહિ તુર્ક નહીં એકોમા પૂરો,
રામ ભજે રેહેમાન સાકર સોમલ ચૂરો;
જગ્ત ના ગાંઠે ભક્ત પડે નહીં સુખ એકોનું;
ફોકટ દયા ફજેત બને ક્યમ તુલસી સોનુ;
[1]સોને રોક્યું મુક્તિપદ તુલસી રોક્યું નર્ક;
'ઝુલે અધવચ ઝુમના નહિ હિંદુ નહિ તુર્ક.' ૧૯

'ઇંદ્રવાયણું ઉપર ભલું ભીતર લાળા હોય,'
ભીતર લાળા હોય દૂર દુનિયાં સુખ સારૂ,
પૂછી જોજે પડયા જો ન તું માને મારૂં,
શોભીતો સંસાર જાણીએ મહાસુખ એને;
અ તર એવી આગ હોય કેહેવાય ન કેને;
કેને કહે લાજી મરે દયા હ્રદેમા રોય;
'ઇંદ્રવાયણું ઉપર ભલું ભીતર લાળા હોય.' ૨૦

'ઘોડે બેશી ગાંઠડી માથે મૂકે મૂઢ;'
માથે મૂકે મૂઢ શેઠ સમર્થ શિર શ્રીજી;
શકટ શ્વાનની પેર રહો શિર ચિંતા બીજી;
તુજ કીધુ શું થયું વ્યર્થ કૂટે અજ્ઞાની;
કર્તા હર્તા કૃષ્ણ દુઃખ મિથ્યા લે માની;
માની ફરે દયા મૃષા ગતિ સમજે નહિ ગૂઢ;
'ઘોડે બેશી ગાઠડી માથે મૂકે મૂઢ.' ૨૧

'તાર અચાનક તૂટશે જંત્ર તણો તું જાણ,'
જંત્રતણો તું જાણ અચાનક થાશે જાવું;
સદા સર્વદા સાવધ રો ન પડે પસ્તાવું;
રૂકિમણીરમણ હ્રદયમા રાખી મુખ નામ ન મેલો,
કામ અવર બેગાર આવશ્યક આવ્યું ઠેલો,
ઠેલ દયા માથે પડયું હરિવિણ હિત કયહું ન આણ,
'તાર અચાનક તૂટશે જંત્રતણો તું જાણ.' ૨૨

(અપૂર્ણ.)

1 સોનાએ મુક્તિના દ્વાર રોક્યાં છે. તુલસીએ નરકના દ્વાર રોક્યા છે.

# श्रीहरिरायजी उपर पत्र.

શુદ્ધપુષ્ટિનું મર્મ સમજવામા અદ્વિતીય વિદ્વાન્ શ્રીહરિરાયચરણુ ઉપર કોઇ રાજાએ લખેલો પત્ર અમને મલ્યો છે. આ પત્ર આશરે સવત્ ૧૭૪૨ની સાલમાં લખાયલો હોય એમ લાગે છે. તે જેવોને તેવો જ અત્ર આપવામા આવે છે. ભાષા ગુજરાતી છે. પણુ બાલબોધ લિપિમા તે લખેલો છે

स्वस्ति श्रीमत्पुरवपंभणोपुरस्थितानां सकलसद्गुणगणालङ्कृतश्रौतस्मार्तकर्मानुष्ठानतत्परहरिचरणस्म(र ?)णासक्ताचित्तवृत्तिजीवन्मुक्तसकलशास्त्रविशारदपंडितवर्यमीमांसाधुरंधरपरमभक्तजनवल्लभगोस्वामिश्रीश्रीश्रीश्रीश्रीश्रीमत्हरिरायाणां चरणसरोरु(हे?)पु—

वंशालयस्थमहाराजाधिराजमहारावलश्रीमत्कुशलसिंहजित्कृताः कोटिशो नतिपरंपराः कृपाकटाक्षेणाङ्गीकरणीयाः। अत्र श्रीम........कृपया भवत्कृपया च शमास्ति। भवतां प्रतिदिनमनवरतम(?)मेधमानं तदाशास्महे। गोचरश्च (अपरश्च?) राज, अमारे वडा छो, ठाकुर छो, सदाए अमने जेवी कृपा राखो छो तथा विशेषे राप(ख?)वी, दिव(स?)मध्ये वार एक अमारुं शुभचिंतन राजे क(री)वुं, जेणे अमारे आनंद थाए, सुज्ञे(ज्ञे?)पु किमधिकं ? मिति आ. शु. १. सं ४२ वर्षे ऽऽऽऽऽऽऽऽऽ केरी ४ पु(पू?)ज्यने मोकली छे ते संभाली लेजो, कृपापत्र पाछु वेगु लेखजो, जे दीठे आनंद उपजे।

** આ મહારાણાસબધી અને તેના સાપ્રદાયિક સંબધ વિષે ઇતિહાસ જો કોઇ અમને જણાવશે તો આભારી થઇશુ. ઉપતંત્રી.

# तिलकायितश्रीने विनतिपत्र.

હાલમા શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના અધિપતિ સમસ્ત વૈષ્ણવોના પૂજ્ય અને શ્રીમદ્વલ્લભાચાર્યજીના શ્રીમદ્ગોપીનાથજીના શ્રીમદ્ગોસ્વામિપ્રભુચરણુના સાક્ષાત્ પ્રતિનિધિ શ્રીનાથદ્વારાધીશ શ્રીમદ્ગોસ્વામી તિલકાયિતશ્રીગોવર્ધનલાલજી સ્વ; ચિ. લાલબાવા શ્રીદામોદરલાલજીસહ અત્ર પધારેલા હોવાથી સર્વત્ર આનન્દ પ્રસરી રહ્યો છે. મહારાજશ્રીની વૈષ્ણવોતરફ અતિશય લાગણી છે તેનું દર્શન જ્યારે પોતે પધાર્યા ત્યારે સ્વત કરાવ્યુ હતુ પોતે પધાર્યા ત્યારે વર્ષાદ મુસલધાર વર્ષવા માંડ્યો, તો પણુ પોતે બધ ગાડીમાં બિરાજે તો દર્શને આવેલા વૈષ્ણવોને દર્શનનો લાભ ન મલે એ મહારાજશ્રીને અનિષ્ટ હોવાથી પોતે આખે રસ્તે વર્ષાદમાં ભીંજતા અને વૈષ્ણવોને દર્શનથી આનન્દ આપતા ખોરીબંદરથી તે મોરારબાગસુધી પધાર્યા હતા. પુષ્ટિમાર્ગના ૬૦ લાખ વૈષ્ણવોનું શ્રેય અશત. એઓશ્રીના હાથમાં છે. એઓશ્રી વિચારે

તો ક્ષણુભરમા અધોગતિએ પ્રાપ્ત થયલા અને સર્વત્ર નિંદિત પુષ્ટિમાર્ગનું સહજ કલ્યાણુ કરી શકે. વૈષ્ણવોનુ કલ્યાણુ કોઇ પ્રકારે થાય તો સારુ એવી એઓશ્રીની પણુ ઇચ્છા છે, અને પંડિત ગટ્ટૂલાલાજીપાસેથી વિદ્યાગ્રહણુ કરેલુ હોવાથી વિદ્યાની કદર સારી રીતે કરી શકે એમ છે. આવા કાઇક ઉદ્દેશથી નીચેની કેટલીક વિનતિઓ મહારાજશ્રીને કરવામાં આવે છે.

૧. પ્રથમ તો કાર્ય ગ્રન્થસંગ્રહનુ છે. શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગવિષયક સર્વ ગ્રન્થોનો સંગ્રહ કરવો પ્રાચીન સરસ્વતીભંડારોમા આ પુસ્તકો સડે છે ત્યાથી તેમને મુક્ત કરી જ્યા એમનું રક્ષણુ થઈ શકે અને જ્યાથી એનો લાભ કોઇ વિદ્વાન્ લઇ શકે એવી યોજના યોજવી જોઇએ, મહારાજશ્રીના વિદ્યાગુરુ ભા. મા વે. ભ. પ. ગટ્ટૂલાલજી પણુ બહુ ખેદથી સ્વકૃત નિબંધની પ્રસ્તાવનામા જણાવે છે કે સાંપ્રદાયિક સર્વ ગ્રન્થો યમદેવતાના હસ્તમા પડ્યા છે. નવુ સાહિત્ય યોજવાની શક્તિ તો પ્રભુ જેને દાન કરે તેનાથી જ થઈ શકે, પરંતુ પ્રાચીન સાહિત્ય જેવુ હોય તેવુ રક્ષણુ કરવાનુ કાર્ય તો સામાન્ય લોકોથી પણુ થઈ શકે સર્વ પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થનો એક એવો સંગ્રહ હોવો જોઇએ કે જેમાથી કોઇ પણુ વિદ્વાન્, તેનો લાભ લેવો હોય તો, લઈ શકે આ કાર્ય મહારાજશ્રીથી જ ઉત્તમ રીતે થઈ શકે. સાંપ્રદાયિક સર્વ ગ્રન્થો વિશેષે કરીને મહારાજોના સરસ્વતીભંડારોમાં બિરાજે છે અને કેટલાક ભટ્ટોના ઘરોમા બિરાજે છે આ સર્વના અધિપતિ પોતે હોવાથી અને મુખ્ય ધામના સ્વામી પણુ હોવાથી પોતાના ત્યાના અને અન્ય ગોસ્વામીઓના ત્યાના સર્વ ગ્રન્થો આજ્ઞામાત્રથી પ્રાપ્ત કરી શકે એમ છે જે વૈષ્ણવોને ત્યા એ ગ્રન્થો બિરાજે છે તે પણુ મહારાજશ્રીની આજ્ઞાનુ ઉલ્લંઘન કરી શકે એમ નથી એ સર્વ ગ્રન્થોને ઉત્તમ રૂપે લખાવીને અને તેને વિદ્વાનો પાસે શોધાવીને એક સેન્ટ્રલ લાયબ્રેરિમા મૂકવા જોઇએ, અને તે પુસ્તકાલયનું લિસ્ટ પણુ એવુ ચોકસ થવુ જોઇએ કે પુસ્તક સુગમતાથી જડે અને વ્યવસ્થા પણુ એવી નિયત હોવી જોઇએ કે ત્યાથી કોઇ વિદ્વાનને એ પુસ્તક જોઈતુ હોય તો તેને ઉતરાવી અપાય, અથવા તો એને વાચવા જોઇતુ હોય તો અમુક સરતે તેને વાચવા આપી શકાય. આ કાર્ય વિશેષ અગત્યનુ છે, કારણુ કે પુસ્તકોની પ્રાપ્તિ સુગમ ન હોય તો મુદ્રણાદિ વા ભાષાન્તર કાર્ય કોઇ પણુ રીતે થઈ શકે નહિ. પ્રત્યેક ગ્રન્થની જેટલી મલે તેટલી પ્રતો એ સંગ્રહસ્થાનમા મૂકવી જોઇએ. જેથી મુદ્રણુ કરતી વખતે શોધનકાર્ય ઉત્તમ રીતે થઈ શકે. આવુ પુસ્તકાલય મુંબઈમા અથવા તો રાજનગરમા કે એવે બીજે કોઇ પણુ અનુકૂલ સ્થલે રાખવુ જોઇએ, અને સમયાનુસાર એવા જ પુસ્તકાલયો અન્ય શહેરોમા સ્થાપવા જોઇએ. પ્રત્યેક મોટા શહેરમા એવી કમિટિ સ્થાપવી જોઇએ કે જે આ કાર્ય કરી શકે, અને તેમ કરવામા જે યોજના યોજવી જોઇએ તે યોજી શકે. આવા સર્વ પુસ્તકાલયો મહારાજશ્રીની આજ્ઞાનુસાર વર્તન રાખીને ગ્રન્થરક્ષણુનુ જ કાર્ય ઉત્તમ રીતે બજાવે

૨. આ પ્રકારે ગ્રન્થસંગ્રહ અને ગ્રન્થસંરક્ષણુની યોજના થયા પછી એ ગ્રંથસંગ્રહોમાંથી યોગ્યતાનુસાર ગ્રન્થોને પસંદ કરીને તે ગ્રન્થોને ક્રમશ દરેક પુસ્તકાલયની કમિટિએ ચૂંટી કાઢેલા ગ્રન્થોને યોગ્ય વિદ્વાનને એડિટ કરવા (છાપવા) સોપવા. દરેક પુસ્તકાલયે પરસ્પર વ્યવહાર રાખવો, જેથી જે ગ્રન્થ એક પુસ્તકાલયમા ન હોય તે અન્યમાથી મલી આવે. પુસ્તકપ્રસિદ્ધિને વાસ્તે યૌરોપીય દેશોમા જેવી રીતે સોસાયટિઓ સ્થપાઈને પોતાનું કાર્ય ઉત્તમ રીતે છપાવે છે તેવીજ રીતે આ કમિટિએ ગ્રન્થમુદ્રણુનું કાર્ય આરંભવું જોઇએ.

ગ્રન્થના શુદ્ધ મુદ્રણના અભાવમા ગ્રન્થકારના આશયનો અનર્થ થાય છે, અને તદ્દ્વારા ભાષાન્તર સ્વનામને યોગ્ય થતુ નથી. શૃંગેરીમઠના શંકરાચાર્યે જેવી રીતે સ્વસાંપ્રદાયિક ગ્રન્થોને ઉત્તમ રીતે છપાવેલા છે તેવી રીતે શ્રીમાન્ તિલકાયિતે શ્રીમદાચાર્યજીના ગ્રન્થોને ઉત્તમ રીતે છપાવવાની યોજના યોજવી જોઇએ

૩. આ કાર્ય સ્વલ્પ સમયમા અને ઉત્તમ રીતે પાર પડે તેવાસ્તે પ્રથમ તો એક ઉત્તમ મુદ્રણાલય સ્થાપવુ જોઇએ, મુદ્રણાલયની યોજના કઠિન લાગે તો નિર્ણયસાગરજેવા ઉત્તમ પ્રેસ સાથે એવી યોજના કરવી જોઇએ કે પૂર્ણ સગવડથી સાંપ્રદાયિક ગ્રન્થો ત્વરાથી છાપી શકાય આ કાર્યમા દ્રવ્યની અતિશય અપેક્ષા છે, તેથી એક આબરુદાર ગૃહસ્થોની કમિટિ નીમીને તેની મારફત દ્રવ્યસંચય કરાવવો જોઇએ શ્રીમાન્ તિલકાયિતે સ્વત પણ યથાયોગ્ય દ્રવ્યનું સાહાય્ય કરીને અન્ય ગોસ્વામીઓને તેમ કરવા પ્રેરવા જોઇએ ગ્રન્થસંગ્રહ અને દ્રવ્યસંચય થયા પછી એક સાંપ્રદાયિક વિદ્વાનોની કમિટિ બોલાવીને તેમાના પ્રત્યેકને યથારુચિ એકેક ગ્રન્થ મુદ્રણ કરવાને સોપવો જોઇએ. આ પ્રકારે જ્યારે ગ્રન્થનુ શુદ્ધ મુદ્રણ થાય ત્યાર પછી તેના ભાષાન્તરની પણ તેવી જ યોજના યોજવી જોઇએ ગુજરાતીપ્રેસના ભાગવતનુ ભાષાન્તર, જો કે શ્રીમાન્ તિલકાયિત શ્રીગોવર્ધનલાલજીને અર્પણ થયુ છે, અને તેથી વૈષ્ણવો યથાતથા વાચે છે, છતા પણ એ ભાષાન્તર પ્રાય શ્રીધરસ્વામીને અનુસરીને થયલુ હોવાથી, અને શ્રીમદાચાર્યજી અને શ્રીધરસ્વામીના મતે ભાગવતાર્થ અત્યંત ભિન્ન હોવાથી, શ્રીમદ્વલ્લભાચાર્યજીના ઉત્તમોત્તમ દૃષ્ટિબિન્દુથી એ ભાષાન્તર વૈષ્ણવોને લાભપ્રદ ગણી શકાય નહિ, તેથી શ્રીમદ્ભાગવતનુ શ્રીસુબોધિનીજી અને શ્રીબાલપ્રબોધિનીજીને અનુસાર ભાષાન્તર કરાવીને 'સસ્તા સાહિત્ય'ના ભાગવતજીની માફક સ્વલ્પ મૂલ્યથી કોઇ વૈષ્ણવ પ્રાપ્ત કરી શકે તેમ યોજના કરવી જોઇએ શ્રીમદ્ભગવદ્ગીતામા પણ એ જ પદ્ધતિનું અનુસરણ કરવુ જોઇએ. આ ઉપરાત શ્રીમત્પુરુષોત્તમજીના ઉપનિષદ્ભાષ્યો પ્રાપ્ત કરીને તેનું મુદ્રણ કરાવીને તેના ભાષાન્તરની યોજના થાય તો તે પણ લાભપ્રદ જ થાય આ જમાનો ઉપનિષદ્નો છે, તેથી આ કાર્ય જેમ ત્વરાથી થાય તેમ સારુ.

૪. વ્રતોત્સવનિર્ણયસંબંધમા અનિષ્ટ કલહ સંપ્રદાયમા પ્રતિવર્ષ પ્રકટે છે તો તેનો તિરોભાવ કરવાનો ઉત્તમ ઉપાય માત્ર એટલો જ હોઈ શકે કે સાંપ્રદાયિક સર્વ નિર્ણયગ્રન્થોનુ મુદ્રણ કરાવવુ શ્રવણમા આવ્યુ છે કે શ્રીગોવર્ધનલાલજીની પણ ઇચ્છા છે કે સર્વ નિર્ણયગ્રન્થોને મુદ્રિત કરવા. આ ઇચ્છા અતિશય શુભ છે, અને મહારાજશ્રીની ઇચ્છાના કાર્યરૂપે પ્રકટ દર્શન જેમ બને તેમ જલદીથી થાય તેમાજ સંપ્રદાયનો લાભ સમજવાશે.

૫ વિષ્ણુસ્વામિપરંપરાવિષયમા પણ તિલકાયિત મહારાજશ્રીનુ કર્તવ્ય વિશેષ છે નિબંધની ઇતિશ્રીમા વિષ્ણુસ્વામીનું નામ દૃષ્ટિગોચર થાય છે, જ્યારે શ્રીસુબોધિનીતૃતીયસ્કંધમા વિષ્ણુસ્વામીને તામસ કહીને પોતાને તેનાથી જૂદા ગણે છે તો આ ઉભયમા કોને વિશેષ માન ઘટે છે ? શ્રીમાન્ તિલકાયિતકને જો કોઇ વિદ્યાનગરના કૃષ્ણદેવરાજાનો તામ્રલેખ હોય તો તેની પણ શોધ કરીને તેને પ્રસિદ્ધ કરવો જોઇએ, જેથી વ્યર્થ કલહને પ્રયોજન ન મળે.

૬ વૈષ્ણવોના બાલકોમાં બાલપણથી જ ધર્મના અને નીતિના ઉત્તમ સંસ્કારો પડે તેવી સરલ ભાષામા વાર્તાની ચોપડીઓની સીરિઝ (ગ્રન્થમાલા) યોજાવવી જોઇએ એ ચોપડીઓ

વૈષ્ણવોના ભકતોના, મહારાજોના, મહાભારત, રામાયણ, ભાગવતાદિ ઉત્તમોત્તમ આખ્યાનોના ઉતારા કરીને જ્ઞાનસાથે ગમ્મત આપે, અને બાલકોને રુચે એવી સરલ વાર્તારૂપે યોજાવવી જોઇએ, જેથી બાલકોના કુમલા મનઉપર સારા સસ્કાર પડે. આ ઉપરાત મોટા માણસોને રુચે તેવી વાર્તાઓ રચાવીને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગનુ જ્ઞાન આપવુ જોઇએ. જેવી રીતે ચદ્રકાન્ત માયાવાદનુ શિક્ષણ આપે છે તેવી જ રીતે આ આખ્યાયિકાઓ મોટા માણસોને બ્રહ્મવાદનુ જ્ઞાન આપે તેવી યોજાવવી જોઇએ.

૭ આ ઉપરાત કોલેજમા ભણતા વૈષ્ણવ વિદ્યાર્થીઓને સારુ એક બોર્ડિંગ હાઉસ સ્થાપવુ જોઇએ જે વૈષ્ણવ યુવકો આ બોર્ડિંગનો લાભ લે તેમને ચાર વર્ષમા ઉત્તરોત્તર અધિક કક્ષાની ચાર પરીક્ષાઓ સામ્પ્રદાયિક વિષયોમા અપાવવાની ગોઠવણ કરવી જોઇએ આમ થવાથી સપ્રદાયમા શુદ્ધ વિચારકો અને લેખકોની સખ્યામાં પણ વધારો થશે.

૮. કોલેજ સ્થાપવાની વાત હવામા ઉડે છે, આમાં કેટલુ સત્ય છે તે હાલ કહી શકાતુ નથી, પરન્તુ જો આવુ કાઇ થતુ હોય તો તે ઉત્તમ જ છે આર્ટ્સ્ કોલેજ સ્થાપવા કરતાં બનારસ સસ્કૃત કોલેજના જેવી શ્રીમદ્વલ્લભાચાર્યસસ્કૃતકોલેજ સ્થપાય તો વધારે સારુ. આ કોલેજમા સામ્પ્રદાયિક સાહિત્યનો જ મુખ્ય ઉપદેશ હોવાથી સામ્પ્રદાયિક વિદ્વાનોની સખ્યા વધશે, અને તેથી સપ્રદાયના આચાર અને વિચારની થતી અધોગતિ અટકશે.

૯ આ વિનતિઓ ઉપરાત આચારમા કરવાનું ઘણુ છે. પ્રત્યેક મદિરના મુખ્યાજીઓ તો સપ્રદાયનું જ્ઞાન ધરાવતા જ હોવા જોઇએ મદિરોમા અને મહારાજોની આસપાસ મૂર્ખ મનુષ્ય રહે તેના કરતા વિદ્યાવિનયસપન્ન મનુષ્યો રહે તો સપ્રદાયનો ઉત્કર્ષ સહજ થાય એક ગોસ્વામી જો વિચાર કરે તો હજારો વૈષ્ણવોનુ કલ્યાણ કરી શકે એમ છે હજુ લોકો મહારાજોને અત્યન્ત માનથી જુવે છે, અને મહારાજોની આજ્ઞાનું પાલન કરવામા સ્વ-કર્તવ્યની સફલતા માને છે તેથી મહારાજોએ અને વિશેષે કરીને શ્રીમાન્ તિલકાયિતે વૈષ્ણવોને જેમ બને તેમ પોતાના સદાચારથી અને સદ્વિચારથી સન્માર્ગે દોરવા જોઇએ પોતાના બાલકોને વિદ્યાવિનયસંપન્ન કરવા જોઇએ, કારણ કે એમને હાથે હજારો વૈષ્ણવોનુ કલ્યાણ રહેલુ છે, મહારાજોએ સ્વબાલકોનો પોતાની પાસે રાખ્યા કરતા બનારસસસ્કૃતકોલેજમા અથવા પોતાની ખાસ સ્થાપેલી કોલેજમા અમુક વર્ષોસુધી વિદ્યાનુ ગ્રહણ કરાવવુ જોઇએ, આમ કરવાથી ઉભય પક્ષને લાભ થશે

૧૦ આ વિનતિ મહારાજશ્રીને સદુદ્દેશથી કરી છે, અને પ્રભુપ્રતિ પ્રાર્થના છે કે આમાથી ફૂલ નહિ અને ફૂલની પાખડી પ્રભુ તિલકાયિત શ્રીમાનગોવર્ધનલાલજીપાસે કરાવે

# [1]રતિપથ.

સર્વે પ્રાણિમાત્રના હૃદયમાં પ્રભુનો વાસ છે, અને આપણા હૃદયમાં પણ પ્રભુ બિરાજે છે એ વાત જાણતા છતાં પણ આપણે આપણા અંતઃકરણની તરફ દૃષ્ટિ કરતા નથી, તેમાં નિત્ય બિરાજમાન પ્રભુનાં દર્શન કરતા નથી, દર્શન કરવા પ્રયત્ન પણ કરતા નથી, તે પ્રભુની સેવામા પ્રાણુ ઇંદ્રિયની સહિત તત્પર રહેતા નથી, એ આશ્ચર્યકારક નથી? દુનિયામાં એવી ક્યી વસ્તુ છે કે જે પ્રભુ કરતા વધારે ઉત્તમ હોય? અને પ્રભુજ આપણા આત્માના પણ આત્મા–પરમાત્મા–હોવાથી એના કરતા વધારે પ્રિય પણ શુ હોઇ શકે? આ સરલ વાત એક વાર બરોબર લક્ષમાં આવે અને તેનું સદાસર્વદા સ્મરણ રહે તો આ જીવ આ ઉત્તમ અને પ્રિય પ્રભુને છોડી બીજી કોઇ વસ્તુ તરફ દૃષ્ટિ કરે ખરો?

આમ છતા વસ્તુસ્થિતિ ઉલટી જ છે સહસ્ર મનુષ્યોમાથી કોઇક જ પ્રભુના શ્રવણ, દર્શન, કીર્તન કરવા પ્રયત્ન કરે છે, અને એવા સહસ્રોમાથી પણ કોઇક જ પ્રભુને તત્ત્વત. ઓળખે છે. ભૂતલપરના સર્વ ધર્મો આ સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરે છે, અને ભિન્નભિન્ન રુચિના મનુષ્યો ભિન્ન ભિન્ન ધર્મો તરફ આકર્ષાય છે. કેટલાએક ધર્મો ક્રિયાપ્રધાન હોય છે, કેટલાએક જ્ઞાનપ્રધાન હોય છે, અને કેટલાએક ભક્તિપ્રધાન હોય છે ભક્તિપ્રધાન ધર્મોમા પણ કેટલાએક સ્વાર્થી એટલે પોતાને સસારના ત્રિવિધ તાપમાથી મુક્તિ મલવાના સ્વાર્થ માટે જ–પ્રભુની ભક્તિ કરવાનુ કહે છે, અને કેટલાએક, જીવનો સહજ સ્વાભાવિક ધર્મ જ પ્રભુની સેવા કરવાનો છે, મુક્તિ મલ્યા પછી પણ પ્રભુસેવા એ જ ઉત્તમ ફલ છે, મુક્ત જીવો જ ઉત્તમ પ્રભુસેવા કરી શકે એમ સૂચવે છે

પુષ્ટિમાર્ગ એ છેલ્લા પ્રકારનો ભક્તિમાર્ગ છે. પુષ્ટિ એટલે ભગવાનનો અનુગ્રહ. ભગવાનના અનુગ્રહથી જ આપણું સર્વત પોષણ થાય ત્યારે આપણે પુષ્ટિમાર્ગમાં આવ્યા એમ કહેવાય. આ માર્ગ 'નિસાધન' કહેવાય છે, પણ એ શબ્દનો અર્થ નિગૂઢ છે. એનો ખરો અર્થ એ જ છે કે આ માર્ગ ક્રિયાપ્રધાન અથવા જ્ઞાનપ્રધાન અથવા સ્વાર્થ–મુક્તિસાધક–ભક્તિપ્રધાન નથી, આ માર્ગ ફલાત્મક પ્રેમપ્રધાન છે, અને સંસારના કોઇ પણ અનુભવીએ કબુલ કરવુ પડશે કે પ્રેમ એ સર્વ સાધનમાં ઉત્તમ છે, અને જોઇએ તે સમયે, જોઇએ તેટલુ કષ્ટ વેઠી, માનપાનને તિલાજલિ આપી, જોઇએ તે વસ્તુ પ્રેમી પ્રાપ્ત કરી આપે છે, અને પ્રત્યુપકારની ઇચ્છા કરતો નથી, એટલું જ નહિ, પણ જો પોતાનો હૃદયપ્રેષ્ઠ સાચા પ્રેમસિવાય બીજા કોઇ પ્રત્યુપકારની વાત કરે તો વજ્રવાતજેવુ દુ ખ થાય છે. એ અસહ્ય દુ ખનું કારણ પણ સ્પષ્ટ છે. જેમ પ્રેમ સર્વોત્તમ સબલ સાધન છે, તેમ સર્વોત્તમ ફલ પણ પ્રેમ જ છે, અને એવા સર્વોત્તમ સાધનથી કરેલા કાર્યનો બદલો પ્રેમ સિવાય બીજો શો હોઇ શકે? બીજો કોઇ પણ પ્રત્યુપકાર પ્રેમની ગરજ સારી શકે જ નહિ.

પ્રેમ આવુ ઉત્તમ સાધન અને ફલ હોવાને લીધે ચિત્તને સસારના વિવિધ પ્રકારના વિષયોની આસક્તિમાથી છોડવી તેને પ્રભુપરત્વે યોજવામા અતિ ઉપયોગિ થઈ પડે છે તેમાં પણ આ કલિના સમયમાં જ્યારે યજ્ઞયાગ, જપતપ, જ્ઞાનવૈરાગ્ય વગેરે અન્ય સાધન લગ-

---

૧. આ લેખ 'મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસા' નામના લેખના ઉપોદ્ઘાતરૂપે લખાયલો છે.

ભગ નષ્ટપ્રાય અને અશક્ય થઈ ગયા છે, અને પ્રાત:કાલથી રાત્રિપર્યન્ત મનુષ્યો વિવિધ પ્રકારની દોડધામમાં મચ્યા છે, અને ઈશ્વર છે ખરો કે નહિ તેનો પણ વિચાર કરવાનો વખત મળતો નથી (અને કેટલાકને તો જરુર પણ જણાતી નથી), તેવા વખતમા એવા વિષયોમા રચીપચી રહેલા જીવના ઉદ્ધારને માટે પ્રેમ જે કાર્ય કરી શકે છે તે બીજુ કોઇ સાધન કરી શકતુ નથી. સામાન્યત પ્રેમી જન કોઇ સુંદર કોમલ દેખાતી વ્યક્તિતરફ આકર્ષાય છે, આ વ્યક્તિમા તેને સર્વોત્તમતાના દર્શન થાય છે અને બીજી સર્વ રીતે અધ થઈ તેને જ ભજે છે, બીજા સર્વ વિષયો તેને તુચ્છ અને શુષ્ક લાગે છે. આમ પ્રેમ તેને બીજી સર્વ વસ્તુતરફ વૈરાગ્ય અને એક વ્યક્તિતરફ અત્યત અનુરાગનો પાઠ શિખવે છે, અને મર્કટની માફક ભટકતી ચિત્તવૃત્તિને એક વ્યક્તિમા સ્થિર કરે છે. પણ પ્રેમના લીલાપીલા સુદર કિરણોથી રજાયલી આ વ્યક્તિનું ખરુ, હાડચામડુ,—તુચ્છ સ્વરૂપ—પ્રેમીને કોઇક વાર પણ માલમ પડી જ આવે છે, ત્યારે ત્યાથી નિરાશ થયલા આ પ્રેમીનુ હૃદય પ્રેમને માટે વલખા મારે છે, આખો સસાર તો એને તુચ્છ હતો જ, તે હવે એને ખારો લાગે છે, અને એ ટળવે છે. એ એકલવાયો, બ્હીલો અને દીન થઈ જાય છે, અને સર્વત્ર અધકારસિવાય બીજુ કાઇ દેખતો નથી

બાહ્ય વસ્તુમા પછાડા મારી થાકેલા આવા જીવને આવે વખતે જો કોઇ યોગ્ય ગુરુ મળી આવે, અને એના કર્ણદ્વારા હૃદયમા મત્ર મુકે કે 'તારા પ્રેમને યોગ્ય અલૌકિક સર્વસૌન્દર્યયુક્ત સર્વસમર્થ પ્રભુ તારા આત્માની સાથે તારી હૃદયગુહામા જ બિરાજે છે, અત્યાર સુધી તુ તેને વિસરી બાહ્ય વસ્તુમા પ્રેમની અપેક્ષા રાખતો હતો તે ભુલ હતી, હવે અતર્મુખ દૃષ્ટિ કરી તેના ચરણકમલમા તારુ માથુ મુક, તારુ સર્વસ્વ તેને અર્પણ કર, અને તેની સેવામા તત્પર રહે' ત્યારે એને સ્મૃતિ થઈ, સહસ્ર વર્ષો થયા બ્રહ્મમાથી વ્યુચ્ચરણ પામેલો તે જીવ પાછો બ્રહ્મસંબંધ પામે છે, એવા અનન્ય થયલા જીવાત્માપર કૃપા કરી પ્રભુ એના હૃદયમાથી પ્રકટ થઈ એને દર્શન દેછે, અને તેના તનુને વરે છે,—પોતાના રમણસ્થાનતરીકે પસદ કરે છે પણ જ્યાસુધી આવી અનન્યતા થતી નથી, ત્યાસુધી પ્રવચનથી, બુદ્ધિથી, બહુશ્રુત થવાથી, અથવા એવા કોઇ પણ પ્રકારથી પ્રભુ મળતા નથી, તેથી જ શ્રુતિ કહે છે કે,

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥

આના કરતા વિશેષ સુંદર પરમ ફલ શુ હોઈ શકે ? માત્ર સસારના ત્રિવિધ તાપથી મુક્ત થવામા—એવી મુક્તિ મેળવવામા—કોઇ ખરો અર્થ સરતો નથી, પણ જ્યારે જીવ મુક્ત થઈ સત્ય, જ્ઞાન, આનદમય—સચ્ચિદાનદમય—બ્રહ્મને ઓળખે છે, પોતાની હૃદયગુહામા બિરાજમાન પ્રભુના દર્શન કરે છે, ત્યારે એ વિપશ્ચિત્ પ્રભુની સાથે સર્વ કામ ભોગવે છે,—આ જ જીવનો પરમ આનદ છે, પરમ ફલ છે, અને તેનુ જ વર્ણન કરતા શ્રુતિ કહે છે કે सत्यं ज्ञानं अनंतं ब्रह्म यो वेद निहितं गुहायाम् परमे व्योमन्, सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता ।

નિષ્પક્ષપાતી સહૃદય વાચકને આવો ધર્મ ઉત્તમોત્તમ લાગ્યા વગર રહે જ નહિ, તો પણ જો જીવ આવા શુદ્ધ પ્રેમમાર્ગે જઈ શકે નહિ, અને જેનુ મન ઈશ્વર તે શુ, જીવ તે શુ, જગત્ તે શુ એવા એવા પ્રશ્નોના ઉત્તર શોધતુ હોય તેને માટે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ પ્રતિપાદન કરનાર પણ પુષ્કલ ગ્રંથો વિદ્યમાન છે 'શુદ્ધાદ્વૈતસિદ્ધાતમાર્તંડ' નામનો સંસ્કૃત

ગ્રંથ ગુજરાતી ભાષાંતરસહિત છપાયલો છે, અને તે ગ્રંથના ઉપોદ્ઘાતમાં શાસ્ત્રી મગનલાલ ગણપતિરામે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતપર એક મુદ્દાસર વિસ્તૃત લેખ લખ્યો છે, જેમાંથી થોડું વાંચે ઘણું મલે તેમ છે.

અન્ય માર્ગો અથવા ધર્મોપર અથવા કોઇ કોઇ વ્યક્તિઓપર જે ટીકા કરવામાં આવી છે, તે શુદ્ધ બુદ્ધિથી કરવામાં આવી છે. બ્રહ્મને અત્યંત નિર્ધર્મક, જીવને આભાસ અથવા પ્રતિબિંબ અને જગતને મિથ્યા માનવાથી બધું શૂન્ય જેવું થઈ જાય છે, બુદ્ધિ એ કબુલ કરતી નથી અને હૃદયને સંતોષ થતો નથી. એથી તદ્દન ઉલટું બ્રહ્મને સર્વધર્મોપેત, જીવને બ્રહ્મનો અંશ, અને જગતને બ્રહ્મરૂપ માનવાથી ચિત્તને શાંતિ અને હૃદયને સંતોષ થાય છે. સર્વ બ્રહ્મમય હોવાથી અદ્વૈતભંગ અને દ્વૈતાપત્તિની કાંઇ પણ શંકા રહેતી નથી. શ્રુતિ, ગીતા, બ્રહ્મસૂત્ર અને શ્રીમદ્ભાગવત આ સરલ અને હૃદયંગમ સિદ્ધાંતને સર્વત પુષ્ટિ આપે છે, અને એ સર્વ શાસ્ત્રોના અર્થ યોજવામાં લક્ષણા અથવા મિથ્યા તર્ક કરવા પડતા નથી, શાસ્ત્રો મિથ્યા થઈ જતા નથી, અને પ્રેમ, ભક્તિ વગેરે સર્વે પોતપોતાના યોગ્ય સ્થાનમાં શોભી રહે છે.

**सर्वत्र भगवांस्तुत्यः सर्वदोषविवर्जितः ।**
**क्रीडार्थमनुकुर्वन्हि सर्वत्रैव विराजते ॥**
**गुप्तानंदा यतो जीवा निरानंदं जगद्यतः ।**
**पूर्णानंदो हरिस्तस्माज्जीवैः सेव्यः सुखार्थिभिः ॥**

**શ્રુતિગીતા ૬-૭॥**

**અર્થ**—સર્વદોષવિવર્જિત ભગવાન્ સર્વત્ર સ્તુતિ કરવાયોગ્ય છે. ક્રીડાને અર્થે સર્વને અનુસરીને સર્વત્ર પોતે શોભી રહે છે—બિરાજે છે. જીવો ગુપ્તાનંદ છે, જગત્ નિરાનંદ છે, અને હરિ પૂર્ણાનંદ છે, તેથી સુખાર્થી જીવોએ હરિની સેવા કરવી.

આ સર્વનું વિસ્તારપૂર્વક વિવેચન આ માર્ગના સુબોધિની, અણુભાષ્ય, વિદ્વન્મંડન, નિબંધ, ષોડશ ગ્રંથ અને અન્ય ગ્રંથોમાંથી વાંચી લેવા વાચકને વિજ્ઞાપના કરવામાં આવે છે.

---

# स्वामिनीप्रार्थनाष्टक.

**अमन्दप्रेमार्द्रप्रियकरतलं कुंकुममिषात्**
**कुचद्वंद्वे वक्षस्यपि च दधती चारु सततम् ॥**
**कृपां कुर्याद्राधा मयि रुचिरहेमाद्रिशिखरोदित-**
**प्रावृण्मेघस्मरहरहरा चूचुकमिषात् ॥ २ ॥**

**શ્લોકાર્થ:**—અતિપ્રેમથી આર્દ્રતાયુક્ત પ્રિય અતએવ સુંદર મૃદુ સ્નિગ્ધ કરતલને કુંકુમના મિષથી નિરંતર કુચદ્વંદ્વને વિષે તથા વક્ષસ્થલને વિષે ધારણ કરનાર અને રુચિર હેમાદ્રિના શિખરમાં આવિર્ભૂત વર્ષાઋતુના શ્યામમેઘના ગર્વને હરનાર સ્વપ્રિયતમને સ્તનાગ્રભાગના મિષથી પૂર્વોક્ત નીલાંબુદવત્ શ્યામ પ્રભુને હૃદય પ્રદેશમાં હરણ કરનારા એટલે ધારણ કરનારા પ્રિયાજી મારે વિષે નિરંતર કૃપા કરો, એમ આપ અભિલાષા કરે છે.

**ભાવાર્થ:**—પૂર્વોક્ત અલૌકિક પ્રમેયસિદ્ધાંત શ્રીભાગવતરાસપંચાધ્યાયાદિકના શ્રીસુબોધિનીજીમાં શ્રીમદાચાર્યે સુનિપુણતાથી પ્રતિપાદિત છે. પૂર્વોક્ત પ્રમેયની અધિકારિણી પુષ્ટિમાર્ગીય શ્રીવલ્લભીય સૃષ્ટિ જ છે, તેના માટે જ આ પ્રમેયનું ઉદ્ઘાટન છે, તે વિસ્મરણ

ન થવુ જોઇયે. હવે શ્લોકનો ભાવાર્થ વિચારીયે. ક્યારે કાલિંદીપુલિનમા નવનિકુંજાદિ સંકેતસ્થાનમા કોટિકંદર્પલાવણ્ય સ્વપ્રિયતમના મૃદુ અને સ્નિગ્ધ કેસરચંદનયુક્ત કરમલને સ્વકીય હૃદય પ્રદેશમા તાપશાન્ત્યર્થ ધારણ કરીને અગણિતાનંદને પ્રાપ્ત થાય છે, એટલુ જ નહિ પરંતુ સ્વકીય હૃદયપ્રદેશના મુખ્ય ભાગમા શ્યામતા દેખીને પણ નીલામ્બુદ-શ્યામ પ્રભુને જ હૃદયમા ધારણ કરવાનુ અનુસંધાન નિત્ય કરે છે, અર્થાત્ સાક્ષાત્ સ્વપ્રિયતમના નિત્ય સંબંધવાલા પ્રિયાજી છે એ સિદ્ધાંત અત્ર નિષ્પન્ન થયો છે. અહાહા! આ પુષ્ટિમાર્ગીય સ્નેહમર્યાદા કેવી છે કે, જ્યા રાત્રિદિવસ પ્રભુની જ ઝંખના થયા કરે છે. અન્ય આલાપ, અન્યધ્યાન, અન્યજ્ઞાન, સર્વનુ જ્યા વિસ્મરણ છે અને પ્રભુના સંબંધની જ જ્યા મુખ્યતા છે, પૂર્વોક્ત સિદ્ધાંત હૃદયંગમ કરવા માટે સ્વામિનીજીની કૃપાભિલાષા આપ કરે છે પ્રિયાજી નિત્યનિકુંજાદિકમા રાત્રિમા સ્વપ્રિયતમની સાથે રમણાદિક સંગમરસનો અનુભવ કરીને પણ પ્રાતઃકાલમા પ્રભુને મિષાંતરથી એકાંતમા મલીને આમંત્રણ કરીને સમયાનુસાર સ્વકીય ભુવનમા પધરાવીને વિવિધ ષડ્રસયુક્ત સામગ્રી અંગીકાર કરાવે છે, મુખ્ય ભોગ સામગ્રી મહાન્ ભક્ત પ્રિયાજીની જ પ્રભુ અંગીકાર કરે છે એ સિદ્ધાંત આપ આ શ્લોકમા પ્રકટ કરે છે

---

# લીલાવૈચિત્ર્ય.

---

ગત અંકમાં અમે જણાવી ગયા છીએ કે હાલમા મુંબાઇમા કરવીરપીઠના એક કહેવાતા શંકરાચાર્ય આવ્યા છે આટલાં વર્ષસુધી આ શંકરાચાર્ય પ્રસિદ્ધિમા આવ્યા ન હતા, તેમનો કરવીરમઠ પણ લોકોથી અજ્ઞાત હતો, પરંતુ થોડા સમય થયા તેઓ અને તેઓનો મઠ એટલા બધા પ્રસિદ્ધ થાય છે કે તેસબંધે કંઇને કંઇ પ્રતિદિન પ્રત્યેક વર્તમાનપત્રમા આવ્યા વિના રહેતું નથી આ ઉપરથી જણાય છે કે આ શંકરાચાર્યજી આપણા લોકપ્રિય ગોસ્વામી શ્રીદેવકીનંદનલાલજીની પેઠે લોકપ્રિયતા મેલવવાનો માર્ગ સારી પેઠે નિરખી શક્યા છે તેઓ શંકરાચાર્ય માધવાતીર્થની માફક લઘુચેતસ્ત્વ અને પરમતાસહિષ્ણુત્વ (!) દેખાડતા નથી તેઓના અધ્યક્ષપણાની નીચે કોઇ પણ અન્યમતાવલંબી સ્વમતનુ સ્થાપન કરી જાય અને તેમના મતનુ ઉત્થાપન (!) કરી જાય તો તેઓ છંછેડાઇ પડતા નથી, પરંતુ 'થાલીકે બેંગનકી તરહ કભી ઇધર ઝૂકતા હય કભી ઉધર' એ ન્યાયને અનુસરે છે વળી 'જૈસેકો તૈસે મિલે' એ કહેવત પ્રમાણે પ્રતિષ્ઠાના પ્રેપ્સુઓ તેમને મલી પણ જાય છે.

  

જ્યેષ્ઠ માસમા એક દિવસે ઉપર્યુક્ત શંકરાચાર્યજી અત્રત્ય મોટા મંદિરમા મહારાજશ્રીની સાથે મેલન અને શ્રીઠાકુરજીના દર્શન કરવા ગયા હતા શયનાર્તિનો સમય હતો. મંદિરના ચોકમા આસનનો નિયમ ન હોવાથી મહારાજશ્રીગોકુલનાથજી[1] અને શંકરાચાર્યજી નીચે જ

---

1 ગોસ્વામી શ્રીગોકુલનાથજીમહારાજની આ યુક્તિ દૂરદૃષ્ટિત્વનુ સૂચન કરતી હતી આવા સમયે કેટલાક આચાર્ય પોતાનો દરજ્જો ત્યજીને અન્ય અનધિકારીને ઉચ્ચ આસન આપીને પોતાની 'વીતરાગતા બતાવે છે, તેના કરતા આ યુક્તિ નિઃસંશય પ્રશંસનીય કહેવાશે.

ઉપવિષ્ટ થયા હતા દર્શન ખુલતી વેલાએ શંકરાચાર્યજીએ એક સુવર્ણમુદ્રિકા[1] અને શ્રીફલ શ્રીઠાકુરજીસમક્ષ ધર્યું હતુ, અને કેટલીક સમયોચિત વ્યાકરણવિષયક વાતચિત કર્યા પછી તેઓએ રજા લીધી[2] હતી

  

અમારા જાણવા પ્રમાણે ઉપરનો બનાવ આ વિશમી સદીનો એક આશ્ચર્યકારક અને અભૂતપૂર્વ છે આથી સંપ્રદાયને શુ લાભ થયો એ કઇ અમારાથી સમજાતુ નથી કહેવામા આવે છે કે એક માયાવાદનો આગ્રહી આપણા મંદિરમા આવીને શ્રીઠાકુરજીસમક્ષ ભેટ ધરે અને દંડવત્ પ્રણિપાત કરે એ શુ સ્વલ્પ ઉપમર્દ છે ? આનો ઉત્તર એટલો જ છે કે આ શંકરાચાર્ય કઇ ચાર મઠમાના મુખ્ય મઠના અધિષ્ઠાતા નથી. જેમ ગુજરાતમાં ધોલકામા એક શંકરાચાર્ય છે, તેમ આ છે. આ શંકરાચાર્યને એક ચુસ્ત માયાવાદી સ્માર્ત કદી પણ માન આપશે નહિ તેવા શંકરાચાર્યપાસે પોતાના મતનું સમર્થન કરીને તેમના મતનુ નિરસન કરીને ગર્વિષ્ઠ થવુ અને કૃતકૃત્યતા માની લેવી એના જેવી બીજી કોઇ પણ ભ્રાન્તિ નથી આ તો પ્રત્યનીક[3]અલંકારના દૃષ્ટાંતસરખુ છે. બલવાન્ શત્રુનુ તો કાંઇ પણ કરી શકવાની પોતાનામા શક્તિ હોય નહિ એટલે તેના પક્ષના કોઇ નિર્બલઉપર પરાક્રમ કરવુ એને કોઇ પરાક્રમ કહેશે નહિ, બલવાન્ માધવતીર્થના 'અડબડ આક્ષેપોને સંહારનાર સુદર્શન શક્તિ' શય્યામા સુખેથી શયન કરતી હોય, તે વાપરવાની કહો કે બહારથી પણ બતાવવાની હિંમતનો અભાવ હોય ત્યા પ્રત્યનીક સિવાય કોનો પાઠ ભજવાય ?

  

હવે અમે સામ્પ્રદાયિક દૃષ્ટિથી જોઇએ છીએ. શંકરાચાર્યને, હાથમા દંડ ધારણ કરી આવનાર એક રુદ્રાક્ષધારીને, મંદિરમા પ્રવેશ કરાવવો એ સંપ્રદાયાચારને સંમત છે કે નહિ ? सत्सिद्धान्तमार्तण्डमा સદ્ગત. ભા મા વે ભ પંડિત ગટ્ટૂલાલજી કહે છે કે 'त्रिपुण्ड्रुद्राक्षमात्रधारिषु शैवदीक्षादुराग्रहिष्वेवास्पृश्यत्वप्रभृतयो दोषा सिध्यन्ति' ત્રિપુંડ્ર અને રુદ્રાક્ષમાત્રને ધારણ કરનારા શૈવદીક્ષાના દુરાગ્રહીઓમા જ અસ્પૃશ્યત્વ વગેરે દોષ સિદ્ધ થાય છે,' અર્થાત્ તેવાઓનો સ્પર્શ પણ કરવો નહિ અને તેવાઓને જોઈ ને પણ સ્નાન કરવુ. પંડિત ગટ્ટૂલાલજી પ્રતિષ્ઠા અને લોકપ્રિયતાને વિવશ થઈને જાહેરમા કોઇ કોઇવાર સત્ય પ્રકટ કરતા અચકાતા, પરંતુ લખવામા તો બે ત્રણ અપવાદ ત્યજીને બહુ જ ચોક્કસ લખતા, એમા તો કઇ સંશય નથી. આશ્ચર્યની વાત છે કે હાલમા તેમના શિષ્યતરીકે ખપવાની લાલસા રાખતા, તેમના

---

૧ શ્રીઠાકુરજીસમક્ષ ગોસ્વામિબાલકોસિવાય અન્ય વૈષ્ણવ વા અવૈષ્ણવ ભેટ ધરી શકે કે નહિ? એનો ખુલાસો કોઇ અભિયુક્ત કરશે ?

૨. એક પત્રકારે એવું છાપી માર્યું હતું કે શંકરાચાર્યે મંદિરમા જઈ શ્રીઠાકુરજીની 'પૂજા' કરી ! શાસ્ત્રીજી મગનલાલભાઈ એ તેના ઉપર શ્રીગોકુલનાથજી બાવાનુ ધ્યાન ખેંચ્યુ હતુ, પરંતુ રિવાજપ્રમાણે લક્ષ્ય અપાયું નથી

૩ प्रत्यनीक बलवत शत्रो पक्षे पराक्रम —'બલવાન્ શત્રુના પક્ષમા પરાક્રમ બતાવવુ એ પ્રત્યનીક અલંકાર છે'

ઉપર થતા સત્ય આક્ષેપોથી પણ ફફડી ઉઠીને ગુરુભક્તિની પરિસીમાને દેખાડવામા જ સ્વ કર્તવ્ય માનતા, કેટલાક [1]ભટ્ટો સર્વવિપ્લવ કરવા તૈયાર થયા છે ! !

  

અત્રત્ય એક તિધરા ભટ્ટે "પુષ્ટિમાર્ગીય આચાર્યપરંપરા" નામનુ સ્વલ્પ પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતુ. તેમા વિષ્ણુસ્વામીની નિર્મૂલ પરંપરાની 'નેત્રનિમીલનપૂર્વક' મજબૂત હિમાયત કરી તે હિમાયત નહિ સ્વીકારનાર સમર્થ ગોસ્વામિબાલકો, શ્રીકોટાવાલા, શ્રીનૃસિંહલાલજી મહારાજ અને ભગવચ્છાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રીજી મગનલાલઉપર 'વચન પુષ્પોનો વર્ષાદ વર્ષાવવામા' આવ્યો હતો, તેમા કશુ તત્ત્વ ન હોવાથી તેનુ કંઇ પણ ઉત્તર ન આપતા મૌન જ ધારણ કરવાનુ શાસ્ત્રીજીએ ઉચિત માન્યુ હતુ. પરંતુ શ્રીનૃસિંહલાલજીમહારાજના પરમ સ્નેહી શાસ્ત્રી સદ્ગત છગનલાલજીએ એ પુસ્તકની સભ્યતાપૂર્વક સૂક્ષ્મ સમીક્ષા કરીને એક લેખ શ્રીનૃસિંહલાલજી મહારાજના આત્મજ શ્રીગોવર્ધનલાલજી મહારાજ-ઉપર મોકલી આપ્યો હતો. તેમા કેટલીક વિશેષ સૂચના લખીને ઉક્ત મહારાજશ્રીના શાસ્ત્રીજી કલ્યાણજીભાઈએ એ લેખ આ માસિકમા પ્રકટ કરવા મોકલી નામ પ્રકટ કરવાની ના પાડી હતી તે પ્રમાણે એ લેખને આ માસિકમા સ્થાન મલ્યા પછી તે જ 'તિધરા ભટ્ટ'ના કોઇ અનુયાયીએ હેંડબિલદ્વારા જ પ્રત્યુત્તર આપવા પ્રયત્ન કર્યો હતો તેમા વાગ્વિગ્લાપનવિના કઇ પણ ન હોવાથી તેને ઉત્તર આપવાનુ મારી વાલવામા આવ્યુ હતુ પરંતુ તે 'તિધરાભટ્ટ'જીની શાસ્ત્રાર્થ કરવાની ઇચ્છાને તૃપ્ત કરવાને શાસ્ત્રીજી મગનલાલભાઈએ 'આહ્વાનનો અંગીકાર' એ શીર્ષકનીચે એક લેખ આ માસિકમા જ પ્રકટ કરાવ્યો હતો, જેનો જવાબ લગભગ બે વર્ષ થયા 'તિધરાભટ્ટ' કે તેના અનુયાયી તરફથી આપવામા આવ્યો નથી ! અર્થાત 'મુહપર નકાબ દેકે નકાબપોસ બન ગયે' ! પરિસ્થિતિ એવી છતા હાલમા એ 'તિધરાભટ્ટે' એક સ્થલે એવુ છાપી માર્યું છે કે આ પુસ્તકના જવાબમાં અત્યાર સુધી યદ્વાતદ્વા લખ્યા સિવાય કોઇએ કઇ પણ લખ્યુ નથી. સદર્હુ 'તિધરાભટ્ટ'જી એટલુ લખીને જ નથી બેસી રહેતા, પરંતુ લખે છે કે 'એ પુસ્તકમાની દલીલો વાચીને મોટા મોટા વકીલો અને બૅરિસ્ટરોના દાત ખાટા થઈ જાય છે, તેઓ પોતાની આગલીઓ દાત નીચે દબાવે છે.' આવી ખાટી આમલીજેવી દલિલોના પ્રકટકર્તા કોણ ? 'વેદિ કાવ્યરત્નાકરજી.' વાહ રે કાવ્યરત્નના આ—કરજી ! ધન્ય છે, તમારી બુદ્ધિને ! ! સદર્હુ 'તિધરાભટ્ટ' જેવાતેવા નથી, એતો બડા ખિતાબી જણાય છે ! ! નામની આગલ અને પાછલ પાપા માઇલના (!) ખિતાબો જોડે છે આટલેથી સતોષ ન પામતા બીજા પણ ખિતાબો કેમ નથી જોડતા ? આજના સમયમાં કોણ કોને પૂછે છે ?

  

---

1 વૈશુરપયસામર્થ્યે ઉપર ઝઝુમનાર, પ્રાયશ તેના જ ઉપર તાગડધિન્ના કરનાર, ભટ્ટવર્ગની શી સ્થિતિ છે તે સબધે વિસ્તારપૂર્વક ઇતિહાસ લખવામાં આવશે વૈશુરવિત્તોપજીવીને ધર્મશાસ્ત્ર કઇ કક્ષામા મૂકે છે તે પણ બતાવવામા આવશે

એક હિન્દી કવિ એક સ્થલે કહે છે કે—

**कर नकल औरको सदा स्वनाम खपाके,**
**रच देना झटपट ग्रन्थसमूह छपाके,**
**यदि कोई कुछ प्रतिकूल कहे छल पाके,**
**करना दृग् लोहित यथा प्रसून जपाके,**
**मिथ्यास्तुति करके कदि न आप अघाते,**
**कविराज आपके चरित न जाने जाते.**

સર્વ સાહિત્યનૌકાની અકર્ણધાર દશામા આ દેશમા ચાતુર્માસ્યના મકોડાની પેઠે કવિઓ ઉભરાઈ જાય છે. કોઇ શીઘ્રકવિ, કોઇ વલી શીઘ્રકવીશ્વર, કોઇ કવિકુલકમલભાસ્કર વગેરે મનમાનતી પદવીઓ પોતે અથવા તો પોતાના ઉપકારભારનીચે દબાયલા પાસેથી પણ ધારણ કરી લે છે. સર્વભવનસમર્થ પ્રભુની અનત અને વિચિત્ર લીલા અગાધ છે!

  

જેમને જેમના 'સ્નેહીબધુ'ઓએ '**દયાનંદ**નો ખિતાબ' આપેલો, અને તેથી જેઓએ 'તેનો નિર્ણય લોકસમતિથી કરાવવા માટે' 'પુષ્ટિભક્તિસુધા'નો આશ્રય લીધેલો તેવા એક **માથુર ભટ્ટે ગીતાતાત્પર્ય**નો ગુજરાતી ભાષામા અનુવાદ કર્યો છે! અત્ર તેનુ પરીક્ષણ કરવાનુ સ્થલ નથી, પણ તેમા એક સ્થલે જે અકાલલાસ્ય થયુ છે તેનું જ 'તાત્પર્ય' અત્ર ઉઘાડુ પાડવામા આવશે. મૂલ ગીતાતાત્પર્ય ગ્રંથ શાસ્ત્રીજી મગનલાલભાઈએ ગીતાના સસ્કૃત સાહિત્યનુ મુદ્રણ કરતી વેલાએ દશેક વર્ષ ઉપર પ્રકટ કર્યો હતો તેમા એક સ્થલે—एवं सन्दर्पापतिता એ સ્થલે सन्दर्शपतिता એમ રહી ગયલુ હતુ, તે જ ગ્રથનો **શાસ્ત્રીજી**એ જ્યારે ગુજરાતીમાં અનુવાદ કરીને આ માસિકમા છપાવ્યો ત્યારે મૂલ શુદ્ધ सन्दर्श એ પાઠ જ સ્વીકારીને ભાષાતર કર્યું હતુ, આટલુ છતા તે **માથુર** ભટ્ટ આક્ષેપ કરે છે કે "મિ. મગનલાલ શાસ્ત્રી એમ્ એ 'सदर्श' એવો પાઠ ફેરવે છે, તે ચિન્ત્ય છે." આ **માથુર ભટ્ટના**' બુદ્ધિવૈભવ અને વિચારશીલતાને માટે શુ કહેવુ એની અમને સમજણુ પડતી નથી. જે **માથુર** ભટ્ટ '*પુષ્ટિમાર્ગ*'ને બદલે '*પુષ્ટીમાર્ગ*' અને *પુષ્ટિમર્ગ* લખે છે અને વલી '*પડિત*'મા ખપવાનો દાવો કરે છે, અને સાથે જ અન્યની ભૂલ દર્શાવવાનુ ડહાપણુ પણ ડોળે છે તેમને તે અમારે 'નમસ્કાર' કરવા કે કંટકન્યાયે પૃથક્કાર કરવા? એટલો હજી ઉપકાર માનવાનો છે તે ભટ્ટ મહાશયે શાસ્ત્રીજીના અનુવાદમાથી કઇ ભૂલ બતાવી નથી! हे सद्रत्न तवैतदेव कुशल . .अन्त सारीत्रलोकनन्यसनिना चूर्णीकृत नारमना ।

  

સામાન્યત ભટ્ટવર્ગની સંપ્રદાયમાં ઉચ્ચ કક્ષામા ગણના નથી થતી. એક વૈષ્ણવને જેટલા અધિકારો મલ્યા છે તેટલા ભટ્ટોને કદાપિ મલ્યા નથી. શિષ્ટાચાર તો એવો છે કે ભટ્ટવર્ગને સેવામાં પણ દાખલ ન કરવા. પરતુ તે સમય હાલમા પલટાઇ ગયો છે! ભટ્ટવર્ગ-પણ ધીરેધીરે સેવામા દાખલ થવા લાગ્યો છે! ભટ્ટમતાવલબી એક મહારાજશ્રીએ અત્યાર સુધીમાં કોઇ પણ બાલકે નહિ આપેલા એવા અધિકારો ભટ્ટવર્ગને પ્રદાન કર્યા છે ભટ્ટવર્ગ-વિષે વૈષ્ણવોની કેવી માન્યતા છે તે આ દષ્ટાંતથી આબેહુબ જણાશે. દઢ આગ્રહી સદ્ગત

શેઠ ચદારામજી, જેમણે શ્રીગોકુલચદ્રમાજીને અત્ર પધરાવવા માટે શ્રીદેવકીનંદનલાલજી મહારાજને ચદાવાડી આપી હતી તેઓ, એક દિવસ મહાપ્રસાદ લેવા બેઠા હતા, તે વખતે ત્યાથી કોઇ ભટ્ટજી પસાર થયા એટલે પોતે પાતલઉપરથી ઉઠી ગયા, અને પુન નવો મહાપ્રસાદ મગાવીને લેવા બેઠા ! અર્થાત્ શ્રેષ્ઠ વૈષ્ણવો ભટ્ટજીને તેવા જ માનતા મહારાજશ્રીઓ ભલે જ્ઞાતિશિષ્ટાચારને વશ થઈને માન આપે પરતુ વૈષ્ણવો તો તેમની મૂર્તિ જોઈને જ ચાંહ્વા કરશે. લગભગ બસો વૈષ્ણવોને ભટ્ટજીને ત્યાં જમવાબદલ પ્રાયશ્ચિત્ત કરાવવાનો દાખલો પણ મોજુદ છે, છતા જે મહારાજશ્રીઓ ભટ્ટજીને નવા અધિકારો આપે છે, તે સાંપ્રદાયિક આચારથી વિરુદ્ધ જ છે

  

થોડા સમય પછી શ્રાવણમાસનો પ્રારભ થશે પ્રતિવર્ષ અનન્ય વૈષ્ણવ ગૃહસ્થો તરફથી ભૂલેશ્વર અને બાબુલનાથઉપર જેમ ઘીના બગલાઓ ચણવામાં આવે છે, તેમ આ વર્ષે પણ ચશે, એમા કઇ સંશય નથી તેમા શોકની વાત એટલી છે કે દર સોમવારે ઘીના બગલા બનાવી નામના મેળવવાને ઇચ્છતા ગૃહસ્થોના પ્રકટ થતાં નામો જ્યારે અમે જોઇએ છીએ ત્યારે તે વૈષ્ણવ ગૃહસ્થો વિના જોવામા નથી આવતા ! જેઓના પૂર્વજો દૃઢ આગ્રહી હતા તેઓ હાલ પ્રકૃતિવશ થઈ ગયા છે અમને ખબર છે કે પરમભગવદીય ચતુર્ભુજ મોરારજી ભૂલેશ્વર અને બાબુલનાથના ટ્રસ્ટી હતા, પરતુ તેના પગથીઆ ઉપર કોઇ પણ દિવસે પગ મૂક્યો ન હતો ! એવુ અનન્યત્વ આજકાલ પ્રાય લુપ્તપ્રાય બન્યુ છે મહાદેવઉપર જે ઘીના બગલાઓ ચડાવવામા આવે છે, તે ઘીમાં અમુક પ્રકારનુ વિષ નાખવામા આવે છે, કારણ કે વિષસિવાય એમાનુ દ્રવત્વ તિરોભૂત થતું નથી, અને પછીથી તે ઘીના બગલાઓ સમુદ્રમા નખાય છે, અને કહેવાય છે કે તે વિષમય ઘૃત અનેક માછલાઓને લલચાવી પ્રાણઘાતક નિવડે છે. આટલુ બધુ પુણ્ય (!) આપણા ભાટીઆ ગૃહસ્થો લુટવા લાગ્યા છે ! તેમા પણ જ્યારે અમે તેવા હજારો રૂપીઆ હોમનારા ગૃહસ્થોને ગીતાપાઠશાલાના સગી અને ગીતાના રગી તરીકે સાભલીએ છીએ ત્યારે અપાર ખેદ થાય છે कामैस्तैस्तैर्हृतज्ञाना અને अनन्याश्चिन्तयन्तो मा વગેરે શ્રીમુખવાક્યો શું એઓ નજરે નિહાલતા નથી ? આવા ઘોર અન્યાશ્રયથી બચવાનો ઉપદેશ શુ અત્ર પધારેલા તિલકાયિતશ્રી નહિ કરે ? શુ સર્વવિપ્લવજ થશે ? धर्मोच्छिचा बलीयसी.

  

શાસ્ત્રીજી મગલાલે કામવનવાલા શ્રીગોપાલલાલજીના અધ્યક્ષપણાનીચે કરેલા ભાષણમા બીજે દિવસે શિવરાત્રિ હોવાથી તેના વ્રતનો સ્પષ્ટ નિષેધ કર્યો હતો, જો કે તેથી કેટલાક ભૂલેશ્વરીઆ ઉદરભરીઓ, સપ્રદાયના કહેવાતા આપણા ભદરાજો પોતાનો ગુસ્સો બહાર પાડવાની ન્યૂનતા રાખતા ન હતા, પરતુ તેથી, તેવા ઉદરપરાયણોના ભયથી, સત્યગોપન કરવાની કઇ પણ જરૂર નથી अप्रियस्यापि तथ्यस्य श्रोता वक्ता च दुर्लभ ।

  

'પુષ્ટિભક્તિસુધા'ના ગયા અકમા અમે શ્રીવલ્લભકુલનો ૩૦ વર્ષનો જ્ઞાતિવિષયક ઇતિહાસ લખ્યો હતો તેમાં લખેલી હકીકત કર્ણોકર્ણિકમા મલી હતી તે વિષય ઉપર 'ધર્મન્યાય'

એ નામનો ૬ પાનાનો લેખ કોઇએ આ માસિકની ઓફિસમાં પોસ્ટદ્વારા મોકલી આપ્યો છે. સાભળ્યુ છે કે તે દરેક મહારાજશ્રીઉપર પણ ગયો છે. તેમાં લેખકનુ નામ તો ઠીક, પણ જે તે પ્રેસમા છપાયો હશે તે પ્રેસનુ નામ પણ ગેપ થયલુ છે! છેલ્લા પાનાની નીચેની લગભગ પાચ લાઇનો કાઢી લીધેલી લાગે છે! આ લેખ તેની સ્થિતિ તપાસતા અમને અવિશ્વાસપાત્ર જણાયો હતો, પરંતુ જ્યારે અમે તે વાંચ્યો અને તેને લગતી તપાસ કરી ત્યારે જણાયુ કે તે લેખ શ્રીદ્વિવકીનદનલાલજીના કોઇ સેવકે, અને તે પણ મુબઇના જ ગૃહસ્થે છપાવ્યો છે! આમાની કેટલીક જાણવા યોગ્ય હકીકત નીચે આપીએ છીએ.

કામવનમા કોઇ સાચોરા બ્રાહ્મણ ઉપર ધૂમ્રપાન અને મદ્યપાન વગેરે આરોપો મૂકીને તેને અને તેની સ્ત્રીને જ્ઞાતિબાહાર કર્યા. પતિ જેવા આચરણવાલો હતો તેવી જ તેની સ્ત્રી પણ હતી આ જાતિબહાર સાચોરીને અને તેની માને પોતાના ઘરમા રાખવાથી રેહી[1] રામલાલજીઉપર 'તેના સસર્ગનો અભિશાપ મુકીને તેમનો જ્ઞાતિબહિષ્કાર કર્યો, આ ઉપરથી જણાય છે કે શ્રીગોકુલનાથજીના મામાઉપર જેણે મદ્યપાન વગેરે કર્યું છે તેના સસર્ગનો આરોપ મુકાયો હતો. અમે અભક્ષ્યભક્ષણના આરોપ મુકાયાનુ જે સાભળ્યુ તે, આની સાથે સરખાવતા બરાબર લાગતું નથી. અમે અદરના ભેદો શુ છે તે જાણતા નથી. સત્ય હકીકત લાગતાવલગતા તરફથી મલતા અમો પ્રસિદ્ધ કરીશુ. આ ભટ્ટજીનો જ પક્ષ શ્રીગોકુલનાથજીએ લીધો, તેથી જ્ઞાતિમા કોલાહલ શરૂ થયો, અને પક્ષો પડ્યા. છેવટે અત્ર પધારેલા તિલકાયિતશ્રીને અમારી નમ્ર વિનતિ છે કે આવા ઝઘડાઓને શાત કરીને, સર્વ જ્ઞાતિને એકત્ર કરીને, દુરાગ્રહને શમાવીને, પોતાની શાતિપ્રિયતા પ્રકટ કરીને, પોતાનુ અત્ર પધારવુ યાદગાર બનાવવુ.

  

ગોસ્વામી શ્રીદ્વિવકીનદનલાલજીમહારાજ હાલમા અત્યત વ્યાધિગ્રસ્ત છે. થોડા સમય-પહેલા તો અત્રે એટલે સુધી અફવા ફેલાઈ હતી કે તેઓશ્રીએ લીલા કરી પરંતુ પછલથી તે અફવા અસત્ય ઠરી અને હાલમા મહારાજશ્રીની પ્રકૃતિ દિનપ્રતિદિન સુધરતી જાય છે, એમ ખબર મલી છે, જે સાભલીને અમને અત્યન્ત આનદ થયો છે. મહારાજશ્રી ગભીર બિમારી ભોગવીને ઉઠ્યા છે એમા તો શક નથી, માટે અમારી તેઓશ્રીને નમ્ર પ્રાર્થના છે કે હવેથી તેઓએ સપ્રદાયઉપર કેટલોક ઉપકાર કરવા ઉદ્યુક્ત થવુ. આપશ્રીની સમૃદ્ધિ અસાધારણ છે, તેમાથી ફક્ત સોમો ભાગ પણ જો તેઓશ્રી પ્રભુની નામસેવામા અર્પે તો સપ્રદાયઉપર મોટો ઉપકાર થાય. આશા છે કે વૃદ્ધાવસ્થામા તેઓશ્રી આવુ કઇ કાર્ય કરીને પોતાનુ નામ યાચ્ચન્દ્રાર્કૌ સ્મરણીય કરશે

  

પુષ્ટિમાર્ગીયોમા અને મુખ્યત તેના હિતશત્રુઓમા બ્લાકટાનંદનું નામ ભાગ્યે જ અ-જ્ઞાત રહ્યુ હશે તેણે આ માર્ગઉપર નીચ હુમલો કરનારા ત્રણ પુસ્તકો હિન્દીમા લખ્યાં છે, જે ગૃહભેદિ છે પહેલા શ્રીનાથદ્વારામા અને કાકરોલીમા વર્ષોસુધી તેણે પડીઆ ચાટ્યા છે. કોઇ બાબતમા વાધો ઉઠવાથી તેને પાણીચું મલ્યુ, એટલે પછી તેણે યદ્વાતદ્વા લખી માર્યું છે. આ ત્રણ પુસ્તકો એવી તો નીચ ભાષામા લખાયલાં છે કે તેના લેખકની સચ્ચ-

[1]. જેઓ અત્રેના મોટા મદિરના મહારાજ શ્રીગોકુલનાથજીના મામાજી થાય છે!

ચિત્રતાવિષે અનિર્વાય સંશયો ઉદ્‌ભવે છે. સ્વામી બ્લાકટના આ ત્રણ પુસ્તકોનું ભાષાંતર મુંબાઈમાં અમુકતરફથી છપાઈને બહાર પડવાની વાત આજથી બે વર્ષ ઉપર પ્રસિદ્ધ થઈ હતી. તે વિષે ચાંપતા ઉપાયો લેવા માટે અત્રસ્થ કેટલાક ગૃહસ્થોએ પ્રયત્ન કર્યો હતો. શ્રીદ્વારકાનાથલાલજીમાટે આ પુસ્તકમાં ઘણું અસભ્ય લખાણ હોવાથી તેમના અનુયાયી શેઠ કાનજીભાઇ વગેરે તે બાબતની સલાહ લેવા શાસ્ત્રીજી મગનલાલભાઈપાસે ગયા હતા શાસ્ત્રીજીએ કહ્યું કે 'તે પુસ્તકમાં શ્રીનાથજીના સંબંધે જે ચિતરવામાં આવ્યું છે તે કેવલ નીચ અને દ્વેષબુદ્ધિથી લખાયું છે, માટે તેથી વૈષ્ણવોની લાગણી અતિશય દુખાય છે' એ દલિલ કરીને મુંબાઈના ના પોલિસ કમિશનર પાસે જઈને તે પુસ્તક અહિં ન આવે તેમ યત્ન કરવો અને સાથે જ શ્રીનાથજીનું વાસ્તવિક સ્વરૂપ શું છે તે બતાવવા એક વિસ્તારપૂર્વક અને સચોટ લેખ પ્રકટ કરવો.' શાસ્ત્રીજીની સલાહનો શો અમલ થયો તે અમને પછીથી જણાયું ન હતું. આપણા મનુષ્યો આરંભશૂર હોય છે, તેથી કોઈ અગ્રેસર થાય અને તેને યશ મળે એમ હોય તો તેના કાર્યને તોડી પાડીને પોતે યશોભોગી થવાની ધૂનમાં બીજે સાર્વજનિક હિતને હાનિ પહોંચાડે છે. હાલમાં સ્વામી બ્લાકટની ચોપડીઓનું ગુજરાતી ભાષાંતર બહાર પડ્યું છે અને અત્ર મફત વહેંચાયું છે, તે પણ તિલકાયિતશ્રીની પધરામણીને દિવસે જ ! આવા ઉછરતી પ્રજાને ભ્રમમાં નાખનારા શ્રદ્ધાઘાતક પુસ્તકોના પ્રસારને અસાધારણ બલ ધરાવતી વૈષ્ણવસૃષ્ટિ મૌન ધરીને જોઈ રહે એ થોડું ખેદકારક નથી. ખરી વાત છે કે આજકાલ દુનિયામાં પોતાના માણસોને જ હરાવવામાં પોતાની શક્તિનો દુરુપયોગ કરવામાં આવે છે, અને પરકીયના હુમલાઓસામે તો 'મુંહપર નકાબ દેતે હૈ'વાળી ઉક્તિનું જ અનુસરણ થાય છે ! પ્રભુલીલા વિચિત્ર છે ! !

  

ચાલુ સાલમાં જતિપુરાના શ્રીમદ્દજીમહારાજના મંદિરસંબંધે એક કેસ ઠેઠ પ્રિવિ કાઉન્સિલ સુધી પહોંચ્યો હતો ! શ્રીમદ્દજી મહારાજ લીલાપ્રવિષ્ટ થયા પછી, તેમના બેટીજીના પુત્ર ભટ્ટમોહનલાલજીએ તે મંદિરઉપર પોતાનો હક્ક સિદ્ધ કરવા ન્યાયાલયનો આશ્રય લીધો હતો. પ્રતિવાદીતરીકે હાલમાં અત્ર પધારેલા ગોસ્વામિધુરંધર તિલકાયિતશ્રીગોવર્ધનલાલજીમહારાજ હતા. ભટ્ટમોહનલાલજીએ અહિંની દરેક કોર્ટમાં પાછા પડ્યા પછી આ મુકદ્દમો પ્રિવિ કાઉન્સિલમાં પહોંચાડયો હતો ત્યાં પણ છેવટે તેઓનો પરાજય જ થયો છે અને પ્રતિવાદીનું ખર્ચ પણ તેમણે જ આપવું એવો કાઉન્સિલતરફથી હુકમ થયો છે, આ કેસની અંદર કેટલા પૈસા બરબાદ થયા હશે એનો ખ્યાલ વૈષ્ણવોએ કરવાનો છે, અને સમજવાનું છે કે પોતે પોતાના પ્રયાસથી ઉપાર્જન કરીને શ્રીપ્રભુસેવામાં અંગીકાર થવાને માટે આપેલા વિત્તને ક્યાં સ્થાન મળે છે અને તેનો કોણ અંગીકાર કરે છે ? શું વૈષ્ણવો પોતે આવા વિષયમાં આંખમિચામણાં ચાલુ જ રાખી સ્વધર્મઉપર પાણી જ ફેરવશે ?

  

આ કેસમાંનું પ્રિવિ કાઉન્સિલનું જજમેન્ટ હમણાં જ બહાર પડ્યું છે. તેમાંના કેટલાક ફકરા ખાસ અગત્યના હોવાથી અમે નીચે આપીએ છીએ તે ઉપરથી જણાશે કે કેટલાક અર્વાચીન વૈષ્ણવોને જેઓ બ્રહ્મસંબંધ આપવામાં પોતાનો અધિકાર છે એમ માનીને, બ્રહ્મસંબંધ આપીને, પોતાનું જૂઠ્ઠું ખવરાવીને સંપ્રદાયવિદ્રોહના પાતકપંકમાં ફસવવા ચહાય છે,

જાહેર થયુ છે કે શ્રીતિલકાયિત, અત્રેના નરનારાયણના મદિરમા પધાર્યા હતા અને ત્યા પધારીને આર્તિ ઉતારીને એવા વચનામૃત કર્યા કે 'આ મૂર્તિમાં હુ ખરેખરું પુષ્ટિસ્વરૂપ જોઉં છુ !' હવે એક દિવસ મહારાજશ્રીએ સોમવારે ભૂલેશ્વરની આર્તિ પણ ઉતારવી અને શનિવારે તેની સામેના હનૂમાનની પણ આર્તિ ઉતારીને પુષ્ટિસ્વરૂપ જોવું. હજુ પણ કાલકાદેવી અને મમ્માદેવી રહી ન જાય માટે તેની પણ મુલાકાત લઈ લેવી અને 'પુષ્ટ' બનાવી દેવા. આમ કર્યાથીજ પુષ્ટિમાર્ગનુ સ્થાપન (!) થશે, અને પોતાની તિલકાયિતતા પણ વધારે દીપી નિકલશે (!) हेरम्ब द्वारे शिवशिव शिवाना कलकल ! ! પ્રભુલીલા વિચિત્ર છે !

# तिलकायित श्रीगोवर्धनलालजीना चि. दामोदरलालजीनुं भाषण.

મુબઇમા પ્રખ્યાત થયલા માધવબાગમા લાલબાવા શ્રીદામોદરલાલનું વ્યાખ્યાન 'સંપ્રદાય અને શરણાગતિ' એ વિષયઉપર તા. ૨૦ જુલાઇને રવિવારે સાયકાલે થયુ હતુ આ વ્યાખ્યાનસમયે નિમન્ત્રણપત્રો મોકલવામા આવ્યા હતા તેથી નિમન્ત્રિત સજ્જનો માત્ર આ ભાષણનો લાભ લેવાને ભાગ્યશાલી થયા હતા આજ કારણને લીધે ગત એકાદશીના વ્યાખ્યાનની માફક વૈષ્ણવોનો મોટો સમૂહ ન હતો, તેમ ઘોઘાટ પણ ન હતો, અને તદુપરાન્ત મહારાજશ્રી તથા લાલબાવાનુ આસન ગતવ્યાખ્યાનની માફક જમીનપર નહિ હોતા સિહાસન ઉપર હતુ, તેથી નિમન્ત્રિત સજ્જનોના નેત્ર તથા કર્ણ ગતવ્યાખ્યાનની માફક નિષ્ફલ નહિ થતા સફલ થયા હતા આ વ્યાખ્યાન બહુ શાન્તિથી હાજર રહેલા ગૃહસ્થોથી સાભલી શકાય એમ હતું. આ સર્વ લાભનુ કારણ રા રા શેઠ ત્રિભુવનદાસની સુવ્યવસ્થા જ છે

વૈષ્ણવો પ્રાય મહારાજશ્રીના વચનામૃત શ્રવણ કરવાને સર્વદા આતુર હોય છે. ગત વ્યાખ્યાનમા કઇ નહિ સભલાવાથી અને આ વ્યાખ્યાનમા નિમન્ત્રણ નહિ મનવાથી અત્રસ્થ કોઇ વૈષ્ણવનું મન નિરાશ ન થાય, તેમ પરદેશમા વસતા વૈષ્ણવોને મહારાજશ્રીના વ્યાખ્યાનના કાઇક શબ્દોનુ જ્ઞાન થાય એવા ઉદ્દેશથી નીચે એઓશ્રીના વ્યાખ્યાનનો સાર આપવામા આવે છે, મહારાજશ્રીના વચનામૃતનુ શ્રવણ કરવામા વૈષ્ણવોનુ અહોભાગ્ય છે માટે.

વ્યાખ્યાનનો વિષય ઉપર કહ્યાપ્રમાણે 'સપ્રદાય અને શરણાગતિ' હતો પ્રથમ 'સંપ્રદાય' શબ્દનુ વિવેચન કરવામા આવ્યુ હતુ કલિયુગમા સર્વ દુખરૂપ હોવાથી શંકરાચાર્યકૃત 'ગોવિદાષ્ટક'મા કહ્યા પ્રમાણે જરામરણમાથી મુક્ત થવાને જીવે ઇશ્વરનું ભજન કરવું. ઇશ્વરને શરણે જવામા અમુક મર્યાદામા રહેવુ જોઇએ, અમુક સંપ્રદાયમા રહેવુ જોઇએ, નહિ તો 'સપ્રદાયવિહીન મંત્રો અને ક્રિયાઓ નિરર્થક છે' ઇત્યાદિ શાસ્ત્રવાક્યનો બાધ આવે. આ પ્રકારે સંપ્રદાયની આવશ્યકતા દર્શાવી સંપ્રદાય અને પથનુ તારતમ્ય એક બે દૃષ્ટાન્તોથી સૂચવ્યુ હતુ. ગંગા જેવી નિત્યનદી એ સપ્રદાયજેવી છે, જ્યારે વર્ષાઋતુમા પ્રકટ થતા અને ત્યારપછી તિરોભાવ પામતા અનિત્ય ઝરા એ પંથરૂપ છે. ગગાદૃષ્ટાન્તથી સપ્રદાયની અવિચ્છિન્નતા—નિત્યતા—દર્શાવી, એટલે પુરુષોત્તમથી આરભીને વિષ્ણુસ્વામી વગેરે—દ્વારા પ્રાપ્ત થયલી શ્રીમદ્વલ્લભાચાર્યજીની પરંપરા એજ સપ્રદાયનુ નિત્યત્વ સૂચવે છે. આ

વિષ્ણુસ્વામી દ્રવિડદેશીય છે. શ્રીપુરુષોત્તમે શિવને ઉપદેશ કર્યો, શિવે નારદને, એમ કેટલાક આચાર્યો પછી વિષ્ણુસ્વામીએ એ ઉપદેશ પ્રાપ્ત કર્યો, આ જ ઉપદેશ શ્રીમદ્વલ્લભાચાર્યજીને પ્રાપ્ત થયો, અને તેનો જ પોતે સ્વગ્રન્થોમાં વિસ્તાર કર્યો. શિવના આચાર્યત્વવાસ્તે કહેવામા આવ્યું કે 'શિવજી કરે તે કરવુ નહિ પરન્તુ કહે તે કરવુ,' અર્થાત્ શિવજીની માફક ભસ્મ-રુદ્રાક્ષ ધારણ ન કરવા, પરન્તુ 'वैष्णवानां यथा शम्भु' એ વાક્યપ્રમાણે શિવજી વૈષ્ણવ હોવાથી એ કહે તેમ કરવુ, આથી જ ચતુર્થસ્કંધમા પ્રોક્ત રુદ્રગીતપ્રમાણે શિવદ્વારા પ્રાપ્ત ઉપદેશનુ ગ્રહણ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સ્વીકાર્યું છે. વળી પદ્મપુરાણનુ વાક્ય ટાંકીને ચાર સમ્પ્રદાયની અવ્યવસ્થા કરી હતી શ્રી, રુદ્ર, સનક, અને મારુતિને અનુસાર હાલ રામાનુજ, વાલ્લભ, નિમ્બાર્ક અને માધ્વ એમ ચાર સમ્પ્રદાયો છે, તેમા 'રુદ્રસમ્પ્રદાય' શ્રીમદ્વલ્લભાચાર્યજીનો છે, અર્થાત્ ભા મા વે ભ પ. ગટ્ટુલાલકૃત શ્લોકમા દર્શાવેલી પરંપરાપ્રમાણે શ્રીમદાચાર્યજીનો સમ્પ્રદાય નિત્ય છે, અવિચ્છિન્ન છે, અને તદ્દ્વારા પ્રાપ્ત સર્વ મન્ત્ર ક્રિયા વગેરે સફલ છે એમ સમ્, પ્ર, અને દાય એમ સમ્પ્રદાયની વ્યુત્પત્તિથી સૂચવ્યુ. સમ્ એટલે પરંપરાથી સારી રીતે, પ્ર એટલે પ્રકૃષ્ટ, અને દાય એટલે દાન, એટલે સારી રીતે ઉત્તમ દાન અથવા તે દાન કરી શકે તે 'સમ્પ્રદાય'

આ પ્રકારે સમ્પ્રદાયનો નિર્ણય કરી મહારાજશ્રીનુ વ્યાખ્યાન 'શરણાગતિ' શબ્દનુ પ્રવચન કરવાને પ્રવર્ત્યું સમ્પ્રદાયપ્રાપ્ત ગુરુદ્વારા પ્રભુને શરણે જીવે જવુ એ જરૂરનું છે. 'वर्णाश्रमव्रता' ઇત્યાદિ શ્રીમદાચાર્યપ્રોક્ત નિબંધવાક્યથી વર્ણાશ્રમધર્મનું વિધિપ્રમાણે આચરણ કરવાનુ દર્શાવીને અન્તમા વર્ણાશ્રમધર્મના પોષણપૂર્વક શરણના ઉપષ્ટંભ માટે શ્રીમદ્ભગવદ્ગીતાના 'सर्वधर्मान् परित्यज्य' એ વાક્યનો ઉપન્યાસ કરવામા આવ્યો હતો ગીતાના ઉક્ત શ્લોકમા સર્વધર્મના ત્યાગપૂર્વક પ્રભુએ શરણે જવાનો ઉપદેશ કર્યો છે એમ સ્પષ્ટ અર્થ લાગે તો પણ તે વાસ્તવ અર્થ નથી, કારણ કે આચાર્યજીના વાક્યાનુસાર વર્ણાશ્રમના ધર્મનુ તો અવસ્ય પાલન કરવુ જ જોઇએ આ ઉપરાત કાઇ ફ્લસબંધનો વિરોધ દર્શાવી ઉક્ત શ્લોકમા શરણાગતિનો ઉપદેશ છે તે સર્વધર્મના ત્યાગપૂર્વક નહિ પણ સર્વવર્ણાશ્રમ-ધર્મના આચરણપૂર્વક શરણાગતિનો છે એમ ઉપસંહાર કરવામા આવ્યો હતો

ભાષણ સમાપ્ત થતા અત્રસ્થ બડામંદિરના શાસ્ત્રી (સાહિત્યાચાર્ય ?) પ. રમાનાથજીએ એ વ્યાખ્યાનનો સાર નિવેદન કર્યો હતો વૈષ્ણવોની ઉપર મહારાજશ્રીનો અત્યન્ત અનુગ્રહ થયો હતો, અને એમના તથા વૈષ્ણવોના પરમ ભાગ્યોદય થયા હતા એમ બહુ પ્રશ્રયપૂર્વક જણાવી પોતે આસનારૂઢ થયા હતા

અન્તે રા રા ત્રિભુવનદાસજીએ મહારાજશ્રીનો અને વૈષ્ણવોનો ઉપકાર માનીને અને પુન આવો લાભ વૈષ્ણવોને અપાવાશે એમ આશા આપીને મહારાજશ્રી તિનકાયિત શ્રીગો-વર્ધનલાલજીને, લાલબાવા ચિ શ્રીદામોદરલાલજીને, તથા પાછલથી પધારેના મોટા મંદિરવાલા શ્રીગોકુલનાથજીના ચિ લાલબાવાને પ્રસાદિ કુસુમ અને માલાદ્ય સમર્પીને સભાને વિસર્જન કરી હતી. સભાવિસર્જન થયા પછી મહારાજશ્રી તિલકાયિત અને લાલબાવા જ્યારે સ્વનિ-વાસસ્થાનપર મોટરકારમા બિરાજીને પધારવાની તૈયારીમા હતા ત્યારે બડામંદિરવાલા શ્રીમ-દ્ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજ પધાર્યા હતા.

આ સભામા આસરે બસે વૈષ્ણવો હશે. મહારાજોના આશ્રિત માથુર અને ગોકુલસ્થ ભટ્ટો પણ હાજર હતા. માથુર ભટ્ટો વૈષ્ણવોના અગ્રે મહારાજશ્રીસન્મુખ જમીન ઉપર બેઠા હતા, જ્યારે ગોકુલસ્થ ભટ્ટો ઉચ્ચાસનઉપર મહારાજશ્રીના ચરણકમલસન્મુખ બિરાજ્યા હતા

આ પ્રકારે ઉક્ત સભાનું યથામતિ વર્ણન કર્યું છે જે લોકોને પ્રત્યક્ષ દર્શન વા શ્રવણ નથી થયુ, તેમને તો આ શબ્દચિત્રથી સર્વ કલ્પના કરી લેવી શ્રેયસ્કર થઇ પડશે

હવે અમે ઉક્ત વ્યાખ્યાનવિષે બે શબ્દ કહીને વિરમીશું. પ્રથમ તો, ચિ. લાલબાવાનુ વ્યાખ્યાન લગભગ એક કલાક ચાલ્યુ હતુ તે ઉપરથી અને લાલબાવાના પ્રવચન કરવાના ઉત્સાહઉપરથી એમ સિદ્ધ થાય છે કે જો આ ચિ. લાલબાવાને યથાયોગ્ય શિક્ષણ આપવામા આવે, અને પોતે સિદ્ધહસ્ત છે એમ જો અનુભવ કરાવવામાં આવે, તો એઓશ્રીને હાથે કાઇક વૈષ્ણવોના ભાગ્યોદય થઈ શકે બીજું આ વ્યાખ્યાન મહારાજશ્રીની નિજ કૃતિ હોવાના અસભવને લીધે એ કૃતિ કોઇ નિજાશ્રિત ભટ્ટની વા શાસ્ત્રીની હોય એમ નિશ્ચય થાય છે. એ કોની કૃતિ છે એ શોધવાને કલ્પના દોડાવવાની જરૂર નથી આજથી આશરે પચીશ વર્ષઉપર જ્યારે તિલકાયિતશ્રી અહિ પધારેલા ત્યારે આવી જ રીતિનું અને આવા જ આશયનુ પડિત ગટ્ટૂલાલજીપ્રેરિત વા રચિત વ્યાખ્યાનનો સ્વમુખે ઉપદેશ કર્યો હતો તેમ, અહિં લાલાબાવાશ્રીએ નિજાશ્રિત કોઇક ભટ્ટગ્રથિત વ્યાખ્યાનનો સ્વમુખે ઉચ્ચાર કર્યો હોય એમ લાગે છે આ કારણથી ઉક્ત વ્યાખ્યાનનુ અવલોકન અમે નિર્દોષ અને ઉત્સાહી લાલબાવાના વચનામૃતતરીકે નહિ કરીએ, પરન્તુ એઓશ્રીના દ્વારા સ્વમન્તવ્યનું સમર્થન કરનાર ચ કચ્ચનની જ રચનાનુ અવલોકન કરવાને પ્રવૃત્ત થઈશુ લાલાબાવાશ્રીએ આચાર્યના સર્વ ગ્રન્થોનુ અધ્યયન નહિ કરેલુ હોવાથી આ નાની વયે નિશ્ચયપર આવવુ અશક્ય હોવાથી નિજાશ્રિત ભટ્ટ શાસ્ત્રીના મતને અનુસર્યા હોય એ જેટલુ સ્વાભાવિક છે તેટલુ જ નિર્દોષ છે. અમે આશા રાખીએ છીએ કે ચિ. લાલબાવા શ્રીમદાચાર્યપ્રણીત ગ્રન્થોનુ સ્વત અધ્યયન કરે, અને આવા વ્યાખ્યાન સદૈવ આપીને વૈષ્ણવોનુ નિરન્તર કલ્યાણ કરે એમ કરવામાં અપેક્ષિત સામર્થ્યનુ શ્રીનાથજી એઓશ્રીને શીઘ્ર દાન કરે એમ એ જ પ્રભુને પ્રાર્થને પ્રસ્તુત અવલોકનકાર્ય આરભીશું.

૧. સસારમા સર્વ દુ ખમય છે તેને વાસ્તે ' भज गोविन्दम् ' એ માયાવાદીના સ્તોત્રનો ઉપન્યાસ કર્યો તેનું શુ કારણ તે સમજાતુ નથી શુ નિજ સપ્રદાયમા વૈરાગ્યબોધક એવું કંઇ પણ સ્તોત્ર નથી? શ્રીમહાપ્રભુજીના, શ્રીગુસાંઇજીના, શ્રીગોકુલેશનાં, શ્રીહરિરાયજીના અનેક સ્તોત્રો છે તેમા એવાં વૈરાગ્યબોધક પદો નથી? તેનો ઉપન્યાસ વૈષ્ણવોને સંસારની દુ ખમયતાનો નિશ્ચય કરાવવાને સમર્થ ન હતો? કે તે ભટ્ટશાસ્ત્રીને તેવા વાક્યોના અસ્તિત્વનું જ વિજ્ઞાન ન હતુ? વસ્તુત પુષ્ટિમાર્ગમા ' આ સસાર દુ ખમય છે ' એમ કહેવા કરતા 'સર્વ અહંતામમતા પ્રભુને સમર્પીને પ્રભુને શરણ જવુ એજ ઉત્તમ સાધન છે' એમ કહ્યુ હોત તો વધારે સારુ થાત

૨. 'સંપ્રદાય' અને 'પથ' ( પંથિન્ ) એ બે શબ્દવચ્ચેના તારતમ્ય ઉપર બહુ ભાર દેવામાં આવ્યો હતો. આ તારતમ્ય સપ્રદાયના ગોસ્વામિકૃત કોઇ પણ ગ્રન્થમાં સ્પષ્ટ કરેલુ છે? અને જો કરેલુ નથી તો શા આધારથી અહિં આટલો બધો ભાર દેવાની જરૂર પડી?

વલી, સાપ્રદાયિક ગ્રન્થોમા શ્રીમદાચાર્યજીપ્રકટિત માર્ગને 'પથ' સજ્ઞા શુ ધુરધર ગોસ્વામિબાલકોએ નથી અર્પી ! સસ્કૃત ભાષામા 'સંપ્રદાય,' 'પથ,' 'માર્ગ' ઇત્યાદિ શબ્દો એકાર્થ જ નથી ? ગુજરાતી ભાષામા 'પથ' હલકો ગણાય છે, તેમ સસ્કૃતમા પણ 'સપ્રદાય' શબ્દ કરતા 'પથ' 'માર્ગ' ઇત્યાદિ શબ્દો હલકા લેખાય છે ખરા કે ? શ્રીમદાચાર્યજીપ્રકટિત માર્ગને મત, પથ, વા સપ્રદાય ઇત્યાદિ ગમે તે સજ્ઞાથી ઓલખવામા આવે તેમા એમની ન્યૂનતા થતી નથી સત્ય ગૌરવવાલુ હોય તો તે સર્વદા તેવુ જ રહે છે 'रतिपथ उदितौ दैवजीवाश्रनार्थम्' એ શ્રીમાન્ પુરુષોત્તમજીની ઉક્તિનુ વિસ્મરણ પણ આ મિથ્યા તારતમ્યના સ્પષ્ટીકરણના ઉત્સાહમા થયુ હોય એમ લાગે છે.

૩ પદ્મપુરાણનુ વાક્ય ટાકીને શ્રી, રુદ્ર, સનક અને મારુતિને અનુસાર રામાનુજ, વાલ્લભ, નિમ્બાર્ક અને માધ્વ એમ ચાર સપ્રદાય ગણાવ્યા હતા તે સાપ્રદાયિક કોઇક ગ્રન્થને આધારે કે સ્વકલ્પનાથી ? શ્રીમદ્ભાગવતના તૃતીયસ્કધમા કપિલના ઉપદેશમા 'भक्तियोग चतुर्विधम्' ઉપર વ્યાખ્યા કરતા શ્રીમદ્વલ્લભાચાર્યજી સ્વત નીચે પ્રમાણે ચાર સપ્રદાયની ગણના કરે છે. (૧) તામસ વિષ્ણુસ્વામી, (૨) રાજસ માધ્વ, (૩) સાત્વિક રામાનુજ અને (૪) નિર્ગુણ પોતે (શ્રીમદાચાર્યજી) આ શ્રીમદાચાર્યજીપ્રોક્ત ચાર સપ્રદાયની ગણના ઉપર્યુક્ત ગણનાની સાથે કેમ સગત થાય એ ભટ્ટશાસ્ત્રી સમજાવશે ખરા ? ઉક્ત ગણનાઓમા વિરોધ તો સ્પષ્ટ છે. વિષ્ણુસ્વામીની પરપરા શ્રીમદાચાર્યજીએ ક્યા સ્વીકારી છે તે જણાવશે ? પુરુષોત્તમ, રુદ્ર, ઇત્યાદિથી ઉતરતી વિષ્ણુસ્વામીની પરપરાને આચાર્યજીએ સ્વીકારી છે તેને વાસ્તે 'યદુવિજય' નામના કોઇક બનાવટી ગ્રન્થનો જ ઉપન્યાસ કર્યો હતો, પણ ઉક્ત ગ્રન્થનો શ્રીમદાચાર્યજીના વાક્ય સાથેનો વિરોધ કેમ પરિહાર થાય એ ભટ્ટશાસ્ત્રી સમજાવશે ' ઉક્ત યદુવિજય ગ્રન્થનો કોઇ પણ પ્રાચીન ગ્રન્થમા ઉપન્યાસ કરેલો બતાવશે ખરા ? વસ્તુત **શ્રીસુબોધિનીજી**મા વિષ્ણુસ્વામીથી શ્રીમદાચાર્યજી પોતાને પૃથક્ ગણે છે, તેથી વિષ્ણુસ્વામીની પરપરા શ્રીમદાચાર્યજીઉપર આરોપવી અમને તો પાપડમય ધાર્ષ્ટ્ય લાગે છે. વિષ્ણુસ્વામિપરંપરાની વિરુદ્ધમા આ પત્રિકામા બહુ બહુ કહેવામા આવ્યુ છે એટલે વિશેષ વિસ્તારની જરુર અત્ર નથી

૪. શરણાગતિના ઉપદેશસમયે વર્ણાશ્રમધર્મનો બહુ આગ્રહ કરવામા આવ્યો હતો 'सर्वधर्मान् परित्यज्य' એ શ્રીકૃષ્ણવાક્યના અર્થનો પણ સકોચ કરવામા શુ પ્રયોજન હશે તે તો વ્યાખ્યાનના પ્રેરક જ જાણે વસ્તુત વર્ણાશ્રમાદિધર્મ દેહધર્મ હોવાથી બહારના છે, જ્યારે ભક્તિ, સેવા ઇત્યાદિ આત્મધર્મ હોવાથી આન્તર છે આન્તર ભગવદ્ધર્મ નતિષ્ઠ છે તેથી તેનાથી અવિરુદ્ધ થઈને વર્ણાશ્રમાદિ બહારના ધર્મનુ પાલન કરવુ એ સાપ્રદાયિક આશયપ્રમાણે મનાતી અને પલાતી મર્યાદા છે. આનુ વિસ્મરણ વ્યાખ્યાનના યોજકને કેમ થયુ ? કદાચિત્ ગ્રંથદર્શનનો જ અભાવ તો નહિ હોય ?

૫ વસ્ય ગુરુદ્વારા શ્રીમદાચાર્યજીને શરણે જવુ અને તેમની કૃપાથી પ્રભુ જીવને શરણે લે છે એ જ તત્ત્વ છે. જીવનો ધર્મ છે કે પ્રભુને શરણે જવુ શ્રીમદાચાર્યજીને શરણે રહીને પ્રભુને શરણ જવામાં જ પરમ કલ્યાણ છે આ ઉક્તિ જ અખિલ વ્યાખ્યાનમા સર્વાંશે માન્ય કરી શકાય અન્યત્ સર્વ અકાણ્ડતાણ્ડવ અપ્રસ્તુતપ્રસગજેવુ લાગે છે.

૬ આ લખ્યા પછી જાણવામા આવ્યુ કે શ્રીમદ્ગોકુલનાથજીએ તિલકાયિતશ્રીના

પધાર્યા પછી 'ભક્તિ' એ વિષય ઉપર હાજર રહેલા વૈષ્ણવોને સદ્બોધ આપ્યો હતો. પ્રલય-સમયે ભગવાન્ મુકુન્દરૂપે એકલા ખેલે છે, અને ખેલવાની ઇચ્છામા દ્વિતીયની ઇચ્છા કરે છે, અને તેની સાથે સૃષ્ટિઆરભ થાય છે. આ પ્રકારે આરભ કરીને વ્યાખ્યાનનો અત ભક્તિમા કર્યો હતો ભક્તિ જ જીવનભૂષણ છે એમ સમજાવ્યુ હતુ, અને ઉમેર્યું હતુ કે અનન્ય ભક્તિ એ ઉત્તમ છે. अन्यत् किमप्युक्तं पर तस्यानुपयोगित्वान्नानूद्यते ।

૭ ઉપસહારમા એટલુ જ વક્તવ્ય રહે છે કે ચિ શ્રીલાલબાવાએ જે પરિશ્રમ ભક્ત-હિતાર્થ કર્યો તે કોટિશ ધન્યવાદાસ્પદ જ છે, શુદ્ધ પુષ્ટિમાર્ગમા માર્ગાન્તરનુ વિમિશ્રણ અર્ધ-દગ્ધ પંડિત તરફથી બુદ્ધિપૂર્વક કરવામા આવે છે તે સ્પષ્ટ જણાય છે. આવા પંડિતોથી થતા સાર્ર્યનો નિરોધ કરવાનુ સામર્થ્ય શ્રીગોવર્ધનનાથજી જ ચિ શ્રીલાલબાવાને ગ્રંથાવ-ગાહનદ્વારા દાન કરે એજ અભ્યર્થના સમાપ્તિમા કરવાની રહે છે સહસ્ત્રાવધિ અર્ધદગ્ધ માયાવી પડિતોના કુતર્કથી પણ શ્રીમદાચાર્યચરણની તૃતીય સ્કધીય શ્રીસુબોધિનીજીની પક્તિને બાધ આવી શકવાનો નથી. તિલકાયિત શ્રીગોવર્ધનલાલજીએ પણ લક્ષ આપીને જોવુ જોઇએ કે ભાટ્ટ પડિતમન્ય શ્રીમદાચાર્યચરણના વિશુદ્ધ સિદ્ધાન્તને દૂષણ આપવાનો પ્રયત્ન કરી પુત્રપરપરાનો ન્યક્કાર કરીને વેદાતભટ્ટાચાર્ય પરંપરાની ઘટના કરી શકે નહિ પુત્રપરપરા જ વશ્યને હિતાવહ છે. ભટ્ટોને આચાર્ય થવુ છે, તેથી જ શિષ્યપરંપરાપોષક વિષ્ણુસ્વામીની પરંપરા કલ્પી છે.

ભટ્ટજીએ પ્રેરિત વિષ્ણુસ્વામિપરપરા તિલકાયિતશ્રીને તથા ચિ. લાલબાવાને ઇષ્ટ હોય તો તેને શ્રીમદાચાર્યચરણના વાક્યોથી સુસિદ્ધ કરવી જોઇએ. આ જમાનો બુદ્ધિબલનો છે. 'બા-બાવાક્ય પ્રમાણ' એ રીતિને કોઇ પણ આચાર્યશ્રીના ગ્રન્થોના પરિચયવાળો મનુષ્ય અનુસરી શકે એમ નથી વિષ્ણુસ્વામિપરપરા માનવાના અને મનાવવાના ઉત્સાહમા જો શ્રીમદાચાર્યજીની ઉક્તિ ઉપર હરતાલ મારીને પણ તે પરંપરાનો સ્વીકાર કરવો હોય તો તો મહારાજશ્રીને પણ ધન્ય છે શ્રીમદાચાર્યના ગ્રન્થોથી પરિચિત કોઇ પણ વૈષ્ણવ આપના એ વાક્યનો બુદ્ધિ-પૂર્વક અન્તઃકરણથી સ્વીકાર આ જમાનામા કરી શકે એમ નથી. મહારાજશ્રીનું કેવલ વચ નામૃત છે અને તે શ્રીમદાચાર્યજીના પ્રત્યક્ષ આશયથી વિરૂદ્ધ છે કે નહિ તેનો વિચાર કર્યાવિના સ્વીકાર માત્ર અંધ શ્રદ્ધાજડ અથવા સ્વાર્થપરાયણ લોકો જ કરી શકે નિસ્પૃહી કોઇ પણ બુદ્ધિમાન્ વાચક જેને શ્રીમદાચાર્યજીને વાસ્તે સહજ પણ માન છે તે તો પ્રાણ કઢે આવે તો પણ એનો સ્વીકાર કરી શકે નહિ. વળી આ પરંપરાનો સ્વીકાર ન કરવામાં આવે તો મન્ત્ર અને ક્રિયાની નિષ્ફલતાનો ભય દર્શાવવામા આવ્યો હતો, પરન્તુ એ ભય અમને તો કાલ્પનિક જ લાગે છે, શ્રીમદાચાર્યજીઉપર અમને સપૂર્ણ વિશ્વાસ છે, એઓશ્રીના વાક્ય અમને વેદવત્ પ્રમાણ છે, અને જ્યારે સ્વત જ સિદ્ધાન્તરહસ્યમા ભગવદાજ્ઞાનું કથન કરે છે તો તે આજ્ઞાનુસાર જ સર્વ દોષોની નિવૃત્તિ થઈ જાય છે સપ્રદાયનો (અ યનો) સામાન્ય નિયમ આ સંપ્રદાયને લાગુ પડતો નથી પુષ્ટિમાર્ગમા તો શરણે આવેલા સર્વ જીવોનું જોખમ શ્રીમદા-ચાર્યજી પોતાને શિર લે છે. આ સપ્રદાય તો સર્વમૂર્ધન્ય છે પૌરાણિક ચાર સપ્રદાયમા એની ગણના ન થાય તો અમને કઇ ન્યૂનતા નથી લાગતી એટલુ જ નહિ પણ એમા જ મોટું માન સમજીએ છીએ

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

---

૧ જગત્ સત્ય છે

૨ જગત, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણપરમાત્મા જ છે

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે.

૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે

૭. કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ કૃષ્ણસેવા જ છે

૮ આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ

---

Reg. No. B. 896.

श्रीकृष्णस्तु भगवान्स्वयम्.

# મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસા.

લેખકઃ—ધીરજલાલ મજદાસ સાંકલીઆ બી. એ., એલ એલ બી.

વકીલ–હાઇકોર્ટ.

" પુષ્ટિભક્તિસુધા " મા ત્રણ વર્ષ થયા આવતો આ લેખ વૈષ્ણવોએ આનંદથી વાચ્યો છે, અને તેને સામટો છપાવી પ્રસિદ્ધ કરવાની ઘણી માગણી થવાથી અમે તે કામ માથે લીધું છે, અને આશરે દસ દિવસમા ગ્રંથ બહાર પડશે. આ જમાનાના યુવાનોને, તેમ જ સર્વ વિચારશીલ સજ્જનોને, વૈષ્ણવોને, અને ધર્મ સમજવાની ઇચ્છાવાળા ગ્રેજ્યુએટોને આ લેખ ઘણો જ ઉપયોગી છે. ધર્મની વિવિધ બાબતોની શંકાનું સંતોષકારક રીતે સમાધાન આ લેખથી થાય છે, અને વાર્તાની મનહર શૈલીથી, અને સંવાદની ચિત્તાકર્ષક રીતિથી લખાયલો આ લેખ સર્વેને આનંદ સાથે શુદ્ધજ્ઞાન સરલતાથી આપે છે. એ લેખમા ધર્મ ધર્મનાં મૂલ તત્ત્વો, કર્તવ્ય, ભક્તિ, પુષ્ટિ, પ્રેમ, શૃંગાર, વિષય વગેરે સર્વ બાબતોનું અનુપમ વર્ણન કર્યું છે, અને સર્વ બાબતોનું સમાધાન મનગમતી યુક્તિથી તેમ જ ઉપનિષદ્, બ્રહ્મસૂત્રો, ગીતા અને પુરાણોના પ્રમાણોથી કરવામાં આવ્યું છે. સુંદર પાકા બાઇન્ડીંગવાળો આશરે ૨૫૦ (ડેમી ૧૨ પેજી) પૃષ્ઠનો ગ્રંથ સર્વેને વાચવા લાયક, સંગ્રહ કરવા લાયક તેમ જ ભેટ આપવા લાયક થશે. આગળથી પૈસા મોકલી નામ નોંધાવી ગ્રાહક થનાર પાસે કિંમત માત્ર ૮)આના. ઑગસ્ટની દસમી તારીખ સુધી માત્ર નામ નોંધાવી ગ્રાહક થનાર પાસે ૧૦ આના, પાછળથી ૧૨) આના.

ત્રિભોવનદાસ પીતાંબરદાસ શાહ.
મંત્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયઃ
નડીઆદ.

---

તા. ક. આ લેખની માગણી ઘણી હોવાથી અને પ્રત માત્ર ૧૦૦૦) હોવાથી જેના નામ પહેલા નોંધાશે, તેને જ ક્રમવાર આ ગ્રંથ આપવામા આવશે

વર્ષ ૪ થું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, શ્રાવણ, ભાદ્રપદ

# પુષ્ટિભક્તિસુધા.

કૃષ્ણ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૬ અંક ૫-૬. ]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક
વાડીલાલ નગીનદાસ શાહ,
બી એ, એલ્‌એલ્‌બી, વકીલ, હાઈકોર્ટ
મુંબાઈ

પ્રત ૧૮૦૦

ન્યોછાવર રૂ. ૨-૦-૦ છુટક અંકની રૂ ૦-૪-૦

Printed by ...malal Manchhaldas Shah at the Gujarat Printing Press Ahmedabad and published by Vadilal N. Shah B.A., LL.B., Princess Street, Bombay

# आवश्यक निवेदन.

१. આ માસિક સબધી બધલો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો
૨ આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
૩. આ માસિકમા છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમા યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.
૪ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામા આવશે.
૫ વર્ષનુ નોછાવર પ્રથમથી લેવામા આવે છે
૬. આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને વગર-નોછાવરે આ માસિક મોકલવામા આવશે.
૭. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબને સારૂ ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામા આવશે નહિ.
૮. આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મલવુ

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઇ. } પ્રકાશક.

# અનુક્રમણિકા.




॥ श्रीकृष्णाय नमः ॥

## ॥ श्रीमद्विट्ठलेश्वराणां पत्राणि ॥

(५)

स्वस्ति श्रीविट्ठलदीक्षितानां गिरिधरस्य च श्रीगोविन्दबालकृष्णश्रीवल्लभरघुनाथयदुनाथघनश्यामेषु गिरिधरस्य च भवतां पुत्रेष्वाशिषः । शमिह, भावत्कमाशास्महे । टोडाग्रामपर्यन्तं श्रीगोकुलनाथेन कुशलेन समानीताः स्मोऽत्रैव दोलोत्सवश्च कारितः । गिरिधरविषयिण्यस्मद्विषयिणी च कापि चिन्ता न कार्या । श्रीगोवर्धनेश एवावितास्ति। उभयत्रापि सेवा सम्यक् कार्या कारणीया च । स्वदेहरक्षा सर्वैः प्रकारैः कार्या । सेवकाः स्वस्वमर्यादायां च रक्षणीयाः । बालकानां रक्षा सर्वैः प्रकारैः कार्या । यद् द्रव्यमागमिष्यति तन्मध्ये तत्कालानुरूपव्ययोपयोगि यावद्भवति तावत्स्थापयित्वा शेषेणावश्यमृणशोधनं कार्यम् । व्ययश्च सावधानतया करणीयः । निशि यामिकाः सावधानाः स्थापनीयाः । इतः प्रेषितोऽश्वो गोविन्दभट्टेभ्यो दत्तोऽस्त्यस्माभिस्तं विक्रीय तद् द्रव्यं तैर्ग्राह्यम् । पत्रं मुहुःप्रेषणीयम् । तत्रत्यसर्वोपि वृत्तान्तो लेखनीयः । गिरिधरापत्यानां विशेषतः कुशलं लेख्यम् । चिन्ता कापि न कार्या । श्रीगोवर्धननाथोऽस्मत्कुलपतिरस्मद्धितमेव करिष्यति । चैत्रवदि ४ । गोविन्दभट्टेषु गणेशभट्टेषु वासुदेवभट्टेषु चाशिषः । पदकृद्गोविन्ददासेषु भगवत्स्मरणं वाच्यम् । मदनसिंहादिषु कृष्णदासादिष्वाशिषो वाच्याः । वासुदेवभट्टेन गन्तव्यं पुरोहितगृहात् । वेङ्कटप्रभृतिषु कृष्णरायादिष्वाशिषः ।

(६)

(श्रीनवनीतप्रियमथुरानाथद्वारकानाथगोवर्धनधरविट्ठलेश्वरमदनमोहनगोवर्धनधरनवनीतप्रियचरणारविन्देषु अनुचरस्य प्रणतयो निवेदनीयाः । )

स्वस्ति श्रीमज्ज्येष्ठभ्रातृचरणकमलेषु यवीयसो विट्ठलस्य प्रणामकोटिनिवेदकोयं पत्रदूतः। शमिह, भावत्कमाशासे। अहं भगवदाज्ञया रासोत्सवपर्यन्तं श्रीगोवर्धनधरणचरणारविन्दनिकटे स्थितोऽस्मि । हरिद्वारं मत्वाज्ञा न जातेति न गतम् । अत्र ममास्वास्थ्यं बहु जातमासीत् । उपवासदशकं कृतम् । अधुना भगवत्कृपया श्रीमत्कृपया च नैरुज्यं जातमस्ति । कापि चिन्ता न कार्या । अक्काअम्माअत्ताचरणेषु नतयः । अक्का यथा दुःखं न करोति ममास्वास्थ्यं श्रुत्वा तादृक् कर्तव्यम् । भवतापि कापि चिन्ता न कार्या मम, भगवति सर्वत्र । यादवेन्द्रपुरीषु ब्रह्मानन्देषु

दीक्षितेषु हरिहरनागनाथचूडादिषु नमस्काराः। विष्णुदासादिष्वाशिषः। अत्रत्य-वैष्णवानां नतयः।

निर्भरं क्रीडतोरालि मुदा कुञ्जे विवाससोः।
अन्योन्यस्य प्रभैवासीदन्योन्यमुचितांशुकम् ॥ १ ॥
॥ श्रीमत्प्रभुचरणश्रीविट्ठलेश्वराणां पत्रम् ॥

( ७ )

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥
किं ब्रवाणि ? सखि मेप्तविरहानलदाहिता।
जीवामीत्येतदेवालं निरपत्रपतास्पदम् ॥ १ ॥
सखे तल्लेखनीयं त्वयातियत्नेन राधिकानाथः।
किं कृपयिष्यित्यथवा मनोरथेनैव जन्मनिर्वाहः ॥ २ ॥
गोवर्धननाथचरणकमलयोर्नतयो निवेदनीयाः ॥
॥ इति श्रीविट्ठलनाथानां पत्रम् ॥

( ८ )

॥ श्रीकृष्णाय नमः ॥
( भवन्तु सदाशिषः। )
भवन्तः स्नेहवन्तो मच्छरीरव्यवस्थितिम्।
जानन्तोपि न जानन्ति तच्चूचिततरं हि वः ॥ १ ॥
यथा नर्तयति स्वामी वस्तुतस्त्वपराधिनम्।
मां तथाहं तु नृत्यामि भृशं क्लिष्टोस्मि तेन हि ॥ २ ॥
त्र्यावैराग्यराहित्याद् भवदार्तिजिहीर्षया।
पुनस्तत्रागताविच्छां करोमि स्नेहयन्त्रितः ॥ ३ ॥
परं तदनुरूपं मच्छरीरं नैव वर्तते।
तथापि यदि पञ्चभ्यां किञ्चित् स्वास्थ्यं भविष्यति ॥ ४ ॥
तदा समागमिष्यामि दुःखं मा कुरुत प्रियाः।
सर्वांशे गोकुलाधीशशरणा एव सर्वतः ॥ ५ ॥
अतो न चिन्ता कर्तव्या भवद्भिः कृष्णसात्कृतैः ॥ ६ ॥
॥ श्रीकृष्णः शरणं मम ॥
॥ इति श्रीविट्ठलनाथानां पत्रम् ॥

(९)

स्वस्ति श्रीविट्ठलदीक्षितानां धर्मसीसिंह(?)वैष्णवेषु सायणाकृष्णदासादिष्वाशिषः । शमिह, भावत्कमाशास्महे । तुह्मारे समाचार तुह्मारे पत्रतें पाये ।

ऐहिके परलोके च सर्वथा शरणं हरिः ।
सम्पत्स्वापि सदानन्दः शरणं हरिरेव हि ॥१॥

किमधिकं ? गोविन्दद्विवेदिपुत्रकृष्णदासस्य व्यावहारिकी चिन्ता न कार्या। यादवपण्डितेषु कृष्णस्मरणम् । हरिजीभाईलादिष्वाशिषः ॥

॥ इति श्रीविट्ठलनाथानां पत्रम् ॥

(१०)

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

स्वस्ति श्रीविट्ठलदीक्षितानां गिरिधरगोविन्दबालकृष्णश्रीवल्लभरघुनाथयदुनाथघनश्यामेषु गिरिधरस्य च भवत्पुत्रेषु चाशिषः । शमिह, भावत्कं कुशलमाशास्महे। उभयत्र सेवा सम्यक् कार्या । भोगादौ वैष्णवानां विश्वासो न कार्यः । मध्येमध्ये मनोहरभोगोपि कार्यः । एतदर्थं गृहे दुग्धासम्भवेऽन्यतोप्यानाय्य कार्यः ।अपरञ्च,

सर्वे परिगृहीताः स्मो गोकुलस्वामिना वयम् ।
न त्यक्ष्यति दयासिन्धुरस्मानन्यायिनोपि हि ॥ १ ॥
स्वकृत्या भीर्भवत्येव तथापि करवाणि किम् ?
तथापि गतिरस्माकं स एवेति न भीरपि ॥ २ ॥
यथा वयं तदीयाः स्मस्तथा सोपि निसर्गतः ।
अस्मत्प्रभुरतो चिन्ता नैहिके पारलौकिके ॥ ३ ॥
चिकीर्षितं कारयित्वा शीघ्रमानेष्यति प्रभुः ।
अस्मानतो न चिन्ता वः कार्या सर्वात्मना प्रियाः ॥ ४ ॥
एतेषामहमेवास्मि सर्वस्वमिति सुन्दरः ।
जानात्यस्माकमज्ञानेप्यतः कर्ता स्वतोखिलम् ॥ ६ ॥

ज्येष्ठे मासि प्रभुरस्मानानेष्यति । कापि चिन्ता न कार्या । पत्रं मुहुः प्रेषणीयम् । दोलोत्सव उत्तरानक्षत्रेऽरुणोदयसमये कार्यः । पदवस्त्राणि प्रेषितानि सन्ति । वैष्णवा मर्यादायां स्थापनीयाः । देशकालानुसारेण सावधानतया स्थेयम् । श्रीगोविन्दः कामपि चिन्तां मा करोतु । श्रीगोकुलनाथः सर्वं कुशलं करिष्यति । श्रीरङ्गदासप्रोक्तं तु सत्यमिति ज्ञेयम् । स्वया रीत्या प्रभुस्तथोक्तवान् ।

पुनः प्रश्ने प्रवाहरीत्योक्तवानिति । किमधिकं ?

॥ श्रीविट्ठलदीक्षितानां पत्रम् ॥

( ११ )

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

स्वस्ति श्रीविट्ठलदीक्षितानां नागजीप्रभृतिष्वाशिषः । शमिह, भावत्कमाशास्महे ।

सततं गोपिकाधीशपदाम्भोजं सुभावितम् ।
हृदि कार्यं तदीयत्वं तत एव फलिष्यति ॥ १ ॥
निवेदितात्मभिन्नेषु सदौदासीन्यमाचरेत् ।
प्रावाहिकास्तेपि चेत् स्युरुपेक्षैवोचिता तदा ॥ २ ॥

पुरुषोत्तमात् कुशलतः समागताः स्मः । गिरिधरादयः कुशलिनः । किमधिकं ? श्रीकृष्णः शरणं मम । शुभं भवतु ।

॥ श्रीविट्ठलनाथानां पत्रम् ॥

( १२ )

स्वस्ति श्रीविट्ठलनाथदीक्षितानां गोपीनाथभट्टेष्वाशिषः । शमिह, भावत्कमाशास्महे । अपरञ्च, ना वृत्तान्तं हरिवंशुडुचपेदिहुण्डी प्रविष्ट मामनु नीइठ कुशलमुन्नइ । हरिराम गोवर्धनु लुलिस्मे उन्नारु । भ्रातृवियोगजनितदुःखं चेय्य वल्दु । भगवदिच्छाधीनमता मरिनाउ । विवेकिनि गोविन्दभट्ट वासुदेवभट्टादिकुशलमुन्नारु । कार्यमैनवे गिरं वचेडिदि । किमधिकं ? शिवावाचिनाडु वानि दीयति ऐव्येद टवेऽरुं चानि ।

॥ इति श्रीमत्प्रभूणां पत्रम् ॥

( १३ )

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

अधिरजनिविनोदभरोदितश्रमभरोदितसकलाङ्गशैथिल्योदितनिद्राभरनिर्भरनिष्पीडनविस्मृतशीतादेरप्युपस्युप्तिद्रतादशोदितप्रियामणयभरस्मृतशीतनिरसनपटुतल्पादुत्थानसामयिकं तूलकञ्चुकं शीघ्रं प्रेषणीयम् । विलम्बो न कार्यः। यदाकुलालिकुलमुखगलदमन्दसौन्दर्यमरन्दपानमदानिर्वचनीयाचित्तमधुपहृतानि व्रजरत्नानीतानि कुसुमानि प्रेषितानि भवद्भिः सर्वैर्ग्राह्याणि । किं० कु० । भवत्सु सदाशिषः ॥

॥ इति श्रीविट्ठलानां पत्रम् ॥

( १४ )

॥ श्रीकृष्णाय नमः ॥

गिरिच्छत्रेण दृक्पातचामरैः स्नेहवारिभिः ।
केवलं स्वीयताराज्येऽभ्यषिञ्चद् व्रजमीश्वरः ॥ १ ॥
नानाधीनत्वमैश्वर्याद् दीनताधीनता परम् ।
तत्रापि त्वत्कृपा हेतुरेवं सर्वं त्वमेव नः ॥ २ ॥
व्रजतरुणीकुचकनकाचलोपमर्दे पुलकितोन्नतता ।
तनुता तदनुपमर्दे चित्रैषा ते कथा नाथ ॥ ३ ॥
उपमा नयने प्राप्तुमायान्त्योञ्जनपिच्छिलात् ।
तटात्स्खलन्त्यः श्रीराधेऽपतन्हासार्णवे कवेः ॥ ४ ॥
कलिन्दकन्यकाकूले कूले कनकशाखिनः ।
अस्ति सर्वेन्द्रियास्वाद्यं ब्रह्मामृतमनावृतम् ॥ ५ ॥
प्रायः प्राणैः सहैवायं प्रयास्यति मनोरथः ।
ते त्रपा यदि तत्संगादहमप्यास्म तादृशः ॥ ६ ॥
पशुपराजसुदुर्ललितः सुतो व्रजवधूजनजीवनमित्यपि ।
व्रजनिकुञ्जविहारमनाः स्वयं प्रसभमाश्वसनेन हि वञ्चिताः ॥ ७ ॥

॥ इति श्रीमद्विट्ठलेश्वराणां पत्रम् ॥

---

# श्रीमहाप्रभुशिक्षा.

પ્રથમ તો અન્યાશ્રય ન કરનો. સબ પ્રાણિમાત્રઉપર દયા રાખની સદા પ્રસન્ન રહેનો ક્રોધ ન કરનો ક્રોધ હે સો ચાંડાલ–સ્વરૂપ હે. જહાં ક્રોધ રહે તહાં ધર્માદિક ન રહે સેવાકિ વિષે એકાગ્ર મન રાખનો શ્રીઠાકુરજીકી રસોઇકો યથાશક્તિ પ્રધાન કરે સેવકકો અપરાધ દેખે તો હું ક્રોધ ન કરે. સબકી સહી રહેનો ભગવદીયસો સાચેકી રહેનો. ક્રોધદુર્વચન કહે સો સબ સહી રહેનો શ્રીઠાકુરજીકી સેવા અપને ઘરમે કરે સો સાક્ષાત્ પુરુષોત્તમ જાણીકે કરે, સ્વરૂપકે વિષે અન્યથાભાવ ન કરે ગૃહસ્થાશ્રમ સો ભગવત્કાર્યાર્થ જાનનો ગૃહાસક્તિ ન કરે. સબનસો નમ્ર હોયકે રહે વૈષ્ણવમાત્રકી નિંદા ન કરની. તૃષ્ણા થોરી કરની સદૈવ અપને મનમેં ભય રાખનો, જો મતિ મોસો કછુ અપરાધ હોય આવે. રાજસેવાકો ભાવ સદૈવ જાનનો લીલા હે સો અપને હૃદયમેં નિત્ય કરીકે જાનની અપની દેહ હે સો અનિત્ય કરીકે જાનની પ્રસાદ વૈષ્ણવમેં મિલીકે લેનો. ભગવત્સ્વરૂપ,

---

આ લેખ પ્રાચીન સંવત્ ૧૮૩૯ વૈશાક વદ ૧૧ ના રોજ ઉતારેલા ગ્રંથ ઉપરથી ઉતરાવીને પારણુંગ્ય વૈષ્ણવ કેશવલાલ ઇશ્વરદાસે પુષ્ટિભક્તિસુધામાં પ્રસિદ્ધ કરવા મોકલી આપેલ છે

ભગવદીયસ્વરૂપમેં ભેદબુદ્ધિ ન કરની ચિત્ત સ્થિર રાખનો. મન સર્વથા ડગાવનો નહિ જહાં ભગવદીય હોય તહાં ચાલીકે જાનો. દર્શનકો આલસ્ય ન કરનો. જો શ્રીઠાકુરજીકે દર્શનકો આલસ્ય કરે તો આસુરી બુદ્ધિ હોય. ભક્તિકે વિષે ખરો મમત્વ રાખનો. ભગવદીયકે દેહ અલૌકિક કરી જાનને અસમર્પિત વસ્તુ સર્વથા ન લેની, જો અસમર્પિત વસ્તુ લે તો આસુરી બુદ્ધિ હોય. અપને યથાશ્રમ ઉદ્યમ કરનો. યથાલાભ સંતોષ કરનો. પ્રસાદ થોરોસો લેનો. નિદ્રા થોરી કરની. આલસ્ય ન કરનો. સમયકે સમય શ્રીઠાકુરજીકો કાર્ય કરનો. શ્રીઠાકુરજીકો કાર્ય અપને હાથસોં કરનો, ઓર કાહુસો ન કહેનો, ન કરાવનો. દેહકે વિષે સુખ થોરો કરનો. વિષયતેં ભગવદાવિર્ભાવમેં અંતરાય જાનનો. અંતઃકરણ વિષયમે રહે તો શ્રીઠાકુરજીકો આવિર્ભાવ કબહુ ન હોય. જહાં બહિર્મુખ લોક બૈઠે હોય તહાં બોલનો નહિ. અવૈષ્ણવકો સંગ ન કરનો.- શ્રીભાગવત ઓર ભગવદીય વિષે સદા મન રાખનો, મનમે અંતર ન રાખનો સેવાકે વિષે અંગ અંગ સ્વસ્વરૂપ ભાવ કરીકે રહેનો. ચિત્તકો ચરણારવિંદવિષે રાખનો. ધીરજ ન છોડે. ભગવદીયસો સદા દીનતાહીમેં રહેનો અપની બડાઈ આપહુ ન કરની. દાસભાવ લીયેહી રહેનો. જો વૈષ્ણવકે અન્યાશ્રય અન્ય ઉપાસના હોય તાસોં કબહુ ન મિલનો, વાકે ઘરકો કછુ ન લેનો. સેવાસમય મહાસ્થલવિષે નિકટ રહેનો. જબ શ્રીઠાકુરજીકો અનોસર હોય તબ થોડીસી દૂર રહેનો બહિર્મુખમો સંભાષણ ન કરનો. રસોઈ એકત્ર કાહુકી ન કરની સેવા મનમો બુદ્ધિમો કરની પાખંડ ન કરનો, પાખંડ કરે તો બહિર્મુખ હોય. શ્રીઠાકુરજીકુ ઉત્તમતે ઉત્તમ સામગ્રી હોય સો સમર્પીએ. નૂતન વસ્તુ આવે સો તુરત શ્રીઠાકુરજીકું સમર્પની. પહેલે ભગવત્સેવા, પાછે ભગવદ્વાર્તા. સેવા, કથા, ભગવદીયનસો મિલાપ, તાપાછે ઉદરાર્થ લૌકિક વ્યવહાર સબ કરનો, સોઉ અપને હૃદયમેં શ્રીઠાકુરજીકો સ્મરણ કરત રહે. સખડી અનસખડી સબ ભલી ભાતીસો જાને. આચાર સબહી જાનનો. સામગ્રીમેં મન સ્થિર રાખનો. શ્રીઠાકુરજીકે સમીપ મન ચલાવનો નહિ. ઉત્સવકે દિન આનંદસો ઉત્સવ કરનો. બડો લૌકિક કાર્ય હોય, તોહુ પ્રથમ તો ઉત્સવ કરનો, વૈષ્ણવસો આજ્ઞા માગની. ઓરહુ જો કછુ ખર્ચ કરનો હોય સો શ્રીઠાકુરજીકી દૃષ્ટિપથ હોયકે ખર્ચ કરે. જો કરે સો શ્રીઠાકુરજીકે અર્થ કરે, અપને દેહાર્થ ન કરે, જો અન્યવિનિયોગ કરે તો શ્રીઠાકુરજીતેં બહિર્મુખ હોય. નિવેદની વૈષ્ણવ સ્થિત હોય તાસો ખાનપાન કરનો નામધારીસો મર્યાદાપૂર્વક રહેનો. સદાસર્વદા ભગવદીયનકી ટહેલ કરની ભગવદીયનકે સંગ માર્ગ લીયે રહેનો શ્રીઠાકુરજીકી સેવામેં સ્વરૂપભાવસંબંધ બિના અવૈષ્ણવકો પ્રવેશ ન કરન દેનો અવૈષ્ણવસો શ્રીઠાકુરજીકી તથા અપની ટહલ કરવાવની નહિ જો જો વસ્તુ શ્રીમહાપ્રભુજીને પ્રકટ કરી હે સો સો વસ્તુ ઉત્સવમે શ્રીઠાકુરજીકો સમર્પની મર્યાદા ઉલ્લંઘન કરની નહિ. શ્રીભાગવતકો પાઠ નિત્ય કરનો, ઓર શ્રીસુબોધિનીજીયુક્ત ભાગવત સુને શ્રીઆચાર્યજીકે શ્રીગુસાંઈજીકે ગ્રંથકો પાઠ કરે. અવૈષ્ણવસોં કથા ન સુને. ઓર જો કીર્તન આવત હોય તો શ્રીઠાકુરજીકોં સુનાવે. યહ સર્વ વાત અધીકૃત હે, અપને મનમે નિશ્ચય કરીકે રાખની, વાકો વિચાર નિત્ય કરે તો સબ સ્ફૂર્તિ હોય. ઓર શ્રીઆચાર્યજીકે ગ્રંથ સુને તથા પાઠ કરે ઓર સર્વોત્તમકો પાઠ નિત્ય નિયમસો કરે, મન સ્થિર રાખકે કરે, તો શ્રીઆચાર્યજીકો સ્વરૂપ હૃદયમે આવે, તબ સકલ કલ્યાણ હોય

ઇતિ શિક્ષા સંપૂર્ણા.

॥ श्रीकृष्णाय नमः ॥

# श्रीसर्वोत्तमजी विषे श्रीगोविंदस्वामिकृत पदो.[1]

राग भैरव.

प्राकृतधर्मरहित अप्राकृतनिखिलधर्मसहित साकार ।
निगमनिरूपित शुद्ध पुरुषोत्तम [2]वदनानल श्रीवल्लभ अवतार ॥ १ ॥
स्तुति करो सदानंद पद सेवो सुजश श्रवण करो गुणगान ।
चित्तमें चिंतन करो [3]रनदिन सुबोधिनी अरु वचनामृतपान ॥ २ ॥
करुणा करी कलि प्रकट भए [4]बिन होत न दैवी जन उद्धार ।
श्रीविट्ठल निजपद नौका हे गोविंद उतारो भवसागर पार ॥ ३ ॥ १ ॥

राग बिभास.

[5]विदुषजनदृष्टि कलिकालमहातिमिरने [6][7]निगमनवनीतको हार्द न लह्यो ।
ब्रह्म साकारको भेद जाने बिना आसुरावेशते विरुद्ध हि कह्यो ॥ १ ॥
भूमिके जीव मतिहीन वैकुंठकी बातकी कहो कहा मंद कैसे जु जाने ।
ब्रह्म साकारको रूप जाने बिना मूढ अति अज्ञान जु माने ॥ २ ॥
तस्य संमति तातें नहि होत हैं उग्र माहात्म्य कोन पार पावें ।
श्रीविट्ठलपदकमलरजधन गोविंद जनहरिवदन [8][9]वह्नि गुण गावें ॥ ३ ॥ २ ॥

राग रामग्री.

जब श्रीहरि भई यह इच्छा निज महिमा [10]प्रकटवे काज ।
[11]व्रजपतिवदन [12]अनल आनंदमय तब प्रकट कीये वाक्पति [13]द्विजराज ॥ १ ॥
सो स्वरूप प्रकट्यो भूतलमें [14]विद्यानिधि विदुषशिरताज ।
[15]दरशपरश आनंद उपज्यो उर [16]तीनों भुवन रहें सब गाज ॥ २ ॥
दैवी जन सब करत वधाई चिंता गई सबनकी [17]भाज ।
कहत गोविंद यह गान करो नित्य बाल वृद्ध सब जोरि समाज ॥ ३ ॥

---

૧ આ પદનું પુસ્તક પાટણનિવાસી વૈષ્ણવ ભાઈ કેશવલાલ ઈશ્વરદાસ તરફથી અમને મળ્યું છે, તેમા સર્વોત્તમજીના પ્રત્યેક શ્લોક વિષે પદ છે તે સર્વોત્તમજીના ભાષાંતર સાથે સાથે આપવામાં આવશે ૨ મુખાગ્નિ ૩ રાત્રિદિવસ. ૪ વિના ૫ વિદ્વાન ૬ અંધકાર. ૭ વેદ ૮ મુખ ૯ અગ્નિ હરિવદન વહ્નિ, હરિના મુખાગ્નિ, એટલે શ્રીમહાપ્રભુજી ૧૦ પ્રકટ કરવાને ૧૧ મુખ ૧૨ અગ્નિ. ૧૩ દ્વિજ એટલે બ્રાહ્મણ, તેમા ઉત્તમ ૧૪ વિદ્વાનના શિરોમણિ ૧૫ દર્શન તથા સ્પર્શથી ૧૬ ત્રણે લોક ૧૭ નહાસી.

# सर्वोत्तमस्तोत्र.

(અનુસંધાન અંક ૩ પૃષ્ઠ ૬૬.)

ભગવાન્‌નુ ઉપર્યુક્ત ધર્મવિશિષ્ટ સ્વરૂપ શું આપ જ જાણો છો ? શુ અન્ય વિદ્વાનો જાણતા નથી ? અન્ય વિદ્વાનો તે સ્વરૂપને જાણતા હોત તો શામાટે તે સ્વરૂપનુ કોઇ પણ ઠેકાણે તેઓએ અદ્યાવધિ પ્રતિપાદન કર્યું નથી ? આપે પ્રથમ શ્લોકમા પ્રતિપાદન કર્યું તેવુ જ પુરુષોત્તમનુ સ્વરૂપ વેદપ્રતિપાદ્ય જ છે તો એતાવત્કાલપર્યંત આ પ્રકારે તેના માહાત્મ્યનુ કોઇ પણ વેદવિજ્ઞાતાએ કોઇ પણ ઠેકાણે કેમ વર્ણન કર્યું નથી ? તેથી ઉલટુ વિદ્વાનો બ્રહ્મના સ્વરૂપને નિરાકાર અને નિર્ગુણ કેમ પ્રતિપાદન કરે છે ? આ સર્વ સંદેહના સમાધાન માટે શ્રીગુસાંઇજી દ્વિતીય શ્લોક આજ્ઞા કરે છે—

**कलिकालतमश्छन्नदृष्टित्वाद्विदुषामपि ।**
**संप्रत्यविषयस्तस्य माहात्म्यं समभूद् भुवि ॥२॥**

**શબ્દાર્થ:**—કલિકાલતમશ્છન્નદષ્ટિત્વથી વિદ્વાનોને પણ સંપ્રતિ ભૂતલઉપર તેનુ માહાત્મ્ય સમ્યક્ અવિષય થયુ. (૨).

**વિવેચન:—કલિકાલતમશ્છન્નદૃષ્ટિત્વથી,** કલિકાલજન્ય-કલિકાલથી થતા, તમવડે-પ્રકાશપ્રતિબંધક અંધકારવડે-અજ્ઞાનવડે, ચારેકોરથી આવૃત-આચ્છાદિત-ઢંકાઈ ગઈ છે દૃષ્ટિ-એટલે પ્રમાણગત કરણાદિ જેમની તેમના ભાવને પામેલા હોવાથી, અર્થાત્ પ્રમાણગત કરણાદિ કલિકાલતમવડે આચ્છાદિત થઈ જવાથી, તેના **વિદ્વાનોને** પણ, જેઓએ વેદશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે અને વેદના જ્ઞાતા છે તેવા મર્યાદામાર્ગોક્ત સંપૂર્ણ જ્ઞાનવાનને પણ, **સંપ્રતિ** હમણા, કલિકાલમા, ભગવાનના અવતારસમયમાં, સાક્ષાદ્ ભગવાન્ ભૂતલ ઉપર પ્રકટ થઈ પાછા અંતર્ધાન થયા ત્યારથી તે અત્યાર સુધી, **શ્રીમદાચાર્યચરણ** પ્રકટ થયા ત્યાસુધી, **ભૂતલ** ઉપર-ભૂલોકમા, **તેનુ**-પુરુષોત્તમાખ્ય વસ્તુનું (પુરુષોત્તમનું), **માહાત્મ્ય, સમ્યક્** શ્રુત્યુક્ત પ્રકારે, **અવિષય** અપ્રત્યક્ષ થયું. કલિ અંધકારરૂપ છે તેથી જેવી રીતે છતે નેત્રે ચક્ષુષ્માનને પણ અંધકારમા વસ્તુનું યાથાત્મ્યજ્ઞાન થતું નથી તેવી રીતે જ્ઞાનદૃષ્ટિ હોવા છતાં વિદ્વાનોને પણ કલિકાલના અંધકારમાં તે પુરુષોત્તમાખ્ય વસ્તુનુ યથાર્થ એટલે નિગમ અને તેના ફલરૂપ ભાગવત જ્ઞાન દૃષ્ટિગોચર ન થયુ.

શ્રુતિ, સૂત્ર, ગીતા તથા શ્રીમદ્ભાગવત ભગવાન્‌નું માહાત્મ્ય પ્રતિપાદન કરીને કહે છે કે 'सोऽकामयत' તેણે (પુરુષોત્તમે) કામના કરી, 'पुरुष एवेदं' પુરુષ જ આ એટલે પુરોવર્તિ જગત્ છે 'आनन्दाद्ध्येव' આનંદમાથી જ આ સર્વનો પ્રાદુર્ભાવ વગેરે છે. 'एतस्मादात्मन' આ આત્મામાથી જ (આ સર્વનો પ્રાદુર્ભાવ છે), 'जन्माद्यस्य' આના (પુરોવર્તિ) જગતના જન્માદિ બ્રહ્મથી છે, 'अहं सर्वस्य प्रभव' હું સર્વનો પ્રભવ છુ ઇત્યાદિવાક્યપ્રતિપાદ્ય (મર્યાદિક) માહાત્મ્ય, તથા વ્રજમા ભક્તાધીનતાએ લીલા અને પર્ ધર્મ (પ્રભુના) જાગ્રત હોવા છતા દાસ જેનો જ્ઞાનાનુદય છે અને નિસાધનને ફલરૂપ છે એ (પોષ્ટિક) માહાત્મ્ય, એમ બે પ્રકારનું માહાત્મ્ય, હાલમાં અવતારસમયે અપ્રગટ થયુ

એકમાં—એ ઉપર્યુક્ત જગત્કર્તાના મર્યાદામાહાત્મ્યમા—સર્વ જગત્મા મિથ્યાત્વની કલ્પના, અને બીજામાં—પુષ્ટિમાહાત્મ્યમાં—પ્રભુમા અને તેની લીલામાં પ્રાકૃતત્વ તથા લૌકિકત્વની કલ્પના કરવામા આવી, અને તેથી બન્ને પ્રકારનું માહાત્મ્ય અપ્રત્યક્ષ થયુ. ' પ્રભુ જગત્ના કર્તા છે, જગદ્રૂપ છે, સર્વરૂપ છે, સર્વના પ્રભવ છે, પ્રલય છે ' ઇત્યાદિવડે પ્રભુનુ માહાત્મ્ય સારેજ કહેવાય કે જ્યારે આ સર્વ જગત્ વગેરે સત્ય હોય, પરતુ તે સર્વ જો મિથ્યા હોય તો તેમા પ્રભુનુ શુ માહાત્મ્ય કહેવાય ? મિથ્યા વસ્તુ કરવામા કરવાપણુ જ શુ ? માટે જગતને—વિશ્વને—મિથ્યા કહેનારા વસ્તુત પ્રભુના માહાત્મ્યનો નાશ કરે છે તથા ઉપર્યુક્ત ઉપનિષદ્ સૂત્ર તથા ગીતાના વાક્યની હત્યા કરે છે. તેમ જ ભગવાને અવતાર ધારણ કરીને અનેક લીલા કરીને પોતાના કૃપાબલે—સ્વરૂપબલે—સ્વીય ભક્તોનો, જેમને ભગવાન્ સિવાય કાઇ પણ સાધન યા ઈપ્સિત વસ્તુ ન હતી તેમનો, ઉદ્ધાર કરી ઉત્તમોત્તમ ફલદાન કર્યું તે પુષ્ટિમાર્ગીય ભગવાનને પ્રાકૃત—લૌકિક—પુરુષ ગણવામા આવે અને તેની લીલાને લૌકિક—પ્રાકૃત—ગણી કાઢી હસી કાઢવામા આવે, તેની મશ્કરી કરવામા આવે, તો પછી તેવાઓને ભગવાન્નુ માહાત્મ્ય ક્યાથી સમજાય ? માટે જ કલિકાલમા માયાવાદાદિમતાભિનિવેશથી વિદ્વાનોની બુદ્ધિ પણ દૂષિત થઈ અને તેથી વેદ, ગીતા, સૂત્ર તથા ભાગવતનો સત્યાર્થ તેઓને નહિ સુઝવાથી તેવુ માહાત્મ્ય કોઇ પણ વિદ્વાને પ્રતિપાદન કર્યું નથી. જો કલિકાલથી જ વિદ્વાનોને અજ્ઞાન થયુ હોય તો અન્ય ( સત્ય, ત્રેતા અને દ્વાપર ) યુગોમા સર્વને જ્ઞાન થવુ જોઇએ, કારણ કે તે યુગોમા વિદ્વાનો સર્વજ્ઞ હતા, તો પણ તે પ્રમાણે, આપે ભગવાન્નુ માહાત્મ્ય પ્રતિપાદન કર્યું તે પ્રમાણે, એતાવત્પર્યંત ( આજ સુધી ) સાભલવામા આવ્યુ નથી, તો પછી આપના કહેવામા શુ પ્રમાણ ? એમ જો વાદી શકા કરે તો સમાધાન નીચે પ્રમાણે કરવામા આવે છે ભગવાને પહેલા પણ આવુ લીલાવિશિષ્ટ આનદમાત્રકરપાદમુખોદરાદિરૂપ સ્વસ્વરૂપ કૃતાદિયુગમાં નહિ પણ કલિકાલની આદિમાં જ પ્રકટ કર્યું હતુ, કારણ કે કૃતાદિ યુગમાં સાધનની જ મુખ્યતા હતી, અને પુરુષોત્તમની વિભૂતિરૂપ તત્સાધ્યફલ હતું, અને અહિ કલિકાલમાં સાક્ષાત્ પુરુષોત્તમ જ ફલરૂપ છે, જે ( પુરુષોત્તમ ) સાધનવડે અસાધ્ય હોવાથી, કૃતાદિ યુગમા પુરુષોત્તમની વિભૂતિ અને તે વિભૂતિનુ માહાત્મ્ય પ્રકટે તથા કલિકાલમા પુરુષોત્તમ અને તેનુ માહાત્મ્ય પ્રકટે એ ઉપપન્ન છે. કલિકાલમા લીલાસમયે સાધનથી નહિ પણ પોતાના સાક્ષાત્સ્વરૂપબલવડે જ સ્વીયજનવિષે સર્વ સ્વમાહાત્મ્ય પ્રકટ કર્યું, તેથી, તે માહાત્મ્ય કેવલ સ્વપ્રમેયબલસાધ્ય હોવાથી, કૃતાદિ યુગમા પ્રભુનુ પ્રાકટ્ય ન હોવાથી, સ્વપ્રમેય એટલે સ્વરૂપબલ અનાવશ્યક હોવાથી, કૃતાદિયુગમા કોઇ આગળ પણ તે માહાત્મ્ય પ્રકટ ન થયુ. કૃતાદિ યુગમા સર્વની પ્રવૃત્તિ મર્યાદામાર્ગોક્ત સાધનમા જ હતી, અને જો કે મર્યાદામાર્ગોક્ત સાધનથી મુક્ત્યાદિ ફલ થાય છે તોપણ આથી—સાક્ષાત્ સ્વરૂપસબંધથી—તે મુક્ત્યાદિ ન્યૂન જ છે. પોતાના ભૂતલ ઉપર પ્રાકટ્ય પછી પણ અનવતારસમયમા નિજ સર્વ માહાત્મ્ય કલિમા સર્વને અવિષય થયુ, અર્થાત્ શ્રીમદાચાર્યચરણના પ્રાદુર્ભાવસમયે જ સ્વ માહાત્મ્યનુ જ્ઞાન થયુ, બીજા સમયે નહિ પ્રભુ ભૂતલમા આસુરવ્યામોહલીલા કરીને નિજ નિત્યલીલામા પધાર્યા ત્યારથી જ મર્યાદામાર્ગોક્ત સપૂર્ણજ્ઞાનવાન્ વિદ્વાનોને પણ કલિકાલાધકાર-ચ્છન્ન દૃષ્ટિ થઈ જવાથી પૂર્વસાધિત જ્ઞાન પણ જતુ રહ્યુ, અને તેથી હાલમાં, શ્રીમદાચાર્ય-

ચરણના પ્રાકટ્યસુધી, સાક્ષાત્ પૂર્ણપુરષોત્તમનુ માહાત્મ્ય ભૂતલ ઉપર સર્વને અવિષય થયું. 'ભૂતલ' ઉપર કહેવાનું કારણ એ છે કે કલિયુગની પ્રવૃત્તિ ભૂતલમા જ છે, અન્ય લોકમા નથી, તેથી તદતિરિક્ત ભગવલ્લોકસ્થિતને સ્વમાહાત્મ્ય જ્ઞાનગોચર છે. અન્ય લોકમા બ્રહ્મા, શિવ, સનક, શુકાદિને તો પ્રભુનું માહાત્મ્ય સદૈવ પ્રત્યક્ષ છે. વળી 'ભૂમિ'પદવડે એમ પણ સૂચન કર્યું કે ભૂમિ ભક્ત છે, અને પ્રભુના પ્રાકટ્યસમયે શ્રીકૃષ્ણના ચરણકમલના સબધવડે સર્વદા સરસા આર્દ્ર રહેતી, અને અધુના તદભાવે ભૂમિને પણ દુ ખ છે. જેમ પ્રભુના પ્રાકટ્યથી ભૂમિના દુ ખની નિવૃત્તિ થઈ તેમ આચાર્યશ્રીના પ્રાકટ્યથી પણ ભૂમિના દુ ખની નિવૃત્તિ થઈ છે, અને તેથી જ શ્રીમત્પ્રભુચરણ આગલ 'भूमिभाग्य' એમ આચાર્યશ્રીનુ નામ ધરે છે 'समभूत्' મા ઉપસર્ગનો અર્થ 'सम्यक्' એટલે 'શ્રુત્યુક્ત પ્રકારથી' એમ થાય છે, અભૂત્ એમ ભૂતકાલના રૂપવડે બહુ કાલ થયાનું સૂચવે છે અવતારસમાપ્ત્યનન્તર જ કાલનો પ્રભાવ થયો, અને ત્યારથી કે અત્યારસુધી પ્રભુનુ શ્રુત્યુક્ત માહાત્મ્ય કોઈ પણ વિદ્વાનને પ્રત્યક્ષ થયુ નહિ.

**નિષ્કર્ષાર્થ:**—વેદવિદ્ વિદ્વાનોની જ્ઞાનદષ્ટિ પણ કલિકાલના અધકારથી (માયાવાદાદિમતાભિનિવેશવડે) આવૃત–દૂષિત–થઈ જવાથી સપ્રતિ ભૂતલ ઉપર તેઓને પુરુષોત્તમનુ શ્રુત્યુક્ત માહાત્મ્ય જ્ઞાનગોચર થયુ નહિ.

આપનુ પણ પ્રાકટ્ય ભૂતલ ઉપર હોવાથી જ્ઞાપક વિના આપને જ તે માહાત્મ્યનું જ્ઞાન કેમ થયુ એમ કોઇ આશકા કરે તો તેના નિરાસ માટે શ્રીપ્રભુચરણ તૃતીય શ્લોક આજ્ઞા કરે છે.

दयया निजमाहात्म्यं करिष्यन् प्रकटं हरिः ।
वाण्या यदा तदा स्वास्यं प्रादुर्भूतं चकार हि (ह) ॥ ३ ॥

**શબ્દાર્થ:**—દયાવડે નિજ માહાત્મ્ય વાણીદ્વારા પ્રકટ કરવાની ઇચ્છાવાન્ જ્યારે હરિ (થયા) ત્યારે સ્વાસ્યને નિશ્ચય પ્રાદુર્ભૂત કર્યું (૩)

**વિવેચન:**—દયાવડે નિરુપધિ સ્વકીયજનના દુ ખને દૂર કરવાની ઇચ્છાવડે, નિજ માહાત્મ્ય સ્વકીય પુષ્ટિમાર્ગીય લીલારસમાહાત્મ્ય, વાણીદ્વારા સ્વવચનદ્વારા, સ્વકીયને વિષે પ્રકટ કરવાની ઇચ્છાવાન્ હરિ સકલદુ ખહરણશીલ ભગવાન્ થયા, ત્યારે સર્વગુણોપેતકાલેકલકાલે, સ્વાસ્યને પોતાના પુરુષોત્તમના જ આનદમાત્રાધિદૈવિકાગ્નિરૂપ મુખને પ્રાદુર્ભૂત કર્યું પ્રકટ કર્યું. ઉપર્યુક્ત શ્લોકમા પ્રતિપાદન કરવામા આવ્યુ તે પ્રકારે માયાવાદાદિમતાભિનિવેશથી વિદ્વાનોની બુદ્ધિ પણ દૂષિત થઈ, વેદ, ગીતા, વ્યાસસૂત્ર તથા શ્રીમદ્ભાગવતના શુદ્ધ અર્થના જ્ઞાનનો સર્વને અભાવ થયો, અને તેથી મર્યાદાપુષ્ટિભેદથી ઉભયવિધ ફલનો અભાવ થવાથી દૈવી જીવ અકૃતાર્થ થઈ, ત્યારે ભગવાનને દયા નિરુપધિ કરુણા, આવી. સ્વીય જનને સ્વસ્વરૂપસ્વપ્રાપ્તિના અભાવે જે તાપ થયો તે તાપદૂરીકરણની ઇચ્છા દીનવાત્સલ્યથી પ્રભુને પ્રથમ થઈ, અર્થાત્ પ્રભુને પ્રથમ સ્વેચ્છાથી ભક્ત વિષે દયા, નિરુપધિ કરુણા, થઈ દયાથી આ કાર્ય થયુ છે એમ કહીને તે વિના કદાપિ પણ અન્યથા આ કાર્ય થને નહિ એમ પણ સૂચન કર્યું, અર્થાત્ નિરુપધિ કરુણાથી જ આચાર્યચરણનું પ્રાકટ્ય હોવાથી વેદ તથા શ્રીભાગવતના શ્રીમદાચાર્યોક્ત અર્થના જ્ઞાન તથા

અનુષ્ઠાનથી દૈવી જીવોને અવ્યભિચાર, નિશ્ચય, અપવાદ વિના, ફલ થશે એમ પણ સૂચન કર્યું.

આ પ્રકારે સ્વકીય જન ઉપર પ્રથમ હરિને નિરુપધિ કરુણા થઈ, અને તેથી જ પૂર્વોક્ત પુષ્ટિલીલાગુણવિશિષ્ટ નિજ માહાત્મ્ય વાણીદ્વારા, કથનદ્વારા, અમારા (શ્રીપ્રભુચરણાદિ) વિષે પ્રકટ કરવાની અને સ્વરૂપાનંદનુ જ દાન કરવાની જ્યારે ઇચ્છા થઈ ત્યારે સ્વાસ્યને પ્રકટ કર્યું **નિજ માહાત્મ્ય** એટલે સાક્ષાત્ પુરુષોત્તમસંબંધિ લોકવેદપ્રસિદ્ધ તથા તદતીત–લોકવેદથી પણ અગમ્ય–કેવલ નિજ અંતરંગ ભક્તના અનુભવગમ્ય–માહાત્મ્ય અથવા 'નિજમાહાત્મ્ય' એટલે શ્રીમત્પ્રભુસ્વરૂપભૂત સાક્ષાદ્ વૃંદાવનીય રસરૂપ માહાત્મ્ય, અથવા 'નિજમાહાત્મ્ય' એટલે નિજ જે સ્વકીય તેમના વિષે રમણરૂપ માહાત્મ્ય, અથવા 'નિજમાહાત્મ્ય' એટલે નિજોનુ સ્વકીયજનોનું માહાત્મ્ય, તેમને પ્રકટ કરીને અને પોતે પોતાના માહાત્મ્યસહિત પ્રકટ થઈને રમણરૂપ માહાત્મ્ય અથવા નિજ એટલે વ્રજવાસિનીઓ તેમના વિષેનુ માહાત્મ્ય એટલે સ્વાચાર્યરસરૂપ માહાત્મ્ય. **વાણીદ્વારા** એટલે વેદ, ગીતા, તત્ત્વસૂત્ર, શ્રીભાગવતના અર્થના યથાસ્થિત કથનદ્વારા, નિજ સ્વકીય આધિદૈવિક સાક્ષાદ્ વાણીદ્વારા **પ્રકટ કરવાની** ઇચ્છાવાન્ એટલે પ્રત્યક્ષ કરવાની ઇચ્છાવાન્, અર્થાત્ સ્વકીય વિષે સ્વમાહાત્મ્ય પ્રકટ કરીને તે સ્વરૂપના દાનપૂર્વક સેવા કરાવવાની ઇચ્છાવાન્ **જ્યારે** એટલે ભગવાન સર્વગુણયુક્ત ફલસમયે **હરિ** એટલે સર્વદુઃખહરણશીલ ભગવાન. અત્ર 'હરિ' પદ ભગવાન્ સ્વતઃ સર્વાર્થપૂર્ણ છે તથાપિ આ પ્રકારે નિજ માહાત્મ્ય પ્રકટ કરવાની તેમને ઇચ્છા થાય છે એમ પ્રયોજન સૂચવે છે. **હરિ** એટલે નિરુપધિ સર્વદુઃખહર્તા, સ્વકીયના સર્વ દુઃખનુ નિરુપધિ હરણકર્તા જો હરિ સ્વાસ્યને પ્રકટ ન કરે તો સર્વ સ્વકીયને એતન્માર્ગીય માહાત્મ્યના અજ્ઞાનવડે દુઃખ થાય અને તેથી પોતાનુ હરિત્વ (દુઃખ હરવાપણુ)જ ન થાય તેથી, સ્વહરિત્વ સિદ્ધ કરવાને વાસ્તે, જ. આ પ્રકારે કર્યું, અર્થાત્ સ્વકીયના દુઃખ હરણ કરવાનો હરિનો સ્વભાવ જ છે, અને તેથી જ સ્વાસ્યને પ્રકટ કર્યું, એ જણાવવાને 'હરિ' પદ મૂક્યુ છે પૂર્વે ગજના દુઃખનુ નિવારણ કરવાથી જેવી રીતે 'હરિ' નામ પ્રકટ થયુ તેવી રીતે અહિં પણ નિજસ્વરૂપદર્શનાનન્તર તે ભાવને પ્રાપ્ત થયેલી વ્રજસીમંતિનીઓ ગજગામિની થઈ અને તે રસ પ્રાપ્ત ન થવાથી તાપરત થઈ, અર્થાત્ દુઃખસિંધુમાં મગ્ન થઈ, અને વિયોગગ્રાહવડે (મગરવડે) પકડાઈ ગજેન્દ્ર મોક્ષમા એક જ ગજ હતો અને અહિં તો ઘણી ગજગામિની છે, તેથી ઉદ્ધાર ન કરે તો તે યશ (ગજને ઉદ્ધાર કરનારૂપ હરિનામસાર્થક્યરૂપ યશ) પણ નાશ પામે, માટે સર્વનો ઉદ્ધાર કરવાની ઇચ્છાવાન્ થયા એમ પણ 'હરિ'પદનો ભાવ છે ત્યા હાથી હતો અને હસ્તિનીઓ છે, તેથી અવશ્ય ઉદ્ધાર કરવો જોઇએ, અને તેટલા માટે જ શ્રીમદાચાર્યચરણે આજ્ઞા કરી છે કે 'અત્ર સ્ત્રીઓનો વિશેષતઃ ઉદ્ધાર છે,' આમ ન હોય તો ગોપીજનો मग्नमुद्धर गोविंद गोकुलं वृजिनार्णवात 'વૃજિનના–પ્રભુના વિરહ તાપના–સમુદ્રમાં મગ્ન ગોકુલનો, હે ગોવિંદ, ઉદ્ધાર કરો' એમ કહત નહિં, અર્થાત્ સ્વાવતારલીલાસમયે પણ પ્રભુએ ગોપીજનરૂપ કરિણીઓનો તાપસમુદ્રમાંથી વિરહગ્રાહના પંજરમાંથી ઉદ્ધાર કર્યો અને પોતાની હરિસંજ્ઞા સિદ્ધ કરી હતી. પોતાનુ નામ જ 'હરિ' છે, તેથી સ્વકીયનાં દુઃખનુ નિરુપધિ, કાંઇ પણ પ્રયોજન કે અપેક્ષા સિવાય, હરણ કરવુ તે સ્વસ્વભાવ જ છે એમ 'હરિ'પદ વડે સૂચન કર્યુ **સ્વાસ્ય** એટલે સ્વમુખરૂપ સ્વમુખાધિષ્ઠાતા સાક્ષાત્ પૂર્ણપુરુષોત્તમનુ લીલાંગસવિશિષ્ટ

આસ્ય, અર્થાત્ વાક્‌ના (વાણીના) અધિષ્ઠાનરૂપ અલૌકિક આનંદમય અગ્નિરૂપ શ્રીમદાચાર્ય-વિગ્રહ. અત્ર કેવલ 'આસ્ય' (મુખ) એમ પદ યોજ્યું હોત તો ચાલત, છતા સ્વાસ્ય (સ્વ-મુખ) એમ સ્વવિશિષ્ટપદ યોજ્યુ છે તેથી એમ સૂચન થાય છે કે આચાર્યશ્રી સ્વ એટલે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનું જ નિજ મુખારવિંદ છે અંશકલાદિનુ નહિ સ્વપદ મુકવાથી અંશકલાદિના અવતારવત્ પોતાના અનન્ત ધર્મોમાથી કોઇક ધર્મને આચાર્યશ્રીના અવતારરૂપે મોકલ્યા હશે એ શંકાનો નિરાસ થાય છે. સ્વાવતારલીલાસમયે પણ ગોપીજનની પ્રાર્થનાથી પ્રકટ થવાની ઇચ્છા થઈ ત્યારે કયા સ્વરૂપથી ત્યારે પ્રકટ થવુ એમ પોતે વિચાર કર્યો ત્યારે નિજભક્ત વ્રજવાસિનીઓનુ તે કાર્ય માટે અસામર્થ્ય લાગ્યુ, તેથી સ્વાસ્યને (સ્વમુખને), પોતાના મધ્યમા પુરુષોત્તમલીલાસ્થસ્વરૂપમા મુખરૂપ મૂલભૂત સ્વરૂપને, જે પોતાનો પણ તાપ દૂર કરે છે તે સ્વરૂપને, પ્રકટ કર્યુ આ માર્ગમા મુખની જ ઉત્તમતા હોવાથી એમ કહ્યુ છે. અત્ર પ્રથમ મુખનુ જ દર્શન છે અને તેની જ મુખ્યતા છે એ પુષ્ટિ શ્રુતિ–શ્રુતિરૂપાનો–અભિપ્રાય છે, અને તેનુ अक्षण्वता फलमिदं શ્લોકવડે વેણુગીતમા પ્રતિપાદન કર્યું છે. વળી 'આસ્ય' કહીને 'સ્વ'પદ યોજવાનો આશય આ પણ છે. ભગવાન્ સ્વાસ્યના સ્વામિનીજીને વિષે માને છે, અન્યત્ર નહિ, અને તે સિદ્ધાન્તનું શ્રીપ્રભુચરણે કવચિત્ પ્રતિપાદન કર્યું છે. વળી त्वत्कृतेऽहमास प्रकटस्त्वं मत्कृते राधे (હે રાધે હું તારે વાસ્તે પ્રકટ થયો છું અને તુ મારે માટે પ્રકટ છે) ઇત્યાદિથી શ્રીસ્વામિનીજીનુ પણ મુખ આચાર્યશ્રી છે, તેથી આચાર્યશ્રીવિષે ઉભયરૂપની (શ્રીઠાકુરજીની તથા શ્રીસ્વામીનીજીની) સ્થિતિ છે, આચાર્યશ્રી ઉભયરૂપાત્મક હોવાથી ઉભય રૂપના તાપને દૂર કરે છે, (અર્થાત્ આચાર્યશ્રી ભગવાનના તથા સ્વામિનીજીના, ભક્તના, તાપને દૂર કરે છે. આચાર્યશ્રીનું વસ્તુત પ્રાકટ્ય ઉભય સ્વરૂપના તાપદૂરીકરણાર્થ જ છે એમ 'હિ' સૂચવે છે. આચાર્યશ્રીનુ આ પ્રકારે વિરહતાપમાથી તાપાત્મક પ્રાકટ્ય હોવાથી તેમને અગ્નિરૂપ કહેવામાં આવે છે, પરંતુ વસ્તુત તેમા અગ્નિરૂપતા નથી. સ્વીયજનને વિરહતાપના દાનવડે તદ્‌ભાવ પ્રકટ કરવાની ઇચ્છાથી અગ્નિરૂપ કહેવાય છે, અને તે જ સિદ્ધાન્તનું શ્રીપ્રભુચરણે વલ્લભાષ્ટકમા કથન કરતાં આજ્ઞા કરી છે કે 'अग्नित्वं वर्णितं' 'वस्तुत कृष्ण एव' (અગ્નિતાનુ વર્ણન કર્યુ છે, પણ વસ્તુત કૃષ્ણજ છે) 'પ્રાદુર્ભૂત ચકાર' એમ મૂલમા કહ્યુ છે, તેમા પ્રાદુર્ભૂત' શબ્દવડે

ત્યમાં પ્રભુની અભિલાષા છે આથી સિદ્ધ થાય છે કે નિજ માહાત્મ્યનું જ્ઞાન આચાર્યસાધ્ય જ છે. પોતાનું રહસ્ય પોતે જ પ્રકાશ કરે છે. જેવી રીતે નિજ ગુપ્ત ઉદ્બુદ્ધ રસાત્મક સ્વરૂપ વહ્નીપીડ શ્લોકવડે પ્રકટ કર્યું, તેવી જ રીતે શ્રીમદાચાર્યચરણની વાણી વેણુનાદરૂપ હોવાથી નિજ માહાત્મ્ય તથા સ્વરૂપ સ્વકીયજન વિષે પ્રકટ કરીને તે સ્વરૂપનુ દાન સ્વકીયને કર્યું હિ એટલે યુક્ત એમ પણ અર્થ થાય છે, ઉપર્યુક્ત વાત યુક્ત છે, અર્થાત્ તાદૃશ, આચાર્યશ્રીના તેવા સ્વાસ્યરૂપ જેવા, સ્વરૂપ વિના સ્વીયનું તાપજનિત સ્મણેચ્છાજનિત દુ:ખને દૂર કરવાનુ સામર્થ્ય હોઈ શકે જ નહિ, અથવા હરિપણાથી, ભક્તના દુઃખ દૂર કરવાના સ્વભાવથી, સ્વાસ્યને પ્રકટ ન કરત તો સાક્ષાદ્ ભક્તિમાર્ગીય માહાત્મ્યના પ્રાકટ્યના અભાવે સ્વીય જનોને સર્વ પુરુષાર્થની સિદ્ધિ ન થાત, આ સર્વ સૂચનાર્થ જ 'હિ' પદ મૂલમા કહ્યુ છે.

'હિ' ને બદલે 'હ' એમ પણ પાઠ છે 'હ'નો અર્થ 'પ્રસિદ્ધ' થાય છે, અર્થાત્ આ વાત પ્રસિદ્ધ છે, કારણ કે ભક્તોને આચાર્યશ્રીના તેવા સ્વરૂપનો અનુભવ થાય છે સ્વકીયને અર્થે કૃપાથી જ આ પ્રકારે અલૌકિકકરણ છે, પ્રભુનુ અત્યત ભક્તપરત્વ પ્રસિદ્ધ છે એ સૂચવવાને 'હ' પદ ધર્યું આ શ્લોકમા પોતાને એટલે શ્રીપ્રભુચરણને ફલમાર્ગીય માહાત્મ્ય-જ્ઞાનમા સ્વાસ્યના પ્રાકટ્યરૂપ અસાધારણ હેતુ કહ્યો, અર્થાત્ ભૂતલ ઉપર કલિકાલમા અનવતારદશામા સર્વને નિજ માહાત્મ્ય અવિષય થયુ, પરંતુ શ્રીપ્રભુચરણને ભૂતલ ઉપર અને કલિકાલમા અનવતારસમયે તે માહાત્મ્ય પણ પ્રત્યક્ષ થયુ, જેનું પ્રથમ શ્લોકમાં પ્રતિપાદન થઇ ગયુ છે, તેનો અસાધારણ હેતુ સ્વાસ્યપ્રાકટ્ય છે. સ્વાસ્યના પ્રાકટ્યથી, તેની કૃપાથી, પોતાને જ્ઞાન છે અને બીજાઓને અજ્ઞાન છે એમ પણ સિદ્ધ થયુ, તેમા કોઇ પણ અનુપપત્તિ ન રહી આ સર્વેથી સ્પષ્ટ થયુ કે આચાર્યશ્રીના સ્વરૂપબલવડે જ ઈદૃશલીલાવિશિષ્ટ બ્રહ્મ છે, અન્યથા નહિ, એમ સર્વમાહાત્મ્યજ્ઞાન અમને થયુ.

નિષ્કર્ષાર્થ—નિજ માહાત્મ્યના અજ્ઞાનથી નિજ દૈવી સૃષ્ટિને અકૃતાર્થ જોઈને સ્વ-કીયનાં દુઃખહરણશીલ ભગવાનને દયા આવી, તેથી વાણીદ્વારા નિજ માહાત્મ્ય પ્રકટ કરવાની ઇચ્છા થઈ, ત્યારે વાણીના અધિષ્ઠાન સ્વમુખારવિંદને આચાર્યવિગ્રહરૂપે ભૂતલ ઉપર પ્રકટ કર્યું શ્રીવલ્લભાવતાર વાણીદ્વારા ઉદ્ધાર કરવાને છે, તેથી શ્રીકૃષ્ણાવતારમા સ્વરૂપ[1] મુખ્ય હતુ અને અધુના વાણી મુખ્ય છે. પણ ખેદની વાત છે કે વૈષ્ણવો આચાર્યશ્રીની વાણીની લેશ પણ દરકાર કરતા નથી. અધુના આચાર્યશ્રીની વાણીની, જે સાક્ષાત્ પ્રભુના સ્વરૂપ કરતા પણ વસ્તુત વિશેષ ફલદાયિની છે તેની, સર્વ ગોસ્વામિબાલકો તથા વૈષ્ણવો તરફથી ઉપેક્ષા—અવગણના—કરવામા આવે છે. વૈષ્ણવો, ચેતો, તમારે તમારો ઉદ્ધાર કરવાની અભિલાષા હોય તો ગોસ્વામિબાલકોને પ્રાર્થના કરીને આચાર્યશ્રીનાં પુસ્તકોનુ શ્રવણ કરો, તેને પ્રસિદ્ધ કરાવો, તેનાં ભાષાંતર કરાવો, તેને વાચો, મનન કરો ખાસ ધ્યાનમા રાખો કે પ્રભુની ઇચ્છા હાલ સ્વરૂપથી ઉદ્ધાર કરવાની નથી, પણ વાણીથી છે, તેથી તે વાણીને સમજો અને તદનુસાર વર્તો

આ પ્રકારે ભગવત્પરત્વે ત્રણે શ્લોકનો અર્થ કહ્યો, હવે આચાર્યપરત્વે શ્લોકાર્થ કહેવાય છે

૧ કૃષ્ણાવતારમા સ્વરૂપવડે ઉદ્ધાર હતો.

શ્રીમત્પ્રભુચરણ આચાર્યશ્રીના અલૌકિક નામ પ્રકટ કરવાને આચાર્યસ્વરૂપના આકટ્યનો હેતુ, સ્વીયાતિરિક્તને આચાર્યસ્વરૂપના અજ્ઞાનનો હેતુ અને સ્વીયને આચાર્યસ્વરૂપના જ્ઞાનનો હેતુ કથવાને આચાર્યસ્વરૂપનું વર્ણન કરે છે. પ્રથમ શ્લોકનો અર્થ પૂર્વવત્ જ છે. જો કે આચાર્યને ઉદ્દેશીને આચાર્યસ્વરૂપ નિગમમા પ્રતિપાદિત હોય એમ શ્રવણ થતુ નથી, તોપણ આચાર્ય સાક્ષાત્ પુરુષોત્તમના મુખારવિંદના અધિષ્ઠાતા હોવાથી, સાક્ષાત્ પુરુષોત્તમના અખિલ ધર્મવાન્ હોવાથી, અને પુરુષોત્તમ સાકાર આનંદમય છે એમ શ્રુતિપ્રતિપાદ્ય હોવાથી, આચાર્ય પણ તેવા પુરુષોત્તમના આસ્ય હોવાથી, આચાર્યશ્રી પણ શ્રુતિપ્રતિપાદ્ય છે એમ જણાવવાને 'નિગમપ્રતિપાદ્ય' પદ ધર્યું ' નિગમપ્રતિપાદ્ય જે તે શુદ્ધ અને સાકૃતિને સ્તવુ છુ ' આ પ્રકારે આચાર્યનું શ્રુતિપ્રતિપાદ્યત્વ નિરૂપણ કરીને તેઓશ્રીની સ્તુતિની, સ્તૌમિ સ્તુતિ કરું છુ, એમ કથીને પ્રતિજ્ઞા કરે છે. હવે શંકા થાય કે આપે નિરૂપણ કર્યા તેવા ધર્મયુક્ત આચાર્યસ્વરૂપ કેમ અન્ય શાસ્ત્રવિત્ કોઇ પણ પંડિતોએ પ્રતિપાદન કર્યું નથી? તેના સમાધાન માટે દ્વિતીય શ્લોક આજ્ઞા કરે છે દ્વિતીય શ્લોકનો અર્થ પૂર્વ પ્રકારે જ પણ શ્રીમદાચાર્યપરત્વે છે. હવે આચાર્યના સ્વરૂપનુ પોતાને–શ્રીગુસાઇજીને–જ્ઞાન થવામા હેતુ તૃતીય શ્લોકવડે કહે છે. એનો પણ અર્થ પૂર્વવત્ જ છે. અત્ર પણ શ્રીગુસાઇજી સિદ્ધવત્ આચાર્યશ્રીનું પુરુષોત્તમાસ્યપણું કથન કરે છે, તેનો આશય આ પ્રકારે છે. ભગવાન્ની આજ્ઞાથી શ્રીભાગવતના ગૂઢાર્થના વિવરણના આરંભમાં આચાર્યશ્રી જ 'अयं तत्र विवेचितु' શ્લોકમા પોતાના સિવાય અન્યને શ્રીભાગવતના ગૂઢાર્થનું અજ્ઞાન છે એમ આજ્ઞા કરે છે. જ્ઞાન હોવામા પોતે વાક્પતિ વૈશ્વાનર છે એમ કહીને, પોતામાં સાક્ષાત્ પુરુષોત્તમના મુખારવિંદનું અધિષ્ઠાતૃત્વ પણ નિરૂપણ કર્યું. અને તેમ કરવામા હેતુ પણ છે. શ્રીભાગવત દ્વાદશ અંગપણાથી પુરુષોત્તમરૂપ છે, પુરુષોત્તમસ્વરૂપ પુરુષોત્તમને જ ગમ્ય છે અન્યને નહિ, તેથી, શ્રીભાગવત પુરુષોત્તમરૂપ હોવાથી, તેનું જ્ઞાન પુરુષોત્તમને જ હોય અન્યને નહિ. ગીતામા પણ અર્જુને કહ્યુ છે કે नहि ते भगवन् व्यक्तिं विदुर्देवा न दानवा स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम 'હે ભગવન્ - આપની વ્યક્તિ દેવ કે દાનવ જાણતા નથી, આપ પોતે જ આત્માવડે આત્માને જાણો છો, કારણ કે પુરુષોત્તમ છો.' આચાર્યશ્રી પુરુષોત્તમના સ્વરૂપનું નિરૂપણ કરે છે, અને તે નિરૂપણ વાગ્રૂપ હોવાથી શ્રીભાગવતના જ અર્થનું નિરૂપણ કરે છે, વાણી આસ્યમા–મુખમાં–જ હોવાથી આચાર્યશ્રી આસ્યરૂપ-મુખરૂપ–છે એમ જણાવવાને स्वास्य प्रादुर्भूतं चकार हि એમ કહ્યું.

# પ્રબોધબાવની.

( અનુસંધાન પૃષ્ઠ ૮૫થી ચાલુ )

'રંગનાં ચટકા હોય છે, કુંડાં કયહું ન હોય;'
કુંડા કયહું ન હોય, સમજ આણો મનમાંથી;
કાલ હતું ક્યાં આજ, આજ તે કાલે ક્યાંથી,
સહજ મળ્યું સંતોષ-આણી અવિનાશી ભજીએ,
ક્ષણભંગુર તન દયા, મોહ માયા દુ:ખ તજીએ,
તજીએ [1]અલંક ટેવને, અંતિમા સુખ નહિ કોય,
'રંગના ચટકા હોય છે, કુંડા કયહું ન હોય.' ૨૩

'નહિ ત્રણમા નહિ તેરમા, નહિ છપનને મેળ,'
નહિ છપનને મેળ, હવો તું વૃદ્ધ નકામો,
મેળે મોટો થઇ, પડે શીદ સહુના સામો,
હાંકે શ્વાન સમાન, કહે કયા મોત અબુધને,
તદપિ નહિ વૈરાગ્ય, હરિથી હેત ન તુજને,
તુજને દયા ન તે ગણે, તારે ભાવે ભેળ,
'નહિ ત્રણમાં નહિં તેરમા, નહિ છપનને મેળ.' ૨૪

'અજગર ભાસે અળશિયું, મરચું ભાસે મોર,'
મરચું ભાસે મોર, જોર હરિ માયા કેરૂં,
સૌ જાણે વિષ વિષય, દેહ ક્ષણભંગુર ડેરૂં,
કૃષ્ણ કર્યું સહુ થાય, અહંમમ મિથ્યા જાણે,
હરિ ભજને ભવતરણ કથે આચરણે ન આણે,
ન આણે આચરણે દયા, દામોદર અંકોર;
'અજગર ભાસે અળશિયું, મરચું ભાસે મોર.' ૨૫

'હરિ રજને પર્વત કરે પર્વતને રજ તોલ,
પર્વતને રજતોલ, થવાનું હોય મટાડે.
ના થવાનું કરે, ઉદકથી અગ્નિ કઢાડે,
કરે સહાય તેનું અસંભવ, અતર્ક્ય ને અકથ્ય,
શરણાગતનું ઉલટ-સુલટ કરવાને સમર્થ,
સમર્થ સહુ વાતે દયા, ઇશ્વર છે, શ્રુતિબોલ;
'હરિ રજને પર્વત કરે, પર્વતને રજતોલ' ૨૬

'[2]વાઢ્યા તે વઢેવા ખરા, શોચે કે સંતોષ,'
શોચે કે સંતોષ, કર્યું ભોગવ્યું સાચું;

૧. ખાવકની ટેવને ૨ વાઢ્યા તે કપાડવા જ પડશે. પછી સંતોષ રાખ, કે શોક કર

પુણ્ય પાપ ફલ સુખ દુઃખ થાય ન કોથી કાસુ;
હરિ સહાય તો શક્તી કટક, સમૂલ મટાડે;
પણ તે ત્યારે દયા, કૃષ્ણથી ચિત્ત ન કહાડે;
કહાડે ચિત્ત, સઘળું ખરૂં સુકૃત કરી કે દોષ,
'વાઢયા તે વહેવાં ખરાં, શોચે કે સંતોષ' ૨૭

'હરિ સર્વ સારૂ કરે, મર્મ ન જાણે જીવ,'
મર્મ ન જાણે જીવ, માટે ગુણ માને અવગુણ;
ગ્રહવા દે નહિ વ્યાલ, બાલને તુર્ત રોય પણ.
કંઠે ગાઢ થઇ કઠિન, માત સુતની ભગાવે;
પણ જેમ અરિ નથી અંબ, સમજ વિન સુત દુઃખ લાવે,
લાવે દુઃખ તેમ તું દયા, શ્રીજી ધારે [1]શિવ,
'હરિ સર્વ સારૂ કરે, મર્મ ન જાણે જીવ ૨૮

'વેચી ઉંઘ ઉજાગરો, મેળે લે શીદ મૂઢ' ?
મેળે લે શીદ મૂઢ, ચિત્ત પરપત્ની [2]પ્રીતા;
ઢાંકયું ખીકણ થશે, પાર નહિ આવે રોતાં;
[3]દશન સાલ જેમ જીભ, જીવ તેને નહિ ત્યાગે,
કરતા કોટિ પ્રયત્ન, મન માધવ નહિ લાગે;
લાગે નહિ મન કોઈમાં, દયા મોહ આરૂઢ,
'વેચી ઉંઘ ઉજાગરો, મેળે લે શીદ મૂઢ' ? ૨૯

'કીડી કણ સંચય કરે, તેતર તેને ખાય;'
તેતર તેને ખાય, કરી શ્રમ બહુ ધન આણે;
નવ ખરચે નવ ખાય, પ્રાણ પ્રભુ પૈસો જાણે;
પણ કહું દયા ભવિષ્ય, જીવ જર માટે જાશે,
કે મૂકીને મરતા, જન્મ સર્પનો થાશે;
થશે સફલ હરિસંબંધે, તો તો નહિ પસ્તાય,
'કીડી કણ સંચય કરે, તેતર તેને ખાય.' ૩૦

'વિના કામનું [4]બરકતું, ધોખો આવે ઘેર,'
ધોખો આવે ઘેર, લૂટ જન દેહે છૂટી.
રત્ન અમૂલક કૃષ્ણનામ શે નવ લે લૂટી, ?
મોઘો અવસર ફરી, દયા આ ક્યાથકી તારે,
તે સમયે તું કંકર વીણી શીદ ઘર મારે;
મારે ઘર મૂર્ખપણે, સમજે તો સુખ લહેર;
'વિના કામનું બરકતું, ધોખો આવે ઘેર.' ૩૧

---

૧. ઐશ્વર્ય કલ્યાણ. ૨. કવિવરના ઉપર પરદારાભિમર્શનનો આરોપ મુક્ત પામશે આ પંક્તિ વાંચશે ? ૩ દાંત. ૪ ઠગરો ને ઠગલો તારે ઘેર આવે છે, ત્યારે તારો પટપટાર નકામો છે.

'નદી નાવ સંયોગ છે, કોનુ છે નહિ કોઈ.'
કોનુ છે નહિ કોઇ કહો ક્યાથી આવ્યુ,
જેમ આવ્યુ તેમ જશે, કર્મે સંયોગ મેલવ્યુ;
સહુથી હળી મળી રહેવુ વેર વાહાલ ન કરવું,
જન્મ મરણુ જંજાલ વધે તે માટે ડરવુ,
ડરવુ દયા પ્રપચથી, પ્રભુ પ્રીતે સુખ હોય,
નદી નાવ સંયોગ છે, કોનુ છે નહિ કોય ૩૨

'હરખી [1]અજ લીલુ ચરે, કસાઈ બાંધ્યો બાર,'
કસાઈ બાંધ્યો બાર, વિષય સુખ તેમ તુ માણે,
ગોળપાપડી ગરદની, એ તુ નવ જાણે,
ચેત દયા હરિ સમર્થ ચાવશે કાળ પલકમા,
મનમણિ ગુણ ગોપાલ, પ્રોઇ લે વિદ્યુત ઝનકમા,
ઝલકારામા ઝપટ ભજ, છત્ર વટલતો વાર,
'હરખી અજ લીલુ ચરે, કસાઇ બાંધ્યો બાર.' ૩૩

'ખોદે ખાડો તે પડે, સત્ય અનાદિ વાત',
સત્ય અનાદિ વાત, ઘાત નવ કોને કરીએ,
દગો કોઇનો સગો ન, પર પેહેલાં નિજ મારીએ,
ભલુ કરે ભલુ થાય, દયા તેમ તે પણ જાણો,
બને વાત બતાવી, મન ભાવે તે માણો,
માણો સુખ સતસગ હરિ, છાંડો કર્મ કુજાત;
'ખોદે ખાડો તે પડે, સત્ય અનાદિ વાત' ૩૪

'ગણીએ નહિ જો દુજણી, પાટુ મારે ગાય',
પાટુ મારે ગાય, દુખે પણ સતસગ કરીએ,
પોષણ એ કલ્યાણ, કલ્પતરુ દૃઢ ચિત્ત ધરીએ,
એથી અધિકુ કોઇ, નથી સાધન હરિ મળવા,
દયા ન અવર ઉપાય, ચિત્ત ચચલતા ટલવા,
ટલવા આવાગમનરજ, એ ઔષધ સુખદાય,
'ગણીએ નહિ જો દુજણી, પાટુ મારે ગાય' ૩૫

'ચચુ દીધી જે ધણી, તેજ આપશે [2]ચેણ,'
તે જ આપશે ચેણ, અવર જે ઇચ્છા તે પણ,
દયા સેવ શ્રીકૃષ્ણ, થઇ નિશ્ચિંત ગાને ગુણ;
વિશ્વભર વ્રજપાલ, કેમ તે દાસ દુખવશે,
જેને નહિ વિશ્વાસ, ત્રાસ દુખ તે અનુભવશે,
અનુભવશે સુખ સહુ વિધે, જેને દૃઢ સમજેણ,
'ચચુ દીધી જે ધણી, તેજ આપશે ચેણ.' ૩૬

---

૧ બકરો. ૨ ચારણ

'જે કૂલ્યું તે કુલશે' સત્ય ઉખાણો એહ;'
સત્ય ઉખાણો એહ ગર્વ કો વાત ન કરીએ;
રૂપ, દ્રવ્ય, ગુણ, મતિ, ગર્વ કો વાતે કરીએ;
દીનબંધુ, મધુસૂદન, બર્દ બે વેદ વખાણે;
જ્યાં લગી અણુ અહંકાર, દયા હરિ દયા ન આણે:
આણે કરણા તે સમે, નિર્મલ નિસંદેહ;
'જે કૂલ્યું તે કુલશે, સત્ય ઉખાણો એહ.' ૩૭

'દરમા પેસે પાધરો, વાંકો¹ સઘલે વ્યાલ'
વાંકો સઘળે વ્યાલ, હરિશું સુધા રહીએ;
મનથી સાત્યો મનસુખો ન રહે તેમ સહીએ.
ટેકી ટેડા વચન કહે, પણ રેંક કલંકા,
દયા ત્રિભંગીલાલ, હદે વાંકાથી વાંકા,
વાંકપણું તન તો નભે, મન સુધું ગોપાલ,
'દરમાં પેસે પાધરો, વાંકો સઘળે વ્યાલ.' ૩૮

'ભેંશ કુહાડા તો નભે, દઢ ખીલાનું જોર;'
દઢ ખીલાનું જોર, હોડ તેની નવ કરીએ;
હરિવલ્લભથી રીત, અરીતે સઘલે ડરીએ,
નૃસિંહ મહેતો ટેકસંગ બેઠા ભલી ભાતે.
ગાતે નિંદા કરી, ટેકપણ પામ્યા જાતે;
જાતે ગમ્યું કરે દયા, જો વશ નંદકિશોર.
'ભેંશ કુહાડા તો નભે, દઢ ખીલાનું જોર. ૩૯

કર્યું કીજીએ રીતનું, વચન વડાનું સત્ય;
વચન વડાનું સત્ય, શ્વપચ અન્ન શંકરે જમીઆ,
જગન્નાથ પંડિત, ²યવનજા સાથે રમીઆ,
પીંતુ સીસું શંકરે, તે કૃતિ કહો ક્યાં થાવી;
નાણા પંડિત બાવન સીડી, ગંગ ચડાવી;
ચડાવે ભૃકુટી શું થયું, દયા ન સમર્થ જીવ:
'કર્યું કીજીએ રીતનું, વચન વડાનું સત્ય' ૪૦

'જે સમજે બગડી ગયું, ભવિષ્ય હતું એમ જાણ;'
ભવિષ્ય હતું એમ જાણ, શોચ કરશો નહિ તેનો;
તેની ચિંતા વ્યર્થ, ઉપાય રહ્યો નહિ જેનો,
તદપિ ફિકર ન જાય, શરણ હરિનું લે સહેલુ.
જાણ અજાણે ³વણસ્યું, સહુ સુધરે પણ પહેલું;

૧ સાપ દરમાં પેસતી વેળાએ જ સીધો, બાકી બીજે સમયે વાંકો જ ચાલવાનો! ૨ યવનકન્યા.
૩ દાઝ્યો ગયું

પહેલું સમજીને કર્યું, દયા તદપિ દુ:ખ ન આણું
'જે સહજે બગડી ગયું, ભવિષ્ય હતું એમ જાણું' ૪૧

'માગ્યાથી મરવું ભલું, માગે મોટી હાન,'
માગે મોટી હાન, મુરાતન માન મટાડે;
શ્રદ્ધા પ્રીતિ જાય, સર્વ ગુણમાં રજ પાડે.
દયા યદપિ દારિદ્ર, તદપિ હરિ આશે રહેવું,
હરિ પ્રેરક સહુ જગત્, કોઈને પડે ન કહેવું;
કહેવું તદપિ ફલ નહિ, હરિ ઇચ્છા વશ જાણ,
'માગ્યાથી મરવું ભલું, માગે મોટી હાન' ૪૨

'હરિ વિશ્વાસ હજુર છે, અવિશ્વાસથી દૂર'
અવિશ્વાસથી દૂર દયા વિશ્વાસે રહેવું,
[1]અર્દવાદ નહિ કદા, કૃષ્ણનું નિશ્ચય લેવું,
વ્યર્થ પડ્યું બ્રહ્માસ્ત્ર, નિશાચર પ્રતીત હારી.
અનાવૃષ્ટિ પણ ચાતક, વિશ્વાસે લે વારિ,
વારિ ચાતક જોઈને, રાખ ભરોસો ઉર,
'હરિ વિશ્વાસ હજુર છે, અવિશ્વાસથી દૂર' ૪૩

'મંત્ર તણે વશ દેવતા, ભક્તિવશ ભગવત,'
ભક્તિવશ ભગવત, કરો સાધન કોઇ કોટિ,
હરિ નવ આવે હાથ, શક્તિ આસક્તિ મોટી,
પણ તે મળવી દુર્લભ, સુલભ સત્સંગથી,
સુસંગ પણ ત્યાં ફલે, દીનતા હોય મન સત્યથી
સત્ય દયા શ્રીજી પ્રિયે, શ્રુતિ સ્મૃતિ કહે સત્ય
'મંત્ર તણે વશ દેવતા, ભક્તિવશ ભગવત' ૪૪

'સુખ દુ:ખ હરિના હાથમાં, કહેવા માત્ર પ્રયાસ,'
કહેવા માત્ર પ્રયાસ, કોણ દુ:ખ મૃત્યુ માગે,
સહજ મળે તેમ સુખ પણ, સમજે ભટકણ ભાગે,
નિજ બચવા, સુત હણવા, કૃત શ્રમ આડો આકો,
તે હિરણ્યકશિપુ સદ્ય મુઓ સુત વાલ ન વાંકો,
વાંકો પાયો મૂલથી, દયા ન જો હરિદાસ,
'સુખ દુ:ખ હરિના હાથમાં, કહેવા માત્ર પ્રયાસ' ૪૫

'દલતાં દલતાં ભુકીયે, તે જ લાભ પરમાણ,'
તે જ લાભ પ્રમાણ, હાન છે એમ વિચારો;
દયા થશે દૃઢ મન, શ્યામ સમરે નિસ્તારો,

---

૧. પ્રારબ્ધવાદ

તે દિન તો નથી થવો, વિષયમાં ચિત્ત તો જાશે,
તેવામા હરિ સમર્થ, કામ તારૂ તો થાશે,
થાશે તૃપ્તિ જે વિફલ મન પણ જમતા તેમ જાણ;
'દલતા દલતાં ભુકાએ, તે જ લાભ પ્રમાણ.' ૪૬

'જ્યહા ગોલ ત્યા ખોલને, જ્યહા ખોળ ત્યા ગોળ,'
જ્યહાં ખોળ ત્યાં ગોળ સમઝ ઊંધી જડ લાવે,
કહે બ્રહ્મને જીવ, જીવને બ્રહ્મ ઠરાવે,
તેનુ કયા કલ્યાણ, સદા મન ભર્યું ગુલામી;
તુ તો રહે હરિદાસ દયા શ્રીજી છે સ્વામી:
સ્વામી પદ શુ જીવને 'નાતરિયામા ઘોળ,'
'જ્યહા ગોલ ત્યા ખોળને, જ્યહાં ખોળ ત્યાં ગોળ' ૪૭

'સાગર ખારો છે સદા, અચરજ મીઠી લહેર,
અચરજ મીઠી લહેર, રાખ સમજણ એ જ વિધિ·
સ્વાભાવિક સર્વદા, જીવ સહુ દુષ્ટ દોષનિધિ;
કિંચિત્ ક્યાએક સદ્‌ગુણ, ત્યાં હરિ હસ્ત જાણવો:
દયા દોષ સર્વત્ર જ, ત્યા શો દોષ આણવો ?
આણવો ન અવગુણ કયહું, ગુણ લખી કરવી મહેર,
'સાગર ખારો છે સદા, અચરજ મીઠી લહેર.' ૪૮

'ઘણું ઘસ્યાથી નીકલે, ચદનથી પણ આગ;'
ચદનથી પણ આગ, એ સમજી લેવો;
દુર્જન હો વા સર્જ્જન, કોઈનો અંત ન જોવો,
થોડામાં છે સાર, પડે ઝાઝે પસ્તાવું;
દયા ન સુધરે બગડયું ઘરથી, સમજી જાવુ:
જાવું હાડ ન કોપથી હઠ સાહસથી ભાગ;
'ઘણું ઘસ્યાથી નીકળે, ચદનથી પણ આગ.' ૪૯

'લક્ષ વાતની વાતનો, થોડામા કહું સાર'
થોડામાં કહું સાર, ધર્મમણિ પતિવ્રત જાણો;
પ્રીત પ્રતીતિ દૈન્ય, તોષ સત્યના પ્રમાણો,
સહજે પરઉપકાર, દયા સહુ સુકૃત સાગર,
ભક્તદ્રોહ, વિશ્વાસઘાત અધમણિ[1] છે નાગર:
નાગર નટવર મેલવે, સત્સંગતે નિરધાર;
'લક્ષ વાતની વાતનો, થોડામા કહું સાર' ૫૦

'ગજ પગલામા સર્વનાં પગલા જાણો ગેબ,'
પગલાંજ જાણો ગેબ, સર્વ કારણ સર્વોત્તમ;

---
૧ પાપના મણિ

શ્રીમદ્‌ગોપીજનવલ્લભ પૂર્ણ પુરુષોત્તમ,
નિરાકાર સાકાર, સકલ ઉત્પત્તિ તેમાંથી,
નિગમ ન પામ્યા પાર, ગતિ બીજાને ક્યાંથી ?
ક્યાંથી ગમ સમજ દયા, એ વણ સહુમાં એમ,
'ગજ પગલામાં સર્વનાં, પગલાં જાણો જેમ' ૫૧

'ફરી ફરી એ કહું છું, સાચો થઇ ભજ કૃષ્ણ',
સાચો થઇ ભજ કૃષ્ણ, સુખી કર સહુ દેહ ધારી,
દયા ભલું જો ચાય, શીખ માની લે મારી,
બાવન કુંડલીએ કરી, નિજ મન શિક્ષા દીધી,
દયારામ દ્વિજ કૃષ્ણદાસ આ રચના કીધી,
કીધી ગુરુકરુણા થકી પૂર્ણ થઇ મન તૃષ્ણ,
'ફરી ફરી એ કહું છું, સાચો થઇ ભજ કૃષ્ણ' ૫૨

# પુષ્ટિભક્તિ.

( અનુસંધાન પૃષ્ઠ ૪૫ થી ચાલુ. )

પૂર્વપક્ષ—કર્મનું ફલ આવૃત્તિ અથવા પુનર્જન્મ કહો છો, પરંતુ જ્ઞાન અને ભક્તિથી પણ કાંઇ શ્રેય થઇ શકે તેમ નથી જ્ઞાન અને ભક્તિનું ફલ અનાવૃત્તિ કહો છો તે અનાવૃત્તિ અમર શબ્દ પેઠે અંતવાળી છે. દેવોને અમર અથવા મૃત્યુ ના પામે તેવા કહીએ છીએ તે માત્ર તેઓનું આયુષ્ય અધિક છે તેથી જ, પરંતુ તેઓના આયુષ્યનો અંત જ નથી એવો તેનો ભાવાર્થ નથી. તે જ પ્રમાણે જ્ઞાન અને ભક્તિનું ફલ અનાવૃત્તિ કહો તો તે અનાવૃત્તિ પણ અંતવાળી જ છે, અર્થાત્ અમુક સમય પછી પુનઃ જ્ઞાની અને ભક્તોની પણ આવૃત્તિ થવાની જ, કારણ કે પૂર્વે તેઓને પણ નિયત કર્મ હતાં એમ તમે પણ અંગીકાર કરો છો. વૃદ્ધિ પામવું એ જ કર્મનો સ્વભાવ છે અને એ સ્વભાવનું ઉલ્લંઘન થઇ શકે નહિ તેથી જ્ઞાની અને ભક્તોનાં પણ કર્મ વૃદ્ધિ પામવાનાં, અને તેથી તેમનાં ફલનો અનુભવ કરવો પડે. તેઓની અનાવૃત્તિ અંતરહિત હોય તો તેમ થઇ શકે નહિ તેથી અનાવૃત્તિ પણ અંતવાળી જ હોવી જોઇએ

વળી કર્મ વિના કાંઇ થઈ શકે તેમ નથી. જ્ઞાન અને ભક્તિથી અનાવૃત્તિ અથવા મુક્તિ પ્રાપ્ત થઇ શકે એમ નથી, કારણ કે 'य एनं विदु' વિગેરે શ્રુતિથી બ્રહ્મજ્ઞાન થાય ત્યારે અનાવૃત્તિ અથવા મુક્તિ પ્રાપ્ત થાય પરંતુ 'यतो वाचो निवर्तन्तेऽप्राप्य मनसा सह' 'अगृह्यो न हि गृह्यते' વગેરે શ્રુતિઓથી બ્રહ્મજ્ઞાનનો જ અસંભવ છે. બ્રહ્મજ્ઞાન ન હોય તો અનાવૃત્તિ અથવા મુક્તિ ક્યાંથી સંભવે ? તેથી જ ભક્તિથી પણ અનાવૃત્તિ સિદ્ધ થતી નથી, કારણ કે ભક્તિ 'માહાત્મ્યજ્ઞાનપૂર્વ સુદૃઢ સર્વત અધિક સ્નેહ' હોવાથી, જ્ઞાનનો અસંભવ હોવાથી તેનો પણ અસંભવ જ છે તેથી જ્ઞાન અને ભક્તિથી પણ અનાવૃત્તિ સિદ્ધ થતી નથી, અર્થાત્ જ્ઞાની અને ભક્તોની પણ આવૃત્તિ થાય છે જ ત્યારે તે કારણથી કર્મનું જ ફલ અનિષ્ટ છે એમ કહેવું ઉચિત નથી

સિદ્ધાન્ત—એમ નથી. બ્રહ્મમા અગૃહ્યત્વ અતિમહત્ત્વ વિગેરે ધર્મો જેમ છે તેમ જ સર્વાત્મત્વ ધર્મ પણ છે. " यं आत्मनि तिष्ठन् " વિગેરે શ્રુતિઓ બ્રહ્મનુ આત્મા તરીકે જ નિરૂપણ કરે છે, તેથી બ્રહ્મમાં સર્વાત્મત્વ ધર્મ પણ છે. બ્રહ્મ સર્વ ધર્મનો આશ્રય છે. તેથી જે જે ધર્મને આગળ કરી બ્રહ્મ લીલા કરે છે તે તે કાર્ય તે તે સમયે થાય છે. આ પ્રમાણે હોવાથી જે જે પુરષમા જ્યારે તેના આત્મા તરીકે લીલા કરે છે ત્યારે તેને પોતાની પ્રાપ્તિ માટે અનુકૂલ પ્રયત્નવાળો કરી પોતાની પ્રાપ્તિ કરાવે છે. કર્મના સ્વભાવનુ ઉલ્લંઘન થઇ શકે નહિ એમ તમે કહ્યુ, પરંતુ એ દોષ પણ અહિં નથી, કારણ કે અન્ન પચાવવા માટે ઔષધ લીધુ હોય તેથી અજીર્ણની વૃદ્ધિ થતી નથી, પરતુ તે દૂર થાય છે. વળી પ્રાણ હરણ કરવાના સ્વભાવવાળા સર્પનુ વિષ પણ તેને ઉતારવામા કુશલ મંત્ર વિગેરેથી દૂર થતુ નથી એમ પણ કહેવાય નહિ. તે જ પ્રમાણે ભગવાનને અર્પણ કરેલુ અને ભગવદર્થ કરેલુ કર્મ કર્મનો નાશ કરતુ નથી એમ પણ કહી શકાય નહિ. તેથી જ શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કધમા 'વેદ ઔષધની પેઠે કર્મનો નાશ કરવા કર્મનુ વિધાન કરે છે' એમ યોગેશ્વરનુ વાક્ય છે. તેથી કર્મનો વૃદ્ધિ પામવાનો સ્વભાવ ઉલ્લઘન થઇ ન શકે એવો હોવાથી કર્મ વિના કોઇને ચાલે તેમ નથી, એમ કહી શકાય નહિ તેથી જ્ઞાન અને ભક્તિથી પ્રાપ્ત થતી અનાવૃત્તિ અતવાળી જ છે એમ કહી શકાય નહિ. પરતુ કર્મનુ ફલ પુનર્જન્મ જ છે એમ પ્રથમ સિદ્ધ કરેલુ છે. તેથી કેવલ કર્મનુ ફલ ઇષ્ટ નથી પ્રત્યુત અનિષ્ટ જ છે.

આ પ્રમાણે કર્મમાર્ગના ફલનો નિર્ણય કરી જ્ઞાનમાર્ગના ફલનુ નિરીક્ષણ કરીએ. જ્ઞાનનું ફલ અનાવૃત્તિ અથવા ભગવાનમા લય થાય છે. આ જ્ઞાન શુદ્ધાદ્વૈતીય બ્રહ્મજ્ઞાન છે. જગતને અસત્ય અને અનીશ્વર માનનાર ભ્રાંત લોકોનુ મિથ્યાજ્ઞાન માત્ર મોહ ઉત્પન્ન કરે છે, અને તેનુ ફલ અધમગતિ જ છે. આ લોકમાં દૈવ અને આસુર એવા બે પ્રકારના પ્રાણીઓ પ્રભુએ સર્જેલા છે. તેમાં આસુરી પ્રાણીઓ જગતને અસત્ય, અપ્રતિષ્ઠ અને અનીશ્વર માને છે, અને પોતાના તથા અન્યના દેહમા રહેલા પ્રભુનો દ્વેષ કરે છે અને ઈર્ષ્યા કરે છે. આવા દ્વેષ કરનાર ક્રૂર અશુભ અધમ નરોને પ્રભુ નિરંતર આસુરી જ યોનિમા નાખે છે, અને તે મૂઢો જન્મોજન્મ આસુરી યોનિમા અવતરી, પ્રભુને પ્રાપ્ત કર્યા વિના જ અધમ ગતિ પામે છે એમ સાક્ષાત્ દેવદેવ વિશ્વનિયંતા ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્ર પોતે જ અર્જુનને કહે છે.* તેથી મિથ્યા ભ્રાંત આસુરી જીવોના જ્ઞાનનુ ફલ અનાવૃત્તિ અથવા લય નથી, પરતુ અધમ ગતિ જ છે એમાં કાંઇ પણ સંશય નથી. તેથી અહિં જે જ્ઞાનના ફલનુ નિરૂપણ કરવામા આવે છે તે આ આસુરી જીવોના ભ્રાન્તજ્ઞાનનુ ફલ નથી પરંતુ શુદ્ધાદ્વૈતીય યથાર્થ જ્ઞાનનું જ ફલ છે.

---

* द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च
असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ।
तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥
आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ भ गी १६-६-२०.

આ ઉત્તમ શુદ્ધાદ્વૈતીય જ્ઞાનનું ફલ અક્ષરપ્રાપ્તિ છે. અક્ષર ભગવદ્ધામ છે. (તે) અવ્યક્તને અક્ષર કહે છે, તેને પરમ ગતિ કહે છે, જેને પ્રાપ્ત કરી આવૃત્તિ થતી નથી તે મારૂ પરમ ધામ છે § ' આ અક્ષર અથવા ભગવદ્ધામની પ્રાપ્તિ એ જ્ઞાનનુ ફલ છે એમ 'आत्मेति तूपगच्छन्ति ग्राहयन्ति च' બ્રહ્મસૂત્ર ૪-૧-૩ સૂત્રથી કહેલુ છે. 'इति' શબ્દ હેતુ માટે યોજેલો છે. ભગવાન્ સર્વ જીવોના આત્મા છે તેથી આત્મા તરીકે જ્ઞાનીઓ ભગવાન્ પામે જાય છે (उपगच्छन्ति), અર્થાત્ અક્ષરમા જ પ્રવેશ કરે છે.[1] આ પ્રમાણે અક્ષરપ્રાપ્તિ થયા પછી જ્ઞાનીઓની પુનરાવૃત્તિ થતી નથી. આ પ્રાપ્તિ લયરૂપા છે જેમ સૈંધવનો કટકો જલમા નાખવામા આવે તો તે ગળી જાય છે, અને જલમા તેનો લય થાય છે, તેમ જ્ઞાનીઓનો બ્રહ્મમા લય થાય છે જેમ નદીઓ પોતાના નામ તથા રૂપ તજી સમુદ્રમા પ્રવેશ કરે છે અને તેઓનો સમુદ્રમા લય થાય છે તેમ જ્ઞાનીઓનો બ્રહ્મમા લય થાય છે. જ્ઞાનીઓ પોતાનો સઘાત અથવા દેહ, ઇંદ્રિય, અતકરણ વિગેરે તજી બ્રહ્મમાં લય પામે છે[2] આ લય મોક્ષ કહેવાય છે. આવી રીતે મુક્ત થએલા જ્ઞાનીઓ પોતાના આત્માથી બ્રહ્મરસનો સ્વાદ ગ્રહણ કરે છે અથવા પોતાના સ્વરૂપથી બ્રહ્માનદનો અનુભવ કરે છે

શકરાચાર્યના મત પ્રમાણે જીવનો અહભાવ અથવા અહમર્થ નષ્ટ થાય છે, અર્થાત્ જીવનો જ નાશ થાય છે. આ મત પ્રમાણે જીવના સ્વરૂપનો જ નાશ થયો સ્વરૂપનો જ નાશ એ જ મોક્ષ એમ આ મત પ્રમાણે થયુ આવા પ્રકારનો મોક્ષ કોઇને ઇષ્ટ હોઇ શકે જ નહિ. મોક્ષ આવો હોય તો મોક્ષની કથાની પ્રસ્તાવનાની ગધથી જ દરેક જીવ નાસતો ફરે ! અહિ જ્ઞાનથી જે મોક્ષ પ્રાપ્ત થાય એમ કહ્યુ તે આ કહેવાતા મોક્ષથી ભિન્ન છે એમ સ્પષ્ટ જ છે. શકરાચાર્યના મતમા મોક્ષના અહમર્થ અથવા સ્વરૂપનો નાશ થાય છે, તેને કોઇપણ પ્રકારનુ [3]ભાન રહેતુ નથી અહિ જીવના સ્વરૂપનો નાશ થતો નથી, પરંતુ તેનો બ્રહ્મમા લય થાય છે, અને તે સ્વરૂપથી બ્રહ્માનદનો અનુભવ કરે છે. સુખ અને દુખ ઉભયનો અંસંતાભાવ અર્થાત્ સુખ અને દુખનો સંભવજ ન રહે ત્યારે મોક્ષ થયો, એવુ મોક્ષનુ સ્વરૂપ પણ ઇષ્ટ નથી, કારણકે જો એવો મોક્ષ હોય તો કાયર આલસુ પુરુષોને જ તે ઇષ્ટ ગણાય. મોક્ષ શન્ય નથી, પણ ધન છે મોક્ષ શન્ય હોય તો તે માત્ર કાયર પુરુષોને જ ઇષ્ટ હોય સ્વર્ગ અને મોક્ષમા ભેદ એ છે કે સ્વર્ગ પ્રાપ્ત થયા પછી પોતાના પુણ્ય ક્ષીણ થાય ત્યા સુધી સુખ ભોગવ્યા પછી પુન ભૂતલ પર પાત થાય છે, પરતુ મોક્ષમા નિરતર બ્રહ્માનદનો અનુભવ થાય છે. મોક્ષ પ્રાપ્ત થયા પછી પુનર્જન્મ થતો નથી. સ્વર્ગમા જે વૈભવ અથવા સુખ મળે છે તે હલકા પ્રકારનુ છે, મોક્ષમા બ્રહ્માનંદનો અનુભવ થાય છે. જો મોક્ષમા સુખ અને દુખની અત્યત નિવૃત્તિ હોય, અને જીવના અહમર્થ અથવા સ્વરૂપનો પણ નાશ થતો હોય તો મોક્ષ કોઇ પણ પ્રકારે ઇષ્ટ ગણાય નહિ

જ્ઞાનીઓને મોક્ષની પ્રાપ્તિ થાય છે. તેઓ પોતાના સ્વરૂપથી બ્રહ્માનદનો અનુભવ કરે છે આ જ્ઞાનમાર્ગનું ફલ છે. આ મુક્તિ સાત્વિક છે 'सत्त्वात्सजायते ज्ञानम्' વાક્યથી જ્ઞાનમાર્ગ સગુણ છે તેથી જ્ઞાનમાર્ગથી પ્રાપ્ત થતો મોક્ષ પણ સાત્વિક જ છે અને જ્ઞાનમાર્ગ અને અક્ષરમાર્ગ એક જ છે તેનુ ફલ સાત્વિકી મુક્તિ છે.

---

§ अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहु परमा गतिम् ।
य प्राप्य न निवर्तन्ते तद्धाम परम मम ।

૧ અણુભાષ્ય ૪-૧-૩ ૨ તત્ત્વદીપનિબધ. ૧-૫૩ પ્રકાશ. ૩ Consciousness

# [1]બ્રહ્મવાદ અને માયાવાદ.

આપના વાદને 'માયાવાદ' નામ કેમ આપવામા આવ્યુ છે એ આપનો પ્રશ્ન છે. તેમા વક્તવ્ય એટલું જ છે કે બ્રહ્મને મુખ્ય કારણ માનવાને બદલે તમે વાસ્તવિક રીતે આ જડજીવાત્મક જગત્‌નું મુખ્ય કારણ માયાને જ માનો છો, અને તે સાથે માયાને શુદ્ધ બ્રહ્મનો વાસ્તવ ધર્મ કહેતા નથી, અથવા બ્રહ્મથી અભિન્ન પણ કહી શકતા નથી. આવી શુદ્ધ બ્રહ્મથી ભિન્ન અને ખરૂ જોતા સૃષ્ટિના મુખ્ય કારણરૂપ માયા તમે માનતા હોવાથી 'બ્રહ્મવાદ' ન કહેતાં 'માયાવાદ' કહેવું એ જ તમારા મત માટે યુક્ત કહેવાય. પ્રયોજન તરીકે—કારણ તરીકે—જગત્‌નું મુખ્ય કારણ અમારા વાદમા લીલા હોવાથી અમારો વાદ 'લીલાવાદ' છે, અને તેથી 'બ્રહ્મવાદ' નથી એમ તમે કહી શકો તેમ નથી, કારણ કે લીલા એ તો શુદ્ધ બ્રહ્મનો સ્વાભિન્ન ધર્મ જ છે, બ્રહ્મસ્વભાવ છે. બ્રહ્મની લીલા, બ્રહ્મની માયા, બ્રહ્મની શક્તિ, એમ જ અમે તો હમેશા કહીએ છીએ ધર્મ વિનાનો ધર્મી જ વેદાન્તમા ગ્રાહ્ય નથી ગુણગુણી, ધર્મધર્મી, તેમ જ માયા અને માયાને વા અલૌકિક શક્તિને ધારણ કરનાર માયાવી, એ પણ ભિન્ન નથી. ધર્મ વિનાનો ધર્મી જ વસ્તુત અશક્ય છે બ્રહ્મમા અલૌકિક શક્તિ વા અપ્રાકૃત ગુણો માનવાથી અમારા સિદ્ધાન્તમા દ્વૈત આવી જતુ નથી. વેદાન્તમા ગુણ અને ગુણી વગેરે એક જ છે. એવો ભેદ તો નૈયાયિક વગેરે હોય તે જ માનસિક પૃથક્કરણને ભિન્ન વસ્તુરૂપે કલ્પે છે. જ્યા ધર્મી હોય ત્યા જ ધર્મ જણાય છે, ધર્મની સ્વતંત્ર અવસ્થિતિ જ નથી, એવી સ્વતંત્ર ઉપલબ્ધિ થતી નથી તેથી જ વ્યાસજીએ 'नाते चोपलब्धे' સૂત્ર યોજ્યુ, અને બન્નેની અનન્યતા સિદ્ધ કરી આપી આ સૂત્રનુ કથન માત્ર વ્યવહારમા તકરારને ખાતર માની લીધુ છે એમ કહેવુ યોગ્ય નથી, કારણ કે વ્યાવહારિક સત્ય અને પારમાર્થિક સત્ય અને વલી શાસ્ત્રીય સત્ય એવા કપોલકલ્પિત ભેદ તો તમારે એકલાને જ માન્ય છે. શ્રુતિસૂત્રોનો અસરલ ખેચતાણ કરીને અર્થ કરનારને જ તેની જરૂર પડે છે તત્ત્વાર્થે વાદ થાય તેમા વલી વ્યાવહારિકાદિ ત્રણ સત્ય કેવાં ? સત્ય તો એક જ હોય અમુક સૂત્રો વ્યવહારદૃષ્ટિથી જ્ઞાન આપે છે અને બીજા વાસ્તવિક જ્ઞાન આપે છે એ વાત સૂત્રમાથી કે શ્રુતિમાંથી એક પણ સ્થલે બતાવી શકાય એમ નથી. ઉપનિષદ્‌મા જ્યા પરા અને અપરા વિદ્યાનો

---

૧. ઉક્ત લેખના પ્રયોજક શાસ્ત્રીજી મન્નલાલના પરમસ્નેહી રા હરિલાલ જેઠીસનદાસ કાડારી બી. એ. છે. આજથી દશેક વર્ષ ઉપર રા. મન્નલાલશાસ્ત્રીએ શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપનામક ગ્રન્થ પ્રકટ કર્યો હતો. તે ગ્રન્થમા રા. હીરાલાલ વ્રજભૂષણદાસ શ્રોફને કેટલીક શંકાઓ ઉદ્ભવી હતી. એ શંકાઓનું સમાધાન આ લેખમા સમર્થ રીતે કર્યુ છે, અને તેની સાથે જે કેટલાક આક્ષેપો રા શ્રોફે કર્યા હતા તેમનો પણ પરિહાર કર્યો છે લેખકે શ્રુતિ, યુક્તિ, અને અનુભવ સર્વનો યથાયોગ્ય ઉપયોગ કરીને બ્રહ્મવાદ અને માયાવાદની વચ્ચે શું તારતમ્ય છે તે સ્પષ્ટ કરી આપ્યું છે, અને તદ્દ્વારા બ્રહ્મવાદવિષે સ્વવૈદુષ્યની ઉત્તમતા દર્શાવી છે. આ લેખ બહુ સમય થયા અપ્રસિદ્ધ દશામા હતો, તથાપિ એની ઉપયોગિતાનો વિચાર કરી અત્ર પ્રસિદ્ધ કરવાનું ઉચિત ધાર્યું છે પ્રભુની વિચિત્ર લીલાનું ભાન આ લેખકના વિષયમા પણ થાય છે, કારણ કે આટલુ બધુ પાંડિત્ય હોવા છતા માત્ર આ લેખ લખીને જ લેખકે સ્વકૃતાર્થતા માની છે। આ લેખથી સર્વ બુદ્ધિમાન્ વાચકને બ્રહ્મવાદ અને માયાવાદનુ તારતમ્ય સ્પષ્ટ રીતે સ્ફુરશે, અને ભવિષ્યમા ઉભય મતના સંભ્રમનો અવકાશ અલ્પ રહેશે એમ આશા રાખવામા આવે છે.

નિર્દેશ છે, ત્યાંએ વ્યવહાર અને પરમાર્થદશાની ગંધ પણ નથી, ત્યાં તો ક્ષરવિદ્યાને હીન કહી છે, અને અક્ષરવિદ્યાને તેથી ઉત્તમ કહીને પુરુષ જે અક્ષરથી પર છે તેની વિદ્યાને સર્વથી શ્રેષ્ઠ સૂચવીને ગીતાના પંદરમા અધ્યાય સાથે એકવાક્યતા સિદ્ધ કરી છે શ્રુતિસૂત્રમાં વ્યવહારપરમાર્થનો નિર્દેશ કોઇ સ્થલે નથી, અને તે છતાં સરલતાથી શ્રુતિસ્મૃતિમાં જેવું બ્રહ્મ કહેલું છે તેથીજ સર્વ સૂત્રાદિકનો અર્થ સ્પષ્ટ થઇ શકતો હોય તો પછી તમારી elaborate interpretationની પરિભાષાનો અંગીકાર બીજાને કરવાની કંઇ જરૂર નથી. એમાં કંઇ અમને તમારા સિદ્ધાન્તની (માયાવાદની) પ્રૌઢતા જણાતી નથી, પણ ખોટાને ખરૂં કરવાની શૈલી માત્ર પ્રતીત થાય છે ભલે તમે 'અમે બહુ ઉંડુ સમજીએ છીએ અને બીજા સમજતા નથી' એમ મિથ્યાભિમાનમાં ઘૂમો પણ જરા વિચાર કરજો કે 'માયાને' વા 'પ્રકૃતિને' 'બ્રહ્મની' એમ સ્પષ્ટ વચન છે વળી બ્રહ્મધર્મ–પ્રકૃતિ–સ્વભાવ એ યોનિ, અને પરમાત્મા તેમાં બીજ ધારણ કરનાર પિતા છે, અધ્યક્ષ છે, સૂત્રધાર છે, અર્થાત્ પ્રકૃતિના પણ ઈશ્વર છે, અને ઈશ્વર હોવાથી જ પ્રકૃતિમાંથી–સ્વસ્વભાવમાંથી–સર્વ વિશ્વનું જન્મ–આવિર્ભાવ–કરાવે છે. બીજપ્રદાન કરે છે તેથી પોતેજ સવિતા પણ કહેવાય છે આ સર્વનો પોતાની પ્રકૃતિમાંથી–સ્વસ્વભાવથીજ–સવિતા જન્મ કરાવે છે, છતાં પણ એ પોતાનો લીલારૂપ સહજ સ્વભાવ હોવાથી બ્રહ્મને પોતાને તેનું બંધન નથી, કારણકે તેની લીલા માત્ર ઉદાસીનવત્ છે બ્રહ્મ આત્મારામ છે, પૂર્ણકામ છે, તેથી તે લીલામાં પોતાને કોઇ પણ રીતનો સંગ નથી સંગ નથી એટલે બંધન નથી, બંધન નથી એટલેજ સર્વ કર્મમાત્ર ગુણ પણ નથી, શબ્દાર્થ જ જરા જોશો તો જણાશે કે ગુણશબ્દનો અર્થ જ બંધન છે, ભગવાનના ધર્મો બંધનરૂપ નથી માટે જ તે ગુણ કહેવાતા નથી, માટેજ સધર્મક પણ ભગવાન નિર્ગુણ છે જરા ભગવદ્ગીતાના નવમા તથા અઢારમા અધ્યાય ફરીથી વાંચજો સગુણ બ્રહ્મને ઈશ્વર કહેવા એ જ માયાવાદની 'absurdity' છે જે ગુણવાન્ છે, બંધનવાન્ છે તેને ઈશ્વર કેમ કહેવાય? સગુણ ઈશ્વર! જે બદ્ધ છે તે ઐશ્વર્યવાન્ કેમ કહેવાય? વાહ રે પ્રૌઢ સિદ્ધાન્ત! તમારા પ્રૌઢ બુદ્ધિબ્રહ્મને પણ ધન્ય છે! તમારી પરિભાષાને પણ ધન્ય છે! તમારા વેદબાહ્ય વિરુદ્ધધર્માશ્રયને પણ ધન્ય છે! ઈશ્વરનું માહાત્મ્ય ભુલી જઈ માયાના ઉપનેત્રથી સર્વ વસ્તુ જોનારને શશશૃંગ વિના બીજું તત્ત્વ ક્યાંથી જડે? અને માયા પણ કેવી? કપોલકલ્પિત! માયાને વેદ વગેરેમાં દેવતાઓની વા અસુરોની અચિન્ત્ય શક્તિના અર્થરૂપે વર્ણવેલી છે એમ સર્વ પાશ્ચાત્ય અને અત્રત્ય વિદ્વાનો પણ કહે છે, પણ શંકરની માયા તો શું છે તે શંકરજ જાણે! (અપૂર્ણ)

---

# ग्रन्थावलोकन.

---

૧ ષોડશગ્રન્થ—ગુજરાતી ભાષાન્તર સાથે અનુવાદક શાસ્ત્રી ચિમનલાલ હરિશંકર ભટ્ટ, બોરસદ પ્રકાશક અને ઉત્તેજક શાસ્ત્રી મણિશંકર ભાઇશંકર, પેટલાદ, અને પુરાણી ત્રિભુવનભાઈ મોતીરામ, બોરસદ મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

શ્રીમદ્વૈશ્વાનરાચાર્યચરણપ્રકટિત ષોડશગ્રન્થથી કોઇ પુષ્ટિમાર્ગીય ભાગ્યે જ અજ્ઞ હશે. ઘણા વૈષ્ણવો તેનો નિત્ય પ્રેમથી પાઠ કરે છે. એમાં જે ગંભીર તાત્પર્ય સમાયલું જણાય

છે, પ્રત્યક્ષરે જે જે સૂક્ષ્મ સિદ્ધાન્ત દૃષ્ટિગોચર થાય છે, તે તેના પાઠમાત્રથી નહિ પરંતુ તેનુ મનન કરવાથી, અને શ્રીમદાચાર્યચરણના દૃઢ આશ્રયથી તેના અર્થનુ સ્ફોટન કરનારા અન્ય તેમના વંશ્યોના વિવરણથી જ સમજાય છે. સ્વાભાવિક રીતે શ્રીમહાપ્રભુજીની પ્રત્યેક કૃતિ ઉપરથી અતીવ સરલ જણાય છે, પરતુ તેનુ તાત્પર્ય કેટલુ ગહન છે, એનો પરિચય તે ગ્રંથના અભ્યાસીઓને જ થાય છે. ષોડશગ્રંથ ઉપર ઘણું સસ્કૃત સાહિત્ય છે. પ્રત્યેક ગ્રંથ ઉપર લગભગ ૧૦–૧૨ ટીકાઓ ઉપલબ્ધ થાય છે. આ સર્વ સસ્કૃત ટીકાઓ મેલવીને તેનુ શુદ્ધ મુદ્રણ કરવામા આવે તો સાપ્રદાયિક સાહિત્યના એક ભાગની મ્હોટી સેવા બજાવેલી ગણાય સસ્કૃત ટીકાઓ અને તેના ગુર્જરાનુવાદ સાથે ષોડશગ્રંથની સેવા બજાવવાનું માન સદ્‌ગત શીઘ્રકવિવર[1] શાસ્ત્રી શ્યામજીભાઇને ઘટે છે. તેઓએ શ્રીયમુનાષ્ટક, શ્રીબાલબોધ, શ્રી સિદ્ધાન્તમુક્તાવલી એ ત્રણે ગ્રંથોનો સસ્કૃત સાહિત્ય અને ગુર્જરભાષામા અનુવાદ, શ્રીનાથદ્વાર-ધીશના આશ્રયથી પ્રકટ કરવા માડ્યો હતો. તેઓ પરલોકપાન્થ થયા પછી એ કાર્ય અટકી ગયુ છે. શ્રીલાલમણિજીવાલા શ્રીવિઠ્ઠલેશરાયજી મહારાજ પણ અત્ર ષોડશગ્રંથનુ વ્યાખ્યાન કરતા, તે સાભલીને તેમના કેટલાક સેવકો તે વ્યાખ્યાન લખી લઇને મુદ્રણ કરાવતા, પણ ષોડશે ગ્રંથ ઉપર તેઓનુ વ્યાખ્યાન મુદ્રિત થયલુ અમારી જાણમા નથી, તેઓ તો એકએક પૃથક્ પૃથક્ ગ્રંથ ટીકાઓના આધારે સવિસ્તર પ્રકટ કરતા. સંસ્કૃત સાહિત્યનુ મુદ્રણ તો તેમાં થતુ જ ન હતુ. ગોસ્વામિકુલકમલવિભાકર શ્રીનૃસિંહલાલજીમહારાજે પણ સદ્‌ગત શાસ્ત્રીજી છગનલાલજીના સહાયથી ષોડશગ્રંથનો વ્રજભાષામા સૂક્ષ્મ, અપેક્ષિત તાત્પર્યને સ્ફુટ કરનાર, અનુવાદ પ્રકટ કર્યો હતો. એક દર ષોડશગ્રંથના અભ્યાસીઓને આ જ ગ્રંથ ઉપયોગી થઈ પડે છે. આવી રીતે બીજાઓ તરફથી પણ ષોડશગ્રંથનો ગુર્જરભાષામા સૂક્ષ્મ અનુવાદ પ્રસિદ્ધ થયલો છે. સદ્‌ગત શાસ્ત્રીજી છગન-લાલજીએ 'પુષ્ટિમાર્ગપ્રકાશ'નામક માસિકમાં ષોડશગ્રંથનો ઉપલબ્ધ થયલી ટીકાઓને આધારે સવિસ્તર અનુવાદ પ્રારંભ્યો હતો. લગભગ ૮–૧૦ ગ્રંથ સુધી તેઓ પહોચ્યા હતા. શ્રીનૃસિંહલાલજીએ આસુરવ્યામોહ કર્યો, અને તેથી માસિક બધ પડયુ, એટલે તેઓનુ કાર્ય અપૂર્ણ રહી ગયુ તેને પણ કેટલોક સમય વ્યતીત થયો. ષોડશગ્રંથ જેવા મુખ્ય ગ્રંથોનુ તાત્પર્ય જાણવાની ઘણાઓને જીજ્ઞાસા થઈ. તે જીજ્ઞાસાને તૃપ્ત કરવાનુ કાર્ય નડીઆદવાલા ભગવદીય ત્રિભુવનદાસ પીતાબરદાસ શાહે ઉપાડી લીધું. શાસ્ત્રીજી છગનલાલજીએ પ્રકટ કરેલા ગ્રંથોનુ મુદ્રણ પ્રારંભ્યું. જુદાજુદા પુસ્તકરુપે તેઓએ એકએક ગ્રંથ પ્રકટ કરવા માડ્યો જેટલા ગ્રંથ છપાયલા હતા તેઓનો જીર્ણોદ્ધાર થઈ ગયો, પણ પછી શાસ્ત્રીજીએ અવશિષ્ટ ગ્રંથો લખવાની સમયાભાવને કારણે ના પાડવાથી તે કાર્યમા હાલ વસંતગમરાસ્ત્રી ગોઠાયા છે. માત્ર ચાર ગ્રંથો જ હવે અવશિષ્ટ રહ્યા છે આવી રીતે ષોડશગ્રંથસંબંધે દિગ્દર્શન કરાવ્યા પછી અભિપ્રાયાર્થ મલેલા પ્રસ્તુત પુસ્તકનું અવલોકન કાર્ય પ્રારંભીશુ.

આ અનુવાદકર્તાથી પુષ્ટિભક્તિસુધાના કેવલ વાચકો અપરિચિત તો નહિ જ હોય. 'પુષ્ટિ-શુધાકર' નામના ગ્રંથના કર્તાતરીકે તેઓ જાણીતા થયા છે. ગ્રંથની પ્રસ્તાવનામા જણાવ્યા પ્રમાણે 'શાસ્ત્રી છગનલાલના લેખને માન્ય આપીને' આ અનુવાદ પ્રવર્ત્યો હોય એમ જણાય

---

૧ પ ગટ્ટુલાલજી એક સમર્થ કવિ હતા એમાં કાંઇ બે મત નથી, આ શાસ્ત્રી તેમના શિષ્ય હતા તેઓ પણ સંસ્કૃત સાહિત્ય ઉપર મહોટો કાબુ ધરાવતા. આજના પોપ કવિઓ જેવા ન હતા આજકાલ તો પ. ગટ્ટુલાલજીના શિષ્યને નામે ઘણા કવિઓ ફુટી નીકલ્યા છે!

છે. વળી કરાચીપુષ્ટિમાર્ગીયપુસ્તકાલયના શાસ્ત્રીદુર્લભજીએ પણ ' આ ગ્રંથોનું ભાષાંતર કરવામા મદદ કરીને ' કર્તાને 'આભારી' બનાવ્યા છે. ' મુખ્યાજી ભાઈલાલ છગનલાલના "હૃદયોદ્‌ગાર" પણ ક્વચિત્ ઉદ્યમાન થતા ભાવુક વૈષ્ણવોનું લક્ષ્ય ખેંચે છે. શ્રીયમુનાષ્ટકથી ગ્રંથનો પ્રારંભ કરવામાં આવ્યો છે, પ્રથમ મૂલ શ્લોક આપીને પછીથી તેનો અક્ષરાર્થ આપવામા આવ્યો છે. આ સ્થલે શાસ્ત્રીજી છગનલાલજીની માફક સાન્વયપદાર્થ આપવામા આવ્યો હોત તો 'ભાવસંયુક્ત વૈષ્ણવો' અને ' છાત્રવર્ગ ' 'પુરતો લાભ' કદાપિ લઈ શકત. દ્વિતીય આવૃત્તિમાં ગ્રંથકાર તેમ કરશે એવી અમારી સૂચના છે. વળી દરેક ગ્રંથને અંતે તેનો સૂક્ષ્મમા સાર પણ જો આપવામા આવશે તો તેથી ઘણો લાભ થશે અક્ષરાર્થ અને વિવેચન તદ્દન સાદી ગુર્જર ભાષામા હોવાથી સાધારણ વૈષ્ણવો તેનો લાભ સારી પેઠે લઈ શકે એમ છે. કોઈ કોઈ સ્થલે ટીકાકારોના અપેક્ષિત ભાવનું ઉટ્ટંકન ઉપયુક્ત થઈ પડ્યુ છે. તેમની લેખનશૈલી કેટલી સરલ છે, તેને માટે આ ઉલ્લેખ ઉપયુક્ત થઈ પડશે

'मूलम्—लोकार्थी चेद्भजेत् कृष्णं क्लिष्टो भवति सर्वथा ।
क्लिष्टोपि चेद्भजेत्कृष्णं लोको नश्यति सर्वथा ॥ १६ ॥

**અર્થ**—લૌકિક કામનાની ઈચ્છાવાળા થઈ જો ભગવાન્‌ને ભજે તો નક્કી દુઃખી થાય છે, અને લોકથી વિરક્ત થઇ, સંસારને છોડી અહંતામમતા વગરનો થઇ શ્રીકૃષ્ણને ભજે તો નક્કી સર્વ રીતે લોક એટલે સંસાર નાશ પામે છે.

**વિવેચન**—આ શ્લોકમા કનિષ્ઠ અધિકારીનુ વર્ણન કરે છે. જે લૌકિક પદાર્થની ઇચ્છા રાખી અથવા પુત્ર-કલત્રાદિની મતલબવાળો થઇ શ્રીકૃષ્ણની સેવા કરે તો તે લોકાર્થી કહેવાય છે આ લોકાર્થી માણસને ભગવાનનો ભજનાનન્દ મળતો નથી પરંતુ છેવટે ક્લેશવાળો થાય છે. દ્રવ્યની ઇચ્છાથી સેવા કરે તો તે પણ કનિષ્ઠ અધિકારી છે વળી દેવને ઉદ્દેશી દ્રવ્ય લે અને તેના ઉપર દેવદ્રવ્યની બુદ્ધિ ન રાખે અને પોતાના મોજશોખમા વાપરે તે દેવલક કહેવાય છે. તે શાસ્ત્રમાં હલકો છે.'

ઉપર પ્રમાણે જોતા જણાય છે કે ગ્રન્થકારની શૈલી એકંદરે ઠીક છે પ્રત્યેક મનુષ્યના હૃદયમા વિવેચનથી શ્લોકાર્થનું સ્થાપન કરવાને અને શ્રીમદાચાર્યચરણની વાણીના તાત્પર્યનું દર્શન કરાવવાને કેટલેક અંશે આ તરજુમાકારે પ્રયત્ન કર્યો છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. પૂર્વના ગ્રંથો જુની ગુજરાતીમા લખાયલા છે અને આ તરજુમો ચાલુ સમયની બોલાતી ભાષામા લખાયલો હોવાથી સામાન્ય વર્ગની તો પસંદગીને પાત્ર થઈ પડશે. છેવટે એટલું જ જણાવવું બસ થશે કે આ ગ્રંથને વાચીને કોઇ પણ વાચકના મનમા તરજુમા કર્તાના સફલ પ્રયાસ વિષે સંશય ઉદ્દ્ભવશે નહિ આ સર્વનુ કારણ અત્યાર સુધીમા પ્રકટ થયલા અનુવાદમાત્રનો કાંઈક અભ્યાસ અને તેમાથી અપેક્ષિત ભાગનુ તારણ કરવાની અને સામાન્ય લોકહૃદય સમજવાની ઠીકઠીક શક્તિ જ છે. ગુર્જર અનુવાદમાત્રના તારણ કરીને ખ્યાતિપ્રાપ્તિથી શાસ્ત્રીઓ કાંઈક આગળ વધે તો પિષ્ટપેષણ અટકે અને સમ્પ્રદાયને વિશેષ લાભ થાય

આ ગ્રંથમા મુદ્રણાશુદ્ધિ ' પુષ્ટિસુધાકર ' જેટલી નથી, તો એ પણ ઘણે સ્થલે તેની અશુદ્ધિ રહી છે. કોઇક સ્થલે શ્લોકના પદાર્થનું જ તિરોધાન થઈ ગયુ છે આશા છે કે

અનુવાદક હવેથી મુદ્રણ ઉપર ખાસ ધ્યાન આપશે મુદ્રણાશુદ્ધિ ઘણી રહેવાથી ગ્રંથ તિરસ્કારને પાત્ર થતો નથી, અને પ્રવિવિક્ષુઓને ઉંધે રસ્તે દોરે છે, એ અનુવાદકને સમજાવવાની વધારે આવશ્યકતા અમે જોતા નથી.

**૨. ભક્તિમાર્ગનું રહસ્ય**—પ્રસિદ્ધ કરનાર મૂલજી નાથજી કોઠારી બીજો ભોઇવાડો, મુંબાઇ નં. ૨. મૂલ્ય નોછાવર રૂ. ૦–૫–૦ આ માસિકના ગ્રાહકો માટે ખાસ ત્રણ આના

ગોસ્વામી શ્રીબાલકૃષ્ણલાલજી, શ્રીઅનિરુદ્ધલાલજી, શ્રીકનૈયાલાલજી વગેરે પાસે મગનલાલ શાસ્ત્રીએ કરાવેલા ભાષણોનો સંગ્રહ આ ગ્રંથમા કરવામા આવ્યો છે. બધા થઇને નવ ભાષણોનો સંગ્રહ આ ગ્રંથમાં છે. આ ભાષણોથી સંપ્રદાયનુ રહસ્ય, ભક્તિમાર્ગનુ સ્વરૂપ, શુદ્ધ પુષ્ટિભક્તિ, વૈષ્ણવોનુ કર્તવ્ય વગેરે વિષયો સ્પષ્ટ સમજાય છે. જે શાસ્ત્રીએ આ ભાષણો યોજ્યાં છે તેની પાસે પ્રુફ ન વંચાવવાથી મુદ્રણાશુદ્ધિ ઘણી છે, પરંતુ તે લક્ષમા નહિ લેતાં તેમાનુ તાત્પર્ય સમજવા ઇચ્છનારાઓએ અને થોડાક ભાષણોનો એક સાથે સંગ્રહ કરવા ઇચ્છનારાઓએ આ ગ્રંથ સંગ્રાહ્ય છે. રા. રા. શાસ્ત્રીના ભાષણ માટે પ્રસ્તાવના પોતે લખી ન નાખતા તેમની જ પાસે લખાવી હોત તો સંગ્રહ વિશેષ ઉપયોગી થાત

**શ્રીયશોદાબેટીજી મહારાજકૃત કાવ્ય**—છપાવીને પ્રસિદ્ધ કરનાર શ્રીમદ્ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીની આશ્રિત સુરત **વૈષ્ણવધર્મપ્રસારક મંડળી.** મળવાનુ ઠેકાણુ—મોટામંદિર, સુરત, અને શાહ ડીકાભાઈ હરિવલ્લભદાસ એન્ડ સન્સ, કાલબાદેવી રોડ, મુંબાઈ નોછાવર રૂ. ૦—૮—૦.

આ પુસ્તક ગોસ્વામીશ્રી ૬ શ્રીવ્રજરત્નલાલજી મહારાજે સુપ્રસિદ્ધ ભગવદ્ધર્મપરાયણ શેઠ નાનાભાઈ ઘેનાભાઈ મારફતે અવલોકનાર્થ મોકલાવ્યુ છે. સમજાય છે કે આ પુસ્તકની આવકમાથી ખરચ બાદ કરતા જે કાઇ વધશે તે ધર્મકાર્યમા વપરાશે

શ્રીયશોદાબેટીજી ગોસ્વામી શ્રીયદુનાથજી મહારાજના બેટીજી હતાં. પ્રસ્તુત પુસ્તકમાં તેમનુ સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવામા આવ્યુ છે, તે ઉપરથી જણાય છે કે તેઓશ્રીને બાલ્યાવસ્થાથી જ સેવા ઉપર નિઃસીમ ભાવ હતો. સ્વરૂપસેવાવ્યતિરિક્ત સમયમાં ભગવદ્વિપ્રયોગનો અનુભવ કરતાં હોય તેમ અષ્ટ સખા વગેરે મહાનુભાવીઓનાં ભાવમય કીર્તનો રચીને ગાતા હતા મધ્યમાવસ્થામા પણ મુખ્યત્વે શ્રીસેવામા પોતાનો સર્વ સમય વ્યતીત કરતાં અને બીજા કાર્યો ગૌણ રીતે કરતાં. પોતે એટલા બધાં ચતુર હતાં કે વયોવૃદ્ધ અનુભવી વહુજીઓને પણ એમની સંમતિની જરૂર પડતી. એઓશ્રીએ શ્રીયમુનાજીનાં પ્રાકટ્યના ધવલ બનાવ્યા છે, ને ઉપરથી તુરીયપ્રિયા શ્રીયમુનાજી ઉપરની તેમની આસક્તિ કેટલી બધી હતી તે સ્પષ્ટ જણાય છે. શ્રીયમુનાજીના પ્રાકટ્ય વિષે તેમણે એવા તો ભાવો પ્રકટ કર્યા છે કે એવા ભાવો હાલના બાલકોમાં કોઇએ પ્રકટ કર્યા નથી. આ ઉપરથી વૈષ્ણવો તેઓશ્રીને યમુનાજીના અવતાર તરીકે માને છે[1] વૃદ્ધાવસ્થામાં તેઓશ્રી કોઇ કોઇ વેળાએ ડેરામા શિષ્યોને પોતાની વિદ્વત્તાનો લાભ આપતા, વ્યાખ્યાન કરતા, અને સાંપ્રદાયિક ગ્રંથોનુ તારતમ્ય સમજાવતા. ત્યારબાદ ગોસ્વામીશ્રી ૬ શ્રીમગનલાલજી મહારાજે લીલા વિસ્તારી, પછીથી થોડા જ સમયમા લાલજીઆવાથી વ્રજરત્નલાલજીને બાલ્યાવસ્થામા જ મુકીને તેમનાં માતુશ્રી લીલાવશ થયાં. આવી અવસ્થામાં પાછળ્યાથી શ્રીમાજીમહારાજ સુરતમાં પધાર્યા અને ત્યા

1 આજના સમયમાં આવા પણ બેટીજી કે મહારાજે છે?

પધારીને સભ્ય વૈષ્ણવોની મંડલી નિમીને મોટો મહોત્સવ કરીને લાલબાવાશ્રીને શ્રીયશોદા-બેટીજીને સોપ્યા.

શ્રીબેટીજીમહારાજકૃત પદ કેટલાક ભગવદીયો ગાતા હતા. તે સુરતની 'વૈષ્ણવધર્મ-પ્રસારકમંડલી'એ સાભળ્યાં એટલે તેઓએ લાલબાવાશ્રીને તે સર્વ ધવલ-કીર્તનો આપવા, તથા છપાવવાની આજ્ઞા કરવા, વિનતિ કરી લાલબાવાશ્રીએ કૃપા કરીને તે સર્વ પદો શોધી આપ્યા. તે સર્વનો સગ્રહ કરીને શુદ્ધ સ્વરૂપે લખવાનો પ્રયાસ વૈષ્ણવ જમનાદાસ ગુલાબદાસ ગાંધીએ કર્યો, અને તેને મુદ્રણ કરવામા અપેક્ષિત દ્રવ્યસાહાય્ય પરમ ભગવદીય શેઠ નાનાભાઈ ઘેલાભાઇએ આપ્યુ તેથી તેમનો મહોટો ઉપકાર થયો છે.

આ કાવ્યમા બધા થઇને ૨૧૬ પદો છે. કોઇ ગુર્જરગિરામા છે, તો કોઇ વ્રજભાષાને સેવે છે, અને કોઇ હિંદીને પુનીત કરે છે. ભાષા સરલ અને પ્રાસાદિક છે. પદે પદે સ્નેહ અને ઉડા હૃદયની લાગણી પ્રકટી નીકલે છે. આનંદરસાત્મક નંદનંદનપ્રભુનુ સ્વરૂપ અનુભવમા આવે તેમ વર્ણવ્યુ છે. 'પ્રભુ વિરુદ્ધધર્માશ્રય આપ એમા સશય તે મનમા ન આણીએ' વગેરે પદોમા ઔપનિષદ સ્વસિદ્ધાંતો પણ દૃષ્ટિગોચર થાય છે સર્વ પદોમા અપૂર્વ ભક્તિભાવ ઝલકી રહ્યો છે જેમ સાકરનો સ્વાદ અનુભવૈક ગમ્ય છે, તેમ આ કાવ્યનો આસ્વાદ વાચવાથી જ જણાશે. દરેક પદની અન્તે આપ નિજજન એવી સજ્ઞા લખે છે છેવટે એટલુ જ કહેવાનુ રહે છે કે દરેક ભાવુક વૈષ્ણવે આ પુસ્તકનો સગ્રહ કરવો.

પદ કેવાં દીનતામય છે તે આ પદથી જ જણાશે.

( રાગ, બિહાગ. )

જય જય જય જય જય શ્રીલક્ષ્મણનંદના, પ્રાણપતિ પ્રાણનદન હતે અધિક હો;
કરત હું વિનતિ કોટિ વદના.
આપ નિજ સ્વામિની વિરહરસ પ્રેમમય, રહત સયોગરસ રાસ સુખકદના,
કરત રસકી વર્ષા દાસદાસી વિષે, લગન નહિ હૈત મન ઔર કહુ ફંદના. ૧
મૂઢ મતિમંદ મહામોહમેં ફસી રહ્યો, કરત પાખડ મન અધિક છલ છંદના;
દેખ સબ જગતકો નામ રસના રટત, કૃત્ય નહિ દેખીએ મેરો દુખ દ્વંદના ૨
યેહી માગત ચરણકમલકી હદ્દ રહે, જેસે પ્રિય વાસુકિ મલયગિરિચંદના,
લુબ્ધ મકરંદ અલિસુત કહું ડગત નહિ, કહત નિજજન દેહો યેહી આનદના ૩

**૪. શ્રીગાયત્રીભાષ્યભાષાન્તર,** અનુવાદક મણિલાલ જાદવરાય દ્વિવેદી, કપડવણજ મૂલ્ય—અમૂલ્ય.

ઉપરનુ પુસ્તક તેના અનુવાદક તરફથી અભિપ્રાયાર્થ મળ્યુ છે.

ગ્રંથના પ્રારંભમાં શ્રીગાયત્રી દેવીનું ચિત્ર આપવામા આવ્યુ છે. ચિત્રમાં દેવી પાચ મુખથી અને દશ હસ્તથી વિરાજે છે. જેવુ ચિત્ર આલેખેલુ છે, તેના ભાવવાલા પ્રામાણિક પદ્યો તેની નીચે અથવા તો બીજા પત્રમા મૂકીને તેના સ્વરૂપનું વિશદીકરણ કરવામા આવ્યુ હોત તો ઠીક થઈ પડત. પછીથી 'પુસ્તકદાનના ફલ' માટે મન્વાદિ આર્ષ ગ્રંથોનાં વાક્યોનો

ગુર્જરભાષામા અનુવાદ નજરે પડે છે આર્ય ગ્રંથોથી પુસ્તકદાનનું મહાફલ નિર્ધારીને ગ્રંથકાર આજના સમય માટે ગોદ્ગાર દર્શાવે છે, અને પુસ્તકદાન નથી થતું માટે 'ભારતવર્ષની દુર્દશા' થઈ છે એમ જણાવે છે. છેવટે ભિક્ષુ અખંડાનંદે 'સસ્તા સાહિત્યવર્ધક' મારફતે હિંદુસ્થાનની દુર્દશા દૂર કરી નાખી હોય તેમ તેના 'જેવુ ધર્મવીરત્વ અન્ય યોગ્ય વિદ્વાનોમા પ્રકટ' થવાની 'સર્વેશ્વરને પ્રાર્થના' કરે છે. આ પછી આપણા સુપ્રસિદ્ધ 'ગુજરાતી'વાળા કૈલાસવાસી મિ ઇચ્છારામનો ફોટો મુકીને તેને પ્રેમાજલિ આપવામા આવી છે. તેમાં રા. ઇચ્છારામના 'વિશિષ્ટ અને તેજસ્વી' જીવનનો પરિચય કરાવ્યો છે. જો કે ગ્રંથકાર મિ ઇચ્છારામની 'પૂજ્યતા અને વાત્સલ્યનો અમૂલ્ય લાભ દુર્ભાગ્ય લીધે' 'બરાબર રીતે પામી શક્યા નથી, એટલુ જ નહિ પણ તે સદ્ગતને નજરે પણ નીહાલી'ને ગ્રંથકારે પોતાનાં 'ચર્મચક્ષુને કૃતાર્થ' કર્યા નથી, છતા પણ તેઓ 'તે દિવ્ય[1] પુરુષના સ્મરણને આ ભાષાંતરવડે કૃતજ્ઞતાથી અંકિત કરી કાંઇક અંશે કૃતાર્થ થયા' છે ! પછીથી ગ્રંથકાર પ્રસ્તાવના લખે છે, તેમાં ગાયત્રીની અત્યાવશ્યકતા દર્શાવીને તેનાથી જુદી જુદી દૃષ્ટિએ કેવા લાભો મલે છે, તેનું વિવેચન કરીને જે વિષય ઉપર આ ગ્રથમાં 'વિશેષે લક્ષ આપ્યું છે' તેનો નિર્દેશ કર્યો છે. 'ગાયત્રીનો અધિકાર અને અધિકારી' એવા શીર્ષક નીચે લખાયલી ૧૫ લીટીમાં તે વિષય સંબધે કંઇ સ્પષ્ટીકરણ જોવામા આવતું નથી. 'પુસ્તકના અતર્મા શ્રીવલ્લભાચાર્યકૃત ભાષ્ય આપવાનુ ગ્રંથકારે 'યોગ્ય' ધારીને 'દૂર દૂર રાખનારી અનેકતાની એક નાની દિવાલ જમીનદોસ્ત થઈ' પડવાની આશા દર્શાવી છે પછીથી ગ્રંથકાર 'મનુષ્યજીવનનું પરમ રહસ્ય' બે લીટીમાં બતાવી દે છે. તે રહસ્ય સાવધાનતાથી સાભલવાજેવું છે. લખે છે કે 'મનુષ્યજીવનનું પરમ રહસ્ય જીવબ્રહ્મનુ ઐક્ય જ છે, સકલ શાસ્ત્રોનું પરમ લક્ષ પણ તે જ છે, તે પ્રમાણે ગાયત્રીમંત્રનું તો તે ઐક્યમાં જ–તે અભેદમાં જ–પર્યવસિત થાય છે' ગ્રંથકારનું આ 'મનુષ્યજીવનનું પરમ રહસ્ય' તેમને જ મુબારક હો ! ગ્રથકાર 'પોતાના મત પ્રમાણે કે જગતના ગુરુ થઈ બેઠેલાના મત પ્રમાણે તે 'રહસ્ય' રેલાયુ' છે એમ લખત તો ઠીક પડત, પરતુ તે રહસ્યના કુફરાનમા 'સકલ શાસ્ત્ર' અને ગાયત્રીદેવીને સંડોવવાને સાહસ કર્યું તે અક્ષમ્ય છે ગ્રથકારને પુછીએ છીએ આપે કેટલાં શાસ્ત્રો જોયાં ? કયા શાસ્ત્રમાં સપૂર્ણ અરો તે રહસ્ય ઝબકી નિકલેલુ તમે નજરે નિહાળ્યું ? તેમ જ ગાયત્રીના કયા અક્ષરમાંથી તેવુ 'પરમ રહસ્ય' ભભુકી નિકલે છે ? આ પ્રશ્નનું સતોષકારક સમાધાન ગ્રંથકાર કરશે તો અમે આભારી થઈશું. પછી ગ્રંથકાર ગ્રંથમા મૂકેલી અન્ય મનુષ્યની પ્રતિકૃતિ માટેનો ખુલાસો કરે છે અને છેવટે લખે છે કે "ઉપર કહ્યુ તેમ ગાયત્રીમંત્રનો આધ્યાત્મિક અર્થ સમજવા માટે તો શ્રીમચ્છંકરાચાર્યના[2] રચેલાં ભાષ્યો જ ઉત્તમોત્તમ છે." આ દૃષ્ટિ સંકુચિત નથી, પણ માહસો સુધી પહોચેથી સુવિસ્તૃત છે. બીજાને સંકુચિત દૃષ્ટિવાલા કહેવા, અને પોતે ભલે એક ગુફામા જ આકાશતત્ત્વ સમાયલુ માને, તેની કશી અડચણ નહિ. ગ્રથકારના આ દાક્ષિણ્યથી અમને કંઇ આશ્ચર્ય થતું નથી. દુનીઆમા મ્હોટા ગણાનાઓએ પણ તેવાં જ ગોથાં ખાધા છે, માટે અમારે તેમના ઉપર ગુસ્સો કરવાનું કારણ નથી. દુનીઆ એમ જ ચાલે છે !

---

૧ આવા ગ્રંથોમા પ્રાકૃત મનુષ્યનાં ગુણગાન કરવા એ કાંઈ મહત્તા વધારનાર થઈ પડે છે.

૨. ગાયત્રી ઉપર આદ્ય શંકરાચાર્યનું ભાષ્ય છે ? ગ્રંથકાર તે વિષે ખુલાસો કરવા શ્રમ લેશે ?

ઉપર પ્રમાણે મુખબંધ બાંધીને ગ્રંથકારે ગ્રંથની શરૂઆત કરી છે. શાન્ત્યાનંદસરસ્વતીકૃત ગાયત્રીભાષ્ય મૂલ સંસ્કૃતમાં આપ્યું છે. પછીથી ગુર્જરભાષામાં ગાયત્રીમાહાત્મ્ય, ગાયત્રીદીક્ષા, લોભની બિભીષિકા, અને શ્રીમદ્વલ્લભાચાર્યવિરચિત ગાયત્રીવિવરણ આપ્યું છે શ્રીમદાચાર્યચરણપ્રણીત ગાયત્રીભાષ્યનો ભાવાર્થ જણાવનાર 'દ્વિજરાજસુધા' એ શીર્ષક નીચે શાસ્ત્રીજી મગનલાલભાઈએ જે લેખ પ્રકટ કર્યો છે, તેમાંના છુટાછવાયાં વાક્યોનો સંગ્રહ છેલ્લા નિર્દિષ્ટ વિષયમાં કર્યો છે તે સંગ્રહના છપાયેલા ફોર્મ અનુવાદકે શાસ્ત્રીજી મગનલાલભાઈ ઉપર અભિપ્રાયાર્થે મોકલી આપ્યાં હતા, પરંતુ પોતાના લેખનું તેમાં ઉદ્ધરણમાત્ર જણાયાથી તેમણે તેને માટે અભિપ્રાય લખવાનું ઉચિત ધાર્યું ન હતું. અમને તેઓએ એટલું જણાવ્યું હતું કે જે [1]વાક્યોનો ખાસ ઉપન્યાસ કરવો જોઈએ તેનો કર્યો નથી, પણ અમુક વાક્યોનો જ અને તે પણ અશુદ્ધ કર્યાં છે, જેથી અર્થભંગ પણ થવાનો સંભવ રહે છે આશ્ચર્યની વાત છે કે અનુવાદકે શાસ્ત્રીજીના લેખનાજ શબ્દોની તફડંચી કરેલી હોવા છતા તે વાતનો કોઈ પણ ઠેકાણે નિર્દેશ સરખો કર્યો નથી? અનુવાદકની કૃતજ્ઞતાનું સૂચન આથી વધારે હોઈ શકે? પછી ગ્રન્થકાર શ્રીનાથજીનું ચિત્ર આપીને, તેથી વૈષ્ણવ બ્રાહ્મણોને મોહ કરીને, બ્રહ્મવાદવિરુદ્ધ ગાયત્રીકલ્પનું મૂલ સંસ્કૃતમાં આપે છે પછીથી ગાયત્રીમંત્રનું વિશેષ વિવેચન આપવામાં આવ્યું છે. 'વેદોક્તધર્મપ્રકાશ' ઉપરથી મંત્રશાસ્ત્રનો લેખ લેવામાં આવ્યો છે. પ્રાર્થનાસુભાષિત સમાપ્ત થયા પછી પહેરગીરના ધોકા જેવો દંડ હાથમાં લઈને, મસ્તક ઉપર ભિક્ષાપાત્ર મુકીને, એક હાથમાં કમંડલુ ધારણ કરીને, ઉભેલા બ્રહ્મલીન (?) મહાત્મા પૂર્ણાનંદજીની પ્રતિકૃતિ આપવામાં આવી છે. છેવટે કેટલીક કવિતાઓ આપી છે, અને ગ્રંથ સમાપ્ત કર્યો છે. અંતિમમાં વિવિધજનોના આ પુસ્તક માટે આવેલા અભિપ્રાયો આપ્યા છે, અને પટવારીસાહેબ જેવાઓએ પણ આમાં મદદ આપી છે, એમ ખુશી સાથે જણાવવામાં આવ્યું છે।

છેવટે અમારે લખવાનું કે અનુવાદકે અને પ્રયોજકે જે ઉદ્દેશથી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, તે ઉદ્દેશ સફલ થશે કે કેમ એ તો સંશયગ્રસ્ત જ છે. જો કે એઓનો ઉત્સાહ, ગાયત્રી ઉપરનો પ્રેમ, પ્રશંસાપાત્ર જ છે, ગાયત્રીની સેવા બજાવવાની તેમની ઉત્કટ આકાંક્ષા આદરણીય જ છે, પરંતુ તેમાં જે રીતિએ કાર્ય થવું જોઈએ તે રીતિએ નથી થયું એ ખેદકારક છે ગાયત્રી ઉપર જે જે મહાન્ આચાર્યોએ જે કંઈ લખ્યું હોય તે મૂલ શુદ્ધ સ્વરૂપમાં છાપીને, નિષ્પક્ષપાત રીતે તેનું શુદ્ધ ભાષાન્તર કરીને, પોતાનું જજમેન્ટ પ્રસિદ્ધ કરીને, 'તટસ્થ'તાનો ડોળ કરવાનું ત્યજવાથી, કાર્ય યશસ્વિ નિવડે છે. મહાન્ આચાર્યોના, અને તો ગાયત્ર્યર્થભૂત અન્ય દેવોના પણ, ચિત્રો આપવા. લૌકિક ચિત્રો આવાં પુસ્તકોમાં હોવાથી તો લાભને બદલે હાનિ વિશેષ થાય છે

## જાહેર ખબર વગેરે.

૧. **દીનતા આશ્રયનાં પદ સંગ્રહ**—છપાવી પ્રસિદ્ધ કરનાર શ્રી પાટણ પુષ્ટિમાર્ગીય જ્ઞાનવર્ધક વૈષ્ણવ સભાના મંત્રી પરી. મથુરદાસ માનચંદ, મુ પાટણ નોછાવર રૂ. ૦॥=.

[1] માત્ર વ્યાહૃતિઓનો અર્થ લઈને જ વિરામ પામ્યા છે ગાયત્રીનો શ્રીવલ્લભાચાર્યકૃત અર્થ મિ દ્વિવેદીએ આપ્યો જ નથી વળી ગાયત્રીકલ્પ આ સંપ્રદાયમાં અપ્રમાણ છે, તેથી આ ગ્રન્થ કેવલ સ્માર્તોને જ ઉપયોગી થઈ પડશે, એટલે 'દૂર દૂર રાખનારી અનેકતાની એક નાની દિવાલ' આ પુસ્તકથી પડી ભાગવાની ભ્રાંતિ નથી રહેતી.

ઉપરના ગ્રન્થમા અષ્ટ સખાઓના ભાવોદ્દીપક પદોનો સંગ્રહ કરવામા આવ્યો છે. સર્વે પદો ઘણાં રસિક છે, તેનુ વર્ણન કરવાની કંઇ જરૂર નથી જેઓ નિરંતર તેનું રટન કર્યા કરે છે, તે તે રસના જ્ઞાતા છેજ. આ પુસ્તકનો સર્વે વૈષ્ણવોએ સગ્રહ કરવો

૨. षोडशग्रन्थभावार्थ.

ગોસ્વામિની શ્રીરાધાવલ્લભજીમહારાજની આજ્ઞાથી 'પ્રાચીનપુસ્તકપ્રસારકમંડલી' તરફથી ઉપરનું પુસ્તક બહાર પડ્યુ છે. તેમા ષોડશ ગ્રન્થના ભાવાર્થો કવિતામાં સરસ રાગમય વાણીમા ઉતાર્યા છે સ્વમાર્ગીય સિદ્ધાતથી ભરપૂર છે નોછાવર રૂ. ०।

મલવાનું ઠેકાણું:—**વેલજી નથુ મીસ્રી.**

રાજકોટ (કાઠિયાવાડ.)

૩. ભાગ્યોદય—દર માસે પ્રકટ થાય છે, કદ ૪૦ પૃષ્ઠનુ છતા લવાજમ માત્ર રૂ. ૧।। છે. પ્રકાશક રા. ગ જેઠાલાલ દેવશકર દવે.

મલવાનુ સ્થલ—**ભાગ્યોદય ઓફિસ—અમદાવાદ.**

ઉપરના માસિકમા જનસમુદાયના સામાજીક હિતના વિષયો સરલ ગુર્જર ભાષામાં ચર્ચવામા આવે છે વડોદરાવાલા નૃસિંહાચાર્યસ્થાપિત શ્રેયસાધક અધિકારિવર્ગના હિતાર્થે તેમના જ દષ્ટિબિન્દુથી ધાર્મિક વિષયો ચર્ચાય છે, જે તેમના અનુયાયીઓને ઉપયોગી થઈ પડે એવા છે. છેલા છટ્ઠા અકથી મહાન્ વૈદક ગ્રન્થ **ચરકસંહિતાનું** ગુર્જર ભાષામાં ભાષાંતર શરૂ થયલુ જણાય છે, જે વૈદકના, પુરાતન આર્ય વૈદકશાસ્ત્રના, જીજ્ઞાસુઓને પણ ઉપયોગિ થઈ પડશે

---

# लीलावैचित्र्य.

जानामि धर्मं न च मे प्रवृत्तिः
जानाम्यधर्मं न च मे निवृत्तिः ।
केनापि देवेन हृदि स्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥

આ શ્લોક ટાંકીને એના નીચે પ્રમાણે ત્રણ અર્થ આષાઢના વસન્તમાં એક સદગૃહસ્થે કર્યા છે. આ શ્લોક દુર્યોધનનો ઉચ્ચારેલો છે.

૧. દુર્યોધને કરેલો ખોટો અર્થ—

'ધર્મ શું તે હું જાણુ છુ, છતાં મારાથી એમાં પ્રવૃત્ત થઈ શકાતુ નથી, અધર્મ શું તે પણ જાણુ છુ છતા તેમાથી મારાથી નિવૃત્ત થવાતુ નથી, (કેમકે) હૃદયમાં રહેલો કોઈ અગમ્ય દેવ મને જેમ પ્રેરે છે તેમ હું કરૂં છુ.' આ પ્રમાણે અર્થ કરી નીચે પ્રમાણે અનુમાન કાઢે છે. 'ધર્મકૃત્ય ના કરવા માટે તેમ જ અધર્મકૃત્ય કરવા માટે પોતાની જવાબદારી અન્તર્યામી પ્રેરનાર દેવની જ છે.'

૨. ખરા અર્થ—

'હું ધર્મ જાણું છું, પણ તે તરફની મારી પ્રવૃત્તિ તે મારી પોતાની નથી; અને અધર્મ જાણું છુ, પણ તેનાથી નિવૃત્ત થાઉ છુ તે નિવૃત્તિ મારી પોતાની નથી; જે છે તે મને પ્રેરનાર દેવની પ્રવૃત્તિનિવૃત્તિ છે; કેમકે એ હૃદયસ્થિત દેવ પ્રેરે છે તેમ હું કરૂ છું.' આ પ્રકારે અર્થ કરીને ઉમેરે છે કે 'આ અર્થમા મનુષ્ય કેવલ સ્વેચ્છાહીન બુદ્ધિહીન પુતલુ બને છે, તેથી' અરુચિથી તૃતીય અર્થ આપવામા આવે છે. '૩ ધર્મ શુ તે હું જાણુ છુ, પરંતુ તે તરફની મારી પ્રવૃત્તિ તે મારી પ્રવૃત્તિ નથી, કેવલ મારા ઇચ્છાબલથી હુ તે કૃત્ય કરૂ છુ એમ નથી, તેમ જ અધર્મ શું તે હું જાણુ છુ, પરન્તુ તે કૃત્ય તરફથી હું નિવૃત્ત થાઉ છુ તે મારી નિવૃત્તિ નથી, કેવલ પોતાના ઇચ્છાબલથી હું પાપ કરતા અટકુ છુ એમ નથી, (ત્યારે કોના ઇચ્છાબલથી આ બને છે? તે કહે છે –) મારા હૃદયમા રહેલો કોક અગમ્ય દેવ છે તે જેમ મને પ્રેરે છે તેમ હું કરૂ છુ, અર્થાત્ એની ઇચ્છાના બલથી હુ પુણ્ય કરવાને પ્રવૃત્ત થાઉ છુ ને પાપથી નિવૃત્ત થાઉ છુ.'

પાછલા બે અર્થ બહુ પાંડિત્યથી ઉપજાવેલા હોવાથી શ્લોકમા નહિ એવા ઘણા શબ્દોનો અધ્યાહાર કરીને અર્થ કરવો પડ્યો છે એ તો આપાતત વાચકને સ્પષ્ટ થાય છે આમ કરવાના પ્રયોજનની શોધ કરતા માલમ પડે છે કે ચર્ચાપત્રીને જીવને કોઇ પણ પ્રકારે સ્વકર્મના બન્ધમાથી મુક્ત કરવો ઇષ્ટ નથી. હૃદયસ્થિત પ્રેરે છે એ વાત ખરી, પરંતુ તેથી જીવની જોખમદારી નષ્ટ થતી નથી. પોતે પ્રાર્થનાસમાજી હોવાથી 'જ્યારે કર્તવ્ય–અકર્તવ્યનો પ્રસગ આવે ત્યારે પ્રભુની પ્રાર્થના કરી તેની ઇચ્છા સમજી સ્વેચ્છાનો તેની ઇચ્છા જોડે સયોગ કરી આચરણ ઘટે કરવુ' એવો ફલિતાર્થ સૂચવ્યો છે ધર્મ અને અધર્મમા મનુષ્ય પ્રવૃત્તિ કરે અને તેની જોખમદારી ઇશ્વરને માથે નાખે તો તેમ કરવામાં મનુષ્ય સ્વેચ્છાહીન બુદ્ધિહીન પુતલુ બને છે, પરંતુ મનુષ્ય પુતળુ નથી, એમના મતે જીવ ઇશ્વરથી અત્યન્ત ભેદ છે, તેથી તે અનુમાન એમને પોતાને રુચ્યુ નથી.

સ્વમન્તવ્યના આરોપણ સિવાય આમા બહુ તત્ત્વ હોય એમ સમજાતુ નથી. આ શ્લોકનો ઉચ્ચાર કરીને જ તદુક્ત અર્થનો દુર્યોધને 'દુરુપયોગ' કર્યો હોય એ એ શ્લોકના સ્પષ્ટ અર્થથી વિપરીત લાગે છે દુર્યોધન કહે છે કે—'ધર્મ જાણું છુ અને (તેમાં) પ્રવૃત્તિ નથી, અધર્મ જાણું છુ અને (તેમાથી) નિવૃત્તિ નથી (આ પ્રકારે ધર્મ તથા અધર્મનું પોતાને જ્ઞાન હોવા છતા તેમાં પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કેમ થતી નથી ત્યારે કહે છે કે –) હૃદયમાં બિરાજતા કોઇ એક દેવથી જેમ નિયુક્ત થાઉં છુ તેમ કરૂ છુ' અત્ર ચકાર હોવાથી વાક્યદ્વય હોય એમ પણ લાગે છે 'ધર્મ જાણુ છુ અને (તેમા) પ્રવૃત્તિ નથી (તે પણ) જાણુ છુ' ઇત્યાદિ આ પ્રકારે શ્લોકનો યથાક્ષરાર્થ છે આમાથી દુર્યોધને આ સિદ્ધાન્તનો દુરુપયોગ કર્યો એમ માની લઈને અતિપાંડિત્યદ્યોતક ચર્ચા કરવી તેના કરતા શ્લોકના અર્થને જ અનુસરીને જે તાત્પર્ય નીકળે તે જ ગ્રહણ કરવુ યુક્ત છે સર્વને વિદિત જ છે કે મહાઅધર્મી પુરુષને પણ કોઇ સમય એવો આવે છે કે જ્યારે તેને પોતાનુ યથાર્થ સ્વરૂપ સ્ફુરે છે, 'તેમ દુર્યોધનને અહિ સ્વસ્વરૂપની અધમતા સ્ફુરે છે,' અને તે કહે છે કે ધર્મમા પ્રવૃત્તિ અને અધર્મમાથી નિવૃત્તિ એ ધર્મ તથા અધર્મના જ્ઞાનમાત્રથી

પ્રની નથી. પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઉભયનુ મૂળ હૃદયસ્થિત દૈવેચ્છા જ અથવા ઈશ્વરેચ્છા જ છે. ઈશ્વરની ઉદ્ધાર કરવાની ઇચ્છા હોય તો ધર્મમાં પ્રવૃત્તિ થાય અને અધર્મમાથી નિવૃત્તિ થાય, અને ઈશ્વરની અધપાત કરવાની ઇચ્છા હોય તો ધર્મમાં નિવૃત્તિ થાય અને અધર્મમા પ્રવૃત્તિ થાય મુખ્ય કર્તૃત્વ જીવનુ નથી, પરન્તુ પરમાત્માનુ જ છે. સ્વલીલાનું વૈચિત્ર્ય અખડિત સતત રહે તેને વાસ્તે પ્રભુ પ્રત્યેક જીવના હૃદયમા બિરાજીને સ્વેચ્છાનુસાર પ્રવૃત્તિનિવૃત્તિ કરાવે છે શ્રુતિ પણ કહે છે કે 'एष उ एव साधु कर्म कारयति यमेभ्यो लोकेभ्य उन्निनीषति ઇત્યાદિ.' તાત્પર્ય કે જીવે ધર્મ અને અધર્મની પ્રવૃત્તિનિવૃત્તિ પોતાની છે (એટલે 'શકટનો ભાર જેમ શ્વાન તાણે') એમ નહિ માનતા સર્વ પ્રવૃત્તિ અને નિવૃત્તિનુ પરમ કારણ પોતે નથી પણ પ્રભુ જ છે એમ માની, અહતામમતાનો ત્યાગ કરી, પ્રભુ જે પ્રકારે પ્રેરે તે પ્રકારે આચરીને કૃતાર્થ થવુ પોતાની ઇચ્છા પ્રભુની ઇચ્છાથી ભિન્ન છે એમ માની સ્વેચ્છાનો પ્રભુની ઇચ્છા જોડે સયોગ કરવો એ અહતાવાન્ પુરુષો જ કરી શકે. જો કે તેમા પણ વસ્તુત પ્રભુની જ ઇચ્છા પ્રવર્તશે. પ્રભુની ઇચ્છા અનુસરવામા જીવ સ્વેચ્છાહીન કે બુદ્ધિહીન 'પુતળુ' નહિ બને, કારણ કે પ્રભુ જ તેને બુદ્ધિ અને સ્વેચ્છાનું, પુતળું બનાવીને નચાવવાને (सूत, See यास्क), દાન કરશે ગીતાનો શ્લોક પણ આ જ તાત્પર્યનું સમર્થન કરે છે. કોઇ પણ રીતે પ્રભુનુ મૂળ પ્રેરકત્વ અને તદ્દ્વારા કર્તૃત્વ ખડિત થવાનું નથી જ્યાં સુધી જીવને અહંતામમતા છે ત્યાં સુધી પોતાના ધર્મ-અધર્મની જવાબદારી રહે છે, પણ જ્યા અહંતામમતા છૂટે અને હૃદયસ્થિત પ્રભુ જ પોતાને પ્રેરે છે એમ અનુભવ કરે તો પછી જવાબદારી ક્યાં રહી? હૃદયસ્થિત પ્રભુની પ્રેરણાપ્રમાણે આચરનાર મનુષ્યના પાપ અને પુણ્ય પાપત્વ અને પુણ્યત્વથી જ રહિત થાય છે, એ કર્મો થતો અટકે છે, નિષ્કર્મી થાય છે, અને નિષ્કર્મી થવાથી જ જવાબદારી હવામા ઉડી જાય છે, જુઓ, 'परात्तु तच्छ्रुतेः', 'फलमत उपपत्ते' ઇત્યાદિ વેદાન્તસૂત્ર

કદાચિત્ શ્લોકમાથી ફલિત થતુ આવું તાત્પર્ય દુર્યોધનને પોતાને શાન્ત ચિત્તવૃત્તિના પ્રસગે સ્ફુર્યું હોય અને તેથી ઉક્ત શ્લોકનો ઉચ્ચાર કર્યો હોય એ જેટલું સ્વાભાવિક લાગે છે, તેટલું એ સિદ્ધાન્તનો એણે દુરુપયોગ કર્યો અને તેથી ઉક્ત શ્લોકના સ્પષ્ટ સિદ્ધાન્તનો અનાદર કરી અન્ય સિદ્ધાન્ત ઉપજાવવાને ઉચ્ચાર કર્યો હોય એ સ્વાભાવિક લાગતુ નથી. ઉપર્યુક્ત સિદ્ધાન્ત જે દુર્યોધનને કદાચિત્ સ્ફુર્યો તેનુ જ અનુસરણ હમેશાં એણે કર્યું છે, એવું કહેવાનો અહિં આશય નથી. એવો પણ પવન તો એને વાયવો ખરો!

આ લખ્યા પછી ઉક્ત શ્લોકનો અર્થ નીચે પ્રમાણે કરવાની સૂચના એક મિત્રે કરી છે. ઉક્ત શ્લોકમા 'ન' ને દેહલીદીપકન્યાયથી ઉભયની સાથે લેવાથી એવો અર્થ નીકળે છે કે 'ધર્મ હું જાણુતો નથી તેથી તેમા મારી પ્રવૃત્તિ નથી' 'અધર્મ જાણુતો નથી તેથી તેમાથી મને નિવૃત્તિ નથી, ઇત્યાદિ' આ પ્રમાણેના અર્થમા દુર્યોધનનું શાઠ્ય જ પ્રકટ થાય છે.

   

પુ. ભ. સુ.ના ગત વર્ષના અન્તિમ અંકમાં અત્રત્ય શ્રીમદ્ગોસ્વામિશ્રીગોવર્ધનલાલજીના જામાતા ગોકુલસ્થ તિલકભટ્ટ ગોવર્ધનશર્માએ પ્રકટ કરેલા 'ચંદ્રરસોદય'નામક લેખની સમીક્ષા કરવામા આવી હતી તેનો આશય માત્ર એટલો જ હતો કે તિલકભટ્ટજીએ

પોતાના લેખમા 'શ્રીવલ્લભગોસ્વામીના શુદ્ધ વેદાન્તસૈદ્ધાન્તિક સિદ્ધાંતઉપર નિર્ણયસિન્ધુપ્રભૃતિમુલકતા આરોપવાની ધૃષ્ટતા' ન કરી હોત અને ઇતિહાસની દૃષ્ટિથી અને બીજા આસપાસના સંયોગો જોઈને 'શ્રીવલ્લભગોસ્વામીના સિદ્ધાન્તને ઇતર પણ સ્વમાર્ગીય પ્રમાણોથી પોષ્યો હોત તો ભટ્ટજીના મન સાથે દુર્ભાગ્યે શ્રીવલ્લભગોસ્વામીના શુદ્ધ સિદ્ધાંતની અવગણના આ પ્રસંગે કરવામા આવી તેમ થાત નહિ.' આ ઉપરથી જણાશે કે અમારો ઉદ્દેશ તિથરાભટ્ટે શોધી કાઢેલા સિદ્ધાંતોને વગોવવાનો ન હતો, પરંતુ તેમણે જે પદ્ધતિ સ્વીકારી તે નહિ સ્વીકારતા કેવલ સાંપ્રદાયિક અને પ્રામાણિક સ્થિતિનુ જ અવલંબન કર્યું હોત તો તેમની સ્થિતિ અસહાય અને ખેદપ્રદ ન થઈ પડત.

ઉપરના વૃત્તાન્તને લગભગ બે માસ થઈ ગયા પછી તેજ તિથરાભટ્ટે આ માસિકની ઓફિસમાં તેમના મતનું ખંડન કરનાર મથુરાજીમાંથી કોઇએ તેમની સામે પ્રકટ કરેલો લેખ જોવા માટે મોકલ્યો હતો. તે પછી થોડા જ સમયમા તે 'તિથરાભટ્ટજી' તરફથી કે તેમના કોઇ નવા અવતાર તરફથી અથવા કોઇ તેમના આશ્રિત તરફથી, નનામુ હેંડબિલ બહાર પડ્યુ હતુ. નામઠામ વગરનું, અરે પ્રેસનું પણ નામ જેમ થી ગેપ થયલુ એવુ, હેંડબિલ જોઈને અમને ઘણુ આશ્ચર્ય થયુ જણાયુ કે લીલાલોચક દૈવદૃષ્ટિનો ઇતર સૃષ્ટિ ઘણો સમય થયા દ્વેષ કરે છે, પરંતુ તેની સામે મેદાનમા પડી શકતી નથી, દૈવદૃષ્ટિનો જાહેરમા દ્વેષ કરવા નીકળતા તે સૃષ્ટિ પોતાના કુલને કલંક લાગવાના કે ગમે તેવા ભયથી 'છુપાની નાસતી ફરે છે! સબબ નામઠામ છુપાવીને 'મુખપર નકાબ!' દઈને ફર્યા કરે છે!

સનાતનધર્માભિમાની 'તિથરાભટ્ટ'નો સમાલોચક કહે છે 'લીલાલોચક સૃષ્ટિ સનાતન ધર્મની અંદર રહી ગુપ્ત રીતે પુષ્ટિમાર્ગને આર્યસમાજ કરતાં પણ સરલ બનાવવા માટે યત્ન કરે છે.' સમાલોચકની આ સમજણ ક્યાંથી ઉદ્ભવી એનો વિચાર કરવાની જરૂર નથી તેને એટલુંએ ભાન નથી કે લીલાલોચક સૃષ્ટિ કહેવાતા અને સર્વાંશે અનિયત સનાતનધર્મની નથી, પણ શ્રીમદ્વલ્લભઆચાર્યના માર્ગને 'સર્વાંશે' વળગી રહેનારી છે. અંદર રહીને ગુપ્ત રીતે પુષ્ટિમાર્ગનુ કોણ નિકંદન કરે છે એ હવે દુનિયાની સમજબાહાર નથી, આર્યસમાજથી પણ આ માર્ગને આટલો બધો કોણ નિંદાપાત્ર બનાવે છે એ દુનિયા સારી પેઠે સમજે છે એકાક્ષી સમાલોચકને અમે ચેલેંજ કરીએ છીએ કે લીલાલોચક સૃષ્ટિએ પુષ્ટિમાર્ગથી કયા અંશમા વિરુદ્ધ લખ્યું તે બતાવી આપવુ લીલાલોચક સૃષ્ટિએ કયે સ્થને આચાર્યોની નિંદા અને પંડિતનામધારીઓની અસૂયા પ્રકટ કરી? કયે ઠેકાણે લીલાલોચક સૃષ્ટિએ 'આચાર્ય' 'પંડિત' વગેરે પદવી ધારણ કરવાની ઇચ્છા કરી? હા, લીલાલોચક દૈવ સૃષ્ટિનો સહજ દ્વેષ કરનારી ઇતર સૃષ્ટિએ તો તેવી પદવીઓ ધારણ કરવાની ઇચ્છા જ નહિ પણ ધારણ કરી લેવાની ધૃષ્ટતા પણ બતાવી છે, 'ભટ્ટાચાર્યે' ભટ્ટાચાર્યની, નામધારી 'તિથરાભટ્ટે' 'શુદ્ધાદ્વૈતપુષ્ટિમાર્ગસિદ્ધાંતપંડિત'ની પદવીઓ શુ નથી ચોટાડી? લીલાલોચક સૃષ્ટિએ કયે સ્થળે પોતાને હાથે તેવી પદવીઓ લખી તે ઉપનેત્રી સમાલોચક 'ભટ્ટ' જણાવશે? વિકટાક્ષ ચતુરક્ષ પ્રેક્ષક લીલાલોચકે લખેલી સંસ્કૃત પંક્તિમા ભુલો દેખાડવાને યત્ન કર્યો છે। તેમા એણે પોતાની ગગનચુંબિત બુદ્ધિનો કેટલો 'ખર્ચ' કર્યો છે તે સ્પષ્ટ જણાય છે તે ભાટ્ટમતાવલંબીનો પોતે જેની હિમાયત કરી છે તેને સંસ્કૃત ભાષાનુ કેટલુ જ્ઞાન છે, એ તેના જ બનાવેલા 'મતસિદ્ધાંતસંગ્રહ,શું'-

માં જોયુ હોત તો જણાત કે તેમને સંસ્કૃતનો કેટલો ગધ છો સમાલોચક તે પંક્તિમા દોષ કાઢે છે કે 'યત્ર વગેરે ચાર પદોનો સંબંધ જણાતો નથી.' પરંતુ તે પંડિત પ્રખર દોષ જોવાની ધુનમાં શું લખાયલુ છે તે પણ જોઈ શકયો નથી! 'खल सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति એ ન્યાય તો જાણે ઠીક પણ સર્ષપતુલ્ય છિદ્ર ન હોય તો પણ તે જોવાં એ કઇ જેવાતેવા ધીવરોનું કાર્ય નથી! તેવા તો तें के न जानीमहे એ ઉક્તિની કોટિમા ગણાયા છે 'તિત્રરાભટ્ટ'-ના અનુયાયીને અમે પૂછીએ છીએ કે લીલાલોચકે यत्र લખ્યુ છે કે यद्रा ? यद्रा એ શુદ્ધ જ લખ્યુ છે તો તેના સંબધની જીજ્ઞાસા નકામી છે यत्र એમ અશુદ્ધ લખ્યુ હોય તો તે 'બતાવી આપવાની ચેલેંજ કરવામા આવે છે ગરિબ બિચારાને કોઇ પણ દોષો જડયા નહિ એટલે તદન ખોટા દોષો ઉદ્ભાવીને પોતાની પોકલ પંડિતાઈ બતાવવાનું સુઝ્યુ છે! તેની આ 'અસહાય અને ખેદપ્રદ' દુસ્થિતિ ઉપર દરેક મનુષ્ય દયાદષ્ટિએ જોશે. બીજા પદોનો સંબંધ કેવી રીતે જોડાય છે એ જાણવાની તીવ્ર ઇચ્છા હોય તો લીલાલોચક દષ્ટિની સમીપમાં જતાં સારી પેઠે જણાશે. સદર તિપરાનુગામી સમજે છે કે 'પંડિત' થવા માટે પૂર્ણ પરિશ્રમ સાથે સર્વશાસ્ત્રજ્ઞાના સપાદન કરવી પડે છે, અને બી. એ અને એમ. એ. તો પાલનામાં ઝુલતાં ઝુલતાજ થઈ જવાય છે. આ જ તેમની પંડિતાઇ કેટલા ગજ લાંબી છે એ સિદ્ધ કરી બતાવે છે. नहि वन्ध्या विजानाति गुर्वीं प्रसववेदनाम् એ ન્યાયે તેમની ધુરંધરતા કેવી છે તે જણાઈ આવે છે. એક કવિ કહે છેઃ—'કથન કહું સુણ કુકડા તુજ હિન કારણ આજ, તારે તત્પર નવ થવું રત્નપરીક્ષા કાજ.' આ ન્યાયે એમને હવેથી પોતાની પંડિતાઈના પડ ઉખેડવાની ના કહીશું તો તેમની 'અસૂયા' કરી કહેવાશે નહિ. દાક્ષિણાત્યોમા 'આચાર્ય' 'ભટ્ટ' વગેરે શબ્દો રસોઇયાને માટે વપરાય છે તેવુ જ આચાર્યપદ 'ભટ્ટાચાર્યને' જોઇતુ હોય તો તે આપવાની કશી જરૂર જ નથી, કારણકે કેટલેક ઠેકાણે ભટ્ટજીઓ રસોઇયા તરીકે જ રહેલા હોય છે પુષ્ટિમાર્ગમા 'આચાર્ય' શબ્દથી માત્ર શ્રીમહાપ્રભુજીને જ જાણવામાં આવે છે. કોઇ પણ સાંપ્રદાયિક ગ્રંથોમા શ્રીમહાપ્રભુજી સિવાય બીજા કોઇ પણ મહાન્ પંડિતવર્ય બાલકોને પણ 'આચાર્ય' સંજ્ઞાથી ઓળખવામાં આવ્યા નથી. આ વાતની ખબર, 'સર્વનિન્દાસત્ર'ના કશ્મલ ધૂમથી આવૃતનયનવાન્ 'ભટ્ટના' ભક્તને ન હોય એ સ્વાભાવિક છે, એમ વારંવાર એ વિષય ઉપર અમારા વિચારો દર્શાવ્યા છે, એટલે અત્ર પિષ્ટપેષણની જરૂર નથી.

ભટ્ટજીનો ભાઈ અડાવે છે કે 'શ્રીગોકુલનાથજીના પ્રાકટ્યનો સમય સં. ૧૬૦૮ છે અને ૧૨૫ વર્ષ સુધી ભૂતલને આપે અલંકૃત કરેલ છે.' આ ભૂતવેત્તાને અમે પૂછીએ છીએ કે આ અદ્ભુત શોધ કયાથી કયા ઇતિહાસમાંથી 'સિદ્ધ' કરી? કયા ગ્રંથમાં તેઓશ્રી ૧૨૫ વર્ષ બિરાજ્યા એવુ લખ્યુ છે? આ ભૂતભાષ્યકાર એ પ્રશ્નોના ઉત્તરમાં કઇ લખતા નથી. અમે શ્રીગોકુલનાથજીના એક ચુસ્ત સેવકને તે વિષે પુછ્યુ અને તેથી જણાવ્યું છે કે તેઓશ્રી ભૂતલ ઉપર ૮૯ વર્ષ બિરાજ્યા છે'એમ પ્રાચીનતમ ગ્રંથોમા ઉલ્લેખ છે આ 'સંસ્કૃતજ્ઞાનનો લેશ' ધારણ કરવાનો ડોલ કરનાર ૩૬ વર્ષ ધરનાં ઉમેરી નાખે છે નિર્ણયસિંધુનો નિર્માણકાલ સ. ૧૬૬૮ નો છે. હવે તે વખતે પણ 'તિપરાભટ્ટ'ની ત્રિકાલદષ્ટિએ પ્રેસ વગેરે બધા સાધનો જણાયાં હશે, એટલે જુજ સમયમા તે ગ્રંથ પ્રસિદ્ધ અને શ્રીગોકુલનાથજી-પર્યંતને માન્ય પણ થઈ ગયો, અને તેને આધારે શ્રીગોકુલનાથજીએ આ સિદ્ધાંત

પ્રકટ કર્યો ! તે ગ્રંથ લખાઈ પૂર્ણ થવાની સાલ ૧૬૪૮ છે, તે પછી એટલે ૨૧ વર્ષ પછી આપ લીલામા પધાર્યા છે એમ જણાય છે. તેવા ઉત્કટના સમયમાં, કશા પણ સાધનો વિનાના સમયમા, તેઓશ્રીએ તેના આધારે ગ્રંથ રચ્યો એ માનવુ એ સ્માર્તાન્ધતા નહિ તો બીજુ શુ ? વળી તેઓશ્રીએ નિર્ણયસિંધુ બન્યા પહેલા જ સ્વસિદ્ધાંત પ્રકટ કર્યો ન હતો તેવા કઇ આ 'તિથરાભટ્ટ'ને પ્રમાણ મળે છે ? ભટ્ટજીનો ભક્ત પહેલા તો એમ સિદ્ધ કરવા ગયો કે નિર્ણયસિંધુનો આશય લઈને શ્રીગોકુલનાથજીએ સિદ્ધાંત પ્રકટ કર્યો પણ પાછળથી પોતાની પોકળ દલિલોથી ડરી જઈને લખે છે કે 'નિર્ણયસિંધુનો આશય લઈ શ્રીગોકુલનાથજીએ લખ્યુ એ વાત ભટ્ટજીના લેખમા નથી તો પછી આક્ષેપ કરવો તે ભ્રાન્તિમૂલક જ ગણાય' આ લેખકને ભટ્ટજીના લેખનો કેટલો સ્પર્શ થયો છે તે અમે જણાવીએ છીએ ભટ્ટજી લખે છે કે —**इममेवाशयं मनसिकृत्य गोस्वामिश्रीवल्लभपादैः स्वकृतसेवापद्धतौ सर्वोत्सवप्रकाशे स्पष्टतयोक्तम् ।** અર્થ—'**આ જ આશયને** મનમા લઈને ગોસ્વામિશ્રીવલ્લભચરણે સ્વકૃત સેવાપદ્ધતિમા સર્વોત્સવપ્રકાશમા સ્પષ્ટપણે કહ્યુ છે.' પહેલાં ભટ્ટજીએ નિર્ણયસિન્ધુ અને ધર્મસિન્ધુના આશયનો ઉપન્યાસ કર્યો છે અને પછી લખે છે કે 'આ જ આશયને મનમાં લઈને' તેનો અર્થ શુ ? શું તેથી કોઇ પણ તટસ્થ એમ નિશ્ચય ઉપર ન આવે કે નિર્ણયસિન્ધ્વાદિગ્રંથોના આશયને મનમાં લઈને આપશ્રીએ વાક્યો કહ્યા ? इदमन्तु मणिकृष्टे એ વૈયાકરણકારિકાનુ આ 'તિથરાભટ્ટ'ને વિસ્મરણ થયુ તો નથી ? જો 'તિથરાભટ્ટ'ને એમ જણાયુ હોત કે નિર્ણયસિન્ધુ વગેરેના આશય લઈને શ્રીગોકુલનાથજી આજ્ઞા કરતા નથી પણ સેવાસૌકર્યાર્થે જ કરે છે, તો પહેલાં શ્રીગોકુલનાથનુ મત દર્શાવ્યાને પછીથી તેને સાંપ્રદાયિક ઇતર ગ્રંથોથી પોષીને છેવટે સ્માર્ત ગ્રંથોનો પણ આશય અવિરોધાર્થે પ્રકટ કરત, પરંતુ તે સરલ માર્ગ ત્યજીને કેવલ ધર્મશાસ્ત્રનો પોતાને કાંઇક બોધ છે એમ બતાવવા માટે વિકટ માર્ગનુ આશ્રયણ કર્યું છે !

સ્માર્તમત સ્વમાર્ગથી જે અંશમાં વિરોધરહિત હોય તે પણ અગ્રાહ્ય છે એમ લીલાલોચકે કયા સ્થલમાં લખ્યુ છે એ ભટ્ટગામી સમાલોચક બતાવી આપશે ? માત્ર એટલુ જ જણાવ્યુ હતુ કે શ્રીગોકુલનાથજીએ જે સિદ્ધાંત સ્વીકાર્યો છે તે સ્માર્ત ગ્રંથોના ભટ્ટજીએ ઉપન્યસ્ત નિર્ણયસિન્ધ્વાદિના—આધારથી નહિ, પરંતુ સેવાસૌકર્યથી જ તેમાથી એવો અર્થ નથી નિકલતો કે સ્માર્તમતનો અવિરુદ્ધાંશ પણ અગ્રાહ્ય છે. છતા ગુણદૃષ્ટિવતી સમાલોચકસૃષ્ટિ તેવો અર્થ નિપજાવી બેઠી છે એ 'ભ્રાંતપ્રતારણા' નહિ તો બીજુ શું ? સનાતનધર્મપતિત-ભટ્ટમતાગ્રહી આગળ લખે છે કે મોટા મંદિરનું 'અનુકરણ નવા મંદિરવાળાએ કર્યું તે કર્મચારીઓની ભૂલ છે.' અત્ર લખવુ પડે છે કે નવું મંદિર ગોસ્વામી શ્રીદેવકીનન્દનલાલજીના અધિકારમા છે, તેઓશ્રીએ ભટ્ટજીના આ નિર્ણયને સંમતિ આપી વા પોતાના સર્વ મંદિરોમા તેનો અમલ થવો જોઇતો હતો તેઓશ્રીએ જો નવામંદિરવાળા ઉપર આજ્ઞાપત્ર મોકલ્યા હોત તો અમે નથી ધારતા કે તેઓ જાણી જોઈને 'ભૂલ' કરત.

ઉપર પ્રમાણે 'તિથરાભટ્ટ'ના હિમાયતીના લેખની સમીક્ષા કરીને છેવટે 'તિથરાભટ્ટ'જીને બે શબ્દ તેમના હિતાર્થે જ લખીએ છીએ 'તિથરાભટ્ટ'જીને ધર્મશાસ્ત્રનો બોધ છે એમા કાંઇ

બે મત નથી. વળી તેઓ સાંપ્રદાયિક નિર્ણયગ્રંથો વધારે પ્રમાણમાં સમજતા હોવાનો દાવો કરે છે, તો અમે એમને એટલી જ સૂચના કરીએ છીએ કે સંપ્રદાયના નિર્ણયના પ્રાચીન ગ્રંથો જેટલા મળે તેટલા શુદ્ધ સ્વરૂપમાં છપાવીને પ્રકટ કરો અને એવા વ્યર્થ ક્લેશથી, મતભેદથી, 'મુગ્ધવ્યામોહલીલા' કરવાના વ્યવસાયથી, દૂર રહો. જેટલું દ્રવ્ય આવા વ્યર્થ હેડંગિલોમાં ખર્ચાયું છે, તેટલું જ દ્રવ્ય જો નિર્ણયગ્રંથોની, અરે સેવાપદ્ધતિની જ પ્રસિદ્ધિમાં ખરચાય તો ભટ્ટજીનું નામ પણ ચિરસ્થાયી થાય અને સંપ્રદાયને પણ લાભ થાય. આશા છે કે ભટ્ટજી આ હિત સૂચનાનું અવશ્ય મનન કરશે।

ગત ભાદ્રપદ પૂર્ણિમાના ગ્રસ્તોદિતચંદ્રગ્રહણપ્રસંગે મુંબાઇમાં પુષ્ટિમાર્ગીય સર્વ વૈષ્ણવ મંદિરોમાં પ્રાચીન રૂઢિ પ્રમાણે સ્પર્શસમયે ૭॥ વાગે જ ગ્રહણના દર્શન ખુલ્યાં હતાં: ફક્ત તિથરાભટ્ટના શ્વશુર શ્રીમાનગોવર્ધનલાલજીના શ્રીત્રિભંગલલિતજીના (શ્રીગોકુલાધીશજીના) મંદિરમાં જ ચંદ્રોદયવખતે ગ્રહણનાં દર્શન ખુલ્યાં હતાં એ નોંધ લેવી અત્ર ઉપયુક્ત થઇ પડશે. તિથરાભટ્ટને સંમતિ આપનાર શ્રીદેવકીનંદનજીના નવા મંદિરમાં અને શ્રીમાન્ ગોવર્ધનલાલજીના માતૃચરણના (શ્રીલાલજીના) મંદિરમાં પણ તિથરાભટ્ટનો સુધારો સ્વીકારાયો નથી।

---

# भ्रमभेद.

કવિવર દયારામભાઈનું 'વર્ષાઋતુવર્ણન' ગયા અંકમાં મુદ્રિત થયું છે. તેમાં નીચેની ટૂંક આવે છે.—

'પહેર્યાં નીલાંબર જો ધરા, લહી પ્રિયરસ માતી;
ઇંદ્રગોપના એ ચુંદડી, ચિરમાં રંગ રાતી. ૧૧

આ ટૂંકમાં ઈંદ્રગોપ શબ્દ આવે છે એનો અર્થ એક ટીકાકારે આ પ્રમાણે કર્યો છે. "ઇંદ્રગોપ ('ઇંદ્રગોપના' એમાં ના અક્ષર વિશેષ જોડ્યો છે) એ પૃથ્વીએ ચુંદડી ઓઢી છે તથા તે ચુંદડી ચીરમાં રંગે રાતી છે......ઇંદ્રગોપ-પરમેશ્વરની ગાયો (કદાપિ ઇંદ્રગોપના નહિ) પરમેશ્વરની ગાયો નહિ પણ ચુંદડી છે એમ લઇ શકાય."

આ અર્થ કેવો વિચિત્ર છે? ટીકાકાર પોતે સમજ્યો છે કે નહિ એનો નિર્ણય બુદ્ધિમાન્ વાચનારે કરવાનો છે. આ ઠેકાણે વાચનાર ટીકાકારના શબ્દો ઉપરથી કેવા અર્થનો નિશ્ચય કરે છે? ટીકાકારનો મુદ્દો હાથમાં આવે છે? વગેરે વગેરે ઘણા પ્રશ્નો થાય છે, પણ સમાધાન થતું નથી. આ ઉપરથી મેં કંઇ સરલતાથી સમજાવવા ઇંદ્રગોપનો અર્થ 'ઇંદ્રના-મેઘના-સંધ્યાકાલે ખુલવાના-ગોપના ગ્રામના' એવો કર્યો હતો. આ અર્થ પણ કેવલ કલ્પનાના જ આશ્રયથી ઉદ્ભવ્યો એમ મને હવે લાગે છે. વાસ્તવિક અર્થ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના ૨૦મા અધ્યાયમાં (વસ્તુતઃ ૧૭મામાં) વર્ષાઋતુનું વર્ણન વાચવાથી જણાય છે. કવિવરે ઉપરની પંક્તિમાં દર્શાવેલો ભાવ નીચેના શ્લોકમાં વિશદ છે.

हरिता हरिभिः शष्पैरिन्द्रगोपैश्च लोहिता ।

અર્થ—કોમળ લીલા તૃણથી લીલી બનેલી, ઇંદ્રગોપનામના લાલ રંગના કીડાઓથી ક્વચિત્ લાલ એવી, પૃથ્વી શોભતી હતી.

ઉપરના જ ભાવાર્થને કવિવરે પોતાના કાવ્યમા વૈચિત્ર્યવિશેષથી વર્ણવ્યો છે. આ ઉપરથી એમ પણ જણાય છે કે કવિવરે રચેલુ પડૃઋતુવર્ણન શ્રીમદ્ભાગવત, અન્ય પુરાણો, અને અષ્ટ સખાના કીર્તનોને આધારે છે. મર્હુમ રા. હરિલાલ હર્ષદ ધ્રુવે ભાલણના કાવ્ય ઉપરથી કવિએ આ કાવ્ય ઉપજાવ્યાનું જણાવ્યુ તે કેવલ કપોલકલ્પિત જ છે. કવિશિરોમણિ દયારામભાઈને એવા લૌકિક કાવ્યોના આશ્રયની જરૂર જ ન હતી

# શ્રીહરિરાયજીકૃતો માર્ગસ્વરૂપનિર્ણયઃ

બીજા સર્વે માર્ગોથી, સ્વમાર્ગ એટલે આપણો પુષ્ટિમાર્ગ સર્વથા અતિવિલક્ષણ સમજવો. પુષ્ટિમાર્ગનુ સ્વરૂપ આપણા પોતાના સામર્થ્યથી સર્વથા દુર્જ્ઞેય એટલે સમજાય નહિ તેવુ છે. તેથી શ્રીકૃષ્ણને ચિતા થવાથી કૃપા કરીને પોતાનું મુખ એટલે શ્રીવલ્લભાચાર્યને સર્વસામર્થ્ય-સહિત અગ્નાની પેઠે ભૂતલઉપર પ્રકટ કર્યા રસો વૈ સ એ શ્રુતિમા કહ્યા પ્રમાણે શ્રીકૃષ્ણને ભાવાત્મક માનેલા છે, તે પ્રકારે શ્રીકૃષ્ણનુ મુખ શ્રીવલ્લભાચાર્ય પણ ભાવાત્મકજ મંતવ્ય છે, કેમકે ભક્તોએ તેવો અનુભવ કરેલો છે, તેથી ભક્તોની પાછળ ચાલનારાઓએ (હાલના ભગવજ્જનોએ) તેવા જ (ભાવાત્મક જ) માનવા આ ઉપરથી એમ સિદ્ધ થયુ કે સર્વપ્રકારે પુષ્ટિમાર્ગ ભાવાત્મક જ પ્રકટ કરેલો છે બ્રહ્મસબધ મુખ્ય છે, તે પણ ભાવાત્મક જ છે. લગ્નથી સ્ત્રીનો પોતાના પતિમા જેમ ભાવ થાય છે, જેમ પોતાના પતિના સબધથી સ્ત્રી નિર્દોષ થાય છે, તેમ અહિ દેહ, પ્રાણ, અતઃકરણવડે યુક્ત જીવો પણ ભગવદ્ભાવના સબધથી નિર્દોષ થાય છે, એમ અતઃકરણપ્રબોધ ગ્રથમા શ્રીવલ્લભાચાર્યજીએ ચાન્દ્રી ચૈદ્રાજપત્ની ઇત્યાદિ શ્લોકથી કહ્યુ છે, માટે બ્રહ્મસબધથી પહેલાના દોષ ભગવાન્ સાથે સબધનો અટકાવ કરી શકતા નથી જેમ બીજાના ધાન્યના સબધથી, પોતાનો પતિના ઉચ્છિષ્ટ સિવાય બીજુ અન્ન ખાવાથી, પોતાના સ્વામીના ભોગના પદાર્થ (બીજાને) આપી દેવાથી, અને પોતાના દેહને અન્યના સબધમા આણવાથી, સ્ત્રીનો મ્હોટો દોષ થાય છે, તેમ અહિં પણ ભગવજ્જનોએ સમજી લેવુ જેમ સ્ત્રી મધ્યસ્થોદ્વારા પોતાનો ઉત્તમ આત્મા પતિને અર્પણ કરે છે, તેમ (જીવે) સબધીઓદ્વારા સર્વવસ્તુ પ્રભુને સમર્પણ કરવી, પોતાની પ્રભુસાથેની અનન્યતાના અનુસધાનનો અભાવ બાધક ગણાય છે. જેમ સ્ત્રી (પતિના) સબધીઓના સાથે (રહીને) પોતાના પતિવ્રતનુ રક્ષણ કરે છે, તેમ અહિ તાદૃશ જનોની સાથે (રહીને) બ્રહ્મસબધનુ ચિતન કરવુ, માટે જ્યા તાદૃશ જનો રહેતા હોય ત્યા જ રહેવુ. કલિયુગમા તેવા દુર્લભ છે, તેમને શોધી કાઢીને તેમની સાથે રહેવુ, માટે (તેવા મળતા નથી માટે) પ્રભુએ સ્પષ્ટ કહ્યુ છે કે 'હરિસ્થાનમા (મંદિરમા) રહેવુ.' અર્થાત્ ભાવનુ સર્વથા સારી રીતે રક્ષણ કરવુ, અને તે વધારવો ભક્તિવર્ધિની ગ્રથમા શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે કે વ્યાવૃત્તિરહિત થઈને (વ્યાપારરોજગાર છોડી દઈને) ભગવદ્ભજન કરવુ એવા જ આશયના અન્ય વચનથી તે બીજભાવ (સ્નેહભાવ) ભજનના ક્રમથી પ્રેમ, આસક્તિ અને વ્યસનની દશાને પ્રાપ્ત થાય છે એ પ્રાપ્ત કરવાને માટે સેવાની આજ્ઞા કરી છે, તે સેવાપણ ભાવાત્મક છે, તે સેવાથી પ્રાપ્ત થતા ફલરૂપ પ્રભુ પણ ભાવાત્મક જ માનેલા છે રસના મર્મને જાણનારાઓએ પ્રભુની લીલા પણ તેવી ભાવાત્મક જ સમજવી, અર્થાત્ કેવલ શ્રીમહાપ્રભુજીએ જે જે પ્રકાશ કરેલું છે તે સર્વે વિદ્વાનોએ સર્વથા ભાવાત્મક જ

સમજવું જેવું (ભાવાત્મક) મૂલ તેવું જ તેમાથી પ્રકટ થયલું કાર્ય પણ (ભાવાત્મક) થાય. ઉત્તમ જનોએ સમજવું કે આપણા આચાર્ય, તેમણે કરેલો માર્ગ, તે માર્ગથી પ્રાપ્ય પુરુષોત્તમ એ સર્વ અતિ-ઉષ્ણભાવથી પરિપૂર્ણ છે જેઓ આપણા આચાર્યને શરણે ગયના છે, જેમનું પ્રભુએ વરણ કરેલું છે, એવા વિચક્ષણ ભગવજ્જનોએ આવો જ સિદ્ધાંત સમજવો.

ઇતિ શ્રીહરિદાસવિરચિત માર્ગસ્વરૂપનિર્ણય સમાપ્ત

**વિવેચન**—આ લઘુ ગ્રંથમાં શ્રીહરિરાયજીએ પુષ્ટિમાર્ગના સ્વરૂપનો નિર્ણય ઘણી સરલતાથી સમજાય એમ આપ્યો છે માર્ગ ભાવાત્મક છે, કૃષ્ણ ભાવાત્મક છે, શ્રીમહાપ્રભુજી ભાવાત્મક છે, બ્રહ્મસબંધ ભાવાત્મક છે, સેવા ભાવાત્મક છે, સેવાથી પ્રાપ્ય પ્રભુ અને પ્રભુની લીલા ભાવાત્મક છે, એમ સર્વ ભાવાત્મક હોવાથી ભાવ આ માર્ગમા મુખ્ય છે. શ્રીમહાપ્રભુજીએ સ્વપુત્રોને કહ્યું છે કે—

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथंचन ।
तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥
सर्वथा भक्षयिष्यंति युष्मानिति मतिर्मम ।
न लौकिक प्रभु कृष्णो मनुते नैव लौककम् ॥
भावः तत्राप्यस्मदीयः सर्वस्वं चैहिकश्च स. ।
परलोकश्च तेनायं सर्वभावेन सर्वथा ॥
सेव्य स एव गोपीशो विधास्यत्यखिलं हि न ॥

**અર્થ**—જ્યારે તમે કોઇ પણ કારણથી બહિર્મુખ થશો, ત્યારે કાલના પ્રવાહમા રહેલા (તમારા) દેહ, ચિત્ત વગેરે સર્વથા તમારું ભક્ષણ કરશે, એમ મારુ માનવુ છે પ્રભુ કૃષ્ણ લૌકિક નથી, અને લૌકિકની (દ્રવ્યગ્રામ ભાવનગરની સામગ્રીની) દરકાર કરતા નથી, માટે પ્રભુમાં આપણો ભાવ રાખવો જોઇએ, આ દુનિયાનું આપણું સર્વસ્વ એ પ્રભુ જ છે, અને પરલોકનું સર્વસ્વ પણ પ્રભુ જ છે, તેથી સર્વભાવથી સર્વથા એ ગોપીપતિ કૃષ્ણની સેવા કરવી, તે આપણું સર્વસ્વ કરશે.

અપૂર્ણ.

---

## नरसिंहमहेता.

હાલમાં 'ગુજરાતી' પ્રેસ તરફથી સદ્ગત ઇચ્છારામનો શોધેલો નરસિંહમહેતાના કાવ્યનો સગ્રહ બહાર પડયો છે, તેમા ૫૩૩મે પાને નરસિંહમહેતાનું નીચલું પદ છાપી ટીકા કરવામા પોતે પોતાનું નરસિંહમહેતાના કાવ્યોનું અને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું અજ્ઞાન દર્શાવ્યું છે, એટલું જ નહિ, પરંતુ પોતાની બુદ્ધિ ઉંધે રસ્તે કેવી ચપલતાથી કામ કરે છે તે પણ લોકોમા સિદ્ધ કર્યું છે આ વાત અગાડી સ્પષ્ટ થતી જશે

પદ ૧૨૧ રાગ પ્રભાત (૫૩૩ મું પાનું.)

શ્રીહરિ નરહરિ કૃષ્ણ કરુણા કરી, રાખ રાધાવર ચરણ શરણે;
શોક મોહે ગયા જન્મ સઘળા વૃથા, દુષ્ટ ચિંતા કરી ઉદર ભરણે. ૧
દેહ ઇંદ્રિય પ્રાણ અંતઃકરણ દારા, ધન સોપીઆ ચરણ તારે,
જીવ વિદ્યા ધર્મ સર્વ શ્રીનાથ તું, તુજ વિના અવર નહી વસ્તુ મારે. ૨

માત તુ ભ્રાત તુ ભૂધરા, તુજ વિના અવર કોને ન જાણું;
દાસ હું નાથ તુ એમ જાણી સદા, દાર બેઠો તારા ગુણ વખાણું. ૩
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ ભૂતલે પ્રકટીને, પુષ્ટિમાર્ગ તે વિશદ કરશે;
દૈવ નિજ જીવને શરણુ જે આવશે, વિના સાધન ઉદ્ધાર કરશે. ૪
શરણુ દ્યો શ્રીહરિ દીન જાણી કરી, સર્વથા દાસને ચરણ રાખો;
બેઉ કર જોડીને નરસઇઓ વીનવે, નિત્ય પ્રતિ આવીને વદન દાખો ૫

ઉક્ત પદ પુષ્ટિભક્તિસુધાના ચતુર્થ વર્ષના પ્રથમ અંકમાં કઇક પાઠભેદસાથે છપાયુ હતુ, આ પદ અમને ભક્તકવિ શ્રીદયારામભાઈના શિષ્યપુત્ર **જોશી** છગનલાલભાઈ હિમતલાલભાઈ તરફથી મળ્યુ હતુ.

ઉક્ત પદમાં ચોથી કડીમાં શ્રીવલ્લભ અને શ્રીવિઠ્ઠલ પ્રકટ થઈને પુષ્ટિમાર્ગ પ્રકટ કરશે એમ ભવિષ્યવાણી છે આ ભવિષ્યવાણીનું સૂચન ભક્ત કવિશ્રી દયારામભાઈ પણ પોતાના પુષ્ટિપથરહસ્યગ્રથમાં કડી ૨૮ અને ૮૩માં કર્યું છે.

પ્રકટ પહેલી નરસિંહમેહેતે ગાઈ વંચાઈ,
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રકટ થશે વ્રજરાઈ,
કરશે પ્રકટ પુષ્ટિમાર્ગ ત્યા જે અનુસરશે,
કેવલ શરણમાત્રથી નિ સાધન ભવ તરશે.

આ ઉપરથી એમ સમજાય છે કે દયારામભાઈ પોતે આ ભવિષ્યવાણી માનતા આ ભવિષ્યવાણીને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો સત્ય માને એ જેટલે અંશે સ્વાભાવિક છે તેટલે જ અંશે પુષ્ટિમાર્ગીય જે ન હોય તે ન માને એ પણ સ્વાભાવિક છે, અને તેથી જો કોઇ અવૈષ્ણવ તે સત્ય ન માને તો તેને વાસ્તે એ જ ભવિષ્યવાણીમા શ્રદ્ધા રાખનાર કોઇ પણ ડાહ્યો વૈષ્ણવ આગ્રહ કરે નહિ. હિંદુસ્થાનમા એક વખત એવો હતો કે જે વખતે ભવિષ્યવાણી સર્વત્ર પ્રચલિત હતી હવે જમાનો એવો આવ્યો છે કે પવિત્ર જીવનના અભાવમા ભવિષ્યદર્શન અપ્રચલિતવાત્ મનુષ્યોને થઈ શકતું નથી, અને તેથી જ્યારે આવુ ભવિષ્યદર્શન એમની દૃષ્ટિએ પડે છે કે તરતજ કંઇ પણ વિચાર કર્યા વિના એવા જ સિદ્ધાતઉપર આવી બેસે છે કે એ તો સત્ય હોઈ શકે જ નહિ વસ્તુસ્થિતિ આ પ્રકારે છે. એટલે આ ભવિષ્યવાણી નરસિંહમહેતાની છે કે નરસિંહમહેતાને નામે કોઇ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે ચુસાડી દીધેલી છે એને વાસ્તે અમને ઉદાસીન વૃત્તિ રાખવી ઉચિત લાગે છે આ ભવિષ્યવાણીની દયારામભાઈને અને એમના શિષ્યોને જેટલુ સત્ય માનવાનો હક છે, તેટલો જ રા. ઇચ્છારામને અને તેમના અનુસરનારાઓને તે જ ભવિષ્યવાણી નહિ માનવાનો પણ હક છે, માટે સદ્‌ગત ઇચ્છારામે જો આ ભવિષ્યવાણી પુષ્ટિમાર્ગના કોઇ શ્રદ્ધાલુ વૈષ્ણવની કલ્પેલ છે એટલુ જ માત્ર દર્શાવ્યુ હોત તો આપણને એમને વાસ્તે કંઇ પણ કહેવાનુ રહત નહિ, પરતુ તે ઉપરાત જે કેટલુક અકાણ્ડતાંડવ ચિતરીને પુષ્ટિમાર્ગ તરફ પોતાનો અજ્ઞાનયુક્ત દ્વેષ પ્રકટ કર્યો છે, તે માફ કરી શકાય એમ નથી. ઉક્ત પદની ટીકા એઓ પોતે નીચે પ્રકારે કરે છે

"ઉપર્લુ પદ નરસિંહમહેતાની કૃતિ છે એમ મનાવવાનો પ્રયત્ન, શ્રીમદ્‌વલ્લભાચાર્યસંપ્રદાયના કેટલાક ગોસાઇના બાળકો અને અનેક વૈષ્ણવો કરે છે હેતુ સ્પષ્ટ છે કે પરમભક્ત નરસિંહ-

તાએ ગોળમા શનકના આરંભ પૂર્વે કે તેની લગભગમા એવું ભવિષ્ય ભાખ્યું હતુ કે પછી શ્રીમદ્વલ્લભાચાર્ય અને તેના દીકરા વિઠ્ઠલનાથજી જેને વૈષ્ણવો ગુસાંઇજી કહે છે ને ભોળા વૈષ્ણવો સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમનુ સ્વરૂપ કહે છે તે જન્મ લેશે અને પુષ્ટિ ર્ગને પ્રવર્તાવશે. પદની ભાષા વસ્તુત વિચારી જોતા આ પદની ચોથી કડી કૃત્રિમ છે એ હેવાની જરૂર નથી વૈષ્ણવો કહે છે કે નરસૈંયઓ પુષ્ટિમાર્ગનો વધઇઓ એટલે વધામણી આપનારો હતો અને નરસિંહમહેતાએ શ્રીવલ્લભાચાર્ય જે બોધ કરવાના હતા તે પ્રથમ જ- ણાવવાને જ જન્મ લીધો હતો. આ જેવો ઉલંગ દોહનો હું ધારૂછુ કે કોઇ પણ પથ- સંપ્રદાયમા નહિ હશે નરસિંહમહેતાના કાવ્યો પદો જેટલા જેટલાં જૂના ચોપડામાથી ઉતાર્યા , તેમા કયાહી એ પદ દૃષ્ટે પડયુ નથી. પણ અરાઢમી સદીના લખાયના વલ્લભસંપ્રદાયના ચોપડામાથી જ માત્ર આ પદ મળી આવ્યુ છે. નરસિંહમહેતો કયા પ્રકારના જ્ઞાન અને ભક્તિમાર્ગે ગમન કરનારો હતો તે તેના જ્ઞાનભક્તિ એ મથાળા નીચે આપેલાં પદો તથા પરિશિષ્ટમા આપેલા અન્ય પદો તેનુ સ્વરૂપ સુસ્પષ્ટ રીતે દર્શાવે છે અને તે પરથી સિદ્ધ થાય છે કે વલ્લભસંપ્રદાયની પુષ્ટિભક્તિથી કઇ જુદી જ દિશામા નરસિંહની ભક્તિ વહન કરે છે. સૂક્ષ્મ રીતે અવલોકન કરનારને પ્રત્યક્ષ થશે કે નરસિંહની જ્ઞાનભક્તિ અને પુષ્ટિભક્તિ વચ્ચે કોઇ પણ જાતની સામ્યતા નથી તો પછી ઉક્ત પદમા વર્ણવેલી ભવિષ્યવાણી નરસિંહ- મહેતો કેમ ભાખે ? નરસિંહની ભક્તિનુ સ્વરૂપ કોઇ પણ વિષ્ણુ ઉપાસક પથને માન્ય છે, સર્વદેશી છે, વલ્લભાચાર્યની ભક્તિનુ સ્વરૂપ એકદેશી છે

બીજુ આ પદની ૨ જી ને ૩ જી કડીમા શ્રીવલ્લભાચાર્યનો બ્રહ્મસબંધી જે મંત્ર છે તેનો ભાવ સમાવ્યો છે. આ મંત્ર સર્વમાન્ય કે વેદોક્ત મત્ર નથી તેવા મત્રનો પ્રવર્તક અમુક થશે એમ વૈષ્ણવો કહે એ તેમના એ પ્રેમલાપણાનો છળ અથવા મૂર્ખતાજ છે. નરસિંહ- મહેતો વિશુદ્ધ પરમ શ્રીકૃષ્ણનો ઉપાસક ભક્ત જ્ઞાની હતો છતા ઉપલુ પદ નરસિંહમહેતાનું જ હોય અને પુષ્ટિમાર્ગ પ્રવર્તાવવાના પેગામરૂપ હોય તો નરસિંહમહેતો શ્રીમદ્વલ્લભાચાર્યનો ગુરૂ ગણાશે[1] !"

પ્રથમ તો ભવિષ્યવાણી હોઈ શકે કે નહિ એને વાસ્તે આપણને આગ્રહ કરવાનું કારણ નથી. વૈષ્ણવો નરસિંહમહેતાને પુષ્ટિમાર્ગનો વધઇઓ કહેતા હશે તેનુ કારણ માત્ર આ પદ- નો જ આધાર નથી. નરસિંહમહેતો જ્ઞાન અને ભક્તિમા પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોને બહુધા મળતો આવે છે તેની વૈષ્ણવોને સારી રીતે ખબર હોવાથી તેઓ આ પ્રમાણે કહેતા હોય તો તેમનો દોષ માત્ર દોષજ્ઞની અજ્ઞાનતાનો જ સૂચક છે. નરસિંહમહેતાના અને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોમા સામ્ય છે તેનું દર્શન ગોવર્ધનરામને પણ થયલુ, પરંતુ ગોવર્ધનરામને પોતાને નરસિંહમહેતાની પણ ભક્તિના મૂળની ખબર નહિ હોવાથી સંપ્રદાયવાળાઓએ નરસિંહમહેતાના બીજરૂપ ઉપદેશને વિકસાવ્યો એમ તે માને છે. સદ્ગત ઇચ્છારામના જ્ઞાન અને બુદ્ધિને વાસ્તે અમને એમના ઉપર દયા આવે છે. પોતાના અજ્ઞાનમા શબ્દનો દુરુપયોગ કરવામા એક જાતનુ અદ્વિતીયત્વ એમણે સંપાદન

---

૧. અને રા. ઇચ્છારામે બ્રહ્મસબંધના મત્રનો પણ અશુદ્ધ ઉપન્યાસ કરી નાખ્યો છે ! આ ઉદ્ગારમા મોટા અક્ષર અમે કર્યા છે, જેથી વાચકોને ઉક્ત સદ્ગતની આતર- વૃત્તિની પ્રતીતિ થઈ શકે.

કરેલુ લાગે છે. એઓ પોતે લખે છે કે વલ્લભસમ્પ્રદાયની પુષ્ટિભક્તિથી કંઇ જુદી દિશામા નરસિંહની ભક્તિ વહન કરે છે. આ શોધ એમણે ક્યાંથી કરી? જ્ઞાનભક્તિમા આપેલાં એમના પદો–એમના જ નરસિંહમહેતાના કાવ્યસંગ્રહમાં આપેલાં પદો–પુષ્ટિભક્તિના જેવો ઉપદેશ શું કરતા નથી? સ્ત્રીભાવથી પ્રભુની ભક્તિ કરવાનો એટલે ગોપિકાના ભાવથી પ્રભુની ભક્તિ કરવાનું જેવુ પુષ્ટિમાર્ગમા મનાય છે તેવુ શુ નરસિંહમહેતાને સમ્મત નથી? 'રસઅર્થું રૂશણું નાથ નોરા કરે તે નડી નારી અવતાર પાખે' એ શુ બતાવે છે તે કહેવાની જરૂર નથી. સ્ત્રી સિવાય પ્રભુનો રસ કોઇથી અનુભવી શકાય એમ નથી સમ્પ્રદાયમાં ચતુર્ધા મુક્તિને 'તુચ્છ' ગણવામા આવે છે તેમ નરસિંહમહેતા પ્રભુની ભક્તિથી એ ચતુર્ધા મુક્તિને હલકી કોટિમા નથી ગણતા શુ? (જુઓ "ચતુર્ધા મુક્તિ છે જુજવી જુક્તિની તાહારા તે તેહેને નવ રાચે.") આ પ્રકારે વિશાલ દૃષ્ટિથી અવલોકન કરનારને માલમ પડે છે કે નરસિંહમહેતામાં અને પુષ્ટિમાર્ગમા સામ્ય છે જ એ સામ્યનુ તિરોધાન માત્ર ઇચ્છારામની પેઠે સૂક્ષ્મ રીતે અવલોકન કરનારને, અર્થાત્ નેત્રનિમીલન કરીને અવલોકન કરનારને, નરસિંહમહેતાની ભક્તિ અને પુષ્ટિભક્તિ વચ્ચે સ્ફુરે. વલી એઓ પોતે ઉમેરે છે કે નરસિંહમહેતાની ભક્તિ 'સર્વદેશી' છે અને પુષ્ટિભક્તિ 'એકદેશી' છે આનુ જ નામ શબ્દનો દુરુપયોગ. સ્ત્રીભાવથી પ્રભુની ભક્તિને, અને તે પણ જ્ઞાનને તત્ત્વનુ રૂપણ કહીને તુચ્છ ગણે તે ભક્તિને–'સર્વદેશી' કહેવી, અને તેવા જ આશયવતી પુષ્ટિભક્તિને 'એકદેશી' કહેવી એ નરસિંહમહેતાનુ અને પુષ્ટિમાર્ગનુ ખેદજનક અજ્ઞાન સૂચવે છે. નરસિંહમહેતામા અને પુષ્ટિમાર્ગમા સામ્ય છે એનો ઇસારો પુષ્ટિભક્તિસુધાના દ્વિતીય વર્ષના ચતુર્થ અંકમા પણ કરવામા આવ્યો છે, તેનો ખ્યાલ તો રા. ઇચ્છારામને ક્યાથી જ હોય?

પોતાનો કક્કો ખરો કરાવવાને લોકો કેટલે સુધી આડે રસ્તે જાય છે અને તે દ્વારા પોતાનુ અજ્ઞાન લોકોમા પ્રકટ કરે છે તે બ્રહ્મસમ્બન્ધમન્ત્રનુ આ ઇચ્છારામે કરેલુ ઉટંકન છે. "દેહ ઇંદ્રિય પ્રાણ અન્તઃકરણ દાર ધન સોપિયા ચરણ તારે." ઇત્યાદિ નરસિંહમહેતાની પંક્તિઓ બ્રહ્મસમ્બન્ધના મન્ત્ર ઉપરથી વૈષ્ણવોએ જોડી કાઢેલી છે એમ માનતા કરતા જો રા. ઇચ્છારામે ભાગવતના એકાદશ સ્કંધ અને તૃતીય સ્કંધનુ દર્શન કર્યું હોત તો એમને ખબર પડત કે આ કડીઓ બ્રહ્મસમ્બન્ધમન્ત્ર ઉપર આધાર રાખતા કરતા [1]ભાગવતના શ્લોક ઉપર આધાર રાખે છે એમ માનવુ વધારે ઉચિત છે, અને એમ હોવાથી બ્રહ્મસંબન્ધ મન્ત્ર ઉપરથી આ કડીઓ ઉપજાવી કાઢેલી છે એવો વૈષ્ણવોઉપર

---

૧ "શ્રીમદ્ભાગવતમા तस्मात् त्वमुद्धवोत्सृज्य चोदना प्रतिचोदना प्रवृत्तिं च निवृत्तिं च श्रोतव्य श्रुतमेव च मामेकमेव शरणमात्मान सर्वदेहिना याहि सर्वात्मभावेन यास्यसे ह्यकुतोभय त्व तु सर्वं परित्यज्य स्नेह स्वजनबन्धुषु मय्यावेश्य मन सम्यक् समदृग विचरस्व गाम् ઇત્યાદિ શ્લોકમા दारान् सुतान् प्रियान प्राणान् परस्मै सनिवेदयेत् આદિમા, અને ये दारागारपुत्राप्तान् प्राणान् वित्तमिम पर हित्वा मा शरण याता कथ तास्त्यक्तुमुत्सहे ઇત્યાદિ શ્લોકમા પ્રપત્તિપૂર્વક આત્મનિવેદનરૂપ બ્રહ્મસમ્બન્ધનુ સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે. ગદ્યમન્ત્રની સ્મૃતિ હશે તો જોઈ શકાશે કે આ શ્લોકમાંના કેટલાક શબ્દ અક્ષરશઃ મહામન્ત્રમા સ્ફુટ છે. આ પ્રમાણેથી માત્ર દિગ્દર્શન કરાવ્યું સમજવુ 'વસ્તુત એવી એક પણ વિદ્યા નથી, એવુ એક પણ શાસ્ત્ર નથી, એક પણ પ્રકરણ નથી,

આરોપ મુકીને પ્રેમલક્ષણાભક્તિને છલ અથવા તો મૂર્ખતા જ કહેવી એ વૈષ્ણવોનો નહિ પરંતુ સદ્‌ગત ઇચ્છારામનો છલ અને મૂર્ખતા સૂચવે છે. રા ઇચ્છારામનો છલ એટલે સુધી પહોચે છે કે બ્રહ્મસંબંધના મંત્રમા પણ જે નથી તેવું પુત્રોત્પત્તિ પદ પોતાના ગજવામાંથી મુકી દે છે ! આમ શબ્દની ફેરફારી કરી લોકોને વ્યર્થ દોષ દેવા તેના કરતાં નરસિંહમહેતાના કાવ્યોનો સદ્‌ગતે કંઇક સારો અભ્યાસ કર્યો હોત તો અમારી ખાત્રી છે કે એમને ખબર પડી જાત કે નરસિંહમહેતો વિશુદ્ધ પરમ શ્રીકૃષ્ણનો ઉપાસક ભક્તજ્ઞાની ન હતો, પરંતુ ગોપિકાના જેવો જ્ઞાનના અભિમાનવડે શૂન્ય કેવલાસક્ત હતો, અને તેથીજ નરસિંહમહેતાનું માત્ર એ પદ જ નહિ પરન્તુ જ્ઞાન અને ભક્તિવિષયક સર્વ પદો બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના ઉપદેશને અનુસરે છે. આ સામ્ય એ માનસશાસ્ત્રનો નિયમ સૂચવે છે કે એક જ વિચારઉપર બે સ્વતંત્ર વિચારકો જુદે જુદે માર્ગે પણ આવી શકે છે શેકસપીયરના રોમિયો અને જુલીયટ નાટકમા અને ભવભૂતિના માલતીમાધવમાં સામ્ય આવે છે તે વિષે એક ગ્રંથકારે બીજા ગ્રંથકારનું વાચીને લખ્યુ હોય એ કલ્પના જેટલી અસંગત છે તેટલી જ, સામાન્ય રીતે જેમની માતૃભાષા તિલંગુ છે તે શ્રીમદ્ વલ્લભાચાર્યજી, વેદ ઉપનિષદ્ વેદાંતસૂત્ર અને શ્રીભાગવત ઉપર પોતાનાં ભાષ્યો રચનાર શ્રીવલ્લભાચાર્યજી, પોતાનો નિર્ણય નરસિંહમહેતાની ગુજરાતી કવિતામાથી લે એ પણ અશક્ય જ છે, અને તેથી જ ઉભયના મતમા સામ્ય હોવા છતા, નરસિંહમહેતો વલ્લભાચાર્યનો ગુરુ ગણાશે એમ કહેવુ એ પણ ઇચ્છારામનો 'ઉડાઉ ટોલ્લો'જ કહેવાય. વૈષ્ણવો નરસિંહમહેતાને પુષ્ટિમાર્ગનો વધઇઓ કહે છે તેનું કારણ માત્ર એટલુ જ છે કે વલ્લભાચાર્યજીના જેવો ઉપદેશ નરસિંહમેહેતાએ એમના પહેલા કંઇક અંશે કર્યો. આ ઉપદેશસામ્ય તે સમયનુ ભક્તિસામ્રાજ્ય સૂચવે છે. બ્રહ્મસંબંધમંત્ર શું છે તેને વાસ્તે પુષ્ટિભક્તિસુધામાં પ્રકટ થયલુ બ્રહ્મસંબંધનું સ્વરૂપ વાચવુ જોઇએ અંતમાં આશા રાખવામા આવે છે કે સદ્‌ગત ઇચ્છારામના ગુણી પુત્રો પોતાના પિતાવડે થયલી આ ભુલનો સહૃદયતાથી સ્વીકાર કરી, જે અન્યાય એમનાથી વૈષ્ણવ સૃષ્ટિને થયો છે, અને શ્રીભાગવતના પ્રતિકૂલ પણ ભાષાંતર ખરીદીને જે ઉપકાર વૈષ્ણવસૃષ્ટિએ એમના ઉપર કર્યો છે તેને વિસ્મરી જે કૃતઘ્નતા દર્શાવાઇ છે, તેને વાસ્તે ક્ષમા યાચીને આંતર પશ્ચાત્તાપ જ કરવો જોઇએ



એક પણ અધ્યાય નથી, એક પણ શ્લોક નથી, એક પણ વાક્ય નથી, એક પણ પદ નથી, એક પણ અક્ષર નથી, કે જેમાંથી સાત્વિકબુદ્ધિયુક્ત ઉત્તમોત્તમ દૈવજીવને બ્રહ્મસંબંધ વિના, ઇતર કાઇ પણ સ્ફુરે, અર્થાત્ બ્રહ્મસંબંધ શ્રીમદાચાર્યચરણની કલ્પનામાત્ર નથી, પરંતુ સર્વવિદ્યાનું મૂલ છે, પરમ મર્મ છે, પરમનિગૂઢ આશય છે શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે કે नातः परतरो मन्त्रो नातः परतरः स्तवः नातः परतरा विद्या तीर्थं नातः परात्परम् ॥ " વિશેષ માટે જુઓ આજ માસિકના ગયા વર્ષના ૧૧-૧૨-અંકો

# શ્રીમદ્ગોસ્વામિશ્રીદેવકીનન્દનજીનો લીલાપ્રવેશ.

ગતાંકમાં શ્રીમદ્ગોસ્વામી શ્રીદેવકીનન્દનજીના સબંધમાં કંઇક લખવામાં આવ્યું હતું તે સમયે એમ નહોતું લાગતું કે આટલી બધી ટુંક મુદતમાં જ મહારાજશ્રી આસુરવ્યામોહ કરશે, પરન્તુ 'ઇશ્વરેચ્છા બલીયસી' એ વચનાનુસાર મહારાજશ્રીએ આ લોકનો ત્યાગ શ્રાવણ કૃષ્ણ દ્વિતીયાને દિને શ્રીમથુરાજીમાં કર્યો છે. મહારાજશ્રીએ સંપ્રદાયની શી સેવા કરી તે વિષયમાં અત્ર કહીશું નહિ, કારણ કે આ જ પત્રિકાના ગત વર્ષના પાંચમા અંકમાં એનું સવિસ્તર પ્રતિપાદન થયલું છે. અત્ર તો મહારાજશ્રીનું ટુંક જીવનચરિત કેટલાક પ્રકીર્ણ વિચારો સાથે આપીને જ સંતોષ માનીશું.

શ્રીમાન્ દેવકીનન્દનજી—અથવા—શ્રીદેવકીનન્દનાચાર્યજી—આજથી ૫૪ વર્ષ ઉપર સંવત્ ૧૯૧૫ ના ચૈત્ર શુકલ તૃતીયાને દિવસે જયપુરમાં પ્રકટ્યા હતા. એઓશ્રીના પિતાનું નામ શ્રીગોવિન્દપ્રભુ હતું શ્રીગોવિન્દપ્રભુને ત્રણ પુત્રો હતા. શ્રી દેવકીનન્દનજી, શ્રી જયદેવલાલજી, અને શ્રીગોપાલલાલજી. આ ત્રણ પુત્રોમાં શ્રીદેવકીનન્દનજી જયેષ્ઠ હતા.

લાયબલ કેસ પછી જે પ્રસિદ્ધ ગોસ્વામીઓ થયા તેમાં સૌથી પ્રથમ શ્રીગોવિન્દપ્રભુ હતા. એમની નિષ્ઠા સ્વધર્મમાં વિશેષ હતી. જમાનો કયી દિશામાં વહતો હતો તે પોતે સારી રીતે સમજતા હતા. ગ્રન્થની પ્રતિઓમાં પણ પોતે "દેશકાલજ્ઞ" નું વિશેષણ ધારણ કરતા હતા. સંપ્રદાયની થતી અધોગતિ અટકાવવાને, અને સ્વધર્મની ઉન્નતિ કરવાને શ્રીગોવિન્દપ્રભુએ અનેક પ્રકારે પ્રયત્ન આદર્યો હતા સ્વધર્મની પ્રાચીનતા સિદ્ધ કરવાને વિષ્ણુસ્વામિપરંપરાને કંઇક આગ્રહપૂર્વક પુરસ્કાર કરવાનું પ્રથમ માન પણ એઓશ્રીને જ છે. આ કાર્ય એઓશ્રીએ શાસ્ત્રી કનૈયાલાલના સાહાય્યથી નવીન શ્રીવલ્લભદિગ્વિજયદ્વારા કાંઇક અંશે કર્યું આ જ કાર્યનો વિશેષ વિસ્તાર થોડા વખત પછી પંડિત ગટ્ટુલાલે કર્યો. શ્રીગોવિન્દપ્રભુનો ઉત્સાહ આટલેથી જ વિરામ પામ્યો ન હતો, પરન્તુ સ્વપુત્રોને સંસ્કૃતનું અધ્યયન કરાવી, સ્વકર્તવ્યનું કંઇક ભાન પણ એઓશ્રીએ કરાવ્યું હતું. શ્રીદેવકીનન્દનજીને યજ્ઞોપવીત સંસ્કાર કરાવ્યા પછી, કનૈયાલાલ શાસ્ત્રી પાસે સંસ્કૃતનું અધ્યયન કરાવવા માંડ્યું શ્રીદેવકીનન્દનજીનું અધ્યયન શ્રીગોવિન્દપ્રભુ અને કનૈયાલાલશાસ્ત્રીના પરલોકગમન પછી તરત જ સમાપ્ત થયું શ્રીગોવિન્દપ્રભુએ શ્રીદેવકીનન્દનજીપ્રભૃતિ પુત્રોને અધ્યયન કરાવવામાં કેટલા બધા આગ્રહથી પરિશ્રમ લીધો હતો તે નીચેની આખ્યા ઉપરથી સ્પષ્ટ થશે આધુનિક અન્ય ગોસ્વામીઓ પણ જો એઓશ્રીને અનુસરશે તો એઓશ્રીનાથી અધિક નહિ તો એટલો તો ખરો જ ઉપકાર વૈષ્ણવ સૃષ્ટિ ઉપર તેઓ કરી શકશે. શ્રીગોવિન્દપ્રભુનો નિયમ એવો હતો કે જ્યાં સુધી શ્રીદેવકીનન્દનજી વગેરે નિયત પાઠ કરી ન આપે ત્યાં સુધી ભોજન કરવા ન દેવું એટલું જ નહિ પરન્તુ પાટલા ભરીને તાપમાં ઉભા રાખવાની શિક્ષા પણ તેઓશ્રી ક્વચિત્ ફરમાવતા. બાલકોને શ્રીપુરુષોત્તમ માનનાર એમાનું વૈષ્ણવોનું તેઓ કાંઇ પણ સાંભળતા જ નહિ. આ 'Strict discipline' નું પરિણામ એ આવ્યું કે શ્રીદેવકીનન્દનજીને બાલપણથી જ સત્સંસ્કાર પ્રાપ્ત થયા. સંસ્કૃત સાહિત્યનો શોખ મહારાજશ્રીમાં સ્થિર થયો. પરન્તુ શ્રીગોવિન્દપ્રભુના આસુરવ્યામોહ પછી કોઇ પણ પ્રકારનું નિયન્ત્રણ નહિ રહેવાથી અધ્યયન વૃદ્ધિંગત થતું અટક્યું,

અને તેને પરિણામે સાંપ્રદાયિક સાહિત્યનો પરિચય કરવાનું કાર્ય સદૈવ મુલતવી રહ્યું. સદાનન્દ નામના સન્યાસીનું કોઇ બેઠકમાં અપમાન થવાથી તેણે સહસ્રાક્ષનામક ગ્રંથ વિદ્વન્મંડનના ખંડનાભાસરૂપે લખ્યો. જયપુરમાં શ્રીગોવિંદપ્રભુને કોઇ સન્યાસીએ ચેલેન્જ આપીને ૬૪ પ્રશ્ન પુછ્યા, તે જ વિષયમાં દયાનન્દસરસ્વતીના આર્ય સમાજીય પ્રયત્ન પણ થયા. શ્રીગોવિંદપ્રભુ જયપુર છોડીને કામવન જઈ બિરાજ્યા. આ સર્વેનું પરિણામ એ આવ્યું કે શ્રીદેવકીનન્દનજીને પુરાણવાચનનો શોખ થયો જે અંત સુધી કાયમ જ રહ્યો.

શ્રીગોવિન્દપ્રભુના તિરોધાન પછી શ્રીદેવકીનન્દનજી પંચમગૃહના તિલકાયિત થયા. પિતૃચરણના પરિશ્રમથી સંપાદન થયેલા સદાચરણને લીધે, અને પૂર્વજની રચિને અનુસરી મધુર બોલવાની પદ્ધતિને લીધે, સુરતના કાયસ્થોમાં પ્રથમ એઓશ્રી બહુ પ્રિય થઈ પડ્યા. કાયસ્થોએ સર્વ ગોસ્વામીઓમાં એઓશ્રીને શ્રેષ્ઠ માન્યા, અને બ્રહ્મસંબંધ વગેરે એઓશ્રી પાસે જ તેઓ લેતા થયા. સુરતમાં આ પ્રકારે પ્રતિષ્ઠા સંપાદન કર્યા પછી મહારાજશ્રી મુંબઇ પધાર્યા. તે સમયે પંડિત ગટ્ટુલાલના સબંધમાં વિશેષ આવ્યા. ધર્મની અને વિશેષતઃ સ્વમાર્ગની દુઃસ્થિતિ અને નીતિમય જીવનનો આત્યન્તિક અભાવ સર્વત્ર પ્રસરી રહ્યો હતો તે સમયે, અન્ય સાંપ્રદાયિક પંડિતોને પણ સદૈવ આદર આપીને, નીતિમય જીવન આચરીને, અને ચરણસ્પર્શાદિનો અમુક જ સમય નિયત કરીને, વૈષ્ણવોમાં શ્રદ્ધાનાં બીજ રોપ્યાં. પંડિત ગટ્ટુલાલે મહારાજશ્રીને વ્યાવહારિક સદ્બોધ પોતાના દેહાંતપર્યન્ત આપ્યો, અને તેથી જ મહારાજશ્રીની પ્રતિષ્ઠા તદનુસાર વર્તનથી સારી જામી પડી. પંડિત ગટ્ટુલાલના અવસાન પછી, સાંપ્રદાયિક કોઇ પંડિતનું નિયન્ત્રણ નહિ હોવાથી મહારાજશ્રીના આચારવિચાર કેટલેક અંશે સ્વતંત્ર થઈ ગયા.

સદ્બોધ આપનાર વૃદ્ધોના અભાવે, મહારાજશ્રી સ્વતન્ત્રતાથી વર્તતા થયા. પંડિત ગટ્ટુલાલજીને સાથે રાખીને, કેટલાક અન્ય ગોસ્વામીઓની હીનતાસૂચક અને નિજશ્રેષ્ઠતાસૂચક ભાષણો આપીને બહુ સારી પ્રતિષ્ઠા મુંબઇમાં સંપાદન કરી હતી. આ સર્વ કરવામાં એઓશ્રીનો પ્રાચીન વૈષ્ણવો કરતાં દ્રવ્યવાન્ ભાટીઆ વૈષ્ણવ ઉપરનો અનુરાગ પણ બહુધા કારણભૂત હતો. ભાટીઆઓના સંબંધથી મહારાજશ્રીને જો કે દ્રવ્યની સારી સંપત્તિ થઈ, પરન્તુ બીજી કેટલીક ધાર્મિક અવનતિ પણ પ્રાપ્ત થઈ. દ્રવ્યવાન્ ભાટીઆઓના સબંધમાં નિમગ્ન થવાથી નિર્ધન પરન્તુ સહૃદય કાયસ્થ વૈષ્ણવોની પ્રતિદિન અવગણના થતી. મુંબઇ પધાર્યા ત્યારે જે નિર્ધનતા હતી, અને તદ્દ્વારા જે સદ્ગુણો સંપાદન થયેલા હતા, તે ક્રમશ નષ્ટ થવા લાગ્યા અધોગતિ એટલે સુધી પ્રાપ્ત થઈ કે ભાટીઆ ગૃહસ્થો ઘોડાની સરતમાં ભાગ લે તેમાં જય અપાવવાને પોતે અન્યાશ્રયરૂપ અનુષ્ઠાન પણ આરંભતા. ભાટીઆઓના સંબંધથી જ વારાંગનાઓનો પણ પ્રવેશ ચંદ્રબાગમાં થયો. આ પણ ધ્યાનમાં રાખવાનું છે કે ચંદ્રબાગ ચંદારામજીએ શ્રીદેવકીનન્દનજીને શ્રીગોકુલચન્દ્રમાજી પધરાવવાને અર્પણ કર્યો હતો, એટલે જ્યાં પ્રભુનો પ્રવેશ થવો જોઇએ ત્યાં વારાંગનાઓનો નિતાંત પ્રવેશ થતો. કામ્યવનથી લાયબ્રેરિને માટે આણેલાં અનેક હસ્તલિખિત ગ્રંથો આવા જ કાઇ દૈવકોપથી અગ્નિસાત્ થયા. ભાટીઆઓના જ સંબંધથી મહારાજશ્રી નાટ્યગૃહની વારંવાર મુલાકાત લેતા શિખ્યા. નાટ્યગૃહમાં પણ એકલા નહિ જતા મુંબઇમાં આવતા સર્વ ગોસ્વામી બાલકોને તેમના વહુજીઓને-વિધવાઓને સુદ્ધાં-પ્રભુદર્શનને બદલે નાટકદર્શનનો મહોપકાર કરતા!

આ ઉપરાંત સંપ્રદાયના ખાસ કંઇ પણ હિતકૃત્ ગુણો મહારાજશ્રીના જીવનમા અમને દૃષ્ટિગોચર થયા નથી પોતાના ખાસ સદ્‌ગુણોના અભાવે, અને લોકરુચિ ઉપરના ખાસ લક્ષના સદ્‌ભાવે, પોતાને અનિષ્ટ એવા કેટલાક પરિણામો આવ્યા. સંપ્રદાયનો લાભ પોતાના લાભથી ભિન્ન ગણવામા પણ એવુ જ થયુ. પરિષદ્‌ના સેક્રેટરિ રા. છગનલાલ વાઘજીભાઈએ મહારાજશ્રીને ગ્રન્થપ્રસિદ્ધિ માટે પોતે શ્રમ લેવા અથવા પોતાને ત્યા આવતા દ્રવ્યપાત્ર ભાટિયા વૈષ્ણવોને પ્રેરણ કરવાનુ સૂચવેલુ ત્યારે મહારાજશ્રીનુ પ્રત્યુત્તર આ પ્રમાણે થયુ હતુ. "એમ કરુ તો મારે ત્યા કોઇ ન આવે" આ ઉત્તર પણ અર્થસૂચક જ છે. અન્ય પ્રસગ ગોડસેના ભાષણનો હતો. એક સમય શાસ્ત્રી નરહરિ ગોડસેને પોતાને ત્યા સાયકાલે ભાષણ કરવા નિમન્ત્રણ કર્યું પોતે સાયસંધ્યાની યોજના મોજી હતી ભાષણકારને ઉચ્ચાસનની અભિલાષા થવાથી મહારાજશ્રીને તે આપવાનુ સૂચવ્યુ. નીચે બેસીને અથવા ઉભા રહીને નરહરિ શાસ્ત્રીને પ્રવચન કરવુ યોગ્ય ન લાગવાથી ઉચ્ચતર આસન આપવામા આવ્યુ. ભાષણ સમાપ્ત થયા પછી એકાતમા મગનલાલશાસ્ત્રીને બોલાવી મહારાજશ્રીએ આજ્ઞા કરી કે "આ માણસને રોકવામાં આવશે નહિ તો આચાર્ય થઈ જશે; અને આપણા સંપ્રદાયને મ્હોટો ધોકો પહોચાડશે, કાંઇ થવુ જ જોઇએ." શાસ્ત્રીએ જવાબ આપ્યો કે 'આપની આજ્ઞા હોય તો એણે ગીતાશ્લોકનો કરેલો અર્થ વિરુદ્ધ છે, અને ખરો અર્થ તો કાંઇ અન્ય જ છે, એમ હમણા જ આપસમક્ષ સિદ્ધ કરૂં.' મહારાજશ્રીએ પ્રત્યુત્તર વાળ્યુ કે 'ના, ના, આપણા ઘર તો વકીલના અને વેશ્યાના ઘર જેવાં જોઇએ, જે આવે તેને રાજી કરીને જ વિદાય કરવો!' આ વાક્યો મહારાજશ્રીનુ યથાસ્થિત સ્વરૂપ ખડુ કરે છે સંપ્રદાયલાભ કરતા નિજલાભ જ વધારે ઇષ્ટ, અને તેને લીધે સર્વને મીઠું મનાવવુ. મગનલાલશાસ્ત્રીને મહારાજશ્રીના મધુરવચન શ્રવણ કરવાનો અન્ય પ્રસંગ ભાયખરે સ્ટેશન ઉપર પ્રાપ્ત થયો હતો. માધવતીર્થ જોડે જ્યારે અન્ય સંપ્રદાયને કલહનો પ્રારંભ જ થયો હતો, જ્યારે ફર્સ્ટ કલાસમા મહારાજશ્રી બિરાજ્યા હતા, જ્યારે દીપકને વક્ર રાખવાથી ડબ્બા ઉપર અજવાળુ ઝાંખું ઝાંખું લાગતુ હતું, ત્યારે શાસ્ત્રીએ મહારાજશ્રીને વિનતિ કરી કે આપશ્રીએ કંઇ માધવતીર્થસામે કરવું જોઇએ, કારણ કે સંપ્રદાયમાં આપ એકલા પુરુષ લાગો છો.' મહારાજશ્રીએ પ્રત્યુત્તર વાળ્યુ કે 'એ કાર્ય તમારૂ છે.' ગીતાનો 'यदा यदा हि' શ્લોક ટાંકીને સૂચવ્યું કે 'સંપ્રદાયનો ઉદ્ધાર કરવાને તમે (મગનલાલશાસ્ત્રી) પ્રકટ થયા છો" (!) આ વાક્યમા મન્દહાસ્ય ઉપરાંત પારકાની રુચિને અનુસરવાનુ પ્રત્યક્ષ છે.

મહારાજશ્રીને વૈષ્ણવપરિષદ્‌સસ્થા તરફ તો પ્રેમરતિ કદાપિ થઈ જ નહિ પાટણમા પધારવાનું વચન આપીને છટકી ગયા. નડિયાદમા તો પરિષદ્ વસ્તુત: એમને વાસ્તે જ ભરવામા આવી હતી, પરન્તુ ત્યા ન પધારતા કાર્યાન્તરે પધાર્યા. સુરતપરિષદ્ વખતે પ્રથમ આવવાનું વચન આપીને પાછળથી સર ભાલચન્દ્રના નામનો તાર આવેલો દર્શાવી એકાએક સુરતથી મુંબઇ પધારવાની તૈયારી સ્વવી, પરન્તુ મગનલાલશાસ્ત્રીના અને રા પટવારીના આગ્રહથી ન છૂટકે મહારાજશ્રી પરિષદ્‌મા પધાર્યા. પરિષદ્‌મા પધારી ભાષણ કર્યું, જેની નોંધ ગુજરાતીમા 'પ્રેક્ષક' તરફથી લેવાઈ હતી. આ લખવાનુ પ્રયોજન માત્ર એટલુ જ છે કે જો મહારાજશ્રીએ વૈષ્ણવપરિષદ્‌તરફ પોતાની સહાનુભૂતિ દર્શાવી હોત તો પોતાને દ્રવ્યનો

કાંઇ પણ અલાભ થયા વિના સંપ્રદાયની બહુ સારી સેવા બજાવી શક્યા હોત. આ પ્રસંગ તો એમણે પોતેજ સદૈવ ગુમાવ્યો.

સમ્પ્રદાયકાર્ય જો મહારાજશ્રીએ કાંઇ કર્યું હોય તો તે માત્ર એજ કે ભગનલાલ શાસ્ત્રી પાસે અણુભાષ્યના પ્રથમ એકાદશ સૂત્રમાત્રનું શ્રવણ કર્યું શ્રવણ કરતી વખતે કેટલીક વખત બગાસાં તથા ઝોકાંથી પણ અરુચિ દર્શાવતા આ છતા પણ કહેવુ જોઇએ કે કેટલાક સ્માર્ત લોક મનાવવાને પ્રયત્ન કરે છે તેમ સંધ્યાસમયે ભસ્મરુદ્રાક્ષાદિ સ્માર્તાચાર તો એઓશ્રીએ કદાપિ અગિકાર કર્યો ન હતો. ઉષ કાલમા ઉઠીને સંધ્યાહોમાદિ બ્રાહ્મ કર્મ કરીને શ્રીગોપાલ-ની તાત્ર અપુષ્ટ ઉપાસ્તિ કરી રહ્યા પછી નિયત સમયે જ નિજવ્યવહારકાર્ય દક્ષતાથી કરતા પુષ્ટિમાર્ગીય સેવાપ્રકાર એમનાથી સર્વાંશે અનુસરાતો નહિ એ વારંવાર કહેવાયુ છે, તથાપિ જે એમના પ્રત્યક્ષ સદ્ગુણો હતા તે સર્વથા અનુકરણીય જ હતા. મહારાજશ્રીથી સંપ્રદાયનું કાર્ય હયાતિમાં ન બની શક્યુ તેનું કારણ પણ નહિ કે એઓશ્રીને કરવાની ઇચ્છા જ ન હતી, પરન્તુ નિજલાભની હાનિ થાય અને કોઇને કહીએ તો તેને ખોટુ લાગે એવી કેવલ મિથ્યાભીતિ જ. આ ભીતિ એમના પુત્ર શ્રીવલ્લભલાલજીમા પ્રકટ ન થાય એ જ શ્રીપ્રભુચરણપ્રતિ પ્રાર્થનીય છે.

મહારાજશ્રીના લગ્ન સબંધમા અમે એમનો દોષ જોતા નથી. ચાલીસ વર્ષે અને તે પણ યથાર્થક દ્વિતીય લગ્ન કર્યું એ ધ્યાનમાં રાખવાથી નિર્દોષતા સ્ફુટ થાય એમ છે.

અતમા એઓશ્રીના અનુયાયી ભાટીઆ વર્ગ તથા અન્ય સજ્જનો એઓશ્રીની હયા-તિમાં કઇ કરી શક્યા નહિ અને કરવાનુ તેમને સ્ફુર્યું નહિ તેથી ખેદ કરે છે, પરન્તુ એઓશ્રીના તિરોધાન પછી પણ એઓશ્રીનુ નામ અમર કરવાને અને તેની સાથે પોતાનું નામ પણ જોડીને જે ભક્તિભાવ દર્શાવી સંપ્રદાયનુ હિત કરવા નિકલ્યા છે તેમને પ્રભુ યશ અને વિજય આપો એટલુ જ સૂચવીને વિરમાશુ. મહારાજશ્રીને વાસ્તે લૌકિક રીતિને અનુ-સરીને શોક દર્શાવાયો એ ઉચિત લાગે, પરન્તુ મહારાજશ્રીના નિત્યસ્વરૂપનો વિચાર કરતાં તો લીલાસ્થાનમાંથી વૈષ્ણવોનુ કલ્યાણ કરવાને જ આચાર્યવંશમાત્ર ભૂતલઉપર પધારે છે, અને ભૂતલનો ત્યાગ કરી પરિણામે ત્યાં જ પધારે છે, એટલે એઓશ્રીના સ્વરૂપના વિચાર-થી તો લીલાપ્રપાત આનન્દની વાર્તા છે, કારણ કે એમનું પ્રભુના સંનિધાન કયા વૈષ્ણવને ન રુચે ? મહારાજશ્રીનું લૌકિક તિરોધાન–આસુરવ્યામોહ–પણ સંપ્રદાયના સાહિત્ય-સુદ્રણદ્વારા સંપ્રદાયનું કલ્યાણ જ કરશે એ વિચાર પણ શુભાર્થસૂચક જ છે

---

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

---

૧. જગત્ સત્ય છે

૨. જગત, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણપરમાત્મા જ છે.

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી.

૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદ છે.

૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.

૭ કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે પ્રસ્તુત સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ કોઈ થઈ જ નહિ.

---

Reg. No.B. 896.

# વિદ્વન્મણ્ડન.



( અનુવાદક--નાનુલાલ નારાયણદાસ ગાંધી, M. A. LL. B.)

શ્રીમદ્વલ્લભાધીશ્વરનાં દ્વિતીય કુમાર શ્રીવિઠ્ઠલેશ્વરપ્રભુચરણના 'વિદ્વન્મંડન' નામક ગ્રન્થથી કયો વૈષ્ણવ અજ્ઞાત હશે ? 'પુષ્ટિભક્તિસુધા'ના વાંચકોએ પુ. ભ. સુ. ના બીજા વર્ષના અંકોમાં તે ગ્રંથના તાત્પર્યનો અશત અનુભવ કર્યો છેજ. માયાવાદના સંપૂર્ણ ખંડન સાથે સ્વસંપ્રદાયનાં સિદ્ધાંતોનુ ઉદ્ઘાટન, શ્રુતિ અને યુક્તિઓના અપૂર્વ બલથી સ્વસિદ્ધાંતોનુ પોષણ જેવુંઆ ગ્રંથમા જોવામાં આવે છે તેવું અન્ય ગ્રથમા નથીજ. પુષ્ટિમાર્ગનાં માર્મિક તાત્પર્યો સમજવવાને માટે આ ગ્રથ જેવો ઉપયુક્ત થઈ પડે છે, તેવો અન્ય નથી થઈ પડતો, ટૂકામાં એટલુંજ કે આ ગ્રંથ એકજ વખત વાચીને તૃપ્ત નહિ થાઓ, પણ વારંવાર વાચ્યાજ કરશો ભાષા સરલ છે. સાધારણ ગુજરાતી જાણનાર પણ ઉચ્ચ સિદ્ધાંતોને આ ગ્રથથી સમજી શકશે

ગ્રન્થ રોયલ આઠપેજી ૩૩ ફૉર્મનો છે, છતા નોછાવર માત્ર રૂ. ૧-૮-૦ રાખ્યુ છે. ગ્રથ પ્રકટ થઈ ગયો છે.

મલવાનુ ઠેકાણું:-

શા. ઓછવલાલ ગોપાલદાસની કું.

મૂલજી જેઠા મારકેટ, કામધેનુ ગલ્લી

મુંબઇ નં ૨.

વર્ષ ૪ થું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, આશ્વિન, કાર્તિક

# પુષ્ટિભક્તિસુધા:

પુષ્પ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૬ અંક ૭-૮. ]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક

વાડીલાલ નગીનદાસ શાહ,

બી એ, એલ્એલ્ બી, વકીલ, હાઈકોર્ટ.

પ્રત ૧૦૦૦ મુંબાઈ

ન્યોછાવર રૂ। ૨-૦-૦ છુટક અંકના રૂ ૦-૪-૦

Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press Ahmedabad
and published by Vadilal N. Shah ... Princess Street Bombay

# आवश्यक निवेदन.

૧. આ માસિક સબંધી સઘલો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.
૨ આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
૩. આ માસિકમાં છપાવવાને, આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.
૪. શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામા આવશે.
૫ વર્ષનું નોછાવર પ્રથમથી લેવામાં આવે છે
૬ આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામા આવશે
૭. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબને સારૂ ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામા આવશે નહિ
૮. આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મલવુ.

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઇ. } પ્રકાશક.

# અનુક્રમણિકા.



॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

## ॥ चतुर्भुजस्वरूपविचारः ॥

ननु श्रीमन्नन्दराजकुमारो द्विभुज एव, तत्र स्वानन्ददानतत्प्रतिबन्धापाकरणरूपक्रियाद्वयस्य विद्यमानत्वात्, नहि तत्र वंशजननधर्मरक्षणभूभारहरणमुक्तिदानलक्षणक्रियाचतुष्टयमस्ति, तस्य वसुदेवगृहाविर्भूते दृष्टत्वात्, एवंसति शुद्धपुष्टिमार्गप्रवर्तकाचार्यमार्गवर्तिनां चतुर्भुजरूपमनुपपन्नमिवाभाति,

अत्रोच्यते, वसुदेवगृहाविर्भूत एव 'पित्रोः सम्पश्यतोः सद्यो बभूव प्राकृतशिशु'रितिवाक्यात् नन्दगृहाविर्भूत एव केवलधर्मी लोकवेदाप्रथितः पुरुषोत्तमं जातः पूर्वरूपं धर्मसहितं स्वस्मिन्नन्तर्भाव्य प्रकटो व्रजे तद्विशिष्टप्रमेयाय, अत एव यज्ञपत्नीनां तेनैव रूपेण फलदानं, इदं चाचार्यचरणैर्नामावल्यां यज्ञपत्नीसम्बन्धिनामनिरूपणस्थले 'अद्भुतबालकाय नम' इत्यादि नामनिरूपणेन सूचितं, एवंसति व्रजलीलायामपि कदाचिदेतद्रूपमाकट्यादुभयरूपसत्त्वमत्र प्रतिकृतावपि तथाभूताय धर्मिमार्गप्रवृत्तिभजनमुपपद्यते, तत्र क्रियाद्वयमधिकं मर्यादार्पणतन्निवृत्तिरूपं ज्ञेयं, अत एव यज्ञपत्नीनां ब्राह्मणीरूपत्वात् पुष्टावनङ्गीकारेण मुख्याया अभावे भगवद्गृहनीत्याङ्गीकारश्चेति स एवोभयरूप इति तथा प्रतिकृतिभजनमेतन्मार्गवर्तिनां निष्प्रत्यूहमुपपद्यत इति नानुपपत्तिः काचित् ॥

॥ [1]श्रीहरिरायविरचितद्विभुजचतुर्भुजस्वरूपविचारः सम्पूर्णः ॥

---

## ॥ [2]चतुर्विंशतिमूर्तिविचारः ॥

पद्मशङ्खारिगदया केशवः परिकीर्तितः ॥
शङ्खाम्बुजगदाचक्रैर्देवो नारायणः स्मृतः ॥ १ ॥
गदां शङ्खं च पद्मारी बिभ्रन्माधव उच्यते ॥
चक्रं गदापद्मशङ्खान् गोविन्दो धारयत्यसौ ॥ २ ॥

---

१ श्रीहरिरायाणामेतद्ग्रन्थप्रथने सन्दिग्धं मनोऽस्माकम् ।
२ अस्य ग्रन्थस्य कर्तुर्नाम नोपलभ्यते ।

गदापद्मे शङ्खचक्रे विष्णुरित्यभिधीयते ॥
चक्रशङ्खाम्बुजगदा बिभर्ति मधुसूदनः ॥ ३ ॥

पद्मं गदां चक्रशङ्खौ बिभर्त्येषत्रिविक्रमः ॥
शङ्खचक्रगदापद्मैर्वामनः परिकीर्तितः ॥ ४ ॥

पद्मचक्रगदाशङ्खैः श्रीधरः कथितो हरिः ॥
गदार्यम्बुजशङ्खैस्तु हृषीकेशोभिधीयते ॥ ५ ॥

शङ्खपद्मारिगदया पद्मनाभोत्र लक्षितः ॥
पद्मशङ्खगदाचक्रैर्दामोदर उदीरितः ॥ ६ ॥

गदाशङ्खाब्जचक्रैस्तु सङ्कर्षण उदीरितः ॥
गदाशङ्खौ चक्रपद्मे वासुदेवो बिभर्ति सः ॥ ७ ॥

चक्रशङ्खगदापद्मैः प्रद्युम्नः परिकीर्तितः ॥
चक्रकौमोदकीशङ्खपद्मैः स्यादनिरुद्धकः ॥ ८ ॥

चक्राब्जशङ्खगदया लक्ष्यते पुरुषोत्तमः ॥
चक्रकौमोदकीपद्मशङ्खस्तु स्यादधोक्षजः ॥ ९ ॥

चक्रपद्मगदाशङ्खैस्तूच्यते नरकेसरी ॥
गदाम्बुजारिशङ्खैः स्यादच्युतोसौ रमापतिः ॥ १० ॥

पद्मारिशङ्खगदया लक्ष्यतसा जनार्दनः ॥
शङ्खो गदाचक्रपद्मान्युपेन्द्रस्य तु लक्षणम् ॥ ११ ॥

शङ्खचक्राब्जगदया हरिरित्येष कीर्तितः ॥
शङ्खकौमोदकीपद्मचक्रैः श्रीकृष्ण उच्यते ॥ १२ ॥

दक्षिणाद्धस्तनिकरादारभ्यैतत्प्रदक्षिणम् ॥
चतुर्विंशतिमतानामायुधानां हि निर्णयः ॥ १३ ॥

# કવિ દયારામભાઇનાં કાવ્ય.

## શરદૃૠતુવર્ણન.

વીતી વર્ષા [1]વૃષભાનુજા કહે શરદ જો આવી;
નાથ હજી ન વળ્યા સખી, [2]પાણિપત્રિકા ન આવી. ૧
જલ વાદલ નિર્મલ થયાં પંથા પંથી સુપથ;
ચલે ન તદપિ કંસની [3]કિંકરી થકી કથ. ૨
[4]ખંજન પ્રકટ થયા ગયા આસુ અંજન વહીને;
રંજન મન ભંજન કર્યાં સુખ [5]શશી રહ્યા દહીને ! ૩
[6]આતપ કેમ થઇ ચંદ્રિકા આતે સોમ કે [7]સૂર !
સુખકર વિપરીત પિયુ વિના દે દુખ પ્રચુર. ૪
ક્યાં તે શરદ [8]ક્ષપા ચંદ્રમા ક્યા તે ત્રિવિધ [9]સમીર,
ક્યાં સુખપુંજનિકુંજ ક્યાં તે શ્રીયમુનાતીર ૫
ક્યાં તે મોહન છબિ માધુરી વન રાસ વિલાસ,
આજ સર્વ અવળા થયા પતિ [10]પાખે દે ત્રાસ ૬
ફૂલ્યાં કમલ લખી [11]અમલતા રવિ મિત્ર સુરંગ,
કરમાયું મુજ [12]હૃદયકંજતો વિના પિયુજી [13]પતંગ. ૭
[14]વિજયા લગી ગુણુ નવ નિશા આસક્તિ ગણાશે,
પ્રભુએ તો આસક્તિ તજી મારી શી ગતિ થાશે. ૮
સીપ પપૈયા પોષિયા [15]સ્વાતિજલધારે,
હું તો નિરાશ હજી લગી પતિ પોષશે ક્યારે ? ૯
શોક કામણુ કરશે સખી આજ ચૌદશ કાલી;
મૂકી એને આવશે હવે શીદ વ્રજવનમાલી. ૧૦
રાત દીવાલી શી વિતતી, મૂળે જાત રૂપાલી;
કામણુ કામના ત્યાં સખી, છબિ કામણુગાલી ૧૧
પાક નાના અન્નકૂટ તે, કોણુ ભોજન કરશે ?
પ્રભુ વિના [16]પાકારી કોપશે કદા ગિરિ કોણુ ધરશે ? ૧૨

### શ્લોક

અમૃત [17]ઉદધિ અનંત વાળી નાખુ રસ પ્રેમઉપર અણુ,
અનુભવિવેદ્ય અવેદ્ય સર્વ કોઇને દુર્દર્શ વસ્તુ અતિ,
બ્રહ્માનંદથકી બહુ જ અધિકો નિઃસ્વાર્થ સ્નેહ કૃષ્ણુ શુ,
પ્રાણુથકી પ્રિય રૂપ અનૂપ આનંદ મન વાણીથી વેગળો. ૧૩

---

૧ રાધાજી, ૨ હાથની ચિઠ્ઠી, ૩ કંસની દાસી કુબ્જા, ૪ એ નામના પક્ષી, ૫ ચંદ્ર, ૬ તડકારૂપ, ૭ ચંદ્ર કે સૂર્ય? ૮ રાત્રિ, ૯ મંદ,સુગંધ, અને શીતલ એ ત્રણપ્રકારના વાયુઓ. ૧૦ વિના, ૧૧ નિર્મળતા, ૧૨ હૃદય કમલ, ૧૩ સૂર્ય, ૧૪ વિજયાદશમી સુધી, ૧૫ સ્વાતિ નક્ષત્રના જળથી, ૧૬ ઇંદ્ર, ૧૭ સમુદ્ર;

શુ કહુ મમ પતિને અહી [1]રતિ ન આર્તિને;
લવ ન ધવ [2]રતિને દૂષણુ તે રતિને;
ધન્ય છે [3]હર મતિને, રહે સમીપે સતીને;
ધન્ય પર પ્રકૃતિને, સહે ન આ આર્તિને. ૧૪

### હેમન્તવર્ણન.

હેમંત આવી ના આવીઆ, હરિ હિંમત ભાગી,
અંગ અનંગ અગન તો, પ્રતિ રોમે જાગી ૧
કેમ કરૂં રે કોને કહુ કયા જાઉ રે સજની.
કોટિ કલ્પ મોટી પલક પા કાઢું કેમ દિન રજની ૨
વૃદ્ધિ પામી રે [4]વિભાવરી દુર્બલ થયો દિન;
ચિંતા સુને ચક્રવાકીને, જગ જુગ [5]સુખ પીન. ૩
મન-સુત ભૂત ભ્રમાવે છે, મન કાય કંપાવે,
શીત લખી સખી સમઝતી, એ [6]પાવક લાવે.
આજ કરૂં શું અગીઠડી દીઠડી નથી દેહ;
અંતર આગ શું [7]નીઠડી પ્રભુ સાંધ્યો શું નેહ. ૫
એમ કહેતાં અચેતન થઇ હા હા કહી ઢળી ધરણી;
આવી સમીપ ધરી આગિ; ભલી ભાસે ન તરણી. ૬
જાન ઘટી છેક રાત જેમ, અર્ક [8]કર્કે થાય,
અતિ શિથિલ પડી કાંચળી, પાંસળિયો ગણાય. ૭
ગોરી થઇ ઘણી ગોરડી, [9]લાલવિન ઘટી લાલી:
મેદ ન સમ ખાવા રહે, ધીરજ કેમ રહે ઝાલી ? ૮
એવી જોઇ રોઇ સહચરી, ઉર સગરી લીધી;
અતિપ્રબલ વિધિ કરી શ્યામા જાગૃત કીધી. ૯
દીર્ઘ નિશ્વાસ [10]મુહુર્મુહુ મૂકે હરિવિના બાલા,
ઉષ્ણુ એવા જાણે પ્રલયના અગ્નિની જ્વાલા. ૧૦
[11]મધુવ્રતમન અરવિંદમા, કંજ [12]તરણિની માયા,
તેમ તલખું હું કૃષ્ણને તે તો કુબ્જા લોભાયા. ૧૧
મિરચ વિના ન બરાસ રહે મિરી મુખી સદા આપે.
એકને પ્રીત ના એકને, તેમ રહે પરિતાપે. ૧૨

### શ્લોક.

હૃદિ સ્નેહ ન સુખદાનિ [13]કદને પરમાર્થ હોયે કદા,
[14]યાથાતથ્ય અખંડ ચોલ દુકૂલે [15]ભાતી પટોઞે યથા,

---

૧ પ્રીતિ મટી પણ પીડા નહિ, ૨ રતિના સ્વામાનો લેશપણ દોષ નથી પણ મારી પ્રીતિનો જ છે, ૩ શંકરની બુદ્ધિને, ૪ રાત્રિ, ૫ જોડાં હોય તો સુખમાં મસ્ત રહે. ૬ અગ્નિ. ૭ મનનો અગ્નિ શું ઓછો થયો ૮ કર્કરાશિના સૂર્ય થતાં, ૯ કૃષ્ણવિના, ૧૦ વારવાર, ૧૧ ભ્રમરનું મન, ૧૨ કમલને સૂર્યની માયા હોય છે, ૧૩ વસ્ત્રને, ૧૪ યથાયોગ્ય, ૧૫ રેશમી વસ્ત્રમાં,

ગુણરૂપાદિક સર્વ ત્યાજ ભામે જ્યાં પ્રેમ સંલગ્નતા,
તે સર્વે પૂર્વોક્ત રાખી પરિશ્ટ, કેમ ચિત્ત ત્યાંથી ચળે ૧૩
પતિ અવગુણ આણું પણ ન ઠરવા ઠેકાણુ,
ઉર સુગુણ ભરાણું ત્યાં શું નિંદુ વખાણુ;
જીવન જલમકરનું હેત શે ક્રમ પરનું,
સ્વલ્પ [1]શ્યામલતાનું, તદપિ ત્યાં મિન માનું. ૧૪

## શિશિરઋતુવર્ણન.

શિશિર ઋતુ લખી [2]શશિમુખી કહે સખી શું વચન.
[3]કંજ પ્રજાળ્યાં જો હિમે કામે તેમ મારૂં તન. ૧
સૂર્ય શીતલ શશિ સમ થયો, ગરમી ધરી શીતત્રાસ,
આવી પળી સહુ મુજ હૃદે, લહી કુટિલ [4]મેવાસ ૨
શાને કંપે સખી શીતથી, મેલ્ય મંદિર મારૂં;
છેક સમીપ આવીશમા દાઝશે તનુ તારૂં ૩
આર્દ્ર અંબર આ ઋતુ, ઓઢી અલિ આવે પાસ,
તદપિ તપે તન તે તણું, થાયે સ્વેદ પ્રકાશ. ૪
વિરહાનલ અનિલ સુખ સ્મૃતિ સપત્ની સુખ ક્ષાર.
હેમ [5]હાર માટે નહિ દ્રવી નીસરે ધાર. ૫
વિદ્રુમ ઉપર મુક્તા થયાં નરડા તડકિયા કોઇ,
મલિન માલ્ય માલા થઇ, દષ્ટે અલિદર જોઇ. ૬
ગંગાધરા આવી ઉર્ધ્વથી, શિવ શિર રહી સમાઇ,
તેમ દગ્ ધાર ઉરજ પડી સમી અગ્ર ન ધાઇ. ૭
સ્નાન કરૂં યમુના વિષે તપ્તોદક થાય;
નીરનિમગ્ન સોપાન તે પદ સ્પર્શ સુકાય. ૮
મિટ [6]પડે જ્યાં જ્યાં મુને ત્યાં ત્યાં મોહન ભામે.
તેમ તેમ દુખ અનુભવી લહે અન્ય આશ્ચર્ય વાસે ૯
ભાન નહિ ખાન પાનનુ નિમિષ ન નિદ્રાય,
વીતે વિચારે વાસર ક્ષપા હા હા અતિ પળ થાય. ૧૦
કદા ચિત્રવત્ થઈ રહે કદા ધ્રુશકે રોય,
ક્વાસિ ક્વાસિ કરી કુ [7]લુંઠે સ્વે પલ પુટ તોયે. ૧૧
વિતનુ વિદારે ઉર અતિ કલ કેમ પલ પામે,
પિયુ હરિ હર સામા જો મલે, રતિપતિ બલ વામે. ૧૨

### શ્લોક.

પ્રલયાનલ થકી તાપ અગણિત ઘણો વિરહાગ્નિ કેરો હેતુ,
નિશદિન તે મમ ઉર અખંડ પ્રજલે કહે કોણ જઇ કૃષ્ણને.

---

૧ કાળાપણું, ૨ ચંદ્રમુખિ, ૩ કમળો, ૪ દેશનું નામ ૫ સોનાનો હાર પહેરૂં તો વિરહાગ્નિથી અને શોકના સુખરૂપ ક્ષારથી ગળી જાય ૬ દૃષ્ટિએ પડે, ૭ પૃથ્વીઉપર આળોટે

મહદ્ આશ્ચર્ય મુને તથા સર્વને રહે કેમ અસુ એ દુખે,
પણ કારણ 'ભાસે' મુને ટકયાનું આશા હરિ આવવા. ૧૩

अन्यवृत्त.

જેમ જેમ વિરહ દાધે, તેમ રતિ વેલ વાધે,
મિલન પોષણ સાધે, ન્યૂનતા નિત્ય લાધે;
પણ ન સહન થાયે, ચલન પાખે રહેવાયે,
જખમી જલજ માગે, મૃત્યુ ભયથી ન ત્યાગે. ૧૪

## શ્રી હરિરાયજીકૃત પ્રથમ શિક્ષાપત્ર.

શ્રીકૃષ્ણાય નમઃ ॥ સંસારમાંથી સદા નિર્વેદવાળાએ, કૃષ્ણદર્શન માટે સદા આર્તિવાળાએ, લૌકિક વૈદિક કાર્ય પણ અનાસ્થાથી ( જેમ તેમ કરીને ) કરીને, વાણીનો નિરોધ કરીને, જરૂર જેટલુ જ બોલીને, હમેશાં મનવડે ભગવાનની સર્વ લીલાની ક્રમવડે ભાવના કરવી. (૧-૨) પ્રભુમા ચિત્તનો નિરોધ કરીને જ તનુજા સેવા પણ કરવી પ્રભુસેવોપયોગી પદાર્થોની જેમ રક્ષા થાય તેમ સર્વ દૈહિક કાર્ય કરવુ. સેવાના હેતુને માટે જ સ્ત્રી વગેરેમાં પ્રીતિ રાખવી. (૩-૮) સ્ત્રી વગેરે જો સેવામા પ્રતિકૂલ હોય તો પ્રભુના અસંબંધિ વસ્તુના ત્યાગની માફક તેનો પણ ત્યાગ કરવો. ધનમા નિસ્પૃહ રહેવું, સેવામાં ઉપયોગી હોવાને લીધે જ તેનું રક્ષણ કરવુ. (૫). સ્ત્રીના વિવાહાદિક કાર્યોમાં પ્રભુની સેવામા મન રહે ( પ્રભુસેવામા સ્ત્રી ઉપયોગી થશે એવા હેતુથી વિવાહ વગેરેમા દ્રવ્ય ખરચવું ). અને આપણા પ્રાણપ્રેષ્ઠ શ્રી ઠાકુરજીની કથા વાર્તાને માટે જ ભગવદ્ભક્તાનો સંગ કરવો. (૬). સેવાના અનોસરમાં વિયોગનો અનુભવ કરવો. મૂર્તિમા-શ્રી ઠાકોરજીના સ્વરૂપમા-સાક્ષાત્ શ્રીકૃષ્ણની ભાવના કરવી તો જ તેને સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમના દર્શન થાય. (૭) ભગવત્સ્વરૂપનો ભાવથી જ સ્પર્શ કરે તેમ સર્વ દેહ સબંધિ તેમા જ કરે. કેમકે ભાવાત્માનો સર્વ અનુભવ ભાવથી જ થાય. બીજી કોઇ રીતે થઇ શકે નહિ. (૮). હૃદય અતિઅશુદ્ધ હોવાથી તેમાં પ્રભુના આવેશનો સભવ નથી. પોતાની અતિશુદ્ધ મૂર્તિમાં હરિ આવેશ કરીને સર્વજનોને જેટલી સાધન સપત્તિ હોય તેટલો અનુભવ કરાવે છે. પછી હૃદય શુદ્ધ કરીને તેમાં પોતે આવેશ કરે છે (૯-૧૦) દીનતાથી સંતોષ પામીને નિત્ય અલૌકિક દેહ આપીને, ભાવાત્મા પ્રભુ તેમા પ્રવેશ કરીને પોતાનો અનુભવ કરાવે છે. (૧૧). એ પ્રકારના નિત્ય ફળનું ચિત્તમાં સદા ચિંતન કરીને કૃષ્ણ સેવામા જ સર્વથા આગ્રહપૂર્વક આદર રાખવો. (૧૨) સંયોગ અને વિપ્રયોગ બન્ને રૂપ હોવાથી સેવા અપૂર્વ અને વિલક્ષણ છે. એ ભાવ દશમ સ્કધના ૩૦ મા અધ્યાયના ૪ થા શ્લોકમા કહ્યો છે. તે શ્લોક નીચે પ્રમાણે છે—

गायंत्य उच्चैरमुमेव संहता विचिक्युरुन्मत्तकवद्वनाद्वनम् ।
पप्रच्छुराकाशवदन्तरं बहिर्भूतेषु सन्तं पुरुषं वनस्पतीन् ॥

અર્થ—સર્વે ગોપીઓ મળીને પ્રભુના ગુણગાન ઉંચા સ્વરથી ગાવા લાગી, ઉન્મત્ત બાવરીની માફક એક વનથી બીજા વનમા પ્રભુને શોધવા લાગી, આકાશવત્ અંદર અને બહાર સર્વ પ્રાણિમા રહેનાર પ્રભુ ક્યાં છે ? ક્યાં છે ? એમ ઝાડોને પૂછવા લાગી.

એ પ્રમાણે ભાવ રાખવો. (૧૩). ઉપર કહેલો ભાવ સિદ્ધ થયા પછી જેમ કેવળ વિરહાત્મક ભાવ થાય તેમ પુષ્ટિમાર્ગમા ફલરૂપ થાય, કેમકે કેવલ વિરહાત્મક ભાવ ફલરૂપ છે. (૧૪). ફલની આશા હોય તો કૃષ્ણ વદનરૂપી ફલનુ હૃદયમા ચિંતન કરવુ ભક્તના ભાવાત્મક રૂપ હોવાથી સદાનંદ કૃષ્ણ ફલરૂપ છે. (૧૫). ત્યા જ્ઞાનનો સબંધ નથી, કારણ કે અહિં જ્ઞાન છેજ નહિ પુરુષોત્તમ સચ્ચિદાનંદરૂપ શ્રુતિસ્મૃતિ વગેરેમા પ્રસિદ્ધછે. (૧૬). પૂર્વાવસ્થા એટલે સંયોગાત્મકનુ ફલ કૃષ્ણ છે, અને ઉત્તર એટલે વિપ્રયોગ કેવલ ફલરૂપ છે. ( પૂર્વાવસ્થા=સંયોગ=સાધન અને ઉત્તરાવસ્થા=વિપ્રયોગ=ફળ એ બને શ્રીકૃષ્ણ જ છે તેમનુ મુખારવિંદ તે જ કૃપાપૂર્ણ શ્રીવલ્લભપ્રભુ (૧૭) મન, વાણી અને કાયાની વૃત્તિઓથી તેમનો આશ્રય સર્વદા કરવો. તદીય એટલે ભગવદીયમા સ્વકીયપણુ એટલે મમત્વ રાખવું. જે તેમને શરણે ન આવ્યા હોય તેમને ભિન્ન (જૂદા) ગણવા (૧૮) જેવો ભાવ શ્રી આચાર્યજીમા રાખવો તેવો-તેથી વિશેષ તદીય ભગવદીયમાં રાખવો, જેમ વિષયિજનનો ભાવ દૃઢ હોય છે તેમ. (૨૦) જો ભગવદીય આપણાથી પ્રસન્ન થાય તો કૃષ્ણ સંતુષ્ટ થયા, એમા કાઇ સંશય નહિ. ભગવદીય કોને કહેવા ? શ્રીવલ્લભાચાર્યજીનો આશ્રય જેને દૃઢ હોય, અનન્ય થઇ પ્રભુ ભજન કરતા હોય, સંતોષી હોય, કામ લોભ વગરના હોય નિરપેક્ષ એટલે કાઇપણ અપેક્ષા વગરના હોય, વિરક્ત હોય, સર્વ પ્રાણિમાત્રનુ હિત કરવાવાળા હોય, ઈર્ષ્યા અદેખાઇ વગરના હોય, કૃષ્ણસેવાકથા વગેરેમા આદર કરવાવાળા હોય, એવા ભગવદીય મળે તો તેમના સંગથી વિશેષ ફળ થાય. (૨૧-૨૨-૨૩) દયાળુ શ્રીઠાકોરજીએ જેમનો સ્વીકાર કર્યો છે, એવા શુદ્ધભાવવાળા વૈષ્ણવોનુ શ્રીવલ્લભાચાર્યજીની કૃપાથી સર્વ કાર્ય સિદ્ધ થશે. (૨૪)

ઇતિ શ્રીહરિરાયજીકૃતં પ્રથમશિક્ષાપત્ર સંપૂર્ણમ.

---

## શંકાસમાધાન

એક સંભાવિત વૈષ્ણવ સજ્જન નીચે પ્રમાણે શંકા પુછે છે—

ઈશ્વર ઇચ્છાનું general and particular cause ( સામાન્ય અને વિશેષ કારણ ) એક છે કે બને જુદા છે ? અને જુદા છે તો શી રીતે ? અને એક છે તો કેવી રીતે ? ખોટા વિચારો ઉત્પન્ન થાય તે પણ ઈશ્વરેચ્છા ? અને તેને બદલે સારા વિચારો મુકવાનો પ્રયાસ પ્રભુકૃપાથી કરવો તે પણ ઈશ્વરેચ્છા ? શુ કરવુ અને શુ મુકી દેવુ? અને મુકી દેવુ તો કેવી રીતે ?

**સમાધાન**—ઇશ્વર અને ઈચ્છા એ બને શબ્દોજ એવા છે કે તે ઇચ્છા-લીલા સિવાય અન્ય કોઈ કારણથી નિયંત્રિત થઇ શકેજ નહિ. અન્ય કારણ શોધનારને નિષ્ફલતા જ પ્રાપ્ત થાય. સર્વનો ઈશ્વર પોતાની ઇચ્છા-લીલા પ્રમાણે આત્મસૃષ્ટ સર્વનુ નિયંત્રણ કરે, તેનુ કારણ લીલા સિવાય બીજુ શુ હોય ? ઈશ્વર અને તેની ઇચ્છાને નિયંત્રણ કરનાર કાઇ અન્ય માનીએ-કર્મ, સ્વભાવ વગેરે માનીએ તો ઈશ્વરનુ ઈશ્વરત્વ જ જતુ રહે, કેમકે ઈશ્વરને નિયંત્રણ કરનાર ઈશ્વર કરતા શ્રેષ્ઠ થઇ જાય. આજ વિચારનુ સમર્થન કરતા બૃહદારણ્યકમા કહ્યુ છે કે,

स एकाकी न रमते । स द्वितीयमैच्छत् । स ह एतावानास । १-४-३.

सर्व एव आत्मानो व्युच्चरन्ति कपूयचरणा रमणीयचरणा ॥ २-१-१०.

અર્થ—તે એકલા રમતા નથી. તેણે બીજાની ઇચ્છા કરી. તે આ પ્રમાણે થયા નઠારા આચરણ કરનાર અને સારા આચરણ કરનાર સર્વ જીવાત્માએ એમાથીજ નિકળે છે.

કૌપીતકિબ્રાહ્મણ ઉપનિષદ્‌માં તો સ્પષ્ટ કહ્યુ છે કે—

**एष ह्येव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषत्येष उ एवा साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्योऽधोनिनीषति ॥**

અર્થ—જે જીવને આ લોકમાથી ઉંચે લેવાની ઈચ્છા કરે છે તેની પાસે એ જ (ઈશ્વર જ) સારાં કર્મ કરાવે છે. અને જે જીવની આ લોકમાથી અધોગતિ કરવા ઇચ્છે છે તેની પાસે એ જ (ઈશ્વર જ) નઠારા કર્મો કરાવે છે

ગીતામાં પણ પ્રભુ સ્વમુખથી કહે છે કે,

**ईश्वर सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।**
**भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥**
**सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥**

અર્થ—હે અર્જુન, ઈશ્વર સર્વ પ્રાણિમાત્રના હૃદયમાં સ્થિતિ કરી રહ્યા છે, અને સર્વ પ્રાણિને પોતાની માયા શક્તિથી જાણે કે યંત્ર પર ચઢાવીને ભ્રમણ કરાવે છે.

હું સર્વના હૃદયમા નિવાસ કરી રહેલો છુ. સ્મૃતિ, જ્ઞાન, અને જ્ઞાનનુ ઢકાઇ જવું એ સર્વ મારાથીજ થાય છે.

સૂત્રમા પણ આનુ જ સમર્થન કરતા વ્યાસજી કહે છે કે,

**वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथाहि दर्शयति**

બ્રહ્મમાં વૈષમ્ય નૈર્ઘૃણ્ય દોષ નથી, કેમકે પોતાના આત્મામાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તાત્પર્ય કે વિષમતા, નિર્ઘૃણતા અન્ય તરફ–પારકા તરફ થઇ શકે, પણ જ્યા સર્વ પોતાનીજ સૃષ્ટિ છે ત્યાં વિષમતા કેવી?

શ્રીમદ્‌ભાગવતના પ્રથમસ્કંધના છઠ્ઠા અધ્યાયના સાતમા શ્લોકમાં કહ્યુ છે કે 'ईशस्य हि वशे लोका योषा दारुमयी यथा" એટલે કાષ્ઠની પુતળીની માફક ઈશ્વરને વશ સમગ્ર લોક છે.

અનન્ય ભગવદીયોનો પણ આ જ અનુભવ છે. દયારામ કહે છે કે

**૫૬.**

ચિત્ત તુ શિદને ચિંતા ધરે, કૃષ્ણને કરવુ હોય તે કરે.
સ્થાવર જગમ જડ ચૈતનમાં, માયાનુ બલ ઠરે;
સ્મરણ કર શ્રીકૃષ્ણચંદ્રનું, જન્મ મરણ ભય હરે. કૃષ્ણને ૧
નવ માસ પ્રાણિ કૃષ્ણચંદ્રનુ, ધ્યાન ગર્ભમા ધરે;
માયાનુ આવરણ કર્યું ત્યારે, લક્ષ ચોરાશી ફરે. કૃષ્ણને. ૨
તું અંતર ઉદ્વેગ ધરે તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને. ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નિઃસરે. કૃષ્ણને. ૪

થનાર વસ્તુ થયા કરે જયમ, શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણીપેરે જાયે, જયમ ગજ કોઠુ ગરે. કૃષ્ણને. ૫
જેવું, જેટલું, જે, જયમ કાળે, તે તેને ક્રમ ઠરે;
એમાં ફેર પડે નહિ કોઇથી, શિદ ફુટાઇ તું મરે. કૃષ્ણને ૬
તારૂં ધાર્યું થતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપતણું અજ્ઞાનપણું એ, ભળ વિચારે ખરે. કૃષ્ણને ૭
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ્ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા શીદને ડરે. કૃષ્ણને. ૮

પદ.

કોટિ પ્રયત્ન કરો તોયે પણ, સુખ દુખ હાથ હરીનેરે,
થાવાનુ સહજે પણ થાશે, હરિ ભજ ભાવ ધરીનેરે
ચદ્રહાસને વિષ વિષયા કરી, દુષ્ટ મતિ પછી હાર્યોરે,
પણ વિચારે મદન મારિયો, કોણે એ મરવો ધાર્યોરે.
અજામિલ સરખાને વણશ્રમે, તેજ દેહમા મુક્તિરે,
માધવ પ્રકટ મળ્યા મુચુકદને, તદપિ જન્મ, કહા મુક્તિરે.
ધીરજ ધરે કે કરે ઉતાવળ, કોણ લહે સુખ મેહેમારે,
મનુષ્ય માથે (મથે) પણ કાઈ નવ સમજે, હરિ સમજે એક એહમારે
કર્માદિકનું તહા લગી બળ, હરિ જયા લાગિ મનમા નાણેરે,
નહિતો કરુણાનિધિ ઈશ્વરપદ, શાને વેદ વખાણેરે.
બ્રહ્મ શાપ જોતા વણ વાકે, સહુ યાદવને લાગ્યોરે,
ઉદ્ધવ વજ્રનાભ વંચાવ્યા, મન સાધે (સંદેહ) સહુ ભાગ્યોરે.
કર્તું અકર્તું અન્યથા કર્તું, સમર્થ ઈશ કહાવેરે,
સર્વેશ્વર સર્વાત્મા સ્વતંત્ર તેમ કરે જેમ ભાવેરે
સુખ થાવા સહુ દુખ જાવાનો, એજ ઉપાય એક સાચોરે,
મન કર્મ વચને કૃષ્ણ ભજો દયા, અવર વિચાર સહુ કાચોરે.

આ બધા પ્રમાણોથી સિદ્ધ થાય છે કે ઈશ્વરેચ્છાનુ લીલા સિવાય બીજું કારણ નથી સારા નરસા વિચારો આવવા એ પણ ઈશ્વરાધીન જ છે ઘણાએ સારા વિચારો આપણને આવે છે, પણ તે પ્રમાણે ચલાય છે ક્યા? માટે પ્રભુકૃપા સિવાય ઉચ્ચ વિચારો પણ નિર્થક થઇ પડે છે. તેથીજ દુર્યોધને કહ્યુ કે—

जानामि धर्मं न च मे प्रवृत्ति ।
जानाम्यधर्मं न च मे निवृत्ति ॥
केनापि देवेन हृदि स्थितेन।
यथा नियुक्तोऽस्मि तथा करोमि॥

અર્થ—હું ધર્મ જાણું છુ, પણ તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી, હું અધર્મ જાણું છુ, (સમજું છુ), પણ તેમાથી મારી નિવૃત્તિ થતી નથી હૃદયસ્થિત કોઇ દેવ જેમ મને દોરવે છે તેમ હુ કરૂં છુ.

પાપમદ્દ મનની આ સ્થિતિ સ્વાભાવિક છે, અને પોતાના અનુભવનો વિચાર કરનાર તરત સમજશે કે દુર્યોધનનુ કહેવુ યથાર્થ છે. જાણતા છતા પણ આપણે ખાડામાં પડીએ છીએ, અને તે પણ એક વખત નહિ પણ સેકડો વખત. (આ ઉપર જુઓ તકરાર, ગયા અંકમા પાને ૧૩૮ મે.) આ સર્વનો વિચાર કરી શ્રીમહાપ્રભુજીકૃત વિવેક ધૈર્યાશ્રયગ્રંથ વાચી સમજી નિશ્ચિંત થવું. विवकस्तु हरि. सर्वं निजेच्छात करिष्यति હરિ સર્વ પોતાની ઇચ્છાથી કરશે જ એમ સમજવું એ વિવેક सर्वत्र तस्य सर्वं हि सर्वसामर्थ्यमेव च. સર્વત્ર સર્વ પ્રભુનુ જ છે, અને પ્રભુ સર્વ સમર્થ છે આમ સમજી પ્રભુનોજ આશ્રય રાખવો.

ऐहिके परलोके च सर्वथा शरणं हरिः ।
दुःखहानौ तथा पापे भये कामाद्यपूरणे ॥
भक्तद्रोहे भक्त्यभावे भक्तैश्चातिक्रमे कृते ।
अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥
अहंकारकृते चैव पोष्यपोषणरक्षणे ।
पोष्यातिक्रमणे चैव तथांतेवास्यतिक्रमे ॥
अलौकिकमनःसिद्धौ सर्वार्थे शरणं हरिः

**અર્થ**—આ લોક પરલોક સર્વ બાબતમા સર્વથા શ્રીહરિ શરણ છે દુખ તથા હાનિને વિષે, પાપમા, ભયમા, કામ વગેરે પૂર્ણ ન થાય તેમા, ભક્તજનના દ્રોહમા, ભક્તિના અભાવમા, ભક્તો પાપ કરે તેમા, અશક્ય તેમ જ સુશક્ય સર્વ વાતમા શ્રીહરિ જ શરણછે. અહંકારકૃતિમા, પોષ્યના પોષણ અને રક્ષણમા, પોષ્ય વિરુદ્ધ ચાલે તેમા, નિકટ રહેનાર શિષ્ય સામો થાય ત્યારે, અલૌકિક મનની સિદ્ધિ થવામા, સર્વ બાબતમા શ્રીહરિ શરણ છે.

શુ કરવુ અને શુ મુકી દેવુ?—"સર્વદા સર્વ ભાવથી વ્રજાધિપની સેવા કરવી આપણો એ જ ધર્મ છે. બીજો કોઇપણ આપણો ધર્મ નથી. કર્તવ્ય પ્રભુ પે તે જ કરશે. કારણ કે પ્રભુ સર્વ સમર્થ છે. માટે નિશ્ચિત રહેવુ. શ્રીગોકુલાધીશ પ્રભુ સર્વાત્મભાવથી હૃદયમાં ધારણ થયા, તો પછી લૌકિક વૈદિકથી વિશેષ શુ મળવાનુ હતુ? બોલ. માટે મારૂ માનવુ તો એમ છે કે હમેશા શ્રીગોકુલેશ્વરના ચરણકમલનું સ્મરણ કરવું, અને તેની સેવા છોડવી નહિ"

આ ઉપર લખેલા શ્રીમહાપ્રભુજીના ચતુશ્લોકીના જ વચન છે. તેનુ જ ભાષાંતર છે. માટે તેજ કરવુ અને બીજું સર્વે મુકી દેવુ જ્યારે આમ આત્મનિવેદન થાય, ત્યારે નવરત્ન ગ્રંથનુ અનુસધાન કરવુ. તેના છેલ્લા બે શ્લોકમા કહ્યું છે કે "ચિંતોદ્વેગ છોડી દઇને હરિ જે જે કરશે તે તેની લીલા જ છે. એમ માની ચિંતા છોડવી મારૂં માનવુ એમ છે કે સર્વાત્મભાવથી નિત્ય 'શ્રીકૃષ્ણ શરણ મમ' એમ બોલતા બોલતાં હમેશા રહેવુ"

આ શંકાનું સમાધાન અહિં માત્ર શાસ્ત્રના પ્રમાણથી કર્યુ છે. પણ તેથી સંતોષ ન થતો હોય અને સાથે યુક્તિની અપેક્ષા હોય તો શ્રીગુસાંઇજીકૃત વિદ્વન્મડન ગ્રથનું ભાષાતર હાલમા ગુજરાતી ભાષામાં મી. નાનુલાલ નારાયણદાસ ગાંધી M A L L B ન્યાયાધીશ, મોરબી, એઓ તરફથી બહાર પડ્યુ છે. તેમાંથી ૯૨ થી ૧૦૦ પાના સુધી ઘણી સુદર યુક્તિઓ આપેલી છે તે વાંચી સમાધાન કરવુ જાતે પણ વિચાર કરી નિર્ણયપર આવવા પ્રયત્ન કરવો. એમ વાંચી, વિચાર કરી આગળ શંકા રહે તો ફરી પુછવુ.

# મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસા.

## ( દ્વિતીય ખંડ. )

ગયા પ્રસગ પછી પ્રેમ ફેરજીએ કેટલાક દિવસ અનન્યમનથી પુષ્ટિમાર્ગના સિદ્ધાત વાચવા સમજવામા જ ગાળ્યા દરરોજ સાઝે તે પુરુષોત્તમ, ગોવિંદભટ્ટ, કુસુમ, ગાર્ગી વગેરે સર્વેને મળતો, અને એમના સહવાસમા એને અતિ આનદ થતો. તેમની અત્યત સાદી જીદગીથી તે આશ્ચર્ય પામતો. તેમના અત્યત નિર્દોષ, સસારથી વિરક્ત, અને પ્રભુના મદિરરૂપ હૃદયોની સન્નિધિમા પોતાના મન અને હૃદયને પવિત્ર થતા અનુભવતો. જે સત્ય, સતોષ અને શાતિની શોધમા તે અહિ આવ્યો હતો, તે સર્વે એણે આ સજ્જનોના સમાગમમા સપૂર્ણ રીતે અનુભવ્યા. એના પ્રશાત થયલા હૃદયમા સર્વ પ્રપચની બ્રહ્મમયતા એને સ્ફુરવા લાગી, અને એની અતર્મુખ થયલી ઇંદ્રિયો સર્વ આકાશમા, હૃદયાકાશમા પ્રભુને શોધવા લાગી

ગોવિંદભટ્ટ, ગાર્ગી, કુસુમ, પુરુષોત્તમ વગેરે સર્વે જે સેવાખડમા અનન્ય-ચિત્તથી, તન્મયતાથી પ્રભુની સેવા કરતા હતા, તે સેવાખડમા હજુ એનો પ્રવેશ ન હતો. સેવાસમયે ઘણીવાર બહાર પુસ્તકશાલામા વાચવાનુ મિષ કરીને કોઈ પુસ્તક ઉઘાડી તે બેસતો, અને સેવાખડ તરફ જ ચિત્ત રાખી, પ્રભુની સેવા કેમ થતી હશે તે સમજવા, જાણવા એ પ્રયત્ન કરતો, જુદા જુદા સમયની પ્રભુની લીલાના કીર્તનો આ સજ્જનો ગાતા તે એ એકચિત્તે સાભળતો, કોઇ કોઇ કીર્તનથી એના હૃદયમા પણ સુદર અનુભવ થતો, અને જ્યા જ્યા તે તે અનુભવ ન થાય ત્યા શુ બાધ પોતાના મનને નડે છે, તે સમજવા પ્રયત્ન કરતો. આમ કરતા કરતાં આ માર્ગ ભાવમય જ છે એમ એ સારી રીતે સમજતો થયો ભાવ એટલે દેવવિષયા રતિ એ ભાવની વ્યાખ્યાને અનુસાર આ સજ્જનોની રતિ સાક્ષાત્ કૃષ્ણદેવપર હતી એમ તે સમજ્યો, અને પોતાને એ પ્રભુપર રતિ થવામા પોતાનુ મન-મનની દુષ્ટ વાસના-વિષયોનુ આકર્ષણ પ્રતિબધરૂપ હતા તે પણ એને સમજ પડી મનની-હૃદયની સ્વાભાવિક રતિને અન્ય ધર્મો બાહ્ય ઉપચારોથી કુઠિત કરવા માગે છે અને વિષયો અલ્પસુખ આપનાર છે, ઘાતક છે વગેરે સમજાવી વિરક્તતા શિખવવા માગે છે, અને જોરજુલમથી ઇંદ્રિયોને તેમના સ્વાભાવિક કાર્યોમાથી અટકાવી સન્યાસ લેવા આજ્ઞા કરે છે, ત્યારે આ માર્ગ ઇંદ્રિયોનો પ્રવાહ ફેરવી નાખી તેમને પ્રભુપ્રાપ્તિના સાધન તરીકે અતિ અદ્ભુત સરલતાથી યોજી આપે છે એમ એ સમજ્યો જે યોગીઓ ઇંદ્રિયદમન કરી આત્માથી આત્માને ઓળખે છે, તેઓ સમાધિસિવાય ઇતર અવસ્થામા એજ ઇંદ્રિયોના વિકારને વશ થઇ પતિત થવા સભવ છે એટલુ જ નહિ, પણ એવા સેકડો 'યોગીઓ યોગભ્રષ્ટ થયાના દષ્ટાત શાસ્ત્રોમા વાચી, પોતાના અનુભવથી તેનુ કારણ સમજી, આ રતિમાર્ગે-ભાવમાર્ગે-જનાર ભક્તોની ઉત્તમતા અને તેમનુ અભય એ કળી શક્યો તે વિચારતો કે જેમ કોઇ પાપી વ્યભિચારી સ્ત્રીનું મન ઘરના કાર્યો કરતા છતા તેમા લાગતુ નથી, તેમ કૃષ્ણચદ્રમા રતિવાળા આ પવિત્ર ભગવદીયોનુ મન બીજા કશામા લાગતુ જ નથી, એટલે એમને પતિત થવાનો સભવ જ શો ? સસારમા સપૂર્ણ વૈરાગ્ય અને કૃષ્ણદેવમા અત્યત રતિ એ એને સ્વાભાવિક લાગ્યા. એમા વિરોધ છે જ નહિ એમ એને સ્ફૂર્તિ થઇ. નરસિંહ મહેતો, મીરાબાઇ, દયારામ, જયદેવ વગેરે ભક્તકવિના પદ કેવા નિર્દોષ છતાં કેટલા સ્વાભાવિક સૌદર્યથી ઉભરાય છે તે

વાચી, સમજી એ દિઢમૂઢ થતો. બીજા કવિઓની કવિતા કરતાં ભક્તકવિઓની કવિતામાં સત્ય, સૌંદર્ય અને ભાવ ઘણાંજ વધારે હોય છે એમ એ સમજ્યો. બાહ્યપ્રપંચ અને વિષયોનાં ગુણગાન કરવાં મુકી દઈ પ્રભુ, તેનું સૌંદર્ય તેની લીલાના જ ગુણગાન, કીર્તન કરનાર કવિ ઉત્તમ એમ પણ એને સમજ પડી.

ગીતામાં પદેપદે કહેલાં સત્યથી એનું મન આકર્ષાયલુ હતું જ, તે મન શ્રીમદ્‌ભાગવતમા પ્રભુની સુંદર લીલાના ગુણગાન ગાવા, સમજવા, યોગ્ય થયુ કલાકોના કલાકો સુધી પોતાની સામે પોતાના ટેબલપર મુકેલા વેદ, ગીતા, સૂત્રભાષ્ય અને શ્રીમદ્‌ભાગવતના ગ્રંથો તરફ એ જોઇ રહેતો. એ ગ્રથોમાં બિરાજતા પ્રભુ એની સામે જોતા હોય એમ એને લાગતું, અને પોતાના ક્ષુદ્ર, પાપી, મ્લેચ્છ શરીર તરફ જોઇ, પોતાના મનના મેલ અને અયોગ્યતા અનુભવી તે દીન થઇ જતો, અને કૃપાલુ પ્રભુનો—આ સત્સગ મેળવી આપનાર કૃપાળુ પ્રભુનો તે અતઃકરણથી આભાર માનતો "હે ભારતવર્ષ ! તારો પશ્ચિમ સાથેનો સબધ ત્યાંના વિષયગ્રસ્ત બહિર્મુખ લોકોને સત્ય ધર્મ સમજાવી પ્રભુનો અનુભવ કરાવવા માટે જ છે," એમ એ ઘણીવાર બોલી ઉઠતો. ત્રિશ કરોડની વસ્તિવાળા આ વિશાળ દેશમા સામાન્યત શાંતિ જ રહેવાનું કારણ લોકોની સમજે કે વગર–સમજે સસાર અને સંસારના વિષયોપરની સ્વાભાવિક વિરક્તતાજ છે એમ તેને સમજ પડી. "આવાં ગૂઢ બ્રહ્મવિદ્યાનાં શાસ્ત્રો, આવા શાંત, વિરક્ત સજ્જનો, આવા દયાળુ હૃદયો, સર્વદા પ્રભુના ગુણગાનથી આકર્ષિત મન, વાણી અને શરીરવાળાં દૈવીજનો અન્ય કોઇપણ દેશમા કોટિ પ્રયત્ને પણ ન જ મળે !" આવા ઉદ્‌ગાર એના હૃદયમાથી નિકળતા.

ગાયત્રીરૂપી બીજનું વેદવૃક્ષ થયું અને તેનું સુંદર ફલ શુકના મુખમાથી રસાલ થઇ ભૂતલપર આવ્યુ, તે હરિની સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ વગેરે વિવિધ પ્રકારની સુંદરલીલાના અનુપમ વર્ણનરૂપ શ્રીમદ્‌ભાગવત વાચતા એને અતિ હર્ષ થતો, અને નિર્દોષ બાળકની માફક અનંતકોટિ બ્રહ્માંડની બાજી માંડી ખેલતા પ્રભુની લીલા જોઇ, તે પ્રભુ પોતાના હૃદયમાં સ્થિત છે એમ આ શાસ્ત્રોદ્વારા સમજી, તેને પ્રભુના માહાત્મ્ય, આત્મીયતા અને પ્રિયતાનુ એકી વખતે ભાન થતું.

એક દિવસ બહાર પુસ્તકશાલામાં સેવાસમયે તે કીર્તનો સાંભળતો બેઠો હતો, તે સમયે મંગલા શૃંગારના સુંદર ભાવના કીર્તનોથી એના મનપર બહુ જબર આકર્ષણ થયુ એને પ્રભુના દર્શન કરવાનું મન થયુ, અને એ દર્શનના પ્રતિબંધરૂપ પોતાના શ્વેત શરીર અને તેને ઢાંકનાર ભિન્ન પ્રકારનો પહેરવેશ–કોટ, પાટલુન, મોજા તરફ એને તિરસ્કાર છુટયો. "હું અહિં જ—આ દેશમાં જ જન્મ્યો હોત તો મને આ પ્રતિબંધ ન નડત," એમ બોલતાં એનાં ચક્ષુ ગળ્યાં, અને હૃદય ભરાઇ આવવાથી તે ઉઠી ચાલ્યો ગયો. બીજે દિવસે તે ઘણો વહેલો આવ્યો. ગોવિંદભટ્ટ સ્નાનની તૈયારી કરતા હતા એટલામાં એક લાંબો શ્વેત ઝભ્ભો પહેરી ઉઘાડે પગે ફેરજ્જ ત્યા આવ્યો. તેણે પાટલુનને બદલે અંદરથી ઘુંટણ સુધીની સેથી જેવું કાંઇ પહેર્યું હતું જે ઝભ્ભામાં તદન ઢંકાઇ ગયું હતું ગોવિંદભટ્ટે તેને બેસાડી આ નવા પહેરવેશનું અને ઉઘાડા પગનું કારણ પૂછ્યું, એટલે પ્રે. ફેરજ્જ બોલ્યો "આપના જેવા ભગવજ્જનની સન્નિધિમા ઉઘાડે પગે આવવું જ યોગ્ય છે, અને પહેરવેશ તો આ ગરમ દેશમાં આવો જ જોઇએ."

ગોવિંદભટ્ટે કંઇ ઉત્તર આપ્યો નહિ પ્રો ફેરજજ બોલ્યો.

"મારી એક વિનંતિ છે."

ગોવિંદભટ્ટ—ખુશીથી કહો.

પ્રો. ફેરજજ મુંગો રહ્યો

એને બોલતાં કાંઇ મનમાં આચકો આવે છે એમ સમજી ગોવિંદભટ્ટ બોલ્યા, "આપના જેવા સુશીલ, ગુણજ્ઞ, સજ્જનની ઇચ્છા પૂર્ણ કરવા મારાથી બનતો પ્રયત્ન કરીશ"

પ્રો. ફેરજજ તેમની સામુ ઉત્કંઠાથી જોતો દીન થઇ બોલ્યો, "આ પાપી શરીર આપના પ્રભુની સેવાને માટે સર્વથા અયોગ્ય જ છે? આ ચર્મચક્ષુને આપના પ્રભુના દર્શન પણ નહિ જ થાય?"

ગોવિંદભટ્ટે તેનાપર દયા લાવી કહ્યુ "પ્રભુને શૃંગાર ધરાવી હું આપને દર્શન કરવા બોલાવીશ તમે પાછળથી કૃષ્ણોદ્યાનના દ્વારમથી દર્શન કરજો"

પ્રો. ફેરજજનું હૃદય આભાર, પ્રેમ અને જીજ્ઞાસાથી ઉભરાયુ, અને તે ત્યા જ બેસી રહ્યો ગોવિંદભટ્ટ સ્નાન માટે ગયા. થોડીવારમા પ્રો. ફેરજજના નોકરે આવી કહ્યુ, "સાબ, તારવલા હુમ મારતાહે, બોલતાહે બહોત તાકીદકા તારહે" પ્રો. ફેરજજ ખિન્ન થઇ ઉઠયો, અને ઘેર જઇ તાર લીધો. તારની મતલબ નીચે પ્રમાણે હતી—

My dear Fairjudge,

From the time I was with you in the college, I have been deeply impressed by your loving and noble heart and the shrewdness of your penetrating intellect. I have closely followed your career in America, Japan, Palestine, and India, have known all about your researches in antiquities, Oriental Languages, philosophy and religion, and have always marvelled at your quick perception of truth in all matters–social, political and religious Your opinions in political matters have always weighed most with me I admit I have felt all throughout a deep attachment for you, I have watched every movement of yours for several years, and being thoroughly satisfied about your fitness, I have appointed you my Prime Minister. There will be Specialists under you to assist you in your various duties and responsibilities, you have simply to apply your shrewd intellect and inspired and loving heart to test the truth of the conclusions they arrive at, and place them before me for orders, with your remarks. I am sure much good will come to my subjects under your guidance. Come at once.

Augustus,
Emperor of the Sharmans.

ભાવાર્થ—મારા વહાલા ફેરજ્જ,

હું તમારી સાથે કોલેજમા વિદ્યાભ્યાસ કરતો હતો ત્યારથી તમારા પ્રેમાદ્ર, સુશીલ હૃદય અને તીવ્ર બુદ્ધિની ગહનતાની મારા મનપર ઉંડી છાપ પડી હતી અમેરિકા, જાપાન, પાલેસ્ટાઇન અને ભારતવર્ષમા તમે જેજે કાર્યો કર્યાં છે, તે સર્વે પર હું હમેશા કાલજીપૂર્વક ધ્યાન આપતો રહ્યો છું; પ્રાચીન શોધખોળમા, પૂર્વની ભાષાઓમાં, તત્ત્વજ્ઞાન અને ધર્મ સબધી જે પ્રકાશ તમે પાડ્યો છે, તે સર્વ મને વિદિત છે, અને જનસમાજની, રાજ્ય નીતિની અને ધર્મની સર્વે બાબતોમાં શીઘ્રતાથી જે સત્યનિર્ણયપર તમે આવો છો તેથી મને આનદાશ્ચર્ય થાય છે, મારૂ હૃદય હમેશાં તમારી તરફ આકર્ષાઈ રહ્યુ છે, વર્ષોના વર્ષો સુધી તમારા દરેક ઝીણાં કાર્યોપર મેં બારીક નજર રાખી છે, અને તમને સર્વ રીતે યોગ્ય જોઇ મે તમને મારા વડા પ્રધાન નિમ્યા છે. તમને સહાય કરવા તમારા હાથ નીચે દરેક જૂદી જૂદી બાબતોના ખાસ માહિતગાર માણસો નિમવામાં આવશે. તમારૂ કર્તવ્ય માત્ર એટલુ જ કે તે લોકો દરેક પ્રશ્નના જે નિર્ણય તમારા આગળ ધરે, તેમની તમારી તીવ્ર બુદ્ધિથી અને તમારા વિશાલ, પ્રેમાળ, પ્રભુપ્રેરિત હૃદયથી પરીક્ષા કરવી, અને તમારા શેરા સાથે મારી સમક્ષ મારા હુકમ માટે રજુ કરવા. મારી ખાત્રી છે કે મારી પ્રજાને તમારા જેવા નેતાથી ઘણોજ લાભ થશે. એકદમ આવો. ઑગસ્ટસ.

શર્મનોના મહારાજા.

પ્રો ફેરજ્જ આ તાર વાચી દિગ્મૂઢ થઇ ઉભો. તાર ફરીફરીને વાચતા એ ધરાયો નહિ. એકએક વાક્ય, એકએક શબ્દ ચીપીચીપીને વાચ્યા, અને મનમા જ બોલ્યો "આ તે રાજા કહેવાય, કે કોઇ સ્નેહપાશમાં બધાયલી, કેડે પડેલી, કામલાગી સ્ત્રી કહેવાય, કે ડિટેક્ટિવ કહેવાય ' ગમે તેમ હો, પણ જ્યારે મહારાજા પોતે તાર કરી મેં સ્વપ્ને પણ નહિ ધારેલુ એવું પ્રધાનપદ માગ્યા વગર અને આપે, ત્યારે મારે વધારે વિચાર કર્યા વગર જવું જ જોઇએ, એમ મને લાગે છે .. .. ..પણ એ પ્રધાનપદને હું શું કરીશ ? એથી શો લાભ ? જે પ્રજાપર પ્રધાનવટુ કરવા આમંત્રણ થયુ છે, તે પ્રજાને હુ શો લાભ કરીશ ? મારી બુદ્ધિને તીવ્ર ગણનાર અને હૃદયને કોમલ માનનાર મારા કામથી સતોષ પામશે ? આવી જોખમની નોકરી, અને કેટલા વર્ષ થયા અનુભવનુ નામ પણ નહિ ! " એકદમ આવો " એટલે બાદશાહી હુકમ અને માન આદર અને પ્રેમ Royal command, love, respect and dignity all combined ! "

અત્યંત હર્ષયુક્ત હૃદયથી જવાનો વિચાર કરી ખુરસીપર બેઠો, નોકર પાસે પાણી મગાવી એક્રેજ પીધુ, અને કપાલપર અને માથાપર છાંટ્યું, અને કાંઇક શાત થયો એટલામાં એની નજર ટેબલપર સામે મુકેલા વેદ, અણુભાષ્ય, ગીતા અને ભાગવતપર પડી.

એકક્ષણે આખ તારપર જાય, અને બીજી ક્ષણે આ સામા પુસ્તકોપર જાય, આમ તેની આખો ઢીંચકા ખાવા લાગી. [ અપૂર્ણ. ]

# श्रीहरिरायजीकृतो मार्गस्वरूपनिर्णयः

[ ગતાંક પૃ૪ ૧૪૬ થી અનુસંધાન ]

આ શ્લોકોમા બહિર્મુખ શબ્દ છે, તે વિચારવા જેવો છે. જ્યારે જ્યારે પ્રભુમાથી આપણુ ચિત્ત છુટી જાય છે, ત્યારે આપણે બહિર્મુખ થઈએ છીએ. ચિત્તને પ્રભુમાથી છોડાવનાર આપણી ઇંદ્રિયો, સ્ત્રી, પુત્ર વગેરે છે, માટે જ બ્રહ્મસબંધની આજ્ઞા છે એ બ્રહ્મસબધ ભાવાત્મક જ છે. હજારો વર્ષથી હુ કૃષ્ણથી વિખુટો પડ્યો છુ, એ કૃષ્ણ જ મારા પતિ છે, તેની સદાસર્વદા સેવા કરવી એ જ મારો ધર્મ છે, તેના વિરહના તાપક્લેશથી ઝુરી મરવુ એ જ મારો ધર્મ છે, એમ સમજી સ્ત્રી, ઘર, પુત્ર, આપ્ત, દ્રવ્ય, આ લોક તથા પરલોક તથા આપણો આત્મા કૃષ્ણને સમર્પણ કરાય અને કૃષ્ણના દાસ થઈ, કૃષ્ણના જ થઈ, રહેવાય, ત્યારે ભાવ પ્રાપ્ત થાય. અમથાઅમથા શબ્દ બોલેથી કાઇ વલતુ નથી પ્રભુને સર્વસ્વ સમર્પણ કરી પ્રભુમા જ ચિત્ત રાખવુ એનુ નામ ભાવ આ ભાવ તો શુદ્ધ મનથી જ પ્રાપ્ત થઈ શકે. સ્ત્રીમા, દ્રવ્યમા, પુત્રમા, કે અન્ય કોઇ પણ વસ્તુમા, જ્યા સુધી ચિત્ત રહે ત્યા સુધી એ ભાવ પ્રાપ્ત થતો નથી, માટે એ સર્વ વસ્તુનુ-અરે, આપણા દેહ, પ્રાણ અને આત્માનુ પણ, પ્રભુને સમર્પણ શુદ્ધ ચિત્તથી થાય નહિ, ત્યા સુધી ભાવ પ્રાપ્ત થાય નહિ ચિત્ત પ્રભુમા પરોવવુ તેનુ નામ સેવા. એ ચિત્ત પ્રભુમા સદાસર્વદા પરોવાયલુ રહે તેને માટે જ તનુજા-વિત્તજા સેવા કરવાની કહી છે (चेतस्तत्प्रवण सेवा तत्सिद्ध्यै तनुवित्तजा), માટે પ્રાત કાલમા એકબે કલાકમા સેવા જલદીજલદી આટોપી વ્યાપારરોજગારમા ચિત્ત પરોવવુ એ સેવા ફક્ત મનને સમજાવવાની છે, વૃથાવત્ છે, એ સેવા સાધન પણ નથી અને ફલ પણ નથી, એ તો કપટ અથવા પાખડ છે. કેટલાક જનોઉપર પ્રભુએ કૃપા કરી સારી સપત્તિ આપી હોય છે, એ દ્રવ્યસપત્તિનો પ્રભુસેવામા ભાવથી ઉપયોગ થાય, તો ચિત્ત પ્રભુમા રહે, પણ એવા સપત્તિમાન્ પ્રભુસેવાને એક સામાન્ય, બાહ્ય, અન્યદ્વારા કરી શકાય એવી, સમજી કોઇ બ્રાહ્મણ અથવા મરજાદીને પ્રભુસેવા સોપી દે છે, અને પોતે તો ચિત્ત, દેહ, ઇંદ્રિય વગેરેને બાહ્ય કાર્યમા જ વ્યગ્ર રાખે છે। આનો અર્થ એ જ એ સજ્જનો બ્રહ્મસબધનો અર્થ સમજ્યા નથી, તેથી જ તેઓ પોતાના આત્મા, દેહ, પ્રાણ, ઇંદ્રિયને પ્રભુ-સેવાથી બહિર્મુખ રાખી, પ્રભુ સાથે કપટ કરે છે. જ્યા સુધી આપણે સર્વ આવા ઢોંગી-કપટી-છીએ, ત્યા સુધી ફલપ્રાપ્તિ-કૃષ્ણાધરામૃતનો આસ્વાદ-કેમ થાય ? કેમ કે ફલ તો ભાવ-પ્રાપ્ય-સર્વાત્મભાવપ્રાપ્ય-છે. કેટલાક મરજાદીઓ એમ સમજે છે કે 'અમે પ્રભુને ધરીને પ્રસાદ લઈએ છીએ, માટે અમે કૃતાર્થ થઈ ગયા છીએ, હવે અમારે કાઇ કર્તવ્ય રહ્યુ નથી.' પણ આ તેમની ભૂલ છે અસમર્પિત વસ્તુનો ત્યાગ એ મ્હોટી વાત છે, પણ એઓએ સમજવુ જોઇએ કે જ્યારે જ્યારે ચિત્ત પ્રભુ સિવાય અન્ય વસ્તુમાં હોય, ત્યારે ત્યારે આપણે અન્ય કુમતી કરતા હોઇએ, ત્યારે ત્યારે પણ આપણે બહિર્મુખ જ છીએ, માટે સદાસર્વદા પ્રભુસાથેનો સબધ સભારી ભાવનુ રક્ષણ કરવુ, અને તે વધારવો. તાદૃશ જન હાલમા મળતા નથી, તેથી જે મંદિરોમાં ભગવત્કથાવાર્તા થતી હોય ત્યા ભાવવૃદ્ધિમાટે જવુ મદિરની બીજી હજારો ભાજગડ હોય છે તેમા ઉતરવુ નહિ, પણ ભાવવૃદ્ધિ થતી હોય તો જ જવુ.

સ્વગૃહમા જે સ્વમાર્ગના ગ્રંથો બિરાજતા હોય તે લક્ષપૂર્વક ભાવવૃદ્ધિને અર્થે વાંચવા, અને મનમાં તેમ જ મુક્તકંઠે (ઉચ્ચ સ્વરે) સદાસર્વદા પ્રભુના કીર્તન કરવાં. સારોનરસો જે ભગવદીય મલે તેની સાથે ભગવાનના ગુણગાન સિવાય અન્ય કોઇ પણ વાર્તામાં વૃથા કાલક્ષેપ કરી બહિર્મુખ થતી વૃત્તિને અટકાવવી. વ્યાપારરોજગારે, નોકરીઉપર, નછુટકે જવું, પણ ત્યાં પણ "હે પ્રભુ તું ક્યા છે? હવે મારાથી તારા વિના નથી રહેવાતુ" એવી ખરા હૃદયથી ભાવના કરવી. જો આવી ભાવના રાત્રિદિવસ રહે તો વ્યાપારનોકરી પણ છુટી જાય, અને પ્રભુ જલદી દર્શન દે પ્રભુ કાંઇ દૂર નથી, આપણા હૃદયમા જ છે. તે આપણને સદાસર્વદા સુંદર નાદથી બોલાવે છે, પણ આપણું ચિત્ત તો તિજોરીમાં, સ્ત્રીમાં, અને અન્ય હજારો વસ્તુમા હોય છે, તે બહિર્મુખ ચિત્ત ભાવાત્મક પ્રભુના ભાવાત્મક નાદને ક્યાંથી સાભલે? ભાવ કાંઇ જેવીતેવી ક્ષુદ્ર વસ્તુ નથી. યોગીઓના સંયમસમાધિથી અને જ્ઞાનીઓના અભેદ અને બ્રહ્મભાવથી પણ ભક્તનો ભગવદ્‌ભાવ અતિ ઉત્તમ વસ્તુ છે. સયમસમાધિ ક્લેશદાયક અને શુષ્ક છે, અને એથી માત્ર બાહ્ય પ્રપંચનો બહિષ્કાર પણ ક્વચિત્ જ થાય છે, અભેદ પણ તેવો જ શુષ્ક અને ક્લેશદાયક છે.

क्लेशोऽधिकतरस्तेषां अव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

અર્થ--અવ્યક્ત (બ્રહ્મ) મા આસક્ત ચિત્તવાલાઓને બહુ જ ક્લેશ થાય છે, અને દેહવાનોથી સર્વત્ર બ્રહ્મભાવ બહુ જ દુઃખથી પ્રાપ્ત થાય છે.

શ્રીકૃષ્ણે સ્વમુખથી ગીતાના બારમા અધ્યાયમાં આ કહ્યુ છે. યોગથી, અને બ્રહ્મભાવથી પણ અંતે કૃષ્ણપ્રાપ્તિ જ ફલ છે એમ સ્પષ્ટ કહ્યુ છે. યોગીઓ અને જ્ઞાનીઓમા જે મને–કૃષ્ણને–ભજે તે જ ઉત્તમ છે એમ અત્ર સ્પષ્ટ કહ્યુ છે. બારમા અધ્યાયનો છઠ્ઠો, સાતમો અને આઠમો શ્લોક બહુ જ વિચારવા અને સમજવા યોગ્ય છે. એ શ્લોકોનો ભાવાર્થ નીચે પ્રમાણે છે –જે સર્વ કર્મનો સન્યાસ મારામા કરીને, મત્પર થઈને (બ્રહ્મસબંધથી कृष्ण तवास्मि એવો ભાવ રાખીને) અનન્ય યોગથી મારું ધ્યાન ધરીને સેવા કરે છે, એવા મારામા આવેશવાન્ ચિત્તવાલાઓનો હું જલદી મૃત્યુસંસારસાગરમાથી ઉદ્ધાર કરુ છું. (૬–૭) મારામા જ ચિત્ત રાખ, મારામા બુદ્ધિ પરોવ, (અને) તુ મારામા જ વાસ કરશે એમા કાંઇ પણ સંશય નથી (૮). માટે ભગવદ્‌ભાવ સર્વોત્તમ વસ્તુ છે. પ્રથમ પ્રભુઉપર સૂક્ષ્મ ભાવ થાય, તે ભાવની વૃદ્ધિ થઈ પ્રેમ થાય, પછી પ્રભુમા ચિત્તની આસક્તિ થાય, અને છેવટે પ્રભુમા વ્યસન થાય. વ્યસન એટલે ગમે તે થાય, પ્રાણ જાય, પણ પ્રભુ વગર સોહાય નહિ, સર્વત્ર પ્રભુમાં જ ચિત્તનું રહેવુ તે. આ જ સર્વોત્તમભાવ, અને એ ભાવ થાય ત્યારે જ ભગવલ્લીલાના દર્શન થાય. ભાવ અતિ ઉષ્ણ વસ્તુ છે, અને એ ઉષ્ણભાવથી હૃદયનો સર્વ મલ (અન્ય વસ્તુપરની આસક્તિ) બલી જાય છે, ત્યારે જ હૃદયમાથી પ્રભુ પ્રકટ થઈ, દર્શન દઈ, કૃપા કરી, ભક્તને સર્વ આનંદ આપે છે.

## અર્પણ.

શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતઉપર શ્રીગોકુલલંકારજીમહારાજની ટીકા છે, તેમાં તેઓશ્રી ચર્ચાસ્પદ 'વિષ્ણુસ્વામિપરંપરા 'વિષે નીચે પ્રમાણે લખે છે, અને તે પંક્તિઓ તે પરંપરાના ચુસ્ત હીમાયતીઓને અર્પીએ છીએ.

નન્વધુના हरिमार्गपरिचिता वैष्णवसम्प्रदायप्रवर्तका बहवो भवन्ति, भक्तियोगो बहुविधो मार्गैर्भामिनि भाव्यत ' इत्यादि, तन्मध्ये मुख्यतामसराजससात्त्विकादिविमिश्रभेदाः बहव उक्ताः, मुख्यास्तु त्रिविधाः, चतुर्थो निर्गुणः, नन्वत्राग्रे कपिलदेवेनोक्तं 'प्रावोचं भक्तियोगस्य स्वरूपं ते चतुर्विधं कालस्य चाव्यक्तगतेर्योन्तर्धावति जन्तुषु, ' श्रीमदाचार्यचरणैस्तद्व्याख्यानं कृतं, 'भेदः पारमार्थिक' इतिशास्त्रं पुरस्कृत्य त्रिविधो भक्तियोग उक्त., ते च साम्प्रतं विष्णुस्वाम्यनुसारिणस्तत्त्ववादिनो रामानुजाश्चेति तमोरजस्सत्त्वैर्भिन्ना, अस्मत्प्रतिपादितश्च नैर्गुण्य, एवं चतुर्विधापि भगवता प्रतिपादित '... ....तस्मात् साम्प्रतं सम्प्रदायत्वेनोक्तहरिमार्गपरिचयमध्ये स्वपरिचये उत्कृष्टत्वमुक्तं, पूर्वं भागवतस्य वक्ता व्यास, तत्रे च शब्दतो ज्ञानं, सूतस्य अर्थत, नारदो मध्यमवक्ता, तथा व्यासा मध्यमश्रोतृत्वेन मध्यमाधिकारी, मध्यमाधिकारित्वाद्वैराग्य न जातं, वैराग्यसहितं शुकस्योत्तमाधिकारित्वमुक्त, तथापि निरोधलक्षणाख्यग्रन्थे स्वयमेवोक्तवान्, 'गुणगाने सुखावाप्तिर्गोविन्दस्य प्रजायते यथा तथा शुकादीना नैवात्मनि कुतोन्यत ? 'आकाशवदनन्त 'मित्यादि, तस्य विवरणे शुको हि भगवत्स्वरूपाभिज्ञ, आनन्दमात्रकरपादमुखोदरादिकृष्णं सर्वमेव विद्यमानं पश्यती'त्य दि, तस्य टिप्पण्यामिति शुकस्यैवज्ञानाभावे तत्कथनमप्यशक्यं स्याज्जीवनं वा न स्यादिति, शुकज्ञानादिति शुकस्य ज्ञानतात्पर्यं वेदितव्यमिति, गोपिकानामग्रे (तस्य) हीनाधिकारोक्तिज्ञापनार्थमुक्तम् ॥

---

## સાંપ્રદાયિક ગુર્જર સાહિત્ય

### શ્રીનાથજીનું ધોળ ૧ લું.

શ્રીનાથજી નિરખ્યારે નયણાં ભરી, શ્રીનાથજી નિરખ્યા
નેહસુ રે હુતી હૈયામા હામ હમરે, મારો વાલોજી પૂર્ણકામરે,
વ્રજવનિતાના વિશ્રામરે, એમનું શ્રીગિરિવરજી નામરે— મે શ્રીનાથજી૦ ૧.
રૂપે રૂડારે, કે રમિયાજી રૂપેરે રૂડા,
વાલમારે સુંદર બીનનેત્રાને વાનેરે, મકરાકૃત કુંડલ કાનેરે,
ઝલકે રવિ શશી કોટિ સમાનેરે, સુખ સાગર કોટિ નિધાનરે—મે શ્રીનાથજી૦ ૨.
શીર્ષે બિરાજેરે, સોરંગી શીર્ષે બિરાજે,
પાગરે ઊપર ચંદ્રિકા મોર મોરરે, મુખે વાય મોરલી ઘનઘોરરે,
વ્રજવનિતાના ચિત્તચોરરે, એવા નગર નંદ કિશોરરે— મે શ્રીનાથજી૦ ૩.

નાસા લરેકેરે, નાસા ગજ મોતી લરેકે;
એ શરીરે બિબ અધર રૂપ રસાલ રસાલરે, ઉર ગુંજા મુક્તાના હારરે;
કંઠે સોહીએ વૈજયંતી માલરે, કંકંકણ પોચી જડાવરે.
કટિ કીંકણીનો ઝણકારરે— મે શ્રીનાથજી૦ ૪.

અગ વાગારે, શ્રીઅંગે કેસરીઆ વાગા શોભીતારે.
પટકેને અટક્યુ છે મન–મનરે, ચરણે તુલસી કોમલ પાવનરે;
ગોપીજનપ્રાણજીવનરે, નયને નિરખ્યા તેનો જીવ ધન્યરે— મે શ્રીનાથજી૦ ૫.

જેહર ગુગરીરે, પાવલીઆએ જેહર ગુગરી–રણુજણુરે,
વાજીંત્ર શબ્દ રસાલ રસાલરે, ચાલે લટકતી ગજગતિ ચાલરે;
ચાલે મોહી રહ્યા મરાલરે એવા સમરથ શ્રીગોપાલરે— મે શ્રીનાથજી૦ ૬.

દર્શન દેજોરે, દીન જાણી દર્શન દેજો શ્રીનાથજીરે,
ત્રિવિધ તાપ જાય દૂર, દૂરરે હૈડુ હરખ્યુ ભરપૂરરે;
કૃપા કરજો શ્રીહરિરાયજી સૂરરે, એ શ્રીવલ્લભ ભાગ્યનુ પૂરરે— મે શ્રીનાથજી૦ ૭.

## શ્રીદ્વારિકાનાથજીનું ધોળ ૨ જું.

શ્રીદ્વારિકાધીશ તો છબીલાજીને નિરખીએ જો,
નિરખી વદન કમલ જોઈ જોઇ હરખીએ જો. શ્રીદ્વા. ૧
જે કોઇ પ્રાત ઉઠીને સ્મરણ કરે જો:
તેના ભવનાં બંધન દૂર ટલે જો શ્રીદ્વા. ૨
મંગલા આરતિ સમે વદનકાન્તિ જગમગે જો,
નખશિખ શૃગાર કરી મન ઠરે જો. શ્રીદ્વા ૩
ગ્વાલ સમે શ્રીયશોદાજીની ગોદમા જો.
બોલે તોતડુ મધુરૂ પય પામવા જો. શ્રીદ્વા. ૪
વિવિધ રાજભોગ ધરી ભરી જારીયા જો;
મનુહારથી જમાવે માતા લાલને જો– શ્રીદ્વા. ૫
અચવાઇ સુગંધ બીડાં કર ધર્યા જો;
માલા વેણુ ધરી દર્પણમા મુખ જુવે જો– શ્રીદ્વા. ૬
આરતિ સમે આનંદ ઉમંગ અંગમા જો:
શ્રીબાલકૃષ્ણજીના લાડીલાના સંગમાં જો– શ્રીદ્વા. ૭
દર્શન સમે વૈષ્ણવ આવે સહુ મળી જો:
બોલે જે જે જે આનંદ ભરી જો– શ્રીદ્વા. ૮

## શ્રીગોકુલચંદ્રમાજીનું ધોળ ૩ જું.

શ્રીગોકુલચંદ્ર લાગો છો વહાલા;
મોહીરે જોઇ નયનોના ચાળા. શ્રીગોકુલચંદ્ર. ૧
વાહાલારે તારી નેણ કટારી વાંકી,
તેનોરે મારે કાલજડે લાગી. શ્રીગોકુલચંદ્ર ૨

ચરણરજ કેરી હુ અભીલાખી,
હૃદેરે મુને લલિત ત્રિભગી જાખી. શ્રીગોકુલચંદ્ર. ૩
ચરણ કટિ ગ્રીવા ને નીમકીવા,
કરણરસ ભક્તને દાન દેવા- શ્રીગોકુલચંદ્ર ૪
ચરણ દર્શન મર્યાદા લોપી,
ત્યારે મન સ્થિર થયુ ગોપી- શ્રીગોકુલચંદ્ર ૫
ચરણ નખ ચંદ્ર પ્રકાશ જોઇ,
તેનેરે તેજ મદન રહ્યો મોહી- શ્રીગોકુલચંદ્ર. ૬
નેપુર ધુની તાન સહિત બાજે,
નાદરે સુણી કામદેવ જાગે- શ્રીગોકુલચંદ્ર ૭
પીતામ્બર કરકે છે સારૂં.
મોહ્યુરે ચિત્ત પ્રાણપતિ મારુ- શ્રીગોકુલચંદ્ર. ૭
સુથન કટિ કાછની છે ભારી
મુકુટની લટકપર જાઉં વારી- શ્રીગોકુલચંદ્ર ૯
ચરણ લગી સ્પર્શે છે વનમાલા,
કામણગારા દીસો છો નંદલાલા- શ્રીગોકુલચંદ્ર. ૧૦
આપ વિના કરુણા કોણ કરે.
દાસ્યારે પાત્ર માંહે રસ ભરે— શ્રીગોકુલચંદ્ર ૧૧
વર્ણવ્યુ છે સ્વરૂપ સૂક્ષ્મ રીતે,
કરીને કૃપા ગાઉં પૂરણ પ્રીતે- શ્રીગોકુલચંદ્ર. ૧૨
સદા રસ રમા મધે રમતા,
તે તોરે વાલા નિજજનને ગમતા- શ્રીગોકુલચંદ્ર. ૧૩

## શ્રીમથુરાનાથજીનું ધોળ ૪ થું.

રસરૂપ રંગીલારે, શ્રીમથુરેશ કહુ,
ગુણ નાગર વાલારે, ચરણની પાસ રહુ- ૧
ગાવુ પ્રેમ ધરીનેરે, પ્રેમરસ સિંધુ ભર્યા,
અંતરે અતિઆતુરરે, ઇંદુ અજવાલા થયા- ૨
તેજે ત્રિભુવન મોહ્યારે, વ્રજજનના પ્યારા,
કવિ વર્ણવે ત્યારે, લોચનના તારા- ૩
ભુજા ચાર બિરાજેરે, શી વર્ણવુ શોભા,
આયુધ તેમાં રાજેરે, દેખી મન થાય લોભા- ૪
પદ્મ પ્રાણપતિનુરે, મુખ્ય સ્વામિની જાણો,
ગદા કહીએ કુમારિકારે, સમજી મન આણો- ૫
ચક્ર તેજ ચંદ્રાવલીનુરે, વલી શ્રુતિરૂપાસંગે,
શંખ શ્રીયમુના મહારાણીરે, શ્યામ સુંદર સંગે- ૬
ગૂઢ ભાવ અતિ મનમાંરે, કરું ચિંતન હરખે,
રસકુંજની લીલારે, આનંદ પ્રેમ બરખે- ૭

બીજો ભાવ પ્રસિદ્ધ છેરે, પદ્મજન તાપ હરે:
ગદા દુષ્ટ સહારેરે, સુદર્શન રક્ષા કરે– ૮
મહિમા અતિઅગણિતરે, શંખભક્ત કાજ સરે;
કાંઈ પરાક્રમ વર્ણવુરે, જેમ પ્રાકટ્ય કહું– ૯
મથુરેશ શામળીઆરે, સ્વરૂપ ન જાય લહ્યુ:
એક સમે શ્રીમાહાપ્રભુજીરે, બિરાજ્યા શ્રીયમુનાંતીરે– ૧૦
ત્યાંતો તુટયો કરાડારે, દીઠા શ્યામસુંદરને:
દોડીને પાસે આવ્યારે, કહ્યુ તમો સેવા કરો. ૧૧

શ્રી માહાપ્રભુજી હસી બોલ્યારે, છોટુ તમો સ્વરૂપ ધરો:
તાડ સમો વડરે, કેમ સેવા થાએ ?– ૧૨

કાલયુગના જીવ જે રે, કહા લગી પોહોચાએ;
ગોદમા આવી બેઠારે, ચિબુક લગી આવ્યા ત્યારે– ૧૩
એવુ કૌતુક દીઠું રે, સેવક સહુ જોઇ રહ્યા:
પદ્મનાભદાસ કેરારે, મનોરથ પૂર્ણ થયા– ૧૪
કૌતુક દેખાડવારે, એવું સ્વરૂપ ધર્યું:
બીજાં ચિન્હ શ્રીઅંગમારે, ભાગ્ય હોય તે જાણે– ૧૫
પુષ્ટભક્તિકૃપાથીરે, નિજજન મન આણે;
રસરૂપ રંગીલારે, શ્રીમથુરેશ કહુ– ૧૬

## શ્રીમહાપ્રભુજીનુ ધોળ ૫ મું.

શ્રીમદ્ વલ્લભ આજ પ્રગટ હવારે, કૃષ્ણાનંદ મજ્વર અવતાર,
તાત શ્રીલક્ષ્મણ અતિ આનંદ ભર્યારે, ધન્ય ધન્ય માત એલંબાગાર;
માધવ માસ કૃષ્ણ એકાદશીરે, શુભદિન શુભ નક્ષત્ર શુભવાર,
દૈવી જીવ અનેક ઉદ્ધારવારે, પૂર્ણ બ્રહ્મ પ્રકટ નિજધામ,
રાસરમણ લીલારસરંગ ભર્યારે, સદા પ્રસન્ન વદન રસરૂપ.
શ્રીભાગવતપ્રતિપદમણિવરભૂષણરે, ગાજે સકલ શૃંગાર અનૂપ;
ચરણકમલની શોભા શી કહુંરે, જગમગ દશ નખ ચંદ્રપ્રકાશ.
અરણ ઉદિતસમ કોમળ શોભિનારે, વૈષ્ણવ જન શિર સદા નિવાસ.
લલિત જાન જુગ જંગ સોહામણારે, કટિપર સીંગ કંઈ બલીહાર;
નાભિ ગંભીર વલિત રોમાવલીરે, જગ ઉપજીવની કાન્તિ અપાર,
સુદર ઉદર લસત શોભાગણીરે, શો કહીએ શોભાનો પાર?
તીનરેખ ગ્રીવા સુદર ભરેરે, સોહે તુલસીમાલ સુજાણ:
સુંદર હસ્તકમલ લટકે કરીરે, આપે ભક્તિ અભયપદ દાન.
ચિબુક અધર નાસા અતિમોહનીરે, અદ્ભુત લોલ કપોલ સુદેશ;
નેત્રકમલ ભ્રુકુટિ રળીઆમણીરે, કૃપાદૃષ્ટિ અવલોકન ચાર:
ભાલ વિશાલ તિલક બીચ શોભિનારે, કેશ અંબોડા ફરતી સુધાર;

કેસરીઆ ધોતીને ઉપરણારે, જયશ્રીલક્ષ્મણસુત માહારાજ;
છો ઙ્ગ લેકે એક માધુરીરે, બિરાજે શ્રીગોવિંદઘાટ સમાજ;
વૈષ્ણવનાએ અતિઆનંદ ભર્યોરે, કરે વિવિધ મંગલ યશ ગાન,
વાગે તાલ મ્રદંગ ગનિ ભેરસુરે, વીણા તાન માંન બધાન·
શ્રીગોકુલ ઘેર ઘેર આનંદ બહુરે, ભૂતલ વર્ત્યો જયજયકાર,
જે જે જે કરી બોલે મેં આ મલીરે, ઉચરે શ્રીવલ્લભદજી અવતાર.
શ્રીગોવર્ધન નિરખુ ફરી ફરીરે, વ્રજાધીશ મન એકી હુલાસ

ધોળ ૬ ઠું

અખીયા હરિદર્શનકી પ્યાસી–
કેસર ખોર મોતીયન માલા, બદ્રામનકે વાસીરે– અખીયા૦
નેહ લગાય છોડ ગએ ત્રણ સમ ડાર ગયે ગલે ફાસી– અખીયાં૦
નાહુકે મનકી કો જાને લોગનકે મન હાસી– અખીયા૦
સૂરદાસ પ્રભુ તિહારે મીલનકુ લેહુ કરવત કાશી– અખીયા૦

## વિનતિ શ્રીદ્વારિકાંધીશને ધોળ ૭ મુ.

શ્રીદ્વારિકાનાથ બિનતિ સુન લીજે, દીનજન હું શરણુ પડી,
તનમન વ્યાકુલ ભઈ બાવરી સુનીએ બિનતિ એહી ઘડી– ૧
પરમ ઉદાર અતુલ સુખસાગર, નિજજનકે હો કૃપાનિધિ;
ગજપે ધાએ ગરૂડ છોડકે, શરણાગત હું એકી બીધી– ૨
ભકતનકે હિતસુખકે કારણ, શંખ ચક્ર ગદા પદ્મ ધરો,
અટી બાય મેરી દ્દઢ કરકે નહી છુટે અબ લગન પરી– ૩
રોમ રોમ ભરપૂર દોષમો, મહામત્ત લોભી કામી;
નહિ પ્રભુ મે તિહારે લાયક, સબ ઘટકે અંતરજામી– ૪
રાજશિરોમણિ કુંવર લાડીલો, દેત દંડ અપનો જાની,
ચાતક આશ લગી ઘન ઉપર, સમે પાઇ બરશે પાની– ૫
શ્રીગિરિગોવર્ધન કરપર ધાર્યો, ભકતનકી રક્ષા કારણ;
વ્રજજુવતિનકો વિપ્રયોગ કીધો કરાવન ગૌચારણ– ૬
ચરણરેણુ હૈયે બમો નિરંતર, તાતે મે નિશ્ચય કીની;
શ્રીબલ્લભ કરુણામય સાગરે, નિજજનકો યહ નિધ દીની. ૭

---

## આત્મનિવેદન.

( લેખ માટે તંત્રી જવાબદાર નથી )

આત્મનિવેદન એ મહાન્ યત્ન છે યત્ન વગર સુખની પ્રાપ્તિ ને દુઃખની નિર્વૃત્તિ થતી નથી, માટે જ શાસ્ત્રો યત્ન કરવાની ભલામણ કરે છે. જીવ ઈશ્વરનો અંશ હોવા છતાં અહંતા–મમતાને લીધે માયિક સંસારના દુઃખો ભોગવે છે. એવાં દુઃખોની નિર્વૃત્તિ માટે

ભક્તિ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ સાધન છે. ભક્તિની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે આત્મનિવેદનની જરૂર છે આત્મનિવેદનથી અહંત્વમમત્વધ્વંસ થાય છે, અને તેથી ચિત્તશુદ્ધિ થઇ ઇશ્વરપ્રાપ્તિ માટેના ઉત્તમ સાધન ભક્તિના અધિકારી થવાય છે. પુત્ર, ધન, પ્રાણ, ઇન્દ્રિય અને આત્માસહ પ્રેમવાલી સર્વ વસ્તુ ભગવાનને અર્પણ કરવી—અહંતા—મમતા દૂર કરવી—સર્વનો પ્રભુમાં વિનિયોગ કરવો એ આત્મનિવેદનનુ પરમ રહસ્ય છે

આપણું સર્વસ્વ બ્રહ્માર્પણ—કૃષ્ણાર્પણ કર્યા પછી આપણી સ્થિતિ શેઠ તરીકેની મટી સેવક તરીકેની થાય છે, એટલે આત્મનિવેદન કરનાર મનુષ્ય ભગવાનને સ્વામી ( શેઠ ) ને પોતાને સેવક તરીકે માને છે શેઠ તરીકેના અહંકાર અને સ્વાર્થબુદ્ધિથી જે પાપ કરે તે સેવક તરીકે કરવાની જરૂર રહે નહિ એ ખુલ્લુ જ છે પ્રભુ સ્વામી છે, આપણે તેના સેવક છીએ એ પિતા છે, આપણે પુત્ર છીએ, સેવકની નીતિનો આધાર સ્વામીઉપર અને પુત્રની નીતિનો આધાર પિતાઉપર રહે છે. સ્વાર્થી, દુરાચારી કે કુકર્મી શેઠના સેવકો અને તેવા પિતાના પુત્રો ઘણા ભાગે તેવા જ હોય છે. પણ સદ્ગુણી શેઠના સેવકો અને સદ્ગુણી પિતાના પુત્રો તેમના અનુકરણથી સદ્ગુણી થાય છે. આત્મનિવેદન કરનાર પ્રભુને શેઠ ગણે છે પ્રભુ સર્વ સદ્ગુણોના ભંડાર છે અને એવા શેઠ (પ્રભુ)ના સેવકો (આત્મનિવેદન કરનાર) દુર્ગુણી હોય તો કાલાન્તરે પણ તેમના અનુગ્રહથી—તેમની કૃપાથી સદ્ગુણી થાય છે.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ गीता अ. ९

અર્થ—હે કૌન્તેય ! તું જે કાંઈ (કર્મ) કરે છે, ભોગવે છે, હોમે છે, દાન દે છે, તપ કરે છે તે સર્વ મને અર્પણ કરજે, આવી રીતે ભગવાન્ શ્રીકૃષ્ણે સર્વસમર્પણ કરવાનો મહાન્ ઉપદેશ અર્જુનને આપેલો છે અને તે પછી તુરતજ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે કે,

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ गीता अ ९.

અર્થ—એમ કર્યાથી શુભ અને અશુભ ફલો જે કર્મની બેડીઓ છે તેનાથી તું છુટીશ. અને એ રીતે સન્યાસયોગથી યુક્તાત્મા હોઈ વિમુક્ત (બનીને) મને પામીશ

પ્રભુ સર્વમાં સમાન છે તેમને કોઈ અધિક વહાલું અળખામણું નથી, પણ જે ભગવાનને ભક્તિપૂર્વક નિષ્કામપણે ભજે છે. તે ભગવાનની પ્રીતિ સંપાદન કરે છે

પ્રભુને પ્રેમપૂર્વક સર્વસમર્પણ કર્યા શિવાય પ્રભુની પ્રીતિ સંપાદન થતી નથી. પ્રભુની પ્રીતિ સંપાદન થાય એટલે બીજા સાધનોની જરૂર પણ રહેતી નથી તેમનો અનુગ્રહ ( પુષ્ટિ—કૃપા ) આપણને થોડી મહેનતે વધુ ફલ આપે છે, અર્થાત્ પ્રભુ કૃપાવડે ગ્રહણ લે છે કોઈ દુરાચારી જીવ પણ પ્રભુને અનન્ય ભાવથી ભજતો હોય તો તેને સાધુ ( સજ્જન ) માનવો. એવો મનુષ્ય પણ થોડા કાલમાં દુરાચાર છોડી ધર્માત્મા થાય છે અને શાન્તિને પામે છે. પ્રભુના ભક્તોનો કદી પણ વિનાશ થતો નથી. પ્રભુને પત્ર, પુષ્પ, ફલ, જલ જે ભાવપૂર્વક અર્પણ કરવામા આવે છે, તેનો પ્રભુ ભાવપૂર્વક સ્વીકાર કરે છે. ભાવપૂર્વક અર્પણ કરેલ સુદામાના તન્દુલ, વિદુરની ભાજી, શબરીનાં બોર અને ગજ-પુષ્પ વગેરેનો પ્રભુએ ભાવપૂર્વક સ્વીકાર કર્યો હતો.

આવી રીતે ભગવાનને ભાવપૂર્વક સર્વ વસ્તુ સમર્પણ કરવી તે **આત્મનિવેદન** અને એવા આત્મનિવેદનને જ **બ્રહ્મસંબંધ** કહેવામા આવે છે ભગવાનની સાથેના વિસ્મરણ થયલા **અંશાંશી સંબંધની બ્રહ્મસંબંધ કરવાથી પુનઃ સ્મૃતિ થાય છે.**

સદોષ જીવ પ્રભુ સેવામા અધિકાર પ્રાપ્ત શી રીતે કરે એમ શ્રીમદ્વલ્લભાચાર્યજીને ચિન્તા ઉત્પન્ન થઈ ત્યારે તે ચિન્તા નિવારણ કરવાને શ્રાવણ સુદ ૧૧ ની મધ્ય રાત્રિએ સાક્ષાત્ ભગવાને પ્રકટ થઇને બ્રહ્મસબધથી જીવને શરણે લેવાનો અને સર્વસમર્પણ કરવાનો મહામંત્ર કહ્યો. [1]'साक्षाद्भगवता प्रोक्त तदक्षरश उच्यते । બ્રહ્મસબધથી શાન્તિ પ્રાપ્ત થઈ ચિન્તા નિવારણ થાય છે, અને કોઈપણ પ્રકારની ચિન્તા રહેતી નથી અજ્ઞાનથી અથવા જ્ઞાનથી જેમણે આત્મસમર્પણ,–આત્મનિવેદન કર્યુ છે જેમણે શ્રીકૃષ્ણને પ્રાણસુદ્ધા સ્વાધીન કર્યા છે તેને શી ચિન્તા ?

अज्ञानादथवा ज्ञानात् कृतमात्मनिवेदनम् ॥
यै कृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना ॥४॥ **नवरत्न.**

કર્મો કરવાની પ્રભુએ આજ્ઞા આપી છે પણ તે ફલની ઇચ્છા રાખ્યા વિના જ કરવાનુ કહે છે, નિષ્કામપણે-કૃષ્ણાર્પણ સમજીને પ્રભુમા વિનિયોગ કરી કર્મ કરવા–કર્મ કરી તેના કર્તા તરીકેની અહતા ન થવી જોઇએ 'સગ અને ફલોને છોડીને અવશ્ય કર્મ કરવા એ ભગવાનનુ નિશ્ચિત ને ઉત્તમ મત છે

एतान्यपि तु कर्माणि स• त्यक्त्वा फलानि च ।
कर्त्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ गीता १८–६

અકર્મમા પ્રીતિ ન કરતા તેનાથી સદૈવ વિદૂર રહેવુ અને કર્મના ફલની અપેક્ષા ન રાખવી એ જ શ્રેયસ્કર કર છે 'કર્મમા જ તારો અધિકાર છે ફલમા કદી પણ નહિ' એવી જ ભગવદાજ્ઞા છે

• कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।

શ્રીમદાચાર્યજીએ આ સર્વ ભગવદાજ્ઞાઓને ધ્યાનમા લઇ સ્મરણમા રાખીને સ્વસિદ્ધાન્તનુ રહસ્ય એવી જ રીતે બતાવ્યુ છે કે 'કોઇપણ કાર્ય કરના પહેલા સર્વ કાર્યમા સર્વ વસ્તુનુ પ્રભુને સમર્પણ કરવુ.'

तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम्

સપૂર્ણ કાળજીપૂર્વક સ્વામીના હિતનુ કાર્ય કરનાર સ્વામીના હિતમા દુખ પડે તો પણ વેઠી લેનાર સેવક સ્વામીની પ્રીતિ સપાદન કરે છે માબાપની આજ્ઞા ઉઠાવનાર પુત્ર માબાપની વત્સલતા પૂર્ણ રીતે મેળવે છે ને પતિની આજ્ઞાઓને ત્રાસથી નહિ પણ અતઃકરણથી શિરસાવદ્ય કરી વધાવી લેનાર સ્ત્રીજ પતિની પ્રીતિ સપાદન કરી શકે છે

અર્થાત્—આત્મનિવેદન એ ખરા સેવકની સ્વામી પ્રત્યેની ફરજ છે–આત્મનિવેદન એ ભાગ્યશાલી સુપુત્રની પિતૃભક્તિ છે અને આત્મનિવેદન એજ પતિવ્રતા સ્ત્રીનુ પાતિવ્રત્ય છે પ્રભુ જ જીવના સ્વામી [શેઠ] છે. પ્રભુ જ જીવના માતપિતા છે પ્રભુજ જીવના પતિ છે અને

---

૧ આ ઉપરથી પુષ્ટિમાર્ગના પ્રવર્તક શ્રીમદ્વલ્લભાચાર્યજી જ છે અને બ્રહ્મસબધનો મહામંત્ર પ્રભુથીજ તેમને પ્રાપ્ત થયેલો છે તેથી શ્રીકૃષ્ણ-ભગવાન્ વિના ઇતર કોઈપણ વ્યક્તિનો શ્રીમદ્વલ્લભાચાર્યજીના પૂર્વાચાર્ય તરીકે સ્વીકાર થઈ શકે નહિ

આત્મનિવેદન એ જ જીવનો પરમ ધર્મ છે. આત્મનિવેદન–બ્રહ્મસંબંધરૂપી મહાયજ્ઞમાં સર્વ પ્રકારના લઘુ યજ્ઞોનો સંપૂર્ણ સમાવેશ થઈ જાય છે, **માટે અહંતામમતાનો ધ્વંસ કરી–પ્રભુનું સર્વ પ્રભુને અર્પણ કરી–ચિન્તા નિવારણ કરી–અલૌકિક શાન્તિ પ્રાપ્ત કરી સર્વ કર્મોનો પ્રભુમાં જ વિનિયોગ કરવો એ આત્મનિવેદન–બ્રહ્મસંબંધનું પરમ રહસ્ય છે.**

---

## [1]પુરુષોત્તમજ્ઞાનીએ કર્મ કરવાં કે નહિ?

અક્ષરાતીત, પૂર્ણાનંદરસાત્મક શ્રીપુરુષોત્તમનું જ્ઞાન જેણે સંપાદન કરેલું છે, અથવા તો જે સર્વદા ભગવદાનંદનો અનુભવ કરે છે એવા અધિકારીએ લૌકિક વૈદિક કર્મો આચરવાં કે નહિ? આ સંશયનું લક્ષ્યબિન્દુ છે. શ્રીમત્પ્રભુચરણ એ સંશયનો નિરાસ અણુભાષ્યના તૃતીયાધ્યાયના તૃતીયપાદના બેતાલીશમા સૂત્રમાં આ પ્રમાણે કરે છે.

પહેલાં તો ઉપર કહેલો સંશય પ્રાપ્ત થાય છે, તેના પ્રત્યુત્તરમાં વાદી આ પ્રમાણે કહે છે.—કર્મ કરવાની કદાપણ આવશ્યકતા નથી; કારણ કે કર્મ, ઉપાસના અને ભક્તિ એ ત્રણે માર્ગનું ફલ પુરુષોત્તમનું જ્ઞાન થવું એ છે, એ ફલ પ્રાપ્ત થયા પછી કર્મની આવશ્યકતા શી? કર્મ તો તેણે પહેલાં આચર્યાં છે. અને તેનું પરમ ફલ પણ તેણે મેળવ્યું છે, એટલે હવે તે અધિકારીની દૃષ્ટિમાં કર્મની સ્વતંત્ર પુરુષાર્થતા કદી નહિ આવે, તેથી તે કર્માચરણને નિષ્પ્રયોજન માનશે અને કર્મ કરશે જ નહિ, અર્થાત્ તેવા જ્ઞાનીએ કર્મને આધીન થવાની જરૂર નથી.

વાદીનું આ કથન વિચારયુક્ત નથી એમ જણાવતાં સિદ્ધાંતી એ વિષયમાં આ પ્રમાણે વિચાર દર્શાવે છે.

ભક્તિમાર્ગ બે પ્રકારનો છે. મર્યાદાભક્તિમાર્ગ અને પુષ્ટિભક્તિમાર્ગ. આ બન્ને માર્ગમાંના કોઈ પણ પુરુષોત્તમજ્ઞાનીને કર્મ કરવાની આવશ્યકતા નથી. તેઓ કર્મ કરે તેવો સંભવ જ નથી. તૈત્તિરીય ઉપનિષદ્‌માં કહ્યું છે કે 'જે [2]બ્રહ્મના આનંદને જાણે છે, તે કોઈથી પણ ભય પામતો નથી," જ્યારે કોઈથી તે બીતો નથી તો પછી કર્મથી કેમ ડરશે? વળી ત્યાં જ કહ્યું છે કે "શું [3]મેં સારૂં નથી કર્યું? શું મેં પાપ કર્યું? એનો એ પુરુષ વિચાર જ નથી કરતો." આ પ્રમાણે જોતાં તો બન્ને માર્ગના જ્ઞાનીઓને કર્મ કરવાનું રહેતું નથી, પરંતુ તે જ માર્ગના જ્ઞાની ભક્તોએ કર્મ કર્યાં છે, એમ સદ્દૃષ્ટાંત પ્રમાણ મળે છે. અંબરીષ, ઉદ્ધવ, અને પાંડવો પુરુષોત્તમના જ્ઞાની છતાં કર્મ તો કરતા હતા. ત્યારે બે પક્ષ થયા. કેટલાક જ્ઞાનીઓ કરે છે, અને કેટલાક નથી કરતા. એ બન્નેમાં કોણ કરે છે અને કોણ નથી કરતા? શા માટે કરે છે અને શા માટે નહિ? એ બે સંશયો ઉદ્‌ભવે છે. તેનું નિરાકરણ આ પ્રમાણે થાય છે. જે મનુષ્ય એમ નિશ્ચય કરે છે કે 'હું કર્મ કરૂં એવી પ્રભુની ઇચ્છા છે, પ્રભુની ઇચ્છા હજુ મારી પાસે કર્મ કરાવવાની છે, તે અધિકારી કર્મ કરે છે. જે અધિ-

---

૧. આ લેખ 'વૈષ્ણવધર્મપ્રકાશ'માં છપાવેલો છે, પરંતુ ત્યાં અશુદ્ધ સ્વરૂપમાં મુદ્રિત થયેલો હોવાથી તેને અત્ર સ્થાન આપ્યું છે.

२. आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

३. एतं ह वाव न तपति किमहं साधु नाकरवं किमहं पापमकरवमिति ।

કારીને એમ જ નિશ્ચય થઇ ગયો છે કે મારી પાસે કર્મ કરાવવાની ભગવાનની ઇચ્છા જ નથી એ અધિકારી કર્મ કરતો નથી. દૃષ્ટાંત-શુકદેવજી અને જડભરતજી, શુકે અને જડભરતે કરેલો કર્મત્યાગ સુપ્રસિદ્ધ જ છે. આ પ્રકારનો નિશ્ચય થવો ભગવાનને આધીન છે. ભક્તોમા તે નિશ્ચય નિયમપૂર્વક નથી થતો, એટલા માટે તેવો નિશ્ચય કરવા અસમર્થ આધુનિકોએ તો કર્મ કરવાં જ, અર્થાત્ જેને જે ઉત્તમ અધિકારીને એવુ જ્ઞાન છે કે ભગવદિચ્છા મને કર્મ કરાવવાની છે તેણે કર્મ કરવુ, અને જે મધ્યમ અધિકારીના મનમા એવો સદેહ છે કે મારી પાસે કર્મ કરાવવાની ભગવાનની ઇચ્છા હશે કે નહિ એણે પણ કર્મ કરવું.

અત્ર સશય ઉત્પન્ન થાય છે કે પુરુષોત્તમને જાણનાર ઉત્તમ અધિકારી ભગવદિચ્છાને આધીન થઇને કર્મ ભલે કરે, પણ તેનુ ફલ તેને શુ મળશે એનો વિચાર કર્યો ? લૌકિક ફલ તો તેને ઇષ્ટ નથી, એટલે તે ફલ મળશે એમ કહી શકાશે નહિ વિઘ્નો દૂર થાય એ ફલ થશે એમ કહેશો તો પણ અયુક્ત છે, કેમકે ભગવચ્ચરણારવિંદનુ સેવન કરનારને તે વળી વિઘ્ન શાના ? તો હવે તેને કર્મનુ ફલ શુ !

ઉપરના સશયનું સમાધાન આવી રીતે શ્રીમત્કૃષ્ણદ્વૈપાયન વ્યાસજી કરે છે. જેને ભગવદિચ્છાનુ જ્ઞાન છે અને કર્મ કરે છે, તેને જુદુ જ ફલ પ્રાપ્ત થાય છે. જીવને તો કર્મનું અમુક જ ફલ પ્રાપ્ત થાય છે, પણ આ ઉત્તમ અધિકારીને ઇશ્વર જે કર્મ કરે અને જે ફલ થાય છે, જેવા કે વેદમર્યાદાનું રક્ષણ લોકનો સગ્રહ વગેરે, તે ફલ થાય છે. ભગવાન્ શ્રીમુખે આજ્ઞા કરે છે કે 'હે [1]અર્જુન, જેવી રીતે અજ્ઞાની લોકો આસક્તિ રાખીને કર્મ કરે છે તેવી રીતે વિદ્વાનોએ, જ્ઞાનીઓએ કર્મ કરવાના નથી, પરતુ આસક્તિ રાખ્યાસિવાય લોકસંગ્રહમાટે, લોકો હીન અધિકારીઓ કર્મનો ત્યાગ ન કરી બેસે એટલામાટે વિદ્વાનોએ કર્મ કરવાં.'

હવે જે મનુષ્યનું મન સંશયગ્રસ્ત છે, મારી પાસે કર્મ કરાવવાની ભગવાનની ઇચ્છા હશે કે નહિ એવો સંદેહ જેના મનમા સ્થાન કરી બેઠા છે, એવા મધ્યમકારીને તો કર્મ અત્યુપયોગિ થઇ પડે છે એવા સદિગ્ધ પુરુષને કામ, દુસગ વગેરે જલદીથી થઇ જાય છે અને તેથી ચિત્ત મલિન બને છે અને તેમ થવાથી ભગવાનનો સાક્ષાત્કાર થવામા પ્રતિબધ થાય છે, તે પ્રતિબધને તોડવામા કર્મ ઘણા ઉપયોગિ થઇ પડે છે, માટે તેવા અધિકારીએ તો કર્મ અવશ્ય કરવા.

---

# [2]श्रीहरिरायजीकृता मार्गशिक्षा.

जानीत परमं तत्त्व यशोदोत्सङ्गलालितम् ॥
तदन्यदिति ये प्राहुरासुरांस्तानहो बुधा ॥ १ ॥

ઉપરનો શ્લોક શ્રીમદણુભાષ્યની સમાપ્તિમા વેદના સારરૂપે શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરેલો છે તેના અર્થ એવો થાય છે કે પરમ તત્ત્વ તો શ્રીયશોદોત્સગલાલિત જ છે. જે એમના સિવાય બીજાને પરમ તત્ત્વ કહે તેમના સર્વથા આસુર સમજવા. આ આજ્ઞાથી અન્યમાર્ગીય

---

૧. सक्ता कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत । कुर्याद् विद्वांस्तथा कर्म चिकीर्षुर्लोकसग्रहम् ।
૨ પ્રાચીન પુસ્તક ઉપરથી વ્રજભાષાનો ગુજરાતુવાદ

વૈષ્ણવને આપ એમ જણાવે છે કે યશોદોત્સંગલાલિતના તુલ્ય બીજા કોઇ છે એમ કહે તો પરમ અપરાધ થાય. વલી, આપણા માર્ગમા શ્રીઠાકુરજી આનંદમાત્રકરપાદમુખોદરાદિ છે, લીલાવિશિષ્ટ છે, તેથી જ્યા શ્રીઠાકુરજી બિરાજતા હોય ત્યા તેમની બધી લીલાસામગ્રી જાણવી. न स्त्रियो व्रजसुन्दर्यं पुत्र ता श्रतय किल એ વાક્ય બ્રહ્માએ ભૃગુઋષિને કહેલુ છે, તેથી વ્રજભક્તોમા અન્ય સ્ત્રીઓના જેવી બુદ્ધિ ન રાખવી, કેમકે તે પરમ અપરાધરૂપ છે. વલી आचार्यं मा विजानीयात् એ એકાદશસ્કંધમા કહેલા શ્રીઠાકુરજીના વાક્યથી એમ જ નિશ્ચય કરવો કે આ માર્ગના પ્રકટકર્તા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી જ છે, અને આ માર્ગ પ્રકટ કરવા માટે જ આપ પ્રકટ્યા છે તથા શ્રીગુસાંઇજી પણ સાક્ષાત્ ભગવદ્રૂપ જ છે. તેમના સમાન બીજાને કહેવા એ પરમ અપરાધ છે તેવી વિપરીત બુદ્ધિ જેની હોય એવા દુષ્ટના સંગથી, તેવા વિષયના સંગથી પુષ્ટિમાર્ગનો સંબંધ સર્વથા ન થાય, કારણ, શ્રીઆચાર્યજી મહાપ્રભુજીવિષે તથા શ્રીગુસાંઇજીવિષે અન્યથાબુદ્ધિ થવી એ એક મૂલ અપરાધ છે, તેથી બધુ નષ્ટ થાય છે તથા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના વંશમા તથા ભગવદીયોમા જેટલો ભાવસંબંધ હોય તેટલો યથાયોગ્ય સન્માનપૂર્વક રાખવો. એમનાસિવાય અન્યને ભાવસંબંધ વિના પણ સદ્બુદ્ધિથી સન્માન અથવા નમસ્કાર પણ કરે તો અન્યસંબંધ થાય તેથી ઘણો બાધ થાય છે. શ્રીગુસાંઇજીનુ વાક્ય છે કે अन्यमम्वन्धगन्धोऽपि कन्धरामेव बाधते ॥ શ્રીઆચાર્યજી મહાપ્રભુ-વિષે ભાવસંબંધ જોઇએ, કેવલ દેહસંબંધ કામમા ન આવે, કારણકે ઈશ્વરવિષે ભાવસંબંધ જ મુખ્ય સંબંધ છે. એટલા માટે જ યાદવાદિઓ દેહસંબંધિઓ હતા, પરંતુ ભાવસંબંધ માત્ર ઉદ્ધવજીનો હોવાથી તેમનો પરમ ઉત્કર્ષ છે એ ભાવસંબંધ કેવો જોઇએ ? જેવો સ્ત્રીનો પતિવિષે હોય છે તેવો સ્ત્રીનો જન્મ અન્યત્ર છે તથાપિ તેનો ભાવસંબંધથી તો સંબંધ છે જ, તેથી ભાવસંબંધ અતિપ્રબલ છે. દેહના સંબંધી માતાપિતા વિદ્યમાન હોઇ દૂર રહે છે, પરંતુ ભાવસંબંધવાળી સતી પતિના સંગે બળે છે. આવી રીતનો પ્રભુસાથે જીવનો સંબંધ હોવો જોઇએ જેવીરીતે વિવાહ થયા પછી ભાવસંબંધ થઇને પતિસેવાનો અધિકાર સ્ત્રીને મલે છે, તેવીરીતે જીવને પણ ભાવસંબંધ થયા પછી સાક્ષાત્ ભગવત્સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. આ ઠેકાણે એક શંકા પ્રાપ્ત થાય છે કે જીવ તો સર્વદોષનિધાન છે, અને આ દેહાદિ પ્રાકૃત દુષ્ટ છે, તો કેવી રીતે ભગવત્સેવાયોગ્ય થઇ શકે ? અને શ્રીઠાકુરજી તો આપ નિર્દોષ પૂર્ણગુણવિગ્રહ છે. આનુ ઉત્તર એવી રીતે વિચારવુ. આ જીવને નિર્દોષ બનાવીને સેવાયોગ્ય કરવાનો શ્રીમહાપ્રભુજીને જ્યારે વિચાર પ્રાપ્ત થયો ત્યારે તે જ વખતે આપ શ્રીપૂર્ણપુરુષોત્તમ સાક્ષાત્ શ્રીઆચાર્યજીસમક્ષ પ્રકટ થયા અને બ્રહ્મસંબંધ કરાવાની આજ્ઞા આપી જે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ આપનાદ્વારાએ સમર્પણ કરાવ્યુ તો તે જીવના સઘલા દોષની નિવૃત્તિ થાય છે અને તેથી તેને સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, એમ સમજવુ. જેવીરીતે બ્રાહ્મણનો બાલક પોતાના ધર્મનુ આચરણ ન કરે તો તેને ફલ મલે નહિ, તેવીરીતે વૈષ્ણવ થઇને પ્રભુસેવા ન કરે આ માર્ગનુ ફલ મલે નહિ જે કાઇ અ-ધિકાર પ્રાપ્ત થયો હોય તે પણ વૃથા થઇ જાય ભક્તિમાર્ગનો મુખ્ય ધર્મ એ જ છે કે નિયમપૂર્વક કૃષ્ણસેવા કરવી જેવી રીતે બ્રાહ્મણ થઇને સંધ્યાવન્દન ન કરે તો પ્રત્યવાય આવી પડે છે, તેવી રીતે વૈષ્ણવ થઇને ભગવત્સેવા ન કરે તો દોષનુ પાત્ર બને છે. કોઇ-વાર વ્યાવૃત્તિ વિશેષ હોય તો પણ એકવાર અવશ્ય મંદિરમા જઇને થોડી પણ સેવા કરવી.

સેવામાથી પરવારીને બાહાર નિકલીએ ત્યારે પણ એવી જ ભાવના રાખવી કે સર્વ કાર્ય શ્રીઠાકુરજીનુ છે, સર્વનો ઉપયોગ પ્રભુસેવામાજ થવાનો છે એવીરીતે જાણીને શ્રીઠાકુરજી-વિષે મન રાખીને સર્વ વ્યાવૃત્તિ કરવી તેમ કરવાથી આસુરભાવ નથી થતો માટે જ સમય મલતા શ્રીકૃષ્ણ શરણ મમ એ અષ્ટાક્ષરનો જપ કર્યા કરવો. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે तस्मात् सर्वात्मना नित्य श्रीकृष्ण शरण मम वदद्भिरेव सतत स्थेयमित्येव मे मति । માટે અષ્ટાક્ષરમંત્ર વારવાર પ્રતિક્ષણુ બોલતા રહેવુ. જો ન બોલે તો અતિપ્રબલ કાલથી આસુરાવેશ આવી જાય વળી અસમર્પિત પદાર્થ સર્વથા ન ખાવો. તે ખાવાથી નિવેદન ધર્મ ચાલ્યો જાય છે. જેવી રીતે શ્રીઠાકુરજીને સમર્પ્યું હોય તેવી રીતે લેવુ એ પ્રભુનુ ઉચ્છિષ્ટ છે એમ જાણીને લેવુ, નહિ કે ભોગબુદ્ધિ રાખીને કેમકે ભોગ સેવામા બાધકર્તા છે. શ્રીમહાપ્રભુજીનુ વચન છે કે उद्वेग प्रतिबन्धो भोगो वा स्यात्तु बाधक । વળી જેમ પતિવ્રતા સ્ત્રી બધી સામગ્રી પતિમાટે સિદ્ધ કરીને પતિને ધરે છે, તે પછી પતિના ઉચ્છિષ્ટથી દેહનિર્વાહ કરે છે, તેમ અહિ સમજવુ જો પતિ પહેલા સ્ત્રી ખાય તો તેની બુદ્ધિ બગડે અને વ્યભિચારિણી થાય તેવી રીતે ભગવાનને નહિ સમર્પેલો પદાર્થ પોતાના ઉપયોગમા વૈષ્ણવ થઇને લે તો તેની બુદ્ધિ બગડે અને તેથી ભગવદાશ્રય છુટી જાય. વળી દુસગથી સાવધાન રહેવુ. કારણકે દુ સગ સર્વથા ભગવદ્ભાવનો એક ક્ષણમા નાશ કરે છે. જેમ દુષ્ટ દૂતીના સગથી પતિવ્રતા સ્ત્રી પોતાનો ભાવ ત્યજે છે, તેના સગથી પતિ જ્ઞાન થાય તો જેમ અપ્રસન્ન થાય છે અને ત્યાગ પણ કરે છે તેવી રીતે અહિ પણ દુ સગ દોષ લાગવાથી હાનિ થાય છે, માટે શ્રીઠાકુરજીની સેવામા ચિત્ત રાખીને દુ સગ તજી દેવો. દુ સગ કરવાથી ભક્તિમાર્ગ પ્રમાણે ચાલવા જતા ભગવત્સેવામા પ્રતિબધ આવી પડે, વિષયાસક્તિ વધે, ગૃહાસક્તિ પણ ઘણી થાય માટે બુદ્ધિમા નિશ્ચય કરવો કે ઘરમા પણ દુ સગ હોય અને બાહાર પણ હોય તો જેમ બલિરાજાને જેમ શુક્રાચાર્યનો સગ હતો તેમ, સાવધાન રહેવુ, આસક્તિ ન કરવી. ઉદાસીન થઇને રહેવુ. સર્વથા સેવાપ્રતિકૂલ વિષયનો પરિત્યાગ કરવો અને દેહ, ઇંદ્રિય, પ્રાણ, અંતઃકરણ, ચિત્ત, કુટુબ વગેરે બધાનો વિનિયોગ પ્રભુસેવામા કરવો જો વિનિયોગ ન કરે તો બહિર્મુખતા થાય, તેથી ભગવાનનુ વિસ્મરણ થાય. વાસ્તે અન્ય વિનિયોગથી સાવધાન રહેવુ કદાચિત્ પ્રમાદથી અન્યવિનિયોગ થઇ જાય તો પણ ચિંતા તો ન જ કરવી. કારણ કે શ્રીપ્રભુ સર્વસમર્થ છે શ્રીમહાપ્રભુજીનુ વચનામૃત છે કે समर्थो हि हरि । સમર્પણનો વિધિ એવો છે કે પ્રથમ દિવસે ઉપવાસ કરીને શુદ્ધ થવુ પછી પ્રભુસમીપમા બેસવુ ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુના ચરણારવિંદમા નિદ્રા થાય. ત્યા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સ્વવંશદ્વારા અગીકાર કરે છે શ્રીકૃષ્ણને સર્વસમર્પણ કરવાનુ છે. તે થયા પછી અસમર્પિત કદાપિ ખાવુ નહિ. અન્યાશ્રય ન કરવો. અન્યવિનિયોગ ન થવા દેવો. સેવાપ્રકારને સ્નેહપૂર્વક જાણવો જે પ્રથમા આજ્ઞા કરી છે, તે પૂછીને સેવાપ્રકાર જાણીને સેવા કરવી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનુ વચનામૃત છે કે सेवाकृतिर्गुरोराज्ञा बाधन वा हरीच्छया આથી અન્યથા વર્તે તો ફલ ન થાય व्रजलीला मध्यस्थितने જ સમર્પણ કરવાનું છે. ત્યા શ્રીમહાપ્રભુ જીવનો અગીકાર કરે છે શ્રીગુસાંઇજી પણ આજ્ઞા કરે છે કે सदा सर्वात्मना सेव्यो भगवान् गोकुलेश्वर. स्मर्तव्यो गोपिकावृन्दे क्रीडन् वृन्दावनस्थित । વળી શ્રીઆચાર્યજી મહાપ્રભુનુ પણ વાક્ય છે કે— आत्मानन्दसमुद्रस्थ कृष्णमेव विचिन्तयेत् । પ્રભુનુ સ્મરણ કરો તે પણ શ્રીઠાકુરજીના દર્શન માટેની

આર્તિ રાખીને કરો, આ માર્ગમાં અતિવિપ્રયોગભાવવિના પ્રભુને મળવું મુશ્કેલ છે, કેમકે શ્રીમહાપ્રભુ અગ્નિરૂપ છે આ માર્ગ પણ તેવો જ છે. મત્તાના દૈન્યમેવૈક એ વાક્યથી, વળી પ્રતિદિન આટલા ગ્રંથોનો અવશ્ય પાઠ કરવો શ્રીકૃષ્ણાશ્રય, નવરત્ન, ભક્તિવર્ધિની, શ્રીયમુનાષ્ટક, પરિવૃઢાષ્ટક, પુરુષોત્તમસહસ્રનામ, નામાવલી, શ્રીવલ્લભાષ્ટક, સર્વોત્તમ, શ્રીમદ્ભાગવતનો ૧ અધ્યાય આટલા તો અવશ્ય પાઠ કરવા શ્રીકૃષ્ણાશ્રય અને પરિવૃઢાષ્ટકનો પાઠ શ્રીઠાકુરજીપાસે કરવો. બીજા પાઠ પરોક્ષ રહીને કરવા અને માર્ગની રીતિને અનુસરીને જ્યા પ્રભુ બિરાજતા હોય અને સેવા થતી હોય ત્યાનો મહાપ્રસાદ લેવો. તેના કરતા બીજે અન્ય સ્થને પ્રસાદ લેવાની આવશ્યકતા આવી પડે તો શ્રીમહાપ્રભુજીના શ્રીઠાકુરજીનો મહાપ્રસાદ મેલાવીને લેવો તો બાધક નથી નહિ તો ચરણામૃત અવશ્ય મેલાવવુ જ, અસમર્પિત અથવા અન્યસમર્પિત સર્વથા ન લેવો. સદા સતુષ્ટ થઇને રહેવુ ગૃહસ્થાશ્રમમા સ્થિત હોય તો ભગવત્સેવા કરવી શ્રીકૃષ્ણ શરણ મમ કહેતા રહેવુ. સ્વમાર્ગમા નિષ્ઠા રાખવી. આત્મનિવેદનવાના વૈષ્ણવનો જ સગ કરવો દુ સગથી ડરતા રહેવુ વળી ભગવત્કાર્યવિષે આદરભાવ રાખવો લૌકિકમા આદર ન રાખવો. એમ થવાથી ભક્તિમાર્ગના ધર્મોનુ આચરણ કરેલુ કહેવાય છે. આવશ્યક લૌકિક વૈદિક કાર્યો અનાસક્તિથી જ કરવા. વળી શ્રીઠાકુરજીને સર્વ સમર્પેલુ છે એમ જાણીને તે કાર્યમા દ્રવ્ય થોડુ ખરચવુ તે દ્રવ્યનો અન્યવિનિયોગ થશે એમ જાણીને ડરતા રહેવુ સદા સર્વદા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનો દૃઢ આશ્રય રાખવો. તેથી સર્વસિદ્ધ થશે. એ બધુ કયા સુધી લખીએ ? જે આ માર્ગમા સ્થિતિ કરશે તેને આ માર્ગના સર્વ ધર્મો શ્રીમહાપ્રભુજી સ્ફુરાવશે. જેમ યૌવન પ્રાપ્ત થતા સ્ત્રીને કટાક્ષાદિ કોઇને શિખવવા પડતા નથી, તેમ શ્રીમહાપ્રભુની કૃપા થતા આ માર્ગ એની મેળે જ સમજાશે આ માર્ગની સર્વ વાત એમને એમ જ સ્ફુરી આવશે. શ્રીઠાકુરજી આપ તો સ્વકીયોનુ સર્વથા હિત જ કરશે. યથાકાલે સુર્ખ એ શ્લોકથી શ્રીમદાચાર્યજી એજ આજ્ઞા કરે છે અને જ્યા જન્મ સાર્થક કરવો છે, તથા થોડામા જાણવુ છે તો સકલ દોષ એક ક્ષણમાંજ ભસ્મ થઇ જશે અને સર્વ સ્ફૂર્તિ થશે ત્યારે સમજવુ કે તે માર્ગનુ ફલ જે મળનાર હતુ તે મળી ગયુ. જેણે પુણ્યો કર્યા હશે તેના મનમાં તે વાત આવશે બીજાને ઘણો દુર્લભ માર્ગ છે. કાલ અતિકરાલ છે, દુ સંગો ઘણા આવી મળે છે, સત્સગનુ નામનિશાન ન મળે, ત્યારે શ્રીઠાકુરજી આપ તો તેવી રીતિ વિના ઉદાસીન ભાસે છે. સ્વતત્ર છે, મનમા આવે તે કરે, એમા કોઇનું જોર ચાલતું નથી ભાગ્યની વાત છે

मयेदं मार्गसर्वस्वं लिखितं लोकभाषया ॥
केशव ....मुख्य सेवित सुखसिद्धये ॥ १ ॥
मद्भावेनैव सन्तुष्टः सर्वथाहं हरेर्जुना ॥
ददाम्यत्राशिषो भूयात् प्रसन्नो भगवत्प्रभु ॥ २ ॥

॥ इति श्रीहरिरायेण विरचितमार्गशिक्षा समाप्ता ॥

---

# श्रीस्वामिनीप्रार्थनाष्टक.

**निमन्त्र्य प्रातर्या निजहृदयनाथं निरूपमा समाकार्येकाकिन्यतिघनवनादा स्वभवने ॥ विधायान्नं स्वादु स्वयमतिमुदा भोजयति सा मयि प्रीता राधा भवतु हरिसंगार्पितमना ॥ ३ ॥**

શ્લોકાર્થ—અનુપમેય ઉપમાયુક્ત પ્રિયાજી પ્રાત કાલમા નિજ હૃદયનાથને આમ ત્રણ કરીને અતિ ગહ્વર વનથી સ્વપ્રિયતમને સ્વકીય ભુવનમા અન્ય સખીની સહાયતા વિના એકલા જ પધરાવીને સ્વાદિષ્ટ અન્ન એટલે ષડ્રસયુક્ત સર્વ પકવાન સામગ્રી સિદ્ધ કરીને પોતે જ પ્રસન્નતાથી આરોગાવે છે. તે હરિસંગાર્પિતમના પ્રિયાજી મારે વિષે પ્રસન્ન થાઓ.

ભાવાર્થ—પ્રિયાજી રાત્રિમા પ્રભુની સાથે વિહાર કરીને દિવસમાં પણ પ્રભુસંગમનાર્થ ગહ્વરકુંજકુટીરમા એકાંતમા સ્વપ્રિયતમને મને મલીને પોતાની સર્વ વસ્તુનો ભોગ પ્રભુ કરે તે પ્રકારથી પ્રભુની પ્રાર્થના કરે છે તે પ્રાર્થનાનું સ્વરૂપ નીચે મુજબ—

**अस्मदीयपदार्थाना भोग कार्यस्त्वयैव हि**
**अन्यथा मार्गमर्यादा नंक्ष्यत्यंभोजलोचन ॥ १ ॥**

અર્થ—અમારા સર્વ પદાર્થનો ભોગ આપે જ કરવો અન્યથા હે કમલનયન પ્રભુ, પુષ્ટિમાર્ગીય મર્યાદાનો ભંગ થશે–હા પ્રાણનાથ ઈતરના ઉપયોગની શંકારૂપ દાવાનલ અગ્નિએ કરીને સારી રીતે અમારૂં હૃદય સુતપ્ત રહે છે તે અને તાપને નીલઘુદવશ્યામસ્વરૂપથી સાક્ષાત્ અમારી વસ્તુસામગ્રીને અંગીકાર કરીને શીતલ કરો આ પુષ્ટિમાર્ગમા દેહપ્રાણાદિક સર્વ પદાર્થનું પ્રભુને જ બ્રહ્મસંબંધદ્વારા નિવેદન થયું છે, માટે અન્યસંબંધ અર્થાત્ પ્રભુવ્યતિરિક્ત અન્યના કામમા લગાડવું તે મહાન્ બાધક છે એ પણ અત્ર ગૂઢાભિસંધિથી સિદ્ધ થઇ જાય છે, માટે જ પ્રિયાજી મહાપ્રાતકાલમા સ્વપ્રિયતમને મલીને સર્વ સામગ્રી આપ આ નિકુંજભુવનમાથી મારે ઘેર પધારીને અંગીકાર કરો એમ પ્રાર્થના કરે છે. અનેક પ્રકારની સામગ્રી સ્વભુવનમા બનાવીને પ્રભુને બોલાવીને, અર્થાત્ પધરાવીને અંગીકાર નિત્ય કરાવે છે તે પ્રિયાજી મારાપર કૃપા કરો એમ આપ પ્રાર્થના કરે છે.

આ અષ્ટકમા પ્રત્યેક શ્લોકમા જુદી જુદી લીલાયુક્ત પ્રિયાજીનું વર્ણન છે આ ચતુર્થ શ્લોકમા નેત્રદ્વારા સ્વપ્રિયતમના વદનામૃતલાવણ્યનું પાન તથા નિકુંજનાયક પ્રભુના વેણુનાદાનુકૂલ તારસ્વરથી પ્રિયાજીના ગાનનું વર્ણન છે—

**निधाय श्यामांसे निजभुजलतामिन्दुवदनं**
**कटाक्षैर्पश्यन्ती कुवलयदलाक्षी मधुपतेः ॥**
**मुदा गायन्ती या मधुरमुरलीजातनिनदा-**
**नुसारं तारं सा फलतु मम राधा नयनगो ॥ ४ ॥**

શ્લોકાર્થ:—કમનીય મનોહર સર્વાંગલાવણ્યયુક્ત કમલદલાક્ષી પ્રિયાજી નિજભુજલતા સ્વપ્રિયતમના અંસ વિષે ધારણ કરીને, મધુપતિના કમલસદૃશ વદનચંદ્રને કટાક્ષે કરીને દેખતાં, અને માધુર્યયુક્ત મુરલીનાદાનુકૂલ તારસ્વરમા પ્રસન્નતાથી ગાન કરનાર પ્રિયાજી મારા નેત્રના ફલરૂપ થાઓ.

ભાવાર્થ:—શ્રીસ્વામિનીજી સ્વકીય ભુજલતા પ્રાણપતિ નિકુંજનાયકના ખભા ઉપર

ધરીને રસાત્મક સ્વપ્રાણેશના વદનચંદ્રને કટાક્ષથી નિહાળિને-નિરખીને, વદનલાવણ્યામૃતાબ્ધિમા નિમગ્ન થઇ રહે છે. આ પુષ્ટિમાર્ગમા મનોરથાંત આનંદની સિદ્ધિ શ્રીકૃષ્ણચંદ્રના આનન્દમાંજ છે, માટે આ પુષ્ટિમાર્ગમાં પ્રભુના દર્શન કરતાં પ્રથમ શ્રીમુખનું જ દર્શન કર્તવ્ય છે એ પણ અત્ર ફલિત થાય છે પ્રભુના વેણુનાદની સાથે તારસ્વરમા ગાન સંગીત શાસ્ત્રાનુકૂલ નવનિકુંજમાં નિત્ય પ્રિયાજીજ કરે છે. અન્ય ભક્તોમાં ગાન શિક્ષણ પદ્ધતિ સ્વામિનીદત્તજ છે, એ સિદ્ધાંતનુ વિસ્મરણ ન થવુ જોઇયે. આ પુષ્ટિમાર્ગમા મનોરથાંત આનંદની સિદ્ધિ શ્રીકૃષ્ણચંદ્રની વદનસુધામાં જ છે, માટે જ શ્રીવિઠ્ઠલનાથજીએ इन्दुवदन कटाक्षैर्पश्यन्ती એમ આજ્ઞા કરી, તે ઉપપન્ન છે.

મધુપતિશબ્દથી નવનિકુંજાદિ કુંજકુટીરમા સ્વપ્રાણનાથસાથે વસંતવિહારમનોરથ પણ પ્રિયાજીનો સૂચિત થાય છે.

અહાહા! આ પુષ્ટિમાર્ગમાં મોદપ્રમોદાદિ ઝરણોને વહેનાર સરિતા નિલકેવી વહી રહી છે, જે સરિતાની વૃદ્ધિ કરનાર સુબોધિન્યાદિ ગ્રંથ પણ ભુતલપર સુપ્રસિદ્ધ છે. જેમા સ્નાન પાન કરવાથી સાધનસંપત્તિ વિના પણ ભગવલ્લીલાંતપાત થાય છે તથાપિ અહંતામમતાત્મક સંસારરૂપી મૃગતૃષ્ણાના જલની ભ્રાંતિથી પ્રાય વૈષ્ણવવર્ગ પૂર્વોક્ત સરિતામા અવગાહન કરી શકતો નથી. અતએવ પ્રભુના સ્વરૂપસંબંધિલાવણ્યામૃતાબ્ધિનિમગ્નતા દેખાતી નથી. પૂર્વોક્ત રસાત્મક અમંદ સરિતામા સાંપ્રતકાલીન પુષ્ટિસૃષ્ટિને અવગાહન કરાવવુ, એ કામ પુષ્ટિમાર્ગીય સાંપ્રતકાલના આચાર્યો એટલે ગોસ્વામિ-બાલકોનું છે અથવા સાંપ્રદાયિક પંડિતોનુ છે. પૂર્વોક્ત સિદ્ધાંત સ્મરણમા રહે તો વલ્લભીય સૃષ્ટિ માર્ગાંતરમા પ્રવેશ નહિ કરીને પ્રભુપરાયણ થાય.

આજકાલ એવો કરાલ સમય આવ્યો છે કે ભ્રાંતશાસ્ત્રમા સાંપ્રદાયિક વૈષ્ણવો પણ પ્રવેશ કરીને પૂર્વોક્ત પુષ્ટિમાર્ગીય પ્રમેય વસ્તુમા પણ ભ્રાંત ચિત્તવાલા થાય છે, એ માત્ર દુઃસંગપ્રભાવજ છે.

પૂર્વ ચતુર્થ શ્લોકમાં શ્રીવિઠ્ઠલનાથે સ્વકીય નયનકમલમાં લીલાવિશિષ્ટ પ્રિયાજીનું દર્શન પ્રતિપાદન કર્યું, હવે આપે સપ્તશ્લોકમા શુદ્ધપુષ્ટિમાર્ગીય કૃષ્ણાધરામૃતાસ્વાદરૂપ સિદ્ધિના પ્રાર્થના આપે પ્રિયાજી પાસે કરી છે, તેનુ વર્ણન છે. કારણ, એ સિદ્ધિપ્રદાન પ્રિયાજીજ કરી શકે છે, અન્ય સાધનાંતરથી થતી નથી. અથવા તદ્રૂપ સ્વાચાર્ય પણ તે સિદ્ધિપ્રદાન કરે છે, એ પણ વિસ્મરણ ન થવુ જોઇએ.

अमन्दप्रेमार्द्रात् किसलयमयात् केलिशयनात्
उपस्युत्थायाव्जारुणतरकपोलातिसुचिरा ॥
गृहं यान्ती श्रान्तिस्थगितगतिरास्याम्बुजगतं
घनीभूतं राधा रसमनुदिनं मे वितरतु ॥ ५ ॥

—કમલના મધ્યભાગના અતિલાલરંગ જેવાં કપોલદ્વયથી રુચિર એવા રતિ શ્રીરાધિકા દ્રુમપલ્લવનિર્મિત કેલિશય્યામાથી પ્રાતઃકાલમા ઉઠીને ... રે સ્વપ્રિયતમની સાથે નવપલ્લવરચિત શય્યામાં વિ... માં પ્રિયાજી સ્વઆમ્યાંબુજગત ઘનીભૂત શ્રીકૃષ્ણા... ...નો દાન કરો

ભાવાર્થઃ—આ શ્લોકમાં આપ દાસીરૂપથી, શ્રીકૃષ્ણના અધરામૃતસંબંધી રસ પ્રિયાજી પાસે માગે છે. પુષ્ટિમાર્ગીય ઉત્તમાધિકારીને સર્વોત્તમ સિદ્ધિ તે કૃષ્ણાધરામૃતજ છે, અન્ય નહિ. તે સિદ્ધિપ્રદાન, નિકુંજનાયિકા, રાસેશ્વરી પ્રિયાજી જ જીવોને કરી શકે છે શ્રીવિઠ્ઠલનાથ તો લીલાપરિકરમાં ચંદ્રાવલીરૂપ હોવાથી શ્રીસ્વામિનીદ્વારા આ સિદ્ધિ તેમને ઉપપન્ન છે, પરંતુ સાંપ્રતકાલમાં આ પુષ્ટિમાર્ગીય સિદ્ધિ કૃષ્ણાધરામૃતાસ્વાદરૂપ મેળવવા માટે સ્વામિનીરૂપ શ્રીવલ્લભાચાર્યનો જ સમાશ્રય કરવો, કારણ, રાસલીલાંતર્ગત પાનિની રાસેશ્વરી પ્રિયાજી છે, તેના ભજનનો અધિકાર સાંપ્રતકાલીન જીવને હોઇ શકેજ નહિ અને પુષ્ટિમાર્ગીય સિદ્ધિ તો અભિલષિત બ્રહ્મસંબંધિ સર્વ જીવને હોય એ સ્વાભાવિક નિયમ છે માટે શ્રીમદાચાર્યનો સમાશ્રય કરીને તે સિદ્ધિ મેળવવી ઉપપન્ન છે. रासस्त्रीभावपूरितविग्रह ઇત્યાદિ વાક્યથી સ્વામિનીત્વ શ્રીમદાચાર્યનું સુપ્રસિદ્ધ થાય છે. લીલાપરિકરમાં શ્રીવિઠ્ઠલનાથનું દાસીત્વ સ્વકૃત વિજ્ઞપ્તિમાં સુપ્રસિદ્ધ છે वितर वीर निजाधरसीधु मे विरहकुंकुमत स्तनमण्डले ॥ हरवियोग रुजमित्यादि ઇત્યાદિક અનેક વાક્યોમાં દાસીત્વ પુષ્ટિમાર્ગીય સ્વરૂપાત્મક ભજનાનંદની સિદ્ધિ तद्द्वारा पुरुषो भवेत् ઇત્યાદિક વાક્યથી, સ્વામિનીઓથી જ છે અન્યથી નહિ, માટે કૃષ્ણાધરામૃત પ્રિયાજી પાસે માગે છે—

અહાહા ! શું પુષ્ટિમાર્ગીય અપ્રમેય સ્નેહની પરાકાષ્ઠા કે જ્યાં અહર્નિશ પ્રભુની સાથે જ રમણ, ક્ષણમાત્ર પણ પ્રભુવિયોગની અસહિષ્ણુતા એ સિદ્ધાંત આ શ્લોકમાં પ્રદર્શિત કરવા માટે પ્રિયાજીને, પ્રિયતમ નિકુંજાધીશ પ્રભુની સાથે રાત્રિવિહારવર્ણન કરીને દિવસમાં પણ સ્વપ્રિયતમ પ્રભુએ કટાક્ષદ્વારા સંસૂચિત નવનિકુંજમાં વિવિધ પુષ્પોની શય્યા રચીને પ્રભુની સાથે રમણ કરનારાં વર્ણવીને પ્રિયાજીના ચરણનું દાસ્યત્વ માંગે છે

> प्रियेणाक्ष्णा संसूचितनवनिकुञ्जेषु विविध-
> प्रसूनैर्निर्मायातिशयरुचिरं केलिशयनम् ॥
> दिवाप्येषा गुञ्जन्मधुपमुखरे धीरपवनाश्रितं
> क्रीडन्ती मे निजचरणदास्यं वितरतु ॥ ६ ॥

શ્લોકાર્થ—સ્વપ્રિયતમે નેત્રદ્વારા સંસૂચિત નવનિકુંજોમાં વિવિધ પ્રકારના પુષ્પોએ કરીને અતિશય રુચિર એવું કેલિશયન એટલે ક્રીડાસ્થાન રચીને ભ્રમરોના ગુંજારથી શબ્દાયમાન અને ધીર પવનથી યુક્ત એવા પૂર્વોક્ત પ્રિયસંસૂચિત નવકુંજમાં દિવસમાં મહાક્રીડા કરતાં એવાં પ્રિયાજી મને સ્વકીયચરણનું દાસ્યત્વ વિસ્તાર કરો એમ આપ પ્રાર્થના કરે છે.

ભાવાર્થ—જ્યારે સ્વપ્રિયતમ પ્રિયાજીની સાથે નવનિકુંજમાં વિહારેચ્છા કરે છે, ત્યારે નેત્રદ્વારા પ્રિયાજીને સંકેત કરે છે, અને દિવસમાં પણ તે સંકેતાનુકૂલ પ્રિયાજી નવકુંજોમાં વિવિધ પુષ્પોની શય્યા રચીને વિવિધપવનયુક્ત લીલાનિકુંજમાં પ્રભુ સાથે રમણ કરે છે, તે લીલાસહિત સ્વામિનીનું આપ દાસ્યત્વ માગે છે. અહાહા ! પ્રિયાજીના પ્રેમની કેવી અપૂર્વતા, કે જ્યારે સ્વપ્રિયતમની સાથે નવકુંજમાં વિહાર કરે છે, પ્રભુના અંકમાં સંયોગરસાવિષ્ટ થઇ શયન કરે છે, તો પણ પ્રત્યક્ષમાં પણ વિહાર થવાથી લલિતાદિકને સ્વપ્રિયતમ ક્યાં છે, એમ ભ્રાંતિથી પુછે છે શુદ્ધ પુષ્ટિમાર્ગીય પ્રેમસુધા એવી જ છે, કે જ્યાં તે સુધાપાન કરવાથી અન્યધ્યાન, અન્યજ્ઞાન, અન્યઆલાપ સર્વ નિવૃત્તિ પામે છે અને કેવલ સ્વપ્રભુની જ સ્ફૂર્તિ રહે છે, પૂર્વોક્ત પ્રત્યક્ષવિરહ સ્થિતિ, મહાન ભક્તશિરોમણિ પ્રિયાજીને જ થાય છે

માટે જ તેનું દાસ્યત્વ આપે માગ્યું છે. નવનિકુંજોમા કદંબના વૃક્ષપર ચડેલા પ્રભુને અકસ્માત્ દેખીને વિહ્વલ બનેલાં પ્રિયાજીની શરણાગતિ આપ કરે છે.

कदम्बारूढं या निजपतिमजानन्त्यहनि तत्तले
कुर्वन्ती स्वप्रियतमसखीभिः सह कथाम् ॥
अकस्मादुद्वीक्ष्य स्फुटतरलहारोरसमिति
स्मितस्मेरं व्रीडानमुदितदृक् सा मम गतिः ॥ ७ ॥

શ્લોકાર્થ—કદંબારૂઢ સ્વપ્રિયતમને પ્રિયતમા નહિ જાણીને, દિવસમા કદંબના વૃક્ષના મૂલમા સ્વકીય અતીવ પ્રિય સખીની સાથે સ્વપ્રાણપતિની કથા કરતા એવા પ્રિયાજી અકસ્માત્ પ્રકાશિત તરલહારયુક્ત વક્ષસ્થલવાલા સ્વપ્રિયતમને જોઇને, અતિમંદહાસ્ય અને વ્રીડા એટલે શરમયુક્ત મુખને વિષે પ્રફુલ્લિત દ્રષ્ટિવાલા પ્રિયાજી મારા ગતિરૂપ થાઓ

ભાવાર્થ—નિકુંજનાયક પ્રભુ, મારા વિરહમા પ્રિયાજીની કેવી સ્થિતિ થાય છે, તે વિરહાતુર સ્વપ્રિયાજીનુ સ્વરૂપામૃતપાન કરવા સારૂ, કદંબના વૃક્ષપર ચડીને સર્વાંગલાવણ્ય પ્રિયાજીનુ જોઇને કદંબના વૃક્ષપર કોટિકંદર્પલાવણ્યયુક્ત આપ પ્રિયાજીના લાવણ્યામૃતના પાન કરતાં વિરાજમાન થઇ રહ્યા છે, તે સમયમાં ચોતરફ સ્વપ્રિયતમને જોવા માટે દૃષ્ટિ ફેરવતા અકસ્માત્ કદંબને જોઇને અતિમંદમંદહાસ્યયુક્ત મુખથી નેત્રદ્વારા સ્વપ્રિયતમના રૂપામૃતનું પાન કરવાથી દૃષ્ટિમા વિકાસ થઇ રહ્યા છે. અર્થાત્, મોદપ્રમોદાદિ ધર્મયુક્ત થઈ સ્વપ્રાણેશનું લાવણ્યામૃતપાન કરતા એવા પ્રિયાજી મારા આશ્રયરૂપ થાઓ. સજલ નેત્ર હોવાથી લોચનમા ચપલતા પ્રદર્શિત કરી છે શ્રીકૃષ્ણચંદ્ર પણ સ્વકીય કોટિકંદર્પલાવણ્યતાયુક્ત સ્વરૂપમા રતિસૂચક તરલહારોથી યુક્ત હૃદયપ્રદેશ પ્રિયાજીને બતાવીને પૂર્ણ શૃંગારરસનો આશ્રય હું જ છુ અન્ય હોઈ શકે જ નહિ એ બતાવવા સારૂ પ્રકટ વક્ષસ્થલસબંધિહારનુ વર્ણન છે. આ પુષ્ટિમાર્ગમા નિત્યલીલામધ્યપાતી જીવોને યથાધિકાર ભગવત્સ્વરૂપામૃતપાન તથા ભગવતા સહ સંલાપ એ વાક્યથી, સર્વે ઇંદ્રિયોનો પ્રભુની સાથે સંબંધ થવો, તેમા ગતિરૂપ પ્રિયાજી જ છે માટે જ આપે મારા ગતિરૂપ પ્રિયાજી થાઓ તેમ આજ્ઞા કરી, તે ઉપપન્ન છે.

---

## લીલાવૈચિત્ર્ય.

પુ. ભ. સુ.નો ચાલુ વર્ષનો ચતુર્થ અંક એક શુદ્ધ પુષ્ટિમાર્ગના ખરા આવેશથી લખાયલો હતો. જે લોકો શુદ્ધપુષ્ટિમાર્ગનું યથાર્થ મર્મ સમજતા નથી તે લોકોના અંતઃકરણમાં એ અંકે ગભરાટ અને અન્યથાભાવ પ્રસરાવી મૂક્યો હતો એમ સંભળ્યુ છે. પરંતુ જે લોકો અમારા શુદ્ધ દૃષ્ટિબિંદુથી પરિચિત છે, જે લોકો અમારી એક સરખી સત્યમાત્રાવલંબિની વિચારશ્રેણીથી સુજ્ઞાત છે, તે લોકોના અંતઃકરણમા એક પ્રકારનો આનંદ જ છવાઇ રહ્યો હતો. એક સાક્ષર ગૃહસ્થ વૈષ્ણવે તો અમને એટલે સુધી કહ્યુ હતુ કે " પુ. ભ. સુ.ના અત્યાર સુધીમા પ્રકટ થયલા અંકોમાનો આ અંક ઘણો અસરકારક છે, અને વાચવાલાયક બન્યો છે. આવી રીતે જ્યારે નિડરપણે જુસ્સાથી લખવામા આવશે ત્યારે જ સાર્વાધિકાર અને તેમાં સામ્રાજ્ય ભોગવતાં ધુત્તો પલાયન કરી જશે "

ǿ ǿ

અત્રત્ય દયાનંદી સમાજનું રણશૃંગ ફુંકનાર એક સાપ્તાહિક પત્ર પ્રતિરવિવારે વડોદરામાં પ્રકટ થાય છે. પુ. ભ. સુ ને પ્રકટ થતા લગભગ ચાર વર્ષ થવા આવ્યાં છે, પરતુ કોઈ પણ અંકમા દયાનંદ અને તેને અનુસરનારી મંડલીનું કંઈ પણ ઇતિવૃત્ત લખવામાં આવ્યુ નથી. જો કે સર્વધર્મઉપર પ્રહાર કરવાનું લાયસન્સ મેળવી આવેલા દયાનદીએ પોતાના પ્રત્યેક અંકમા આડકતરી અથવા સીધીરીતે એતદ્ધર્મનિંદાસત્રથી નિવૃત્ત થવુ ઉચિત માન્યુ નથી. अस्तु.

સદર્હુ દયાનદીએ પુ ભ. સુના ચતુર્થ અંકના લીલાવૈચિત્ર્યઉપર પોતાનુ અગાધ ચાતુર્ય દેખાડવાને પોતાના પત્રના ૧૦ કૉલમો ચિતર્યાં છે! બીજાઉપર પક્ષપાતિત્વનો આરોપ મુકનાર દયાનદી પોતે કેટલો નિષ્પક્ષ (!) છે, એ તેણે અમારી સાથે ચલાવેલી એક વર્તણુકથી સિદ્ધ થાય છે. તે ભાઈ દયાનદીને તેના લેખના જવાબ તરીકે એક લેખ મોકલવામા આવ્યો હતો. પરતુ નિષ્પક્ષપાત હોવાનો દાવો કરનાર તે ભાઈબંધે તે લેખ પ્રકટ ન કર્યો, એટલુ નહિ, પરતુ તેનો સ્વીકાર અથવા પ્રત્યુત્તર આપવાની સભ્યતા પણ તે દયાનદી બતાવી શક્યો નથી! તેની આવી સુધરેલી નીતિમાટે અમને ઘણો જ અફસોસ થાય છે!

અત્ર એ દયાનદીની વિચારપરંપરાનું નિરીક્ષણ કરવુ અયોગ્ય ગણાશે નહિ અમે તિલકાયિતશ્રીઉપર નરનારાયણમા અમુક શબ્દોના ઉચ્ચારસબંધમા જે ટીકા કરી હતી, તે ટીકા દયાનદીની દષ્ટિમા 'સાર્થક લાગતી નથી.' ક્યાથી લાગે? જે લોકોને આ માર્ગના સિદ્ધાતોની દિશા પણ સુજતી નથી તે લોકોને આ માર્ગનુ ઉત્તમોત્તમ દષ્ટિબિંદુ ક્યાથી સમજાય? જેઓ જમાનાના ઝપાટામા આવી જઈને પોતાના વિચારોનુ નિકંદન કરી નાખનારા કાર્યો કરતા મુદ્દલે અચકાય નહિ તે લોકોને સત્ય ક્યાથી રુચે? દયાનદી કહે છે કે 'વૈષ્ણવ ગ્રેજ્યુએટો'ની 'રગેરગમાં' 'ઑર્થોડૉક્સિ' 'ભરી છે,' વળી કહે છે કે 'ભણવાનુ આ વિપરીત પરિણામ જોઈને યુનિવર્સિટીના લાભોના સગીનપણાવિષે શક પેદા થાય એવુ' કામ તેઓ કરે છે' અત્ર અમે દયાનદીને પ્રશ્ન કરીએ છીએ કે તમારા ગુરુ દયાનદે જેટલી 'પરસંપ્રદાય પ્રતિ અસહિષ્ણુતા બહુ તીવ્ર રીતે પ્રકટ કરીને પોતાની સ્વધર્મશ્રેષ્ઠ હોવાની અંધશ્રદ્ધાનુ ભાન' કરાવ્યુ છે અને તેને જ પગલે ચાલીને: તમે દયાનદી ગ્રેજ્યુએટો પોતાના માનસ તરંગઉપર ચણાયલા વિચારોની આડે આવનારને 'લબડધક્કે' લેવા ચૂકતા નથી,' આવુ તમારુ સ્વરૂપ કોઈ દિવસ વિચારવાનો તમને પ્રસગ પ્રાપ્ત થયો છે? તમારા ગુરુનો ગ્રંથ જુઓ, ફરીને જુઓ, તેમા અન્ય ધર્મોના તત્ત્વો સમજ્યા વિના, તેના ઉલટા અર્થો નિપજાવીને કેવી સભ્યતાભરી ભાષામા સમીક્ષા કરવાનો ડોળ કર્યો છે? સ્વમાર્ગના સિદ્ધાતથી ઉલટુ વર્તન, માત્ર મીથ્યાભીતિથી જ થતુ હોય અને તેનાઉપર ટીકા કરવાથી ગ્રેજ્યુએટપણામા ખામી આવે! વાહરે દયાનદીય બુદ્ધિની પરિસીમા!! કોઈ પણ દયાનદી ભાડુતી પંડિત દયાનદના કપોલકલ્પિત વિચારોથી ઉલટો ચાલે તો સહિષ્ણુતાના પૂતળા મૌન જ ધરીને બેસતા હશે? ના, ના, બિલકુલ નહિ તેઓ થોડા પણ દયાનદીય વિચારોથી ચ્યુત થાય છે ત્યારે ગમેતેવા તે સમાજના આગેવાનોની પણ ખબર તેમના મતવાના જાહેરમા લઈ નાખે છે! આ તો परोपदेशे पाण्डित्यनो પાઠ ભજવાય છે! આ ધર્મધુરંધરને એટલી ગમ નથી કે યુનિવર્સિટી લૌકિક વ્યાવહારિક શિક્ષણ આપે છે ધાર્મિક કેળવણીનો લેશપણ તેની કેળવણીમાત્ર લેનારાઓમા હોતો નથી. સમયના પ્રવાહમા ડૂબી જાય, પોતાની

ફરજો ભૂલી જાય, ધર્મને નિલાંજલિ આપે, 'યદુ ભી બગંબર, વદ ભી બરાબર' વાલી કહેવતને અનુસરે, એ જ ખરેખરો ગ્રેડ્યુએટ અને એવાથી જ યુનિવર્સિટિની કેલવણી દીપી નિકલે, એવી કાંઇક માન્યતા આ પંડિતધુરંધરના મનમા ઘર કરી બેઠેલી લાગે છે. આ માન્યતા એના જ મનમા ચિરસ્થાયિની થાઓ ! ઑર્થોડૉક્સીનો અર્થ પણ આ 'વાર્તિકવાચસ્પતિ' સમજ્યો નથી. અમે એને પૂછીએ છીએ કે વેદને જ, તેમાં પણ અમુક ભાગને જ, સ્મૃતિ વિગેરે આર્ષ ગ્રંથોના પણ અમુક અંશને જ માનવા એ ઓર્થોડોક્સી ખરી કે નહિ ? પોતાના ધર્મને પ્રાણાંતે વળગી રહેવું એ ઓર્થોડોક્સી ખરી કે નહિ ? ઓર્થોડૉક્સી ભૂષણ છે કે દૂષણ ? પ્રહ્લાદાદિ ભક્તો ગમે તેવા આસુર હુમલાઓ સામે પોતાનો સ્વધર્મ ટકાવી રહ્યા, યવનોએ ભીતમા ઉભાનેઉભા જીવતા ચણી દીધા છતા ઘણા બ્રાહ્મણવીરોએ પોતાનો સ્વધર્મ રાખીને પ્રાણનો ભોગ આપ્યો હતો, એ બધી ઓર્થોડોક્સી કે નહિ ? ઓર્થોડૉક્સી ઇતિહાસના ચિત્રપટમાં શ્લાઘ્યગુણ બનાવે છે કે નિંદ્યગુણ ? મ. દયાનંદી આનો વિચાર કરશો ?

દયાનંદીઓ મૂર્તિપૂજાને નથી માનતા એ વાત જગત્પ્રસિદ્ધ જ છે. જે માણસ જે મત ઉપર મદબુદ્ધિવિવશ થઇને સ્વાભાવિક તિરસ્કાર ધરાવે છે, તે માણસ તે મતનું લક્ષ્યબિંદુ બિલકુલ સમજી શકતો નથી મૂર્તિપૂજા એટલે શુ ? મૂર્તિ શેનુ સૂચન કરે છે ? તેમા શુ તત્ત્વ સમાયલુ છે ? પુષ્ટિમાર્ગીયોમા આધુનિક સનાતની પંડિતોની કપોલકલ્પિત મૂર્તિપૂજા પ્રચલિત છે કે નહિ ? આ વિચારો આ 'વાર્તિકવાચસ્પતિ'ના મનમા આવ્યા જ નથી આજકાલના સનાતનીઓ કેટલીકવાર એવી દલીલો કરે છે કે, મૂર્તિમાં કંઇ ઈશ્વર નથી, માત્ર ઈશ્વરનું તે સૂચન કરે છે, નિરાકાર, નિર્ગુણ, નિર્લેપ, ઈશ્વર ઉપર શ્રદ્ધા થવા પુરતીજ તેની આવશ્યકતા છે. આવી દલીલોથી પુષ્ટ થયલી મૂર્તિપૂજા અમારા શ્રીવલ્લભસપ્રદાયમા છે જ નહિ અમે તો સાક્ષાત્ તેને–સ્વરૂપને–( મૂર્તિ પણ નથી કહેતા પણ સ્વરૂપ જ કહીએ છીએ.) સાક્ષાત્ પરાત્પર આનંદાત્મક પૂર્ણ પુરુષોત્તમ માનીને તેની સેવા કરીએ છીએ તેથી જ પુષ્ટિમાર્ગીયોમા **મૂર્તિપૂજાને બદલે સ્વરૂપસેવા** કહેવાય છે. આ ભાવૈકગમ્ય, પ્રભુકૃપાથી જ પ્રાપ્ય ભાવાર્થ આજના જડવાદીઓના ખ્યાલમા ન આવે, એમાં કંઇ અમને આશ્ચર્ય નથી થતુ.

અમે માત્ર અંશી, સપૂર્ણકલાવાન્, અગણિતાનંદ, ભાવતનુ, રસાત્મક ભગવાનના સેવકો છીએ. તેના વિના અમે સર્વ વિભૂતિઓને, દેવતાંતરોને સ્વપ્ને પણ નમતા નથી ! ભક્ત કવિવર દયારામભાઇ કહે છે કે 'શ્વાન પુચ્છ ગ્રહી કોઇ પણ પડિયુ સાગર પાર, પડિયુ સાગર પાર દેવ કોઇ બલહીના, બહુપ્રયત્ન ફલ તુચ્છ દે કો રાચે રતિ ઝીણા, સેવ દેવ–દેવેશ, દયા દાસે ભવગજને, શુ કરશે સુર ન્યાલ ભીખારી તુજને, તુજને જો અફલ નથી પૂજ બના કો ચાર, શ્વાન પુચ્છ ગ્રહી કોઇ પણ પડિયુ સાગર પાર.' આવી અવ્યભિચારિણી, અનન્યભક્તિના ભાવો અને તેનું મર્મ, જેમ પતિવ્રતાને પુંશ્ચલી નથી સમજતી તેમ અન્ય જ્યા ત્યાં ભટકતા ચિત્તવાલા ન સમજે તેમા નવાઇ નથી. આ સ્પષ્ટ વિવેચનથી તટસ્થ વાચકગણ સમજશે કે પુષ્ટિમાર્ગમાં અનેક દેવદેવીઓની ઉપાસના નથી, અને સનાતનીઓની મૂર્તિપૂજા પણ નથી: તેમ જ તેને સ્વીકારનારાઓ અને તેના જ અધિકારીઓ તરફ 'દ્વેષ'ભાવ પણ નથી દ્વેષભાવ તો ફક્ત દયાનંદને જ સોંપ્યો છે, જે તેના 'નિરાધાર' અને 'ભેદ'ભરેલા 'સત્યાર્થપ્રકાશ'માં અક્ષરેઅક્ષરે ઝળકી રહ્યો છે ! સમાજમાં મતભેદ તો હોય છે જ, પા-

મિંક મતભેદ સર્વત્ર હોય છે જ, પણ તેથી સામાજીક–સામૂહિક હિતમા પ્રતિબધો આવી પડતા નથી. આજથી ૧૦૦ વર્ષઉપરનો ઇતિહાસ જોઇશુ તો જણાશે કે હાલમા જેવી રીતે ધાર્મિક ઝઘડાઓ અનિષ્ટ સ્વરૂપ પકડે છે, તેવુ તે વખતે થતું ન હતુ હાલમા એટલે છેલ્લા પચાશ વર્ષમા જ તેવી દશા પ્રાપ્ત થઈ છે

કલિના કૌતુકો કહી શકાતા નથી નવા વાતાવરણે ઐક્યના વ્યાજથી ઘેરેઘેર ક્લેશ અને કુસપના બીજો રોપ્યા છે, શાન્તિના સામ્રાજ્યનું ઉન્મૂલન કર્યું છે, સામયિક અનેકવિધ દુખોથી પરિપીડિત ભારતવર્ષની પ્રજામા વિદ્વેષાગ્નિ પ્રકટાવ્યો છે. પોતે અદર અદર અથડાઇ લડી મરતા હોય–તે–પણ જાહેરમા જ, છતા પોતાને સપના ઉત્સગમા ઉછરતા માનનારા 'આર્ય'મન્યોનો આજના જમાનામા કયા તોટો છે ? નાના નાના ગામડાઓમા ફરીને હળી-મળીને પોતાના સ્વધર્મને વળગી રહેનારા લોકોમા ઉપદેશને બહાને અંદરઅદર ક્લેશ ઉત્પન્ન કરાવનારા કાવતરા કયા ઓછાં થાય છે ?

પુષ્ટિમાર્ગના સર્વ ગ્રથોને, એક નાનામા નાના ગ્રથને પણ દરેક આચાર્યવશ્ય તથા તેમના સેવકો માનવાને બધાયલા છે દયાનદનો ગ્રંથ, પછી તે ગમે તેવો વેદવિરુદ્ધ કે કપોલ-કલ્પિત હોય, તો પણ સાચ્ચો દયાનદી તેને વેદથી પણ વિશેષ માન આપવાનું સાહસ કરે છે, એ કઈ જનસમાજની ધ્યાનબાહાર નથી. અમારા આચાર્ય શ્રીતિલકાયિત દરેક પુષ્ટિ-માર્ગના ગ્રથોને માનવાને બંધાયલા છે, **અને તે તેમણે તેનો જીર્ણોદ્ધાર કરવા આપેલી મ્હોટી રકમથી સાબીત થાય છે.**

અમારી માન્યતા અંધસમૂહને ભલેને 'અસત્ય' અને 'નિદા કરાવનાર' દેખાઓ, તેની અમને લેશપણ દરકાર નથી. અમે કહી ગયા છીએ કે લોકની વલણ કેવી છે તે જોવા તેને અનુસરવાની અમને મુલે જરૂર જ નથી ધાર્મિક નિયત્રણ નશ્વરદેહવાલાઓથી થયુ નથી અને થવાનુ પણ નથી નશ્વર દેહોએ જે જે ધાર્મિક તત્ત્વો પોતાના મનના તરગો-માથી ઉત્પન્ન કર્યા છે, તે થોડા જ સમયમા લુપ્તપ્રાય બન્યા છે.

લાલબાવાશ્રીનુ ભાષણ ભદ્રપ્રેરિત હતુ, એ વાત નિસદિગ્ધ જ છે, અને પ્રસિદ્ધ પણ છે આજના સમયમા આચાર્યવશ્યોમાથી ધીમેધીમે વિદ્યા ચાલી જાય છે, અને તેને લીધે આ સર્વોત્તમ સપ્રદાય હાસ્યાસ્પદ થાય છે, તેથી જ ગમે તેવા પડિતમૂર્ખો મનશ્વાચ્છયથી સપ્રદાયનું તત્ત્વ સમજ્યા વિના સપ્રદાયવિષયમા ગમે તેવો છબરડો વાળી નાખે છે. ઘણા વર્ષોની આવી અધપરપરા દૂર થાય અને સપ્રદાયના ગ્રથોનુ પઠનપાઠન ગોસ્વામિબાલકો અને વૈષ્ણવોમા ચાલુ થાય અને ખરુ શુ છે તે સમજાય એટલા વાસ્તે જ અમે કડક શબ્દોમા ટીકા કરી હતી. તેને આ દીર્ઘદષ્ટિ, દયાનદી, ગુરુનિદા કહે છે ! ધન્ય છે મહા-શય ! તમારી બુદ્ધિને પણ ધન્ય છે ! ગુરુનિંદાનો અર્થ શો છે, તે સમજો છો ? ન સમ-જતા હો તો સમજો, વિચારો ગુરુના કાર્યો ગુરુઓના મહાનુભાવી વંશ્યોના કાર્યોથી ભિન્ન દિશામા વહેતા હોય તો શિષ્ય બેધડક ગુરુને કહેવાને યોગ્ય છે. કઇ નીતિશાસ્ત્ર સમજો છો ? 'गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानत उत्पथप्रतिपन्नस्य शिष्य कुर्यादयोचितम्' એ મહા-કવિની ઉક્તિ કોઇ સ્થલે વાચી છે ? **મહારાજો અમારા ગુરુઓ છે, અમે તેના સેવકો છીએ, પ્રત્યેકને એકબીજાને સ્વધર્મસંરક્ષણાર્થે કહેવાનો હક્ક** છે, એ હકક આજનો નથી પણ પરાપૂર્વનો છે, એ વાત આ સપ્રદાયના ઇતિહાસને જાણનારાઓના લક્ષ્યમા છે પિના

ઉન્મત્ત દશામા હોય તો પુત્ર તેને ગમેતેમ કહી શકે છે; પણ બીજા કે જેની સાથે બીલકુલ 'લાગતું વળગતું'જ નથી હોતું, તેવાઓ જો કાંઇપણ કહેવા માટે આવે તો તેની બરોબર ખબર લઇ નાખવાને સુપુત્ર ચુકતો જ નથી, તેમ અમારા ગુરુ મહારાજોઉપર કોઇપણ ધાર્મિક આક્ષેપ થાય તો તેનું નિરાકરણ કરવા અમે તૈયાર છીએ, પણ તેઓશ્રી જો સંપ્રદાયાનુસાર ન વર્તે તો ગમે તેવા કડવાપણ ઔષધ જેવા, પરિણામે હિતકારી શબ્દો કહેવાને પણ અમને હક્ક છે, તેની વચમાં તમારા જેવા 'સ્નાનસૂતક'રહિતોને વચ્ચે પડવાનો મુદ્દલે હક્ક નથી. અમારૂં વચન, 'કડક' વચન બીજાને રુચો વા ન રુચો, તેની પણ અમને પરવા નથી થોડુંપણ ધર્મસાંકર્ય થવું ન જોઇએ એવું અમારૂં મત છે, જ્યારે સર્વવિપ્લવ કરીને સંકરતાનું તત્ત્વ રગેરગમાં ભરવું એવું આજના 'આર્ય'નામધારીઓનું વ્રત છે.

દયાનંદી કહે છે કે 'લેખક સભામા એ વ્યાખ્યાન વખતે હાજર હતો તે વખતે જ પાછળથી ખંડન કેમ નહીં કીધું?' આના ઉત્તરમા જણાવવાનું કે લેખક કંઇ ત્યા 'શાસ્ત્રાર્થ' કરવા ગયો ન હતો. સભામા વ્યાખ્યાનવેલાએ કે પછી પણ શંકા પૂછવાની મર્યાદા નથી હોતી જો મહારાજશ્રીએ એમ આજ્ઞા કરી હોત કે આજના વ્યાખ્યાનમા કોઇને કંઇ પુછવું હોય તો અવશ્ય પુછવું, તો લેખક તેઓશ્રીને ઘણી જ નમ્રતાપૂર્વક પ્રશ્ન કરત. પણ વ્યર્થ કોલાહલ કરવો અને મર્યાદાનું ઉલ્લંઘન કરીને ધર્મોપદેશમા વિક્ષેપ નાખીને ક્લેશનું મૂલ રોપવું એ કાર્યને કોઇપણ સુજ્ઞ જન ડહાપણભરેલું લેખશે જ નહિ

ગોવિંદના-શ્રીકૃષ્ણના નામથી ફડ્ડી ઉઠનાર આ દયાનંદી શંકરાચાર્યના ભજ ગોવિન્દ એ સ્તોત્રઉપર ફિદાફિદા થઈ ગયો છે! એ સ્તોત્રમાંની 'મીઠાશ' 'અર્થસિદ્ધિ' અને 'પ્રસિદ્ધિ' એ દયાનંદીનું હૃદય આર્દ્ર બનાવી દીધું છે! 'ભગ્નભૂમિમા જલબિંદુ' તે આનું નામ' (વસિષ્ઠાદિ તો ઋષિઓ, આ તો આજના જમાનાના મહ-ર્ષિ!) દયાનંદના વાક્યોથી શંકરાચાર્યઉપરની સદ્બુદ્ધિને ત્યજી દેનારાઓના મનમા શંકરાચાર્યના સ્તોત્રોની 'મિઠાશ' ઘર કરી દે એ ઘણી આશ્ચર્યકારક બિના બની કહેવાય! ગોસ્વામિબાલકોના 'સંસાર દુઃખમય છે' એવી વૈરાગ્યભાવના બતાવનારાં સ્તોત્રો આ મહાશયને દૃષ્ટિપથ થયા નથી. તેથી જ તેણે શંકરના સ્તોત્રની 'મિઠાશ' લઇને આનંદ માન્યો છે! મહાશયને એવા સંખ્યાબંધ સ્તોત્રો વાચવાની ઇચ્છા હોય તો એકવાર રા. [1]મહારાણીશંકરની પેઠે 'વૈષ્ણવ પરિ-

1. મહારાણીશંકર નામના ગૃહસ્થ એક આગેવાન દયાનંદી પંડિત ગણાય છે. તેઓ મૂલ જુનાગઢના વતની ગિરિનારા બ્રાહ્મણ છે, પહેલા તેઓ વૈષ્ણવ હતા, એ તેમના નામથી સૂચન થાય છે, શ્રીયમુનાજીને વૈષ્ણવો 'મહારાણી' કહે છે, તે પ્રમાણે તેમનું નામ મહારાણીદાસ પાડેલું પણ પાછળથી દયાનંદીય વિચારોથી દાસને સ્થલે શંકર થઈ ગયા! તેઓ એક વાર વૈષ્ણવપરિષદ્‌મા જીજ્ઞાસુ તરીકે આવ્યા હતા. રા મોકસીઆ અને શાસ્ત્રીજી મગનલાલે તેમને તે સંબંધે કેટલુંક દિગ્દર્શન કરાવ્યું હતું. દયાનંદીઓનો સાધારણ નિયમ હોય છે કે ન જાણતા હોય તો પણ સર્વજ્ઞ વાનો ડોળ કરવો એનું જ પ્રત્યક્ષ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો સદરહુ પંડિતે પોતે અણુભાષ્ય વાંચી ગયાનું જણાવ્યું. ત્યારે શાસ્ત્રીજી મગનલાલભાઈએ તેમને અણુભાષ્ય કેવું સમજાયું છે તે જાણવાને તેમના હાથમાં પુસ્તક મૂકીને અર્થ કરવા જણાવ્યું. પ્રથમગ્રાસે મક્ષિકાપાત. પહેલા જ સૂત્રમા ગુંચાયા! અર્થ કરી શક્યા નહિ.

સ્તાર્યાલય ' ની મુલાકાત લેવી તે વખતે તમારી ખાત્રી થશે કે ' ગોસાઇઓકૃત સ્તોત્રોમા ' જેવી 'મિઠાશ અને પ્રસિદ્ધિ તથા અર્થસિદ્ધિ' છે તેનો દશાંશ પણ માયાવાદીના સ્તોત્રોમા નથી

વલી દયાનદી લખે છે કે " સસાર દુ:ખમય છે, એ ભાવના પણ લેખકને પુષ્ટિમાર્ગની માલમલીદા ઉડાવવાની ફિલ્સુફી પ્રમાણે સ્વસિદ્ધાત વિરુદ્ધ ભાસે છે ' આ ઠેકાણે દયાનદી 'પુષ્ટિમાર્ગની ફિલ્સુફી' પણ સમજી ગયો છે પુષ્ટિમાર્ગ શુ? પુષ્ટિમાર્ગના તત્ત્વો કયા પુસ્તકમા છે? તેનાં નામ શું છે? આ બધુ વિચારવાનો સમય આ અદ્ભુત શોધકને મળ્યો છે? એ ભાઈની પુષ્ટિમાર્ગવિષયક અજ્ઞાના માટે અમને દયા ઘણીજ આવે છે! અમે તેને સૂચવીશુ કે તમને પુષ્ટિમાર્ગના તત્ત્વો આ જન્મમા કે ૧૦ જન્મમા પણ સમજાશે કે કેમ, એ સશયગ્રસ્ત જ છે માટે તે વિષયમાં તમારૂ અગાધ બુદ્ધિબલ દેખાડવુ બધ કરશો તો ઠીક થઈ પડશે પુષ્ટિમાર્ગમા વૈરાગ્ય એ પહેલુ પગથીઉ છે, તેમા માલમલીદા ખાઇને બેસવાનુ નથી, પરતુ તલવારની ધાર ઉપર રહેવાનુ છે. જટ, મોજા, ખમીસો પહેરીને હોમ કરવાનો ડોળ કરવાનો નથી.

લાલબાવાશ્રીએ ચાર સપ્રદાયની જે ગણના કરાવી હતી તત્સબધી અમારા સપ્રમાણ વિચારો આ નવીન 'ટીકાકાર ' સમજ્યો જ નથી, એટલે તે વિષે પિષ્ટપેષણ અત્યાવશ્યક નથી.

શૈવ દીક્ષાના દુરાગ્રહીઓનો સ્પર્શ ન કરવો એમ પડિત ગટ્ટુલાલજીએ સપ્રમાણ લખેલુ હતુ, તેનુ અમે ઉદ્ટકન કર્યું, તેથી આ વિશાલવૃત્તિ ( ? ) વાળા લેખકનુ હૃદય બહુ જ ઉશ્કેરાઇ ગયુ છે. તે વિષયમા ભક્ત કવિ દયારામભાઇનો ' બ્રાહ્મણભક્તસવાદ ' જોવા જેવો છે. શ્રીમદ્ભાગવતમાં એક શ્લોક છે

विप्राद् द्विषड्गुणयुतादरविन्दनाभपादारविन्दविमुखाच्छ्वपचं वरिष्ठम् ।
मन्ये तदर्पितमनोवचनेहितार्थप्राणं पुनाति सकुलं न तु भूरिमानः ॥

આ જ શ્લોકનો ભાવાર્થ કવિ પોતાના સવાદમા લે છે ' વિપ્ર વિમુખ હરિ દ્વાદશ, ગુણયુત તરે ન સ્વય અભિમાની જી, તેથી વર હરિભક્ત શ્વપચ પણ સકુલ તરે ગુણગાની, આ ઉપરથી નિશ્ચય થાય છે કે બાર ગુણો ધરાવનાર હરિવિમુખ બ્રાહ્મણથી પણ હરિભક્ત ચાંડાલ શ્રેષ્ઠ છે. ત્યારે જેઓ પોતે તો હરિથી વિમુખ થઇને બીજાને વિમુખ કરે છે, ' હુ પોતે જ ઈશ્વર છુ ' એવા મિથ્યા પ્રલાપો કરવામા સાર્થકતા માને છે, જગત્‌ને, ઈશ્વરને, ધર્મશાસ્ત્ર, પુરાણ, અરે વેદને પણ ખોટા પ્રશુત્વ માને છે, પ્રચ્છન્નબૌદ્ધ થઇને વેદનો ઘાત કરે છે, એવા નાસ્તિકોનો પડછાયો પણ જો લેવામા આવે તો પણ હાનિકારક છે, તો પછી બીજી વાત તો કયા રહી? જો કે આ બધુ ઇતરને સમજાવવું ઉષરભૂમિમા જલવર્ષણવત છે, તથાપિ એતન્માર્ગીયો આવી વ્યામોહલીલાથી મુગ્ધ ન બને તેટલા માટે જ આ બધો પ્રયાસ છે

કેટલાક લોકો અમને પડિત ગટ્ટુલાલજીના પરમ વિદ્વેષી માને છે, પરંતુ એ તેમની ગંભીર ભૂલ છે. હા, એટલુ ખરૂ કે અમે તેમના દરેક કાર્ય સાથે વિચારશીલતાનો ત્યાગ કરીને અધશ્રદ્ધામાત્રથી મલતા થતા નથી, પરંતુ **પડિતજીથી દયાનંદીય યુગમાં આ સપ્રદાયને જે કેટલાક લાભો થયા છે,** તેનો અમે ખુલ્લા હૃદયે સ્વીકાર કરીએ છીએ, અને જાહેર કરીએ છીએ અમુક બાબતમા જ અમારે એમની સાથે મતભેદ છે, બીજા સર્વ

વિષયોમા અમે એમના પ્રશંસકો છીએ, અને અપવાદ સિવાય સંપ્રદાયની સારી સેવા બજાવવાનું માન એમને અમે આપીએ છીએ. આશા છે કે અમારા આ લેખ પછી અમને પંડિતના 'વ્યક્તિ શત્રુ' તરીકે માની લેવાની ગંભીર ભૂલ વૈષ્ણવો અને અન્ય તેમના શિષ્યો નહિ કરે

છેવટે ભાઇ દયાનંદી લખે છે કે 'હમારે કાંઇ મહારાજના ભક્ત વૈષ્ણવો તથા મહારાજો વચ્ચેના ઝગડા સાથે વિશેષ લાગતુ વળગતું નથી. પરંતુ તેઓ વચ્ચે સભ્યતાની કેવી આપ લે થાય છે તે જ જાહેર પ્રજાને બતાવવાનો હેતુ મુખ્ય છે' આ હેતુ કઇ જેવી તેવી બુદ્ધિમાથી નથી જન્મ્યો, પણ 'બાહોશ' અને કસાયલી બુદ્ધિમાથી જન્મ્યો છે. 'લાગતુ વળગતુ' નથી છતાં માથું મારવુ એ કંઇ સાધારણ ધીમત્તા ન કહેવાય, સાધારણ સાહસ ન જ ગણાય હવે અમે આ દયાનંદીને સચવીશુ કે તમારે જૈનો વચ્ચે હાલ જે હોલી સલગી રહી છે, અને તેઓમા પણ જે મુનિઓ અને તેમના શિષ્યો વચ્ચે પરસ્પર વિસંવાદ ચાલી રહ્યો તેમા, પણ તમારી '૮૦૦ કોલમો' ચિતરીને કસાઇ ગયલી કલમનો ભોગ આપવો. એમ દરેક બાબતોમાથી કંઇક સાર ગ્રહણ કરવાના ગુણના અભાવે કંઇક ખૂણેખોચરે ભરાયલુ હોય તે જ ચુટી કહાડીને દયાનંદી સમાજની અખંડ સેવા બજાવ્યા કરજો. બેશક, મહારાજો અને તેમના શિષ્યો વચ્ચે 'સભ્યતાની આપ લે'ની શરૂઆત નાહુટકે ચાલુ થઇ છે, પણ તે મર્યાદામા જ, સભ્યતામા જ,પણ દયાનંદી અને તેના ભક્તો વચ્ચે જે હાલમા 'સભ્યતાની આપ લે' શરૂ થઇ છે તેવી હું ધારૂ છું કે કોઇપણ સ્થલે થઇ નથી. 'ચોર' 'ડામીજના મોટાભાઇ વગેરે 'સભ્યતા' ભર્યા ઇલ્કાબો આ 'સુધરેલા' જમાનામા 'સુધરેલા' દયાનંદીઓના પેપરોમા પ્રકટ થવા લાગ્યા છે ! આનો અનુભવ કરવાની કોઇપણ વાચકની ઇચ્છા થાય તો તેણે તેમના પત્રો વાચવા. અત્ર એ 'સભ્યતા' ખુલ્લી મુકતા અમારે શરમાવુ પડે છે.

અમારી દરેક ટીકાઓ કાર્યપરત્વે હોય છે. મહારાજશ્રીઓ જાહેરમાં જે ધાર્મિક જીવન વ્યતીત કરે છે તે સબંધમા જ અમારી ટીકાઓ હોય છે વ્યક્તિપરત્વે દ્વેષભાવથી કે અન્ય અધમ ઉદ્દેશથી હોતી નથી 'વ્યર્થ નિંદા' કરવાનુ કામ તો બીજાઓને સોપેલુ જ છે, એમ અમે આગલ કહી ગયા છીએ. છેવટે દયાનંદી લેખક પોતાને અજ્ઞતુ અજીર્ણ થયલુ હોય ને શુ એમ 'બુદ્ધિમાન્ વૈષ્ણવોને' માર્ગ દર્શાવવા નિકળ્યો છે ! ધન્ય છે ! ધીમત્તરતમ ! તમારી વ્યોમવિહારિણી બુદ્ધિને ધન્ય છે અસ્તુ

  

એ જ દયાનંદીએ પોતાના બીજા અંકમા ભટ્ટોની વકીલાત કરી છે, ખૂબ હિમાયત કરી છે ભટ્ટસંબંધે અમારા વિચારો પણ અમે જણાવ્યા છે અને જણાવીએ છીએ કે સંપ્રદાયમા તૃતીય કક્ષા ભટ્ટોને માટે છે. તેમને જાહેરમા હલકા પાડીને તેમનો અધિકાર લઈ લેવાની અમને મુંલે ઇચ્છા નથી, પરતુ મહારાજશ્રીઓની અજ્ઞાનતાનો ગેરલાભ તો અમે તેઓને નહિ જ લેવા દઇએ. તેઓ બ્રહ્મસંબંધ આપે, જૂઠણ ખરચવે વગેરે વિરુદ્ધ આચારો તો અમે નહિ જ ચાલવા દઇએ. બ્રહ્મસંબંધ આપવાનો અધિકાર માત્ર મહારાજશ્રીઓનો જ છે, બીજા કોઇનો નથી, આધુનિક ભટ્ટો મહારાજશ્રીઓના સમાન હક્કો મેળવવાની તજવીજ કરી રહ્યા છે, માટે તેમના યથાર્થ સ્વરૂપને પ્રકટ કરવાની અમને ફરજ પડી હતી.

  

કુમ્ભીરમઠના કહેવાતા શંકરાચાર્યે પોતાની વિદાયગીરીની યાદગીરીમા અને પોતાની 'સેવાઓની પિછાનમા' નીચેના શ્રીવલ્લભસપ્રદાયના વૈષ્ણવોને નિમ્નનિર્દિષ્ટ 'ખેતાબો' એનાયત કર્યા છે. **સ્વધર્મધુરંધર–સર** જગમોહનદાસ વરજીવનદાસ, મેશર્સ ત્રિભુવનદાસ વરજીવનદાસ, રા. રા. દ્વારકાદાસ ગોવર્ધનદાસ, **સ્વધર્મભૂષણ**–રા મગનલાલ હરગોવનદાસ શ્રૉફ, રા. બ સુંદરદાસ નારાયણદાસ સોલીસિટર, મેશર્સ મનોરદાસ ત્રિભુવનદાસ વરજીવનદાસ, રા. ગોવર્ધનદાસ કરસનદાસ, **સત્કાર્યભૂષણ**–મેશર્સ પુરુષોત્તમદાસ કુંવરજી અને રા ચતુર્ભુજ કરસનદાસ શ્રૉફ. **ધર્મકાર્યધુરીણ**–રા પ્રભુદાસ લાધાભાઈ મોદી, **સદ્ભક્તિપ્રદીપ**–રા આત્મારામ ગંગાદાસ મરચંટ, રા. મૂલજી દામોદર, રા. ડૉ. મગનલાલ નગીનદાસ માણેકલાલ.

❦ ❦ ❦

શ્રીનાથદ્વારાધીશ તિલકાયિત શ્રીગોવર્ધનલાલજી મહારાજ પ્રાચીન સાપ્રદાયિક ગ્રથોના મુદ્રણાર્થ **પચીશ હુજાર** રૂપીઆ અત્રત્ય બૃહન્મદિરાધીશ શ્રીગોકુલનાથજીમહારાજને આપી ગયા છે. જો કે આ અવસરે જે મહત્ કાર્યનો પ્રારંભ થવાની અફવા અફવા જ રહી છે પરંતુ આ પણ કાર્ય તદ્દન અસતોષોત્પાદક તો નહિ જ ગણાય. શ્રીગોકુલનાથજીમહારાજે 'ગુજરાતી'પત્રમા સર્વ ગોસ્વામિબાલકો અને વૈષ્ણવોને આ ફડમા યથાશક્તિ મદદ આપવાને સૂચના પણ કરી છે જો તિલકાયિતશ્રીએ પોતે અહિં વધારે બિરાજીને કાંઇ યોજના કરી હોત અને અન્ય 'અસાધારણ સમૃદ્ધિ'વાન્ મોટા મંદિરના મહારાજ અને વૈષ્ણવ સદ્ગૃહસ્થોને તે કાર્યમા પ્રેર્યા હોત તો કંઇક અવશ્ય લાભ થાત, અને સપ્રદાયનુ શ્રેય વિશેષ પ્રમાણમા થવાનો સભવ રહેત પણ તેમ થયુ નથી, એ ખેદજનક છે પરંતુ એ રકમ અને એની વ્યવસ્થાનો ભાર જેમના ઉપર નાખવામા આવ્યો છે, તે મહારાજશ્રીને અમે વિનતિ કરીએ છીએ કે આપ પણ આપની 'અસાધારણ સમૃદ્ધિ'માથી યત્કિંચિત્ ફાળો આપીને પછીથી જો અન્ય ગોસ્વામિબાલકો અને વૈષ્ણવોને સૂચના કરશો તો સંપ્રદાયને મહાન્ લાભ થશે આશા છે કે મહારાજશ્રી અમારી આ વિનતિઉપર 'ચાલુ રિવાજ'ને દૂર કરીને લક્ષ્ય આપશે

❦ ❦ ❦

દયાનદીય પત્ર સાવલીમા પુષ્ટિમાર્ગની જોહુકમી ! એ શીર્ષકનીચે એક વિચિત્ર ખબર આપે છે અને એક મહારાજશ્રીને ધમકી પણ આપે છે ! તેનું કારણ આ દર્શાવે છે 'સાવલીના એક મહાશય નામે પુરુષોત્તમદાસ આકરોલ મુકામે રહે છે, હેમનાપર' દયાનદી 'સામાજીક સંસ્કારો પડેલા,' (પ્રહ્લાદની પેઠે ગર્ભમાથી જ તેના સસ્કારો પડેલા કે કેમ તેની અમને ખબર નથી,) 'તે અન્વયે તેમણે યજ્ઞોપવીત ધારણ કરેલુ જેથી, હેમનાપર હેમની ન્યાતવાળાએ ઉક્ત યજ્ઞોપવીત ત્યાગી ફરી બ્રહ્મસબંધ તથા કંઠી લેવાનુ દબાણ ચલાવ્યુ છે,' વગેરે. આટલુ લખીને ધમકી આપે છે કે 'ન્યાતના શેઠીયાઓ તથા આચાર્ય શ્રીગોપેશ્વરજી મહારાજે વિચારીને પગલા ભરવાની જરૂર છે પોતાના ધર્મમા શુ પોલ ચાલે છે ? તે કેટલો લૂલો છે ?' વગેરે. આના જવાબમા અમારે અત્ર એટલુ જ જણાવવુ પડે છે જેઓ ચુસ્ત વૈષ્ણવો છે અને પરાપૂર્વથી ચાલ્યા આવેલા વૈષ્ણવોના નિયમાચાર પ્રમાણે વર્તે છે, તેઓની ફરજ છે કે ગમેતેમ કરીને પણ સ્વધર્મ બચાવવો. તેમ મ દયાનદીઓ પણ તેવી જ ફરજ-

થી મુક્ત થતા નથી. આ 'મહાશયો'એ આજકાલ વેદવિરુદ્ધ અને કપોલકલ્પિત રીતે યવનોને પણ યજ્ઞોપવીત આપવાનું જે નવુ ધતિંગ જગાવ્યુ છે, તેથી ડરતા રહેવાની અને તેવા ધતિંગનો ફેલાવો વૈષ્ણવોમા ન થાય તેને માટે સાવચેતીના ઉપાયો લેવાની મહારાજશ્રીઓ અને વૈષ્ણવોની ફરજ છે. તે પ્રમાણે તે કરશે જ, તેમાં આવી ધમકીઓ અકિંચિત્કર છે. જો દયાનંદીઓને પોતાના ધર્મને જ વળગી રહેવુ હોય તો તેઓ તેવી ' ન્યાત ' ની દરકાર શામાટે કરે છે ? શામાટે 'ન્યાત'થી દૂર જ નથી રહેતા ? ' ન્યાત 'મા ઘેર ઘેર કુસંપોનાં બીજો રોપીને શામાટે કલહોત્પાદનમા કારણ બને છે ? તેમને માટે સીધો રસ્તો પડ્યો છે, તે એ જ કે તેવી ન્યાતથી દૂર રહીને તેની પરવા કર્યા વિના પોતાના સમાજ ધધામા ધુરીણ બનવું અને ઉદાસીન થવુ, અમે નથી ધારતા કે આ એમનેમાટેનો જ, શ્રેયસ્કર માર્ગ એઓ જો સ્વીકારશે તો કોઇ પણ દિવસ તેમની 'સ્વતંત્રતા ઉપર તરાપ' મારવા વૈષ્ણવો તૈયાર થશે નહિ. વળી, તે દયાનંદી મહાશયે જો આ સંપ્રદાયના મહારાજદ્વારા યજ્ઞોપવીત ધારણ કરવાની સ્વલોલુપતા તૃપ્ત કરી હોત તો વૈષ્ણવોને કશી તકરાર ઉભી કરવાનુ કારણ મળત જ નહિ. જો કે આજકાલમા યજ્ઞોપવીત ધારણ કરીને કેટલા વૈદિક ધર્મમા મસ્ત રહે છે, એ દુનિયાની જાણબહાર નથી, તેવાઓના ઉદ્ધારમાટે ભક્તિમાર્ગના અવલબન સિવાય બીજું બધુ વિડંબન જ છે, તો પણ યજ્ઞોપવીતના તરસ્યા, કર્મ બનવાની લાલસા ધરાવનારા હીન અધિકારીઓમાટે યજ્ઞોપવીત ધારણ કરાવવાનો પણ માર્ગ આધુનિક ગોસ્વામિબાલકોએ શોધી કાઢયો છે । તે પ્રમાણે અનુસારનારને વૈષ્ણવો કદાપિ બહિષ્કૃત નહિ જ કરે. પોતાની ભયકર પોલ તરફ ' આખ આડા કાન ' કરનારા આજના સુધરેલા પ્રતારકોનો તો ગ્રેગ્ય સત્કાર (?) કરવામા જ વૈષ્ણવોની લૌકિક કર્તવ્યતા સમાયલી છે, એમા વૈષ્ણવો કર્તવ્યપરાયણ રહેશે જ.

---

## નિવેદન.

---

મુદ્રણાલયવિષયક પ્રતિબધને લીધે પુષ્ટિભક્તિસુધાના અકો સાથે જ પ્રકટ કરવાનો જે પ્રસગ પ્રાપ્ત થયો છે, તે બદલ ગ્રાહકો પાસે અમે ક્ષમા માગીએ છીએ હવેથી નિયમ પુરસર અંકો પ્રકટ કરવાને બનતો પ્રયાસ કરવામાં આવશે.

---

### આવતો અંક વી. પી.

પુ. ભ. સુ. ના ચાલુ ( ચતુર્થ ) વર્ષનુ નોછાવર જેઓએ હજુ સુધી નથી મોકલ્યુ, તેઓને આવતા નવમો અંક વી. પી. થી મોકલવામા આવશે આશા છે કે ગ્રાહકો વી. પી. સ્વીકારવાની કૃપા કરીને આ ધાર્મિક કાર્યમા સહાયભૂત બનશે.

---

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે
૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિનાં નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ કૃષ્ણપરમાત્મા જ છે.
૩. જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.
૪ જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી
૫. પરબ્રહ્મ પુરુષોત્તમ કૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે.
૬ સર્વોપરિ વેદાદિ શાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે
૭. કૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ કૃષ્ણસેવા જ છે.
૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિશ્વધર્મ હોઈ શકે જ નહિ

---

Reg: No. B. 896.

# વિદ્વન્મણ્ડનમ્.

(અનુવાદકઃ—નાનુલાલ નારાયણદાસ ગાંધી, M A: LL. B')

શ્રીમદ્વલ્લભાધીશ્વરના દ્વિતીય કુમાર શ્રીવિઠ્ઠલેશ્વરપ્રભુચરણના 'વિદ્વન્મંડન' નામક ગ્રન્થથી કયો વૈષ્ણવ અજ્ઞાત હશે? 'પુષ્ટિભક્તિસુધા'ના વાચકોએ પુ. ભ. સુ. ના બીજા વર્ષના અંકોમા તે ગ્રંથના તાત્પર્યનો અંશતઃ અનુભવ કર્યો છેજ. માયાવાદના સંપૂર્ણ ખંડન સાથે સ્વસંપ્રદાયના સિદ્ધાંતોનુ ઉદ્ઘાટન, શ્રુતિ અને યુક્તિઓના અપૂર્વ બલથી સ્વસિદ્ધાંતોનુ પોષણ જેવુંઆ ગ્રંથમા જોવામાં આવે છે તેવું અન્ય ગ્રંથમા નથીજ. પુષ્ટિમાર્ગનાં માર્મિક તાત્પર્યો સમજાવવાને માટે આ ગ્રંથ જેવો ઉપયુક્ત થઇ પડે છે, તેવો અન્ય નથી થઈ પડતો, ટૂંકામા એટલુંજ કે આ ગ્રંથ એકજ વખત વાંચીને તૃપ્ત નહિ થાઓ, પણ વારંવાર વાચ્યાજ કરશો. ભાષા સરલ છે. સાધારણ ગુજરાતી જાણનાર પણ ઉચ્ચ સિદ્ધાંતોને આ ગ્રંથથી સમજી શકશે.

ગ્રન્થ રોયલ આઠપેજી ૩૩ ફૉર્મનો છે, છતા નોછાવર માત્ર રૂ. ૧-૮-૦ રાખ્યું છે. ગ્રંથ પ્રકટ થઈ ગયો છે.

મળવાનું ઠેકાણુંઃ—

શા. ઓછવલાલ ગોપાલદાસની કું.

મૂલજી જેઠા મારકેટ, કામધેનુ ગલ્લી.

મુંબઇ નં. ૨.

---

## પુષ્ટિભક્તિસુધાના ગ્રાહકો તથા વાચકોને ખાસ વિજ્ઞપ્તિ.

ચાર વર્ષ થયાં આ માસિક વૈષ્ણવોની સેવા કરી રહ્યું છે, પુષ્ટિમાર્ગનું, રસનું, ભક્તિનું અને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું શુદ્ધ સ્વરૂપ સમજાવવા અથાગ પ્રયત્ન કરી રહ્યું છે, અને પુષ્ટિમાર્ગને નામે ચાલતા ઘોટાળા અને પ્રતારણાને ઉઘાડા પાડી અધમ વિષયગ્રસ્ત મનુષ્યોની અધમતા બેધડક ખુલ્લી કરી, શુદ્ધ, સુંદર પુષ્ટિમાર્ગ શું છે તે સરળતાથી વાચકોને દર્શાવી રહ્યું છે. આ માસિકના લેખકો નિઃસ્વાર્થથી સર્વ લેખો લખે છે, અને કાર્યવાહકો દ્રવ્ય, સમય અને બુદ્ધિથી સહાય કરે છે તોપણ અમે જોઇએ છીએ કે વૈષ્ણવો જોકે વાંચવાને આતુર છતાં માત્ર રૂ. ૨) વર્ષ દિવસે ભરી ગ્રાહક થતા નથી. માટે અમારી વિજ્ઞપ્તિ છે કે દ્રવ્યવાન વૈષ્ણવોએ ૫-૧૦ કોપી લઇ મદદ કરવી, અને શુદ્ધ ધર્મ સમજવાની ઇચ્છાવાળા દરેક વૈષ્ણવે એક કોપી તો અવશ્ય લઇ સહાય કરવી જો કાંઇપણ દ્રવ્ય બચશે, તો માસિકનું કદ વધારવામાં, ભેટ આપવામાં, અથવા પ્રાચીન પુસ્તકો છપાવવામાં ખર્ચવામા આવશે. આ માસિકના શુભેચ્છકોએ—શુદ્ધ પુષ્ટિમાર્ગના શુભેચ્છકોએ—આ વિજ્ઞપ્તિ અવશ્ય ધ્યાનમાં રાખી માસિકની ઉન્નતિમાં સહાય કરવી

વર્ષ ૪ થું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, માર્ગશીર્ષ

# પુષ્ટિભક્તિસુધા.

કૃષ્ણ ૧૧, શ્રીવલ્લભાબ્દ ૪૩૬ અંક ૯ ]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક
વાડીલાલ નગીનદાસ શાહ,
બી.એ., એલ્.એલ્.બી., વકીલ, હાઇકોર્ટ
મુંબાઈ.

લવાજમ રૂ. ૨-૦-૦ છૂટક અંકના રૂ. ૦-૪-૦

Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press Ahmedabad,
and published by Vadilal N. Shah B. A., LL. B., Princess Street, Bombay

# आवश्यक निवेदन.

१. આ માસિકસંબધી સઘલો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો
२. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
३. આ માસિકમાં છપાવવાને આવેલો લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.
૪ શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામાં આવશે.
પ. વર્ષનું નોછાવર પ્રથમથી લેવામાં આવે છે
૬ આ માસિકના પરિવર્તનમાં જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને વગર-નોછાવરે આ માસિક મોકલવામાં આવશે.
૭. કોઇ પણ બાબતની ખબર મગાવવી હોય તો જવાબને સારૂ ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામાં આવશે નહિ.
૮. આ માસિકમાં જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવું અથવા મલવું

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબાઈ. } પ્રકાશક.

---

# અનુક્રમણિકા.




# श्रीसर्वोत्तमस्तोत्र.

( અનુસંધાન ગતાંક ૫-૬ પૃષ્ઠ ૧૨૦. )

ગત શ્લોકમાં આપે જ આજ્ઞા કરી કે સાક્ષાદ્ભક્તિમાર્ગીય જ્ઞાન કરીપૂર્વી સારું ભગવદાસ્ય શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય થયું અને તત્પ્રાકટ્યવડે જ આપશ્રીને સર્વમાહાત્મ્યજ્ઞાનસંપત્તિ સિદ્ધ થઈ, તો પછી આપ તેઓશ્રીના સ્વરૂપનું જ કથન કરો, પણ તેઓશ્રીની સ્તુતિરૂપ તેઓશ્રીના અષ્ટોત્તરશત નામ આપ શામાટે પ્રકટ કરો છો ? એમ વાદી શંકા કરે તો તેના ઉત્તરરૂપે આપશ્રી અષ્ટોત્તરશત નામ પ્રકટ કરવાનું પ્રયોજન-હેતુ-અગ્રિમ શ્લોકમાં આજ્ઞા કરે છે —

तदुक्तमपि दुर्बोधं सुबोधं स्याद्यथा तथा ।
तन्नामाष्टोत્તरशतं प्रवक्ष्याम्यखिलाघहृत् ॥ ४ ॥

**શબ્દાર્થઃ**—તદુક્ત ( આચાર્યશ્રીની વાણી ) પણ દુર્બોધ યથા ( જે પ્રકારે ) સુબોધ થાય તથા ( તે પ્રકારે ) અખિલાઘહૃત્ તન્નામાષ્ટોત્તરશત ( તેઓશ્રીના એકસો અને આઠ નામ ) પ્રવચીશ. ૪

**વિવેચન. તદુક્ત પણ દુર્બોધઃ**—વાણીના અધિષ્ઠાતા શ્રીમદાચાર્યચરણની શ્રીસુબોધિન્યાદિગ્રંથરૂપ વાણીથી સર્વ અર્થ સમજાશે, માટે આ આપનો નામકથનરૂપ પ્રયાસ નિષ્પ્રયોજન છે એમ વાદી શંકા કરે માટે આપશ્રી 'દુર્બોધ' પદ અત્ર ધરે છે, અર્થાત્ શ્રીમદાચાર્યચરણની વાણી સર્વ સમજાવવાને શક્તિમતી છે તો પણ દુર્બોધ અતિગૂઢ ગંભીર છે જો કે કૃષ્ણાસ્યરૂપ આચાર્યશ્રીના અનુગ્રહથી અમને આપશ્રીનિર્મિત શ્રીસુબોધિન્યાદિ ગ્રંથનો પૂર્ણ અર્થાવબોધ થયો તો પણ આધુનિક તદીય જનો જીવપણાથી અલ્પબુદ્ધિવાન્ હોવાથી તેઓને શ્રીસુબોધિન્યાદિ ગ્રંથોના અલૌકિક તાત્પર્યનું જ્ઞાન ન થતાં શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યની વ્યર્થતા અને ભક્તની અકૃતાર્થતા થાય

**સુબોધ થાય ઇત્યાદિ**—તેમ ન થાય તેટલા માટે આધુનિક તદીય જનને પણ જે પ્રકારે શ્રીસુબોધિન્યાદિ ગ્રંથ અર્થાત્ આપશ્રીની વાણી દુર્બોધ હોવા છતાં પણ સુબોધ થાય અને તેના તાત્પર્યનો સંપૂર્ણ અવબોધ થાય તે પ્રકારે તેઓશ્રીના એકસો અને આઠ નામ પ્રવચીશ, પ્રકટ કરીશ. આચાર્યશ્રીના ગ્રંથાર્થાવબોધસારુ અન્ય સાધન વા પ્રકાર નથી, પરંતુ તેઓશ્રીના નામનો જ જપ વા પાઠ જ કેવળ સાધન છે, તેથી તેઓશ્રીના નિંત્યસિદ્ધ અષ્ટોત્તરશત નામ હું આ ગ્રંથમાં પ્રકટ કરીશ વસ્તુત જનનો ઉદ્ધાર રૂપનામવિભેદે કરીને બે પ્રકારે થાય છે. અવતારદશામાં પ્રભુના સાક્ષાદ્દર્શનમાત્રથી ઉદ્ધાર થાય છે, તે ઉદ્ધાર રૂપથી વા સ્વરૂપમાત્રથી થયલો કહેવાય છે અનવતારદશામાં ભગવલ્લીલાકીર્તનથી પરમકૃપાળુ આચાર્યશ્રીનિર્મિત શ્રીસુબોધિન્યાદિગ્રંથોથી નિજ જનનો ઉદ્ધાર થાય છે, અને તે ઉદ્ધાર નામથી થયલો કહેવાય છે ભગવાનની અનવતારદશામાં સર્વ જનનો ઉદ્ધાર કરવા સારુ વેદ, શ્રીમદ્ભગવદ્ગીતા, વ્યાસસૂત્ર, શ્રીમદ્ભાગવત,વગેરે પ્રકટ થયા હતા, પરંતુ કલિકાલના અધિકારથી વિદ્વાનોને પણ વેદાદિના યથાર્થ અર્થની સ્ફૂર્તિ ન થઈ તેટલા માટે વેદાદિના સત્ય અર્થની સ્ફૂર્તિ કરાવવા સારુ વાગધીશ શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય થયું, અને

આપશ્રીએ સર્વ રહસ્ય શ્રીસુબોધિન્યાદિ ગ્રંથમા નિજ જનની ઉપર કરુણા કરીને પ્રકટ કર્યું, તો પણ આધુનિક જન જીવપણાથી અલ્પબુદ્ધિવાન્ અને અપરાધયુક્ત હોવાથી આચાર્યશ્રીની અલૌકિક વાણીનુ તાત્પર્ય સમજી શકે નહિ અને તેઓની અકૃતાર્થતા થાય, તેથી જે પ્રકારે આચાર્યશ્રીનિર્મિત શ્રીસુબોધિન્યાદિ ગ્રંથો આપશ્રીના સાક્ષાત્ પ્રાદુર્ભાવના અભાવમા પણ સર્વ નિજ જનને સુબોધ થાય, સુખે સમજી શકાય, તે પ્રકારે તેઓશ્રીનાં અષ્ટોત્તરશત નામ પ્રકટ કરું છુ, અર્થાત્ આચાર્યશ્રીની દુર્બોધ વાણી સમજવાના કેવલૈકઉપાયરૂપ તેઓશ્રીના એકસો અને આઠ નામ પ્રકટ કરીશ. 'સખ્યાના નિયંત્રણવિના જે જપાય, તે જપેલુ નિષ્ફલ[1] થાય' એમ શાસ્ત્રનો નિયમ હોવાથી અહિ નામની સંખ્યા એકસો અને આઠ નિયત કરી, સાક્ષાત્ શ્રીઠાકુરજીનાં સ્વામિનીની સંખ્યાદર્શક આઠ તથા સખીની સખ્યાદર્શક સો મલી એકસો અને આઠની સખ્યા નિયત કરી.

અષ્ટોત્તરશત નામના નિર્વચનથી આચાર્યશ્રીના અલૌકિક ગ્રંથો સુબોધ શી રીતે થશે એ આશંકા દૂર કરવાસારુ અષ્ટોત્તરશતનામને 'અખિલાઘહૃત્' વિશેષણ લગાડ્યું છે. અખિલના–સર્વ–અઘને હરનાર, અથવા અખિલ–સર્વના–અઘને હરનાર એવા એ અષ્ટોત્તરશત નામ છે. 'અઘ' શબ્દ જો કે લોકમા પાપવાચકપણાએ પ્રસિદ્ધ છે તો પણ આચાર્યશ્રીએ પ્રકટ કરેલા ભક્તિમાર્ગમાં અનુવર્તનારને તેની (પાપની) સભાવના જ અતિદૂર છે, તેથી અત્ર 'અઘ' શબ્દ પાપવાચક નથી, પરંતુ પ્રતિબધવાચક છે, અર્થાત્ શ્રીસુબોધિન્યાદિ ગ્રથના અર્થાવબોધમાં જે પ્રતિબધ તે અત્ર 'અઘ' કહેવાય છે. આ અષ્ટોત્તરશત નામ અખિલાઘહૃત્ હોવાથી નિજ જનોને શ્રીસુબોધિન્યાદિ ગ્રથના અર્થાવબોધ થવામા જે જે પ્રતિબધ હોય છે તે સર્વને હરે છે, તે સર્વનો નાશ કરે છે. આથી એમ સૂચન થાય છે કે જેવી રીતે આચાર્યશ્રીનુ સ્વરૂપ પ્રતિબધનિવર્તક અને ફલદાયક છે, તેવી જ રીતે તેઓશ્રીના નામ પણ તેવા જ પ્રતિબધનિવર્તક અને ફલદાયક છે, તેથી આ સ્તોત્રના શ્રવણથી, પાઠથી, જપથી, ઉક્ત નામોમા કહેલા ધર્મવડે વિશિષ્ટ શ્રીમદાચાર્યચરણના સ્વરૂપનું જ્ઞાન થશે, ધર્મવિશિષ્ટ સ્વરૂપજ્ઞાનથી આચાર્યશ્રીની વાણી સમજાશે, અને સાક્ષાત્ફલદાયક થશે પ્રતિબધ જ અત્ર પાપરૂપ હોવાથી તેના અપગમથી અર્થાવબોધ સુબોધ થાય એ તો યુક્ત જ છે આચાર્યશ્રીના નામ અખિલના–સર્વના–અઘ (પ્રતિબધ) હરે છે, અર્થાત્ જ્ઞાનમાર્ગવત્ કેવલ વિદ્વાનોના જ અઘને–અતિબંધને–હરે છે એમ નહિ, પણ સર્વના સર્વ અઘને સ્વાનુભવદ્વારા હરે છે એમ 'અખિલ'-પદથી સૂચન થાય છે. 'અખિલ અઘ' એટલે સાક્ષાત્પુષ્ટિફલપ્રાપ્તિમા પ્રતિબંધરૂપ સર્વ કાર્ય, કાયિકવાચિકમાનસિક, આધિદૈવિકાદિ, વા સાત્વિકાદિ અઘ, તે સર્વનો નાશ કરનાર આ અષ્ટોત્તરશત નામ છે અખિલ અઘનો નાશ થયે સુખથી ગ્રથતાત્પર્યની સ્ફૂર્તિ થાય, અને તેથી અનવતારદશામા પણ ત્વરાથી ઉદ્ધાર થાય, એવા સર્વસામર્થ્યયુક્ત અષ્ટોત્તરશત નામ છે.

**પ્રવચ્મીશ:**—વક્ષ્યામિ એમ કહ્યુ હોત તો પણ ચાલત, છતા મૂલમા પ્રવક્ષ્યામિ પ્રવચ્મીશ એમ પદ યોજતા પ્ર ઉપસર્ગ લગાડેલો છે તેનુ તાત્પર્ય આ પ્રકારે છે. પ્ર એટલે પ્રકર્ષથી,

---

૧ असंख्यातं यज्जप्तं तज्जप्तं निष्फलं भवेत् ।

પચીશ, કથીશ, કહીશ. શ્રીમદાચાર્યચરણના નામ નિત્ય હોવાથી પૂર્વસિદ્ધ જ અષ્ટોત્તરશત નામનું પ્રાકટ્ય જ શ્રીપ્રભુચરણ કરે છે, નવીન નવા રચીને કહેતા નથી, એમ પણ પ્ર શબ્દનો ધ્વનિ છે

નિષ્કર્ષાર્થ.—

આચાર્યશ્રીનું સ્વરૂપ આપશ્રીના પ્રાદુર્ભાવસમયે સર્વ પ્રકારે નિજ જનનો ઉદ્ધાર કરવાને સમર્થ હતું, અને તે પ્રમાણે સ્વરૂપબલથી નિજ જનનો ઉદ્ધાર આપશ્રીએ કર્યો પણ ખરો, પરંતુ પોતાના પ્રાદુર્ભાવના અભાવમાં પણ, આવા કરાલ કલિકાલના સમયમાં પણ, અનેક દૈવજીવોનો વાણીદ્વારા સમુદ્ધાર કરવા સારુ આપશ્રીનું પ્રાકટ્ય હોવાથી આપશ્રીએ જીવના ઉપર પરમ કરુણા કરીને શ્રમ લઈને બબ્બે ભગવદાજ્ઞા લોપીને પણ શ્રીસુબોધિન્યાદિ ગ્રંથો પ્રકટ કર્યા. ઉક્ત શ્રીસુબોધિન્યાદિ ગ્રંથો અતિગૂઢ અલૌકિક તાત્પર્ય દર્શાવનાર હોવાથી અલ્પબુદ્ધિવાન્ આધુનિક જીવનો તેમાં ચંચુપ્રવેશ પણ ન થતાં દૈવજીવનો ઉદ્ધાર થાય નહિ, તેથી દૈવજીવની અને શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યની ઉભયની અકૃતાર્થતા થાય, તેમ ન થાય તેટલા સારુ સાક્ષાત્ પુરુષોત્તમાવતાર અગ્નિકુમાર શ્રીગુસાંઇજીનું પ્રાકટ્ય થયું અને તેઓશ્રીએ દૈવજીવના ઉદ્ધારાર્થ, આધુનિકોને પણ આચાર્યશ્રીનિર્મિત શ્રીસુબોધિન્યાદિ ગ્રંથનું તાત્પર્ય સમજાય તેટલા સારુ, નિજ જનની ઉપર મહતી કરુણા કરીને આચાર્યશ્રીના નિત્યસિદ્ધ અષ્ટોત્તરશત નામ પ્રકટ કર્યાં, જેના પાઠથી, જપથી, શ્રવણથી, શ્રીમદાચાર્યચરણનું નામોક્ત ધર્મસહિત સ્વરૂપ હૃદયારૂઢ થાય છે, અને હૃદયમાં તેઓશ્રીના ધર્મના પ્રવેશથી તેઓશ્રીની વાણી સુબોધ થાય છે, તેથી જ પુષ્ટિમાર્ગીય પ્રત્યેક વૈષ્ણવે અવશ્ય આ સર્વોત્તમ સ્તોત્રનો જપ, પાઠ, અર્થસહ શ્રવણ ઇત્યાદિ સ્વોદ્ધારાર્થ કરવું, અને તેદ્વારા આચાર્યશ્રીના અતિગૂઢ અલૌકિક ગ્રંથ સમજવાને શ્રીમત્પ્રભુચરણની કૃપાથી સમર્થ થવું[1]

---

## [2]મોક્ષનું સાધન શું?

### વેદ શું કહે છે?

વેદમાં—ઉપનિષદ્‌માં બ્રહ્માનંદવલ્લીમાં કહ્યું છે કે—'[3]બ્રહ્મ સત્ છે, જ્ઞાનસ્વરૂપ છે, અનંત છે, પરમ આકાશરૂપ ગુહામાં રહેલું છે, એમ જે જાણે છે.' (૧). ઉત્તર નારાયણોપનિષદ્‌માં કહ્યું છે કે—'(પૂર્વ મંત્રમાં જગત્કર્તા તરીકે વર્ણવેલા) 'એ [4]મહાન્ પુરુષને હું જાણું છું,' (તેનું સ્વરૂપ આવું છે)—'તે અજ્ઞાનથી—અજ્ઞાનાત્મક લોકથી—પર—પેલે પાર—છે,

---

૧. અહહ! ઘણી જ ખેદની વાત છે કે વસ્તુસ્થિતિ આવી છતાં પણ આચાર્યશ્રીના ગ્રંથની—તેમની વાણીની—વૈષ્ણવો અને ગોસ્વામી બાલકો તરફથી અધુના કેવલ અવગણના જ હતભાગ્યે થાય છે.

૨ શ્રીમદણુભાષ્યના તૃતીયાધ્યાયના તૃતીયપાદના ૨૯મા સૂત્રઉપરથી આ લેખ લખાયલો છે. પ્રકાશનો પણ આશય લેવામાં આવ્યો છે

૩. સત્યં જ્ઞાનમનન્તં બ્રહ્મ, યો વેદ નિહિતં ગુહાયાં પરમે વ્યોમન્.

૪. वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात्, तमेव विद्वानमृत इह भवति नान्यः पन्था विद्यतेऽयनाय ।

સૂર્યની અંદર જેવો શુદ્ધ શ્યામ વર્ણ દેખાય છે તેવો તેનો વર્ણ છે, તેને આ પ્રકારે જાણનાર આ લોકમાં મુક્ત થઈ જાય છે ( મોક્ષ મેળવે છે ), મોક્ષ માટે બ્રહ્મના જ્ઞાન વિના બીજો માર્ગ નથી ' (૨). ઉપર આપેલા ઉપનિષદ્ના બે વાક્યોમાંથી અને એવા જ બીજા પણ વાક્યોમાંથી એ જ તાત્પર્ય નિકળે છે કે સત્યાદિસ્વરૂપ બ્રહ્મના જ્ઞાનથી જ મોક્ષ થાય છે. મોક્ષની પ્રાપ્તિ થવામાં સાધન બ્રહ્મજ્ઞાન જ છે પરંતુ '[1]આ ( પરમાત્મા) જેને જ વરે છે તે વડે એ ( પરમાત્મા ) પ્રાપ્ય છે.' આ શ્રુતિ–વેદ–એમ પ્રતિપાદન કરે છે કે ભગવાન્ જેને પોતાનો કરે છે, કૃપા કરીને જેનો અંગીકાર કરે છે, તેનો જ ભક્તિમાર્ગમાં પ્રવેશ થાય છે, અને ભક્તિ પ્રાપ્ત કર્યા પછી, ભક્તિવડે જ પરમાત્મપ્રાપ્તિરૂપ મોક્ષને પ્રાપ્ત કરી શકે છે, ત્યારે તો એમ સિદ્ધ થયું કે પ્રભુનો અનુગ્રહ થાય અને અનુગ્રહરૂપ ભક્તિ કરે તો જ મોક્ષ થાય.

પ્રથમની બન્ને શ્રુતિઓ જ્ઞાનથી જ મોક્ષ થવાનું સૂચવે છે, જ્યારે અંતિમ શ્રુતિ અને તેના જેવી બીજી પણ શ્રુતિઓ ભક્તિથી જ મોક્ષ થાય એમ દૃઢતાથી જણાવે છે, તેથી નીચે પ્રમાણે સંશય થાય છે

## સંશય—૧.

શ્રુતિનો–વેદનો–અક્ષરેઅક્ષર માન્ય હોય છે, તેમાં કંઇ આપણા તર્કો કામમાં નથી જ આવતા. શ્રુતિ તો પરસ્પરવિરુદ્ધ કહે છે એક કહે છે કે જ્ઞાનથી મોક્ષ, અને બીજી કહે છે ભક્તિથી મોક્ષ ત્યારે ખરું શું માનવું ? શ્રુતિ બન્નેથી મોક્ષ થાય એમ કહે છે, તેથી જ્ઞાન અને ભક્તિ બન્નેનો સમુચ્ચય હોય તો જ મોક્ષ થાય એમ માનવું કે કેવલ જ્ઞાનથી કે કેવલ ભક્તિમાત્રથી પણ મોક્ષ થાય એમ વિકલ્પ માનવો ? જ્ઞાનભક્તિ સાથે જ જોઇએ કે કેવલ જ્ઞાન અથવા કેવલ ભક્તિ જ ? આ પ્રમાણે વેદવાક્યોમાં સંદેહ થયો

## ગીતાનો અભિપ્રાય શો છે ?

ભગવાન્ ગીતામાં આજ્ઞા કરે છે કે –'ભક્તિવડે મને જાણે છે ' એમ આજ્ઞા કરીને આગળ એમ ઉપદેશે છે કે ' ત્યાર પછી મને યથાર્થ સમજીને અનંતર ( સમજ્યા પછી ) ( મારામાં ) પ્રવેશે છે ' આ વાક્યોનો ભાવાર્થ એવો ભાસે છે કે ભક્તિવડે જ્ઞાન પ્રાપ્ત થાય અને જ્ઞાન પ્રાપ્ત થયા પછી મોક્ષ મળે, અર્થાત્ ભક્તિમાર્ગમાં પણ પુરુષોત્તમનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી જ મોક્ષ થાય. જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ ભિન્ન છે, એમાં તો સંદેહ છે જ નહિ જ્ઞાનમાર્ગમાં જેનું જ્ઞાન મેળવવાનું છે, તે અક્ષરબ્રહ્મ કહેવાય છે, જે અક્ષરબ્રહ્મ ગણિતાનંદ છે શ્રુતિમાં 'પ્રજાપતિના [2]સો આનંદ તે બ્રહ્મનો એક આનંદ' એ વાક્યથી અક્ષરબ્રહ્મના આનંદની પણ ગણના કરેલી છે. અક્ષરબ્રહ્મને ગીતામાં ભગવાને પોતાનું ધામ–ગૃહ–કહેલું છે, અને પોતે અક્ષરથી પણ પર [3]પુરુષોત્તમ છે, અગણિતાનંદ છે, એમ દર્શાવ્યું છે આ ઉપરથી એટલો ભેદ અવશ્ય ધ્યાનમાં રાખવો કે જ્ઞાનમાર્ગમાં ગણિતાનંદ અક્ષરનું જ્ઞાન થવાથી મોક્ષ થાય છે શ્રુતિ પણ કહે છે કે 'બ્રહ્મને [4]જાણે છે તે પરને પામે છે'

---

१. यमेवैष वृणुते तेन लभ्य ।

२. ते ये शत प्रजापतेरानन्दा स एको ब्रह्मण आनन्द ।

३ अक्षरादपि चोत्तम , अतोऽस्मि लोके वेदे च प्रथित पुरुषोत्तम ।

४. ब्रह्मविदाप्नोति परम् ।

આ સ્થલે બ્રહ્મને એટલે અક્ષરબ્રહ્મને જે જાણે છે તે પરને-પુરુષોત્તમને-પામે છે, એમ સમજવુ, અને ભક્તિમાર્ગમા પુરુષોત્તમના જ જ્ઞાનથી મોક્ષ છે એમ અવધારવુ. અક્ષર અને પરબ્રહ્મના આ બે રૂપભેદથી જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગનું પણ વૈલક્ષણ્ય સ્પષ્ટ થાય છે.

### સંશય ૨.

વેદમા પહેલા કહ્યુ તેમ ભિન્નભિન્ન વાક્યો નજરે પડે છે એક કહે છે કે અક્ષરબ્રહ્મના **જ્ઞાનથી** જ મોક્ષ અને એક વાક્ય નિરૂપણ કરે છે કે ભગવત્કૃપાજન્ય **ભક્તિથી** જ મોક્ષ ગીતામા ભગવાન્ એવી આજ્ઞા કરે છે કે ભક્તિવડે મારુ (પુરુષોત્તમનું) જ્ઞાન સપાદન કર્યા પછી જ મોક્ષ થાય છે ત્યારે વેદમા બતાવેલા ભક્તિમાર્ગમા પણ ભગવદાજ્ઞાનુસાર પુરુષોત્તમના જ્ઞાનની આવશ્યકતા સિદ્ધ થાય છે ભગવાન્ આજ્ઞા કરે છે કે પુરુષોત્તમનું જ્ઞાન જોઇએ, અને વેદમા કથન છે કે અક્ષરબ્રહ્મનુ જ્ઞાન જોઇએ, તો જ મોક્ષ થાય. ત્યારે ભક્તે મોક્ષને વાસ્તે (ભક્તિથી પણ) કોનુ જ્ઞાન મેલવવુ ? પુરુષોત્તમનુ કે અક્ષરનુ ? તેમા પણ બન્નેનુ મેલવવુ કે પુરુષોત્તમનુ જ, અથવા અક્ષરનુ જ ? બન્નેનું જોઇએ, એમાથી એકનુ હોય તો ચાલે નહિ' એમ જો કહેશો તો અન્ય ભગવદ્વાક્યનો વિરોધ આવીને ઉભો રહેશે. ભગવાન્ આજ્ઞા કરે છે કે-' તેથી [1]મારી ભક્તિવડે યુક્ત મહાત્મા યોગીને જ્ઞાન કે વૈરાગ્ય કંઇ પણ શ્રેયસ્કારક થઈ પડતુ નથી.' આ વાક્યમા ભક્તને જ્ઞાન-માત્રની જરૂર નથી એમ ભગવાન્ આજ્ઞા કરે છે જ્યા જ્ઞાનની જ આવશ્યકતાનો અભાવ ત્યા બન્નેના જ્ઞાનની જરૂર છે એમ કહેવુ યોગ્ય કેમ ગણાય ? ભગવાન્ એક સ્થલે એમ આજ્ઞા કરે કે ભક્તિવડે જ્ઞાન પ્રાપ્ત થયા પછી જ મોક્ષ થાય, અને એક સ્થલે ભક્તને જ્ઞાનની અપેક્ષા જ નથી એમ પણ કેમ ઉપદેશે ? પરસ્પરવિરુદ્ધ ઉપદેશ હોવાથી શ્રુતિનો અને ભગવદ્વાક્યનો વિરોધ પ્રાપ્ત થાય છે, અને અમુક નિશ્ચયઉપર આવી શકાતુ નથી

. પહેલા વિસ્તારથી વર્ણવેલા અને સંશયનુ સ્વરૂપ અવધારણાર્થે પુન અત્ર આપવામાં આવે છે.

### શ્રુતિવિરોધ. ૧.

એક શ્રુતિ એમ વદે છે કે જ્ઞાનથી જ મોક્ષ થાય છે, બીજી શ્રુતિ એમ કહે છે કે ભક્તિથી જ મોક્ષ થાય છે શ્રુતિનુ વચન સર્વને પ્રમાણ જ હોય છે, તેમા અમુક જ વાક્ય પ્રમાણ અને અમુક ભાગ અપ્રમાણ એવી માન્યતા આસ્તિક પુરુષોમા જોવામા આવતી નથી. બન્ને શ્રુતિના વાક્યો માનવા જ પડે, અને માનીએ છીએ તો વિરોધ જણાય છે. જ્ઞાનથી અને ભક્તિથી એમ બન્નેથી મોક્ષ પ્રાપ્ત થવાનુ વેદ કહે છે, એટલે જ્ઞાન અને ભક્તિ બન્ને હોય તો મોક્ષ થાય કે બેમાથી એક વડે પણ મોક્ષ મેલવવા ભાગ્યશાલી થવાય ? શો નિશ્ચય કરવો ?

### સ્મૃતિવિરોધ ૨

ગીતામા ભગવાન્ આજ્ઞા કરે છે કે ભક્તિવડે મારુ (પુરુષોત્તમનુ) જ્ઞાન પ્રાપ્ત થયા પછી મોક્ષ પ્રાપ્ત થાય વેદ કહે છે કે અક્ષરબ્રહ્મના, જે પુરુષોત્તમનુ ધામ છે તેના, જ્ઞાનથી

---

૧. तस्मान्मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मन । न ज्ञानं न च वैराग्यं प्राय श्रेयो भवेदिह ॥

વિરોધ આવીને ઉભો રહેશે. ભગવાન્ આના કરે છે કે ' [1]મારે વિષે કામ રાખીને મને રમણ અને જાર માનીને મારા સ્વરૂપને નહિ જાણનારી અબલાઓ સંગથી જ સેંકડો અને હજારોની સખ્યામા પરમ બ્રહ્મ એવા મને પ્રાપ્ત થઈ.' શ્રીમદ્ભાગવતના આ વચનથી જ્ઞાનમાર્ગના અને ભક્તિમાર્ગના પણ જ્ઞાનથી રહિત એવી અબલાઓને ભગવત્પ્રાપ્તિ થઈ એ સ્પષ્ટ થાય છે, ' ભગવાન જેનો અંગીકાર કરે છે તે વડે ભગવાન્ પોતે પ્રાપ્ત થાય છે' એ શ્રુતિ પણ એમ જ કહે છે ત્યારે જે શ્રુતિઓ અને સ્મૃતિઓ એમ પ્રતિપાદન કરે છે કે અક્ષરના કે પુરુષોત્તમના જ્ઞાનથીજ મોક્ષ થાય અન્યથી નહિ, એ શ્રુતિઓ અને સ્મૃતિઓ સાથે વિરોધ પ્રાપ્ત થયો, કારણ કે આ ઠેકાણે જ્ઞાનમાત્રથી રહિત છતા સંગમાત્રથી જ ભગવત્પ્રાપ્તિનુ નિરૂપણ છે, તેથી વિરોધ તો છે જ.

### સંદેહપરંપરા.

એક ઠેકાણે જ્ઞાનને મોક્ષનું સાધન માન્યુ, તો કોઇ ઠેકાણે ભક્તિને જ મોક્ષસાધક કહી, અને કોઇ ઠેકાણે જ્ઞાન અને ભક્તિ એ બન્ને પણ મોક્ષસાધક નથી એમ ઉપદેશ્યુ આવા પરસ્પરભિન્ન અને વિરુદ્ધ ઉપદેશથી મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારને કોઇ પણ પ્રકારના એક નિયત સાધનનો નિશ્ચય થતો નથી, ત્યારે મોક્ષના સાધનમા તેવા મુમુક્ષુની પ્રવૃત્તિ પણ નહિ જ સંભવે. જ્યારે તેને મોક્ષની ઇચ્છા થઈ ત્યારે તેણે તેના સાધનોની શોધખોળ કરી, અને તેમ કરતાં પરસ્પરવિરુદ્ધ ઉપદેશથી અમુક નિયત સાધનનો નિશ્ચય કરવામાં તે નિરાશ થયો, એટલે એ અધિકારી અગ્નિહોત્રાદિક કર્મો કરીને સ્વર્ગનું નાશવત્ સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરશે. મુમુક્ષુની પ્રવૃત્તિ મોક્ષ તરફ ન થાય તો પછી પૂર્વે બતાવેલુ જ્ઞાન અને ભક્તિનું વૈલક્ષણ્ય અને ભક્તિનો ઉત્કર્ષ, દોષની પણ ક્ષણિક સ્થિતિ, એ વગેરેનો પણ નિર્ધાર થવો અશક્ય છે આ પ્રમાણે વેદ, ગીતા અને શ્રીમદ્ભાગવતના વાક્યોમા સંદેહપરંપરા આવી પડવાથી શ્રીવ્યાસજી બ્રહ્મસૂત્ર યોજે છે કે—

**गतेरर्थवत्त्वमुभयथान्यथा हि विरोध ॥ २९ ॥ (३-३-७)**

" જ્ઞાન બે પ્રકારે ( મર્યાદા અને પુષ્ટિ એવા બે પ્રકારે ) ફલજનક છે, એમ નહિ માનો તો વિરોધ ઉભો રહેશે."

આ સ્થલે આવો આશય છે. દરેક કાર્ય પ્રતિ ભગવદિચ્છા જ કારણ છે. ભગવદિચ્છા નિત્ય છે વેદ પણ એમ જ કહે છે કે ' [2]ભગવાન્ જ તેની પાસે સારા કામો કરાવે છે, જેને પોતે આ લોકથી ઉંચે લઈ જવા ઇચ્છે છે ' આવી અનેક શ્રુતિઓ છે, તેનો ભાવાર્થ આવો છે. સૃષ્ટિ ઉત્પન્ન કરતાં પહેલા ભગવાને એવો નિશ્ચય કરેલો હોય છે કે 'આ જીવ પાસે આટલા કર્મો કરાવીને આ ફલ આપીશ' આ પ્રમાણે જ સર્વ થયા કરે છે ભગવાનની ઇચ્છાનુ સ્વરૂપ 'જેને પોતે આ લોકથી ઉંચે લઈ જવા ઇચ્છે છે' શ્રુતિએ સ્પષ્ટ કર્યુ છે આ ભગવદિચ્છાના સ્વરૂપનો વિચાર કરીએ ભગવાન્ કોને 'ઉંચે લઈ જવા ઇચ્છે છે' ? અર્થાત્ કોને મોક્ષ આપવા ઇચ્છે છે ? આ ઇચ્છામા ઉન્નયન-ઉંચુ લઈ જવુ-એ કાર્ય છે, તેના કારણનો વિચાર કરવો જોઇએ ઉન્નયન શાથી થાય ? તેનુ એક નિશ્ચિત

---

૧. मत्कामा रमण जार मत्स्वरूपाविदोऽबला । ब्रह्म मा परम प्रापु सङ्गाच्छतसहस्रश ।

૨ एष उ एव साधु कर्म कारयति यमेभ्यो लोकेभ्य उन्निनीषति ।

કારણ શું ? આવા પ્રશ્નોથી પ્રેરાઈને વેદ, ગીતા, શ્રીમદ્ભાગવતનો આશ્રય લઈએ છીએ તો ઉન્નયનનું–મોક્ષનું–એક નિશ્ચિત કારણ જણાતું નથી કોઇ ઠેકાણે મોક્ષને માટે જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઉપદેશ છે, તો કોઇ ઠેકાણે ભક્તિથી જ મોક્ષ થવાનો નિશ્ચય જોવામા આવે છે, કોઇ સ્થલે વરણથી–પ્રભુએ કરેલા અંગીકારથી–જ મોક્ષ મલવાનો નિર્દેશ છે, તો કોઇ ઠેકાણે ભગવાનમાં કામબુદ્ધિ, રમણબુદ્ધિ, અથવા જારબુદ્ધિ રાખીને પણ ભગવત્પ્રાપ્તિ થવાનો નિશ્ચય છે આવી રીતે મોક્ષના સાધનોનો વિચાર કરતા એક નિશ્ચિત સાધન મનતુ નથી. મોક્ષનું સાધન તો અમુક જ હોવુ જોઇએ એવા નિશ્ચય ઉપર આવી શકાતું નથી. આવી જ વિચારપરંપરામાં લીન થઈએ અને આટલેથી જ વિરામ પામીએ તો મુમુક્ષુ પુરુષની મોક્ષમાટે પ્રવૃત્તિ જ નહિ થાય, માટે કોઇ એવો પ્રકાર શોધી કાઢવો જોઇએ કે જેથી અનેક સંશયો પરાસ્ત થાય અને મુમુક્ષુની પણ શાસ્ત્રદ્વારા મોક્ષસાધનમા પ્રવૃત્તિ થાય એવો પ્રકાર કયો ? એવો એક હેતુ શો છે ? આનુ ઉત્તર શ્રીમદ્વિટ્ઠલેશ્વરપ્રભુચરણ ભાષ્યમા નીચે પ્રમાણે આપે છે.

## માર્ગ બે છે, ૧. મર્યાદા અને ૨. પુષ્ટિ.

### મર્યાદા એટલે શું ?

જીવના પ્રયત્નથી સિદ્ધ થઈ શકે એવું સાધન જ્ઞાન અને ભક્તિ શાસ્ત્રમા જણાય છે, તે શાસ્ત્રમા કહેલા જ્ઞાન અને ભક્તિરૂપ સાધનથી જ મુક્તિ થાય એ **મર્યાદાનુ** સ્વરૂપ છે, અર્થાત્ શાસ્ત્રમા કરવાને ઉપદેશેલા જ્ઞાનભક્તિરૂપ સાધનોથી શાસ્ત્રની–વેદાદિની–મર્યાદામા રહીને મુક્તિ–મોક્ષ–થાય, એ મર્યાદામાર્ગનુ સ્વરૂપ છે સારાંશ એ જ કે વૈદિક માર્ગના નિયમ પ્રમાણે જ્ઞાન અથવા ભક્તિ કરવાથી જે માર્ગમા મોક્ષ થાય એ **મર્યાદામાર્ગ** કહેવાય. એક સાધારણ હેતુથી જ્યા અમુક બાબત સિદ્ધ થતી હોય છે ત્યાં મર્યાદા કહેવાય છે, આટલુ કરવાથી આટલુ આપવુ એવી રાજ્યની મર્યાદા હોય છે, તેવી રીતે શાસ્ત્રમા પણ ભગવાને મર્યાદા બાંધેલી છે. **મર્યાદા** એટલે એક જાતની હદ. અર્થાત્ આ હદમા સીધી રીતે ચાલવાથી અમુક સ્થલે જઈ પહોચાય, આ મર્યાદાનું સ્વરૂપ છે.

### પુષ્ટિ એટલે શું ?

શાસ્ત્રમા કહેલા જ્ઞાન અને ભક્તિરૂપ સાધનો ન હોય તો પણ ભગવાન્ **પોતાના** સ્વરૂપબલથી પોતાની પ્રાપ્તિ કરાવે એ પુષ્ટિ જ્ઞાનપણ ન હોય અને શાસ્ત્રીય ભક્તિરૂપ સાધન પણ ન હોય, કેવલ પ્રભુ કૃપા કરીને જ **પોતાના** બલથી જીવને પોતાની પ્રાપ્તિ કરાવે એ **પુષ્ટિમાર્ગ.** પુષ્ટિ એટલે પોષણ, ભગવાનનો અનુગ્રહ. [1]અનુગ્રહનુ સ્વરૂપ જુદું જ છે, ફલ આપવાની ઇચ્છા એ જ અનુગ્રહ નહિ. ઇચ્છા જુદી અને અનુગ્રહ જુદો પ્રભુ આજ્ઞા કરે છે કે 'જેના[2] ઉપર હું અનુગ્રહ કરવાની ઇચ્છા કરૂં છુ,' અર્થાત્ અનુગ્રહ અને ઇચ્છા એ બેનુ પણ સ્વરૂપ પૃથક્ પૃથક્ છે. અનુગ્રહ એટલે કૃપા, અનુકંપા, દયા. જીવના સ્વરૂપનો, તેણે કરેલા સાધનોનો, વિચાર ન કરતા, માત્ર પોતાના જ સ્વરૂપના બલથી કૃપા કરીને પ્રભુ નિઃસાધન જીવનો ઉદ્ધાર કરે એ **પુષ્ટિ.**

---

૧ આનું સ્વરૂપ વિસ્તરશઃ અવલોકવુ હોય તો જુઓ પુષ્ટિપ્રવાહમર્યાદાભેદની ટીકા.

૨. यस्यानुग्रहमिच्छामि ।

## સંશયનિરાસ.

મર્યાદા અને પુષ્ટિ એવા બે માર્ગનું સ્વરૂપ નિરૂપણ કર્યું. આ બન્ને ભિન્ન માર્ગનો વિચાર કરીને શ્રુતિ, ગીતા અને શ્રીમદ્‌ભાગવતના વાક્યોનો જો યોગ્ય સમન્વય કરવામા આવે તો પૂર્વે બતાવેલા સર્વ સંશયોનો નિરાસ થઈ જાય છે. બન્ને માર્ગો પ્રભુએ જ પ્રકટ કરેલા છે ભગવાને જ શ્રીમુખથી એ બન્ને માર્ગનુ સ્વરૂપ પ્રસ્થાનચતુષ્ટયમા ઉપદેશ્યુ છે, એટલે પુષ્ટિ અને મર્યાદા એ બને ભિન્ન માર્ગ અપ્રમાણ નથી ભગવાન્ જે જીવનો જે માર્ગમાં અંગીકાર કરે છે, તે જીવને તે જ માર્ગમાં પ્રવૃત્ત કરીને તે માર્ગનુ ફલ આપે છે. આ [1]વિચારયુક્ત સિદ્ધાંતથી એક પણ સંશય ઉદ્‌ભવશે જ નહિ. જે જીવનો અંગીકાર કેવલ મર્યાદામા જ છે, તે જીવને તે માર્ગમા પ્રવૃત્ત કરીને એ માર્ગનુ ફલ-અક્ષરબ્રહ્મમાં લય-આપે છે મર્યાદામાર્ગ વિકટ છે, એક જ જન્મમાં ઉદ્ધાર થતો નથી. શુદ્રયોનિમા જન્મ થયુ હોય તો ક્રમશ વર્ણાશ્રમધર્મનુ આચરણ કરી અહરહર્જુહોતિ પ્રાપ્ત કરીને, વૈદિક કર્મ વગેરેથી અંતકરણની શુદ્ધિ થયા પછી અક્ષરબ્રહ્મનુ જ્ઞાન પ્રાપ્ત કરીને છેવટે અક્ષરબ્રહ્મમા લયરૂપ મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. પુષ્ટિમાર્ગમા ગમે તેવી યોનિમા જન્મ હોય, કાંઈ પણ સાધન એણે કર્યું ન હોય તો પણ પ્રભુ પોતે જ કૃપા કરીને તે જીવનો ઉદ્ધાર કરે છે. જ્યારે કેવલ મર્યાદામા અગીકૃત જીવનો અક્ષરધામમા જ લય થાય છે એ સિદ્ધાત નિસંદિગ્ધ જ થયો.

પહેલા એમ શકા કરવામા આવી હતી કે 'જ્ઞાનમાર્ગની રુઢિપ્રમાણે અક્ષરનું જ્ઞાન એણે સંપાદન કર્યું, પછીથી ભક્તિ કરીને, પુરુષોત્તમનુ જ્ઞાન પણ એણે મેલવ્યુ, તેવા જ્ઞાનિભક્તનો લય ક્યા થવો જાઇએ?' આ સંશયનું તાત્પર્ય એટલુ જ છે કે કેવલ અક્ષરબ્રહ્મના જ્ઞાનવાનનો તો અક્ષરમા જ લય થાય એ વાત તો નિશ્ચિત થઈ, પરંતુ અક્ષરનુ જ્ઞાન મેલવ્યા પછી પુરુષોત્તમનુ જ્ઞાન પ્રાપ્ત કરનારનો લય શેમા થશે? આ શકા તો કાયમ જ રહી આ સદેહ પણ હવે ટકશે નહિ પહેલા જ્ઞાનમાર્ગાનુસાર અક્ષરનુ જ્ઞાન એણે મેલવ્યું, તેથી તેનો અંગીકાર મર્યાદામા થયો, પણ પછી એણે ભક્તિમાર્ગાનુસાર પુરુષોત્તમનું જ્ઞાન પણ સંપાદન કરેલુ હોવાથી એનો લય પુરુષોત્તમમા થાય છે

## પ્રમાણ શું ?

આ ઠેકાણે એમ સંશય ઉભો કરવામા આવશે કે એકવાર જે જ્ઞાનીનો અક્ષરબ્રહ્મમાં લય થઈ ગયો તે જ્ઞાનીનો ફરીને પુરુષોત્તમમા લય ક્યાથી થવાનો? તે માનવામા પ્રમાણ શુ? આ સશયના શમનમાટે શ્રીમદ્‌ભાગવતનુ પ્રમાણ આપવામા આવે છે. દશમ સ્કંધમા એક પ્રસંગ છે, તેનો સાર એ છે કે 'એક વેલાએ શ્રીનંદરાયજી આસુરસમયમા વહેલા ઉઠીને સ્નાન કરવા ગયા, તે વખતે વરુણદેવનો અનુચર તેમને બાંધીને વરુણપાસે લઈ ગયો' અને ભગવાન્ તેમને સાથી મુક્ત કરી આવ્યા સર્વ ગોપોને ભગવાનના ઐશ્વર્યનુ ભાન થવાથી ભગવાન્‌ના લોકના દર્શનની ઇચ્છા થઈ, તે ઇચ્છા જાણીલઈને મહાકારુણિક પ્રભુએ એ

૩ પૂર્વમીમાસામા પણ उदिते जुहोति અને अनुदिते जुहोति એ પરસ્પરવિરુદ્ધ વિધાનનો સમન્વય અધિકારિભેદથી કરવામા આવ્યો છે તેમજ અત્ર પણ વિરુદ્ધ વાક્યનો સમન્વય પુષ્ટિ અને મર્યાદા એવા બે ભેદથી કર્યો છે.

લોકોને પોતાનું ધામ દેખાડ્યું. તે રમ્ય પ્રસંગમાં એવો શ્લોક છે કે [1]ભગવાન્ તે બધાઓને બ્રહ્મહ્રદમાંતે લઈ ગયા અને તે લોકોને એમાં મગ્ન કર્યા, અને ફરીને તેઓને ભગવાને બહાર કાઢ્યા ' આ ઉપરથી નિશ્ચય થશે કે અક્ષરબ્રહ્મમાં લય થઈ ગયા પછી પણ ભક્તિજન્ય પુરુષોત્તમના જ્ઞાનથી તેનો અક્ષરબ્રહ્મમાંથી ઉદ્ધાર થાય છે, અને તે ભક્તિવડે પુરુષોત્તમમાં લય પામે છે.

ઉપર પ્રમાણે બન્ને માર્ગનો સ્વીકાર કરવાથી શ્રુતિનો વિરોધ દૂર થાય છે, એટલું જ નહિ પણ સ્મૃતિનો વિરોધ પણ પરાસ્ત થાય છે બન્ને માર્ગ વિલક્ષણ હોવાથી પુષ્ટિમાર્ગમાં જે જીવનો અંગીકાર થયો હોય છે, તે જીવને જ્ઞાન વગેરેની અપેક્ષા નથી હોતી, અને મર્યાદામાં જેનો સ્વીકાર થયો હોય તેને જ્ઞાનવૈરાગ્યાદિની જરૂર છે, એટલે પરસ્પરવિરોધ નહિ જ આવે.

જો ઉપરોક્ત સિદ્ધાંત સ્વીકારવામાં ન આવે તો વ્યાસજી કહે છે કે ' વિરોધ પ્રાપ્ત થશે ' મર્યાદા અને પુષ્ટિ એવા બન્ને ભેદનો સ્વીકાર કરીને વ્યવસ્થા નહિ કરો તો પહેલાં નિરૂપણ કરેલા વિરોધો એમના એમ ઉભા રહેશે, મુમુક્ષુની મોક્ષમાં પ્રવૃત્તિ જ નહિ થાય

## કેટલુંક આવશ્યક.

અત્ર પ્રકાશમાં શ્રીપુરુષોત્તમજીમહારાજ કેટલુંક આવશ્યક જાણવાજેવું વિવેચન લખે છે, તે પણ અત્ર આપવામાં આવે છે. વેદાંતો (ઉપનિષદો) બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરનારા છે. કોઇ સ્થલે બ્રહ્મને સૃષ્ટિને ઉત્પન્ન કરનાર તરીકે ઓળખાવે છે, તો કોઇ સ્થલે સૃષ્ટિના નિયામક તરીકે જણાવે છે, એમ અનેક પ્રકારે બ્રહ્મના માહાત્મ્યનું વર્ણન કરે છે ક્વચિત્ જીવ અને પરમાત્માની એકતા પણ દર્શાવે છે, ક્વચિત્ કહે છે કે આવા પ્રકારનું જ્ઞાન થવાથી મોક્ષ થાય છે, વળી કોઇ સ્થલે એમ પણ કહે છે કે ભગવાન્ વરણથી–અંગીકારથી–સ્વતનુને વરે છે, કોઇ સ્થલે ભક્તિથી ( નિજ અંગરૂપ ભક્તનો ) જ મોક્ષ કહેવામાં આવે છે. આ સર્વની સંગતિ પ્રકરણના ભેદથી કરી લેવી તેમ કરતાં એવો નિશ્ચય થશે કે અક્ષરબ્રહ્મના માહાત્મ્યનું જ્ઞાન અને તેની સાથે પોતાના આત્માના અભેદનું જ્ઞાન થવાથી અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ [illegible] સ્વતનુ–સ્વશરીરનું–વિવરણ પણ શ્રુતિમાં નિર્દિષ્ટ છે, તેથી ભગવત્સ્વરૂપ દૃષ્ટિગોચર થયા પછી હૃદયગ્રંથિનું ભેદન થાય છે, અને સર્વ સંશયો છેદાઈ જાય છે, અને તેમ થવાથી સુદૃઢ સ્નેહરૂપ (માર્યાદિક) ભક્તિ ઉત્પન્ન થાય છે, તે વખતે અક્ષરનું પણ (પહેલાં કહેલું) જ્ઞાન હોય તે ઉપકારક થઈ પડે છે, અને છેવટે પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે. આ સ્થલે કેવલ જ્ઞાનથીજ પ્રભુ વરણ કરે છે એમ માની લેવાનું નથી, કેમકે વરણશ્રુતિમાં એમ દર્શાવ્યું નથી. વરણશ્રુતિ તો કહે છે કે પરમાત્મા જીવે કરેલા કોઇ પણ સાધનથી મળતા નથી. શ્રવણાદિવિધિથી પ્રાપ્ત સાધનોથી પરમાત્મા લભ્ય નથી, તો પછી શ્રવણાદિવિધિઓને જ સિદ્ધ કરનારા જ્ઞાનથી–સાધન સિદ્ધ કરનાર જ્ઞાનથી–પરમાત્મા અંગીકાર કરે એ અશક્ય છે. એ તો નિઃસાધન અને નૈસર્ગિક ભાવનાનો ભેલી છે. એ પ્રકારે સાધનના ભેદથી ફલનો ભેદ સિદ્ધ થતાં પહેલાં કહેલી શ્રુતિમાં–'જેને ઉંચે લઈ જવા ઇચ્છે છે તેની પાસે સારા કાર્ય કરાવે છે શ્રુતિમાં નિરૂપણ કરેલી ભગવદિચ્છામાં સાંત સાધનો અને તેનો અ-

---

૧. ते तु ब्रह्मह्रदं नीता मग्ना कृष्णेन चोद्धृता ।

ભાવ, તેથી વિરૂદ્ધ કામબુદ્ધિ, જારબુદ્ધિ વગેરે પણ પ્રભુપ્રાપ્તિ થવામાં સાધન છે, એમ પ્રતીયમાન થતું હોવાથી વરણ કરવામા પણ ભિન્નભિન્ન પ્રકારો સિદ્ધ થાય છે, આ બધો પ્રકાર વેદના ઉપબૃંહણરૂપ પુરાણોમા વિશેષ જણાય છે, એમ હૃદયમા વિચાર કરીને સૂત્રકારે આ વિચાર કર્યો છે. આ જ આશયથી અત્ર શ્રીમત્પ્રભુચરણે પુરાણોના વિરોધનો પણ પરિહાર કર્યો, મુખ્યતઃ પુરાણવાક્યોનો અત્ર વિચાર નથી આ બધુ વિવેચન કરવાનો ગૂઢ ભાવાર્થ એ જ છે કે પોતાને વૈદિક માની લેનારા બહિર્મુખો એમ શકા કરતાં અટકે કે શ્રીવ્યાસજીએ બ્રહ્મસૂત્રો વેદનાજ સશયો દૂર કરવા માટે કર્યા છે, પુરાણોની સાથે તેને કશું લાગતુંવળગતું નથી. આ સર્વ પણ લોકોને જણાવવા માટે જ આ કથન છે ખરેખર જોતાં તો 'સર્વ વેદ[1] અને ઇતિહાસોમાથી સાર સાર ઉદ્ધાર કર્યો છે ' એ વાક્યથી શ્રીમદ્ભાગવત વેદસ્વરૂપ જ છે. 'ઇતિહાસ[2] અને પુરાણ વેદોમા પાચમો વેદ છે ' એ બૃહદારણ્યકોપનિષદ્ના વાક્યથી પણ શ્રીમદ્ભાગવત વેદાત્મક છે, માટે તેના વાક્યો વેદવાક્ય જ હોવાથી તેમાના સશયોનુ નિરાકરણ જો અત્ર કરવામા આવે તો તે અતીવ સુયોગ્ય જ છે, એમાં લેશ પણ સંશયનો અવસર નથી.

## પ્રકૃતાનુસરણ.

ઉપરના સિદ્ધાતથી નીચેની એક અન્ય શકા પણ પરાહત થાય છે

એ શકાનુ સ્વરૂપ આ છે શ્રવણાદિરૂપા નવવિધા ભક્તિ અથવા પ્રેમલક્ષણા ભક્તિ સર્વ પાપોનો નાશ થયા પછી ઉદ્ભવે છે કે પાપ છતા પણ મળે છે? સર્વ પાપોના નાશ પછી તે પ્રાપ્ત થાય છે એમ માનવુ યોગ્ય નથી, કેમ કે ઘણા આધુનિક ભક્તો દુ:ખથી પીડાય છે, જો પાપપુંજ નષ્ટ થયા પછી જ ભક્તિ મળતી હોય તો ભક્તો દુ:ખી કેમ થાય? વળી એમ પણ પ્રમાણ મળે છે કે શ્રવણાદિ ભક્તિથી પાપનો નાશ થાય છે. જો પાપનો નાશ થયા પછી ભક્તિ કરે તો તે ભક્તિ પાપનાશ કરનારી કેમ ગણાય? માટે સપૂર્ણ પાપધ્વંસ થયા પછી ભક્તિ પ્રાપ્ત થાય છે એમ માનવુ ઉચિત નથી. પ્રમાણ અને યુક્તિને અધીન બનીને શ્રવણાદિરૂપ ભક્તિ પાપનું અસ્તિત્વ હોય તો પણ ઉદ્ભવે, અને પ્રેમરૂપા ભક્તિ તો સર્વ પાપોનો નાશ થયા પછી જ પ્રાપ્ત થાય એમ માનશો તો વિરોધ ઉભો થશે સમજવો. અક્રૂર વગેરે ભગવાનમાં પ્રેમ રાખનારા છે, તો પણ તેઓએ શતધન્વાને ઉશ્કેરીને સત્યભામાના પિતા સત્રાજીતનો સ્યમંતક મણિ ચોરાવ્યો શતધન્વાએ સત્રાજીતનો વધ કરીને સ્યમતક મણિ મેળવ્યો. આ સર્વ કથાપ્રસંગ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમા સવિસ્તર વર્ણવેલો છે. ત્યા છેવટે ભગવાને જ્યારે શતધન્વાને દંડ દેવા માટે પ્રયાસ કરવાનો આરંભ કર્યો તે વખતે શતધન્વા અક્રૂરને શરણે ગયો, પરંતુ અક્રૂર છુટી પડ્યો, અને તેમા અક્રૂરનો હાથ હોવાથી અક્રૂરને દ્વારિકાનો પણ ત્યાગ કરવો પડ્યો હતો આ ઉપરથી પ્રસ્તુતમા એટલું જ સમજવાનુ છે કે પ્રેમરૂપા ભક્તિ પ્રાપ્ત થયા પછી પણ પાપ અવશિષ્ટ રહે છે, માટે પાપનો નાશ થયા પછી જ પ્રેમરૂપા ભક્તિ થાય એ માનવુ પણ ઠીક નથી. ત્યારે શો સિદ્ધાત સમજવો?

ઉપરના શંકા પણ મર્યાદા અને પુષ્ટિ એવા બે ભેદ માનીને વ્યવસ્થા કરવાથી નિવૃત્ત થાય છે. અગીકાર બે રીતે થાય છે, એક મર્યાદામાં અને એક પુષ્ટિમા. જેઓનો અંગીકાર મ

1 सर्ववेदेतिहासानां सारंसारं समुद्धृतम् ।

2 इतिहासपुराणं वेदानां पञ्चमो वेद ।

ર્યાદામા થયલો છે, તેઓની શ્રવણાદિમા પ્રવૃત્તિ મોક્ષની ઇચ્છાથી જ થાય છે, અને જ્યારે પ્રભુ મોક્ષદાતા છે એમ તેઓ જાણે ત્યારે જ ભગવાનમા તેમનો પ્રેમ પણ થાય, પણ તે પ્રેમ નિરુપધિક નથી, નિ સ્વાર્થ નથી, કેમ કે મોક્ષરૂપ સ્વાર્થ સમાયલો છે ક્વચિત્ વસ્તુસ્વભાવે મોક્ષની ઇચ્છા નિવૃત્ત થાય તો પણ તેની ભક્તિ સાધનમાર્ગીય હોવાથી '[1]ઇચ્છા ન ધરાવતો હોય તો પણ મારી સૂક્ષ્મ ગતિને પામે છે ' એ વાક્યથી અંતે મુક્તિ જ થવાની. અર્થાત્ આ મર્યાદામાર્ગમા શ્રવણાદિ ભક્તિથી પાપનો ક્ષય થાય, અને પછી પ્રેમરૂપા ભક્તિ ઉદ્‌ભવે, અને અંતે પુરુષોત્તમમાં લયરૂપ મોક્ષ પ્રાપ્ત થાય

પુષ્ટિમાર્ગમા જે અંગીકાર થાય છે તે કોઇ સાધનો કરવાથી નથી થતો, પરન્તુ માત્ર ભગવાન્‌ના અનુગ્રહથી જ થાય છે ભગવત્કૃપાથી જ પુષ્ટિમાર્ગમા અંગીકાર થાય છે. તેમા અંગીકાર થયા પછી પાપ વગેરેનુ બલ ચાલતુ નથી, તેથી તેના તરફથી પ્રતિબંધોનુ ભય વ્યર્થ છે પુષ્ટિમાર્ગમા શ્રવણાદિક ભક્તિ અને પ્રેમરૂપા ભક્તિ એકદમ સાથે, અથવા અનુક્રમે, અને ક્વચિત્ તો ઉલટે ક્રમે પણ થાય છે તો ખરી જ, તથાપિ તે સાધનરૂપા ભક્તિ પણ ફલરૂપા છે માત્ર સ્નેહથી જ, અતરૂના નિ સ્વાર્થ સ્નેહથી જ તે ભક્તિ કરવામા આવે છે, અમુક વૈદિક અથવા સ્માર્ત વિધિના આધારે નહિ શ્રવણાદિક ભક્તિ પાપનાશ માટે છે એમ ન સમજવું, પરતુ શ્રવણાદિ ભક્તિ પણ માત્ર સ્નેહથી જ કરવામાં આવે છે, એટલે ફલરૂપા છે પાપનો નાશ તો પ્રભુના અનુગ્રહથી જ થાય છે અવિદ્યાથી આરભીને મોક્ષપર્યંત ભગવત્પ્રાપ્તિમા પ્રતિબંધરૂપ વાદલને સ્પર્શ કરનાર વિરલ અને વિવિધ ગહન મહાવૃક્ષોને બાલવાને લોલુપ બનેલા ભગવદનુગ્રહરૂપ અગ્નિસમક્ષ મધ્યમા રહેલા પાપરૂપ પ્રતિબંધ રહે એ સંભવતુ જ નથી જે અનુગ્રહાગ્નિ મોટા મોટા વૃક્ષોને બાલીને ભસ્મ કરી નાખે તે અનુગ્રહાગ્નિ પાસે અવિદ્યાથી પ્રારભીને મોક્ષપર્યંતના પાપરૂપ મહાપ્રતિબંધ મોક્ષ પ્રતિબંધક થવા તૈયાર બને એ કથન ઉપહાસપાત્ર જ છે. આ સિદ્ધાતમા નીચેનો શ્રીમદ્‌ભાગવતનો શ્લોક પ્રમાણભૂત છે.

स्वपादमूलं भजत. प्रियस्य त्यक्तान्यभावस्य हरि परेश ॥
विकर्म यच्चोत्पतितं कथञ्चिद्‌ धुनोति सर्वं हृदि संनिविष्ट ॥ २ ॥

અર્થ—પરેશ હરિ સ્વચરણમૂલને ભજતા, અન્યભાવને ત્યાગ કરનાર, પ્રિય ભક્તના હૃદયમા બિરાજીને કાઇક આવી પડેલા સર્વ વિકર્મનો નાશ કરે છે

ભાવાર્થ:—વિકર્મ એટલે ઉલટુ કર્મ, અર્થાત્ પાપ, એ પાપ પૂર્વે થયલુ સમજવુ તે પાપ દુ ખને આપનારુ છે. ભગવાન્ હરિ છે, સર્વ દુ ખના હર્તા છે, તેથી તે સર્વ વિકર્મનો નાશ કરે છે મહાભારતમા વાક્ય છે કે '[2]મને સ્મરનારાઓનુ જે પાપ હોય છે, તે હૂ હરી લઉ છુ, તેથી હરિ કહેવાઉ છુ.' ભક્ત અન્યભાવને ત્યજીને કેવલ ભગવચ્ચરણારવિદને ભજતો હોવાથી એને હાથે વિકર્મ થવુ જ પ્રથમ તો અસંભવિત છે, તો પણ યથા કથચિત્ 'આવી પડેલુ' વિકર્મ સમજવ આ વિકર્મનુ સ્વરૂપ આવી રીતિનુ છે 'સ સર્ગથી મારાથી બની ગયલુ છે, કઇ જાણીજોઈને મે તે કર્મ કર્યું નથી' એમ થયલુ જે વિકર્મ તે અહિં શ્લોકમા 'કાઇક આવી પડેલુ' એ શબ્દથી ઓલખાવ્યુ છે. અર્થાત્, કામ વિના, અબુદ્ધિપૂર્વક નહિ, અને માત્ર સંસર્ગજન્ય, એમ ત્રિવિધ વિકર્મ કહ્યુ આવુ વિકર્મ પણ તેવા ભક્તોને ન હોવુ જોઇએ

---

१. अनिच्छतो मे गतिमण्वीं प्रयुङ्क्ते ।

२. हराम्यघ मत्स्मर्तॄणा हविर्भाग क्रतुष्वहम् । वर्णश्च मे हरिश्रेष्ठस्तस्माद्धरिरह स्मृत ॥

ભાવ, તેથી વિરુદ્ધ કામબુદ્ધિ, જારબુદ્ધિ વગેરે પણ પ્રભુપ્રાપ્તિ થવામાં સાધન છે, એમ પ્રતીયમાન થતુ હોવાથી વરણુ કરવામા પણ ભિન્નભિન્ન પ્રકારે સિદ્ધ થાય છે, આ બધો પ્રકાર વેદના ઉપબૃંહણરૂપ પુરાણોમા વિશેષ જણાય છે, એમ હૃદયમા વિચાર કરીને સૂત્રકારે આ વિચાર કર્યો છે. આ જ આશયથી અત્ર શ્રીમત્પ્રભુચરણે પુરાણોના વિરોધનો પણ પરિહાર કર્યો, મુખ્યતઃ પુરાણવાક્યોનો અત્ર વિચાર નથી. આ બધુ વિવેચન કરવાનો ગૂઢ ભાવાર્થ એ જ છે કે પોતાને વૈદિક માની લેનારા બહિર્મુખો એમ શકા કરતાં અટકે કે શ્રીવ્યાસજીએ બ્રહ્મસૂત્રો વેદના જ સશયો દૂર કરવા માટે કર્યા છે, પુરાણોની સાથે તેને કશું લાગતુંવલગતુ નથી. આ સર્વ પણ લોકોને જણાવવા માટે જ આ કથન છે. ખરેખર જોતા તો 'સર્વ વેદ[1] અને ઇતિહાસોમાથી સાર સાર ઉદ્ધાર કર્યો છે ' એ વાક્યથી શ્રીમદ્ભાગવત વેદસ્વરૂપ જ છે. 'ઇતિહાસ[2] અને પુરાણ વેદોમા પાચમો વેદ છે ' એ બૃહદારણ્યકોપનિષદ્‌ના વાક્યથી પણ શ્રીમદ્‌ભાગવત વેદાત્મક છે, માટે તેના વાક્યો વેદવાક્ય જ હોવાથી તેમાંના સશયોનુ નિરાકરણ જો અત્ર કરવામા આવે તો તે અતીવ સુયોગ્ય જ છે, એમા લેશ પણ સશયનો અવસર નથી.

### પ્રકૃતાનુસરણ.

ઉપરના સિદ્ધાંતથી નીચેની એક અન્ય શકા પણ પરાહત થાય છે

એ શકાનુ સ્વરૂપ આ છે શ્રવણાદિરૂપા નવવિધા ભક્તિ અથવા પ્રેમલક્ષણા ભક્તિ સર્વ પાપોનો નાશ થયા પછી ઉદ્‌ભવે છે કે પાપ છતા પણ મલે છે ? સર્વ પાપોના નાશ પછી તે પ્રાપ્ત થાય છે એમ માનવુ યોગ્ય નથી, કેમ કે ઘણા આધુનિક ભક્તો દુઃખથી પીડાય છે, જો પાપપુજ નષ્ટ થયા પછી જ ભક્તિ મલતી હોય તો ભક્તો દુ:ખી કેમ થાય ? વલી એમ પણ પ્રમાણ મલે છે કે શ્રવણાદિ ભક્તિથી પાપનો નાશ થાય છે જો પાપનો નાશ થયા પછી ભક્તિ કરે તો તે ભક્તિ પાપનાશ કરનારી કેમ ગણાય ? માટે સંપૂર્ણ પાપ-ધ્વસ થયા પછી ભક્તિ પ્રાપ્ત થાય છે એમ માનવુ ઉચિત નથી. પ્રમાણ અને યુક્તિને અધીન બનીને શ્રવણાદિરૂપ ભક્તિ પાપનું અસ્તિત્વ હોય તો પણ ઉદ્‌ભવે, અને પ્રેમરૂપા ભક્તિ તો સર્વ પાપોનો નાશ થયા પછી જ પ્રાપ્ત થાય એમ માનશો તો વિરોધ ઉભો થયો સમજવો. અક્રૂર વગેરે ભગવાન્‌મા પ્રેમ રાખનારા છે, તો પણ તેઓએ શતધન્વાને ઉશ્કેરીને સત્યભામાના પિતા સત્રાજીતનો સ્યમંતક મણિ ચોરાવ્યો શતધન્વાએ સત્રાજીત્‌નો વધ કરીને સ્યમતક મણિ મેળવ્યો આ સર્વ કથાપ્રસગ શ્રીમદ્ભાગવતના દશમસ્કધમા સવિસ્તર વર્ણવેલો છે, ત્યા છેવટે ભગવાને જયારે શતધન્વાને દંડ દેવા માટે પ્રયાસ કરવાનો આરંભ કર્યો તે વખતે શતધન્વા અક્રૂરને શરણે ગયો, પરંતુ અક્રૂર છુટી પડ્યો, અને તેમા અક્રૂરનો હાથ હોવાથી અક્રૂરને દ્વારિકાનો પણ ત્યાગ કરવો પડ્યો હતો આ ઉપરથી પ્રસ્તુતમા એટલુ જ સમજવાનુ છે કે પ્રેમરૂપા ભક્તિ પ્રાપ્ત થયા પછી પણ પાપ અવશિષ્ટ રહે છે, માટે પાપનો નાશ થયા પછી જ પ્રેમરૂપા ભક્તિ થાય એ માનવુ પણ ઠીક નથી. ત્યારે શો સિદ્ધાંત સમજવો ?

ઉપરની શંકા પણ મર્યાદા અને પુષ્ટિ એવા બે ભેદ માનીને વ્યવસ્થા કરવાથી નિરસ્ત થાય છે, અગીકાર બે રીતે થાય છે, એક મર્યાદામા અને એક પુષ્ટિમા. જેઓનો અંગીકાર મ-

---

૧. सर्ववेदेतिहासानां सारंसारं समुद्धृतम् ।

૨. इतिहासपुराणं वेदानां पञ्चमो वेदः ।

# श्रीमद्भागवत.

આપણા સર્વેના હૃદયમા પ્રભુ બિરાજે છે, પણ આપણને અનુભવ થતો નથી કાષ્ઠમા રહેલો અગ્નિ બાળી શકતો નથી, પણ જ્યારે ઘર્ષણ વગેરેથી બહાર પ્રકટ થાય છે ત્યારે જ દાહ કરી શકે છે, તેમ આનદમય પ્રભુ હૃદયસ્થિત છતા આપણને આનદ મલતો નથી, જ્યારે પ્રભુ હૃદયમાથી બહાર પ્રકટ થાય છે, ત્યારે જ જીવને પૂર્ણાનદનો અનુભવ થાય છે. આ બહાર પ્રકટ થયલા ફલાત્મક પ્રભુ તે જ શ્રીકૃષ્ણ એમનાથી પર બીજીકોઇ વસ્તુ નથી[1]

જ્યાસુધી એ પૂર્ણાવતાર પ્રભુ ભૂતલપર બિરાજ્યા, ત્યાસુધી દૈવ જીવો એ ફલાત્મક પ્રભુના—પૂર્ણ પુરુષોત્તમના—દર્શનમાત્રથી કૃતાર્થ થતા જ્યારે એ પ્રભુ ભૂતલપરથી બહિ પ્રકટરૂપથી-ફલરૂપથી-તિરોધાન થયા, ત્યારે જીવપર કૃપા કરીને પોતાની નિત્યલીલારૂપ શ્રીમદ્ભાગવત ભૂતલપર પધરાવતા ગયા, કે જેના શ્રવણકીર્તનદ્વારા પામર જીવ સસારથી છુટી, પ્રભુને ઓળખી, પ્રેમના પ્રચંડ તાપાગ્નિથી હૃદયમાથી પ્રભુને પ્રકટ કરી પૂર્ણાનદનો અનુભવ કરે. ભગવાનની લીલાનુ વર્ણન કરનાર, એ લીલાના શ્રવણમાત્રથી જીવનો ઉદ્ધાર કરનાર, સાધનદશામા પણ આનદનો અનુભવ કરાવનાર, અને ભગવાનને હૃદયમાથી પ્રકટ કરી સર્વોત્તમ ફલ આપનાર શ્રીમદ્ભાગવતવિના ભૂતલપર બીજો કોઇ પણ ગ્રથ વિદ્યમાન નથી ઉત્તમ કથાના ઘણા ગ્રથો વિદ્યમાન છે, પણ મર્ત્ય મનુષ્યના અલ્પ જીવનચરિત્રના શ્રવણથી માત્ર ક્ષુદ્ર ક્ષણિક ફલ જ પ્રાપ્ત થાય છે. પુરુષોત્તમની વિવિધ પ્રકારની સુદર નિત્યલીલાના શ્રવણથી જ જીવને પરમ ફલ પ્રાપ્ત થાય છે

આ કલિકાલમા, દેશ, કાલ, મત્ર, તીર્થ, દ્રવ્ય વગેરે એટલા દોષગ્રસ્ત થઈ ગયા છે કે ક્ષુદ્ર જીવ તે દોષોનો નાશ કરવા સમર્થ નથી. યજ્ઞયાગ, જપતપ, જ્ઞાનવૈરાગ્ય, ઉપાસના વગેરે સર્વે સત્ત્વહીન થઈ ગયા છે, અને તદ્દ્વારા મોક્ષ સુલભ નથી. સસારથી કાંઇક વિરક્ત ચિત્તથી, પ્રેમભક્તિપૂર્ણ હૃદયથી, શ્રીમદ્ભાગવતનુ શ્રવણ કરવાથી દુનિયાના સકલ શાસ્ત્રોમા તેની શ્રેષ્ઠતા સ્ફુરે છે. કોઇ પણ ધર્મમા, કોઇ પણ શાસ્ત્રમા આટલા અપર પાર દેશકાલની, પ્રભુની આવી અગાધ લીલાનું વર્ણન નથી. સત્ય બનેલી કે મન કલ્પિત કોઇ પણ વાર્તા ભગવાનની આ ઉત્તમ અને સુદર કથાની સરખામણીમા અસત ક્ષુલ્લક લાગે છે. સર્વ ધર્મના, સર્વજ્ઞાનના, મૂર્ધન્ય વેદ પણ આપણને આટલો સતોષ, આવુ પરમ ફલ, આપી શકતા નથી. જ્ઞાનાવતાર વેદવ્યાસજીએ વેદના વિભાગ કર્યા, પુરાણો રચ્યા, મીમાસા કરી, પણ સતોષ ન જ થયો, અને જ્યારે સમાધિથી પ્રભુની સર્વ લીલાનો સાક્ષાત્કાર કર્યો, અને તેનુ સવિસ્તર વર્ણન શ્રીમદ્ભાગવતમા કર્યું, ત્યારે જ પોતાના અવતારની કૃતાર્થતા માની સતોષ પ્રાપ્ત કર્યો.

વિવિધ પ્રકારની સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના ભિન્ન ભિન્ન પ્રકારો, અનેક મન્વતરો, કલ્પો, વગેરેમા થયના ઉત્તમ રાજાપ્રજાના વર્ણનો, ધર્મસસ્થાપનાર્થે ભિન્નભિન્ન દેશકાલમા થયલા પ્રભુના અવતારો, અને ભવિષ્યમાં થનાર રાજાપ્રજા અને અવતારોનાં વર્ણન, ભિન્નભિન્ન પ્રકારના મોક્ષના સાધન—આ સર્વ બીજા કોઇ પણ ધર્મના, કોઇ પણ દેશના, કોઇ પણ કાલના શાસ્ત્રોમા છે ? અને આ સર્વ એક દિવ્ય પુરુષના—પુરુષોત્તમના—દિવ્ય

१. मत्त परतर नान्यत् किंचिदस्ति धनजय.

જન્મકર્મનુ જ વર્ણન છે, એ જન્મકર્મ સર્વ તેની માત્ર લીલા છે, તેનું રમણ છે, અને તે પુરુષ આપણા જીવાત્માની સાથે આપણા હૃદયમા જ સ્થિત છે, એમ જાણી તેના અગાધ માહાત્મ્યનુ ભાન થતા તેનામાં સુદૃઢ સર્વનોધિક સ્નેહ થાય એમા શું આશ્ચર્ય ! અને જો પ્રભુપર પ્રેમ થયો તો પછી શુ બાકી રહ્યું ?

માટે વાચવું તો શ્રીમદ્ભાગવત જ, શ્રવણ કરવી તો પ્રભુની લીલા જ. પણ તે વાચવા સમજવામા અર્થનો અનર્થ ન થાય એ આવશ્યક છે. ભિન્નભિન્ન મતમતાંતરોને લીધે શ્રીમદ્ભાગવતનો શુદ્ધ અર્થ કોઇ સમજી શક્યા નહિ, માટે એ દિવ્ય પુરુષ શ્રીકૃષ્ણે અગ્નિદેવને મનુષ્યદેહ ધારણ કરવા અને શ્રીમદ્ભાગવતનુ વિવેચન કરવાને આજ્ઞા કરી, અને તે અગ્નિદેવે તે આજ્ઞાનુસાર ભૂતલપર અવતરી વ્યાસરૂપ વિષ્ણુને પ્રિય શ્રીમદ્ભાગવતનો શુદ્ધ અર્થ પ્રકટ કર્યો [1]

આ શ્રીમદ્ભાગવતનો શુદ્ધ અર્થ તે જ શ્રીસુબોધિની. એ અર્થની સરલતા, ઉત્તમતા, સુંદરતા, અને રસિકતા શ્રવણ કરનારને તરત જ સ્ફુરે છે, અને બીજાઓએ કરેલા અર્થની અતથ્યતા સ્પષ્ટ માલમ પડે છે ખોટા અર્થથી પુરુષોત્તમની લીલાનું ભાન થતું નથી, એટલુ જ નહિ પણ વિપરીત ફલ થાય છે અસંત દિલગીરીની વાત છે કે અત્યારસુધી શ્રીમદ્ભાગવતના આ શુદ્ધ અર્થ-શ્રીસુબોધિનીજી-શુદ્ધ પ્રકટ કરવામા આવ્યા નથી. સંસ્કૃતમા જ શુદ્ધ છપાવવામા આવ્યાં નથી તો ભાષાંતર તો ક્યાંથી જ ? મને ગમે તેટલા દોષ તમે દો, પણ હુ પુછુ છુ કે આપણા ગુરુમહારાજોની પ્રથમ ફરજ આ નથી કે શ્રીસુબોધિની એકદમ છપાવવા અને તેનું યથાર્થ ભાષાંતર કરાવી વૈષ્ણવોને તે વાચવા સાભળવાની સુગમતા કરી આપવી? વૈષ્ણવો શ્રીસુબોધિનીને માટે તલસે છે, પ્રાણથી પણ પ્રિય ગણે છે, તે વૈષ્ણવોની આવી પવિત્ર જીજ્ઞાસા તૃપ્ત કરવી એ ગુરુમહારાજોની ફરજ નથી? શ્રીનાથદ્વારમાં સંપ્રદાયના ઉત્તમશાસ્ત્રીદ્વારા શ્રીસુબોધિનીજીની કથા નિયમસર થતી ન જોઇએ ? કાકરોલીમા પણ શું તેની અગત્ય નથી ? અરે ! મુંબઇ, સુરત કે અમદાવાદ જેવા મ્હોટા શહેરોમા એક પણ મંદિરમા શ્રીસુબોધિની વંચાય છે? શ્રીસુબોધિનીજી ઘણા બાલકોને ત્યા બિરાજે છે, ભાષાંતર કરનાર વિરલ શાસ્ત્રીઓ પણ છે, દ્રવ્યની પણ ખોટને બદલે તે તો પુષ્કળ મળે તેમ છે, તો પછી આલસ્ય વિના બીજુ શુ કારણ છે ?

શ્રીમદ્ભાગવતસુબોધિનીના પ્રથમ સ્કંધનુ ભાષાંતર ગોસ્વામી શ્રીનૃસિંહલાલજી તરફથી શાસ્ત્રી છગનલાલ અમરજીએ કરેલુ છે, તેની મદદથી શ્રીભાગવતના શ્લોકના શુદ્ધ અર્થ અને શ્રીસુબોધિનીને અનુસાર કાંઇક ટુંક વિવેચન કરવાનો આ સ્વલ્પપ્રયાસ છે. સામાન્ય વૈષ્ણવો શ્રીમદ્ભાગવતનો શુદ્ધ અર્થ સહેલથી સમજે, અને શ્રીસુબોધિનીજીમાથી પણ કાંઇ કાંઇ તેમના કર્ણપર પડે એ આ લેખકની ઇચ્છા છે વિદ્વાનો તો સંસ્કૃત શ્રીસુબોધિની વાચશે, પણ મારા જેવા અલ્પજ્ઞ છતા જીજ્ઞાસુ ભક્તિમાર્ગીય હૃદયને માટે જે કાંઇ મને જેવુ સમજાયુ તેવુ સહેલાઇથી સમજાવવા પ્રયત્ન અત્ર કર્યો છે.

---

१. अर्थं तस्य विवेक्तुं नहि विभुर्वैश्वानराद्वाक्पते -
रन्यस्तत्र विधाय मानुषतनुं मा व्यासवच्छ्रीपति ।
दत्त्वाज्ञां च कृपावलोकनपटुर्यस्मादतोऽहं मुदा
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोः प्रियम् ॥

श्रीसुबोधिनी.

ક્યા સંકર્ષણ, સનત્કુમાર, સાખ્યાયન, પરાશર, મૈત્રેય, વ્યાસ, અને શુકદેવજી વગેરેએ ગાયલું શ્રીપુરુષોત્તમની લીલારૂપ શ્રીમદ્દભાગવત ! ક્યા તેનુ યથાર્થ વિવેચન કરનાર સર્વ દેવોના આચાર્ય અગ્નિસ્વરૂપ શ્રીમદ્‌વલ્લભાચાર્ય ! અને ક્યા દુષ્ટસ્વભાવવાન્ સર્વદોષપૂર્ણ હું ક્ષુદ્ર જીવ ! તથાપિ જે કાઇ લખાયુ છે તેમાના સર્વ દોષ મારા શિરપર નાખી સુજ્ઞ જનો માત્ર સાર ગ્રહણ કરશે.

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञ स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यंति यत्सूरय
तेजोवारिमृदा यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥१॥

जन्माद्यस्य यतः=આ જગતના અથવા આદ્ય આકાશના જન્માદિ જેમાથી થાય છે તે.

अन्वयादितरतश्च=ઉપાદાન અને નિમિત્ત બને કારણથી. (માટીનો ઘડો કરવામા માટી ઉપાદાન કારણ અને કુભાર ચાક વગેરે નિમિત્ત કારણ કહેવાય, જગત્‌નું એવુ બને કારણ એક જ બ્રહ્મ છે. )

अर्थेष्वभिज्ञ =સર્વ જીવોના સર્વ પુરુષાર્થ એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સિદ્ધ કરવામા ચતુર.

स्वराट् = સ્વયપ્રકાશ, પોતાના આત્મામા જ રમણ કરનાર, વિષયમા નહિ

तेने ब्रह्म हृदा य आदिकवये=જેણે આદિ કવિ બ્રહ્માજીને અર્થે બ્રહ્મનો એટલે વેદનો વિસ્તાર અત:કરણપૂર્વક અથવા પુરાણસહિત કર્યો

मुह्यति यत्सूरय =જે વેદમા અથવા તેના અર્થમા વિદ્વાનો પણ મોહ પામે છે

तेजो. मृषा=તેજ, જલ અને મૃત્તિકા એ ત્રણેનો એક બીજામા અધ્યાસ જેમ મિથ્યા છે, જોનારની દૃષ્ટિદોષથી કલ્પિત છે, તેમ જ બ્રહ્મમા ત્રણ ગુણ સત્ત્વ, રજસ અને તમસના કાર્ય દેહ, ઇંદ્રિય, અંત:કરણ પણ મિથ્યા છે

धाम्ना स्वेन सदा निरस्तकुहकः=પોતાના સ્વરૂપની સ્ફૂર્તિથી સર્વદા દેહેદ્રિયાદિકમાં આત્મત્વાદિરૂપ કપટને દૂર કરનાર.

सत्य=ભૂત, ભવિષ્ય, વર્તમાન એવા ત્રણે કાલમા એક સરખુ સર્વલોકપ્રસિદ્ધ સત્ય.

परं=શ્રેષ્ઠ, સર્વવેદપ્રસિદ્ધ પુરુષોત્તમરૂપ.

धीमहि=ધ્યાન કરીએ છીએ

શબ્દાર્થ—જે પરમ સત્ય શ્રેષ્ઠ પુરુષોત્તમથી આ જગતના જન્મ વગેરે થાય છે, જે સત્ય આ જગતનાં ઉપાદાન અને નિમિત્ત બને કારણરૂપ છે, જે સત્ય સવ જીવોના સર્વ પુરુષાર્થ સિદ્ધ કરવામા ચતુર છે. જે સત્ય સ્વયપ્રકાશ છે અથવા પોતાના આત્મામા રમણ કરનાર છે, જે સત્યે ( પુરુષોત્તમે ) આદિ કવિ બ્રહ્માજીને માટે વિદ્વાનોને પણ મોહ પમાડે એવા વેદનો હૃદયપૂર્વક પુરાણોસહિત વિસ્તાર કર્યો તેજ જલ અને મૃત્તિકા એ ત્રણેનો એક બીજામા અધ્યાસ જેમ મિથ્યા અથવા જોનારના દૃષ્ટિદોષથી કલ્પિત છે, તેમ જે સત્યમા ત્રણ ગુણ સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના કાર્યો દેહ, ઇંદ્રિય અને અત:કરણ મિથ્યા, કલ્પિત, છે. જે સત્ય પોતાના સ્વરૂપની સ્ફૂર્તિથી સર્વદા દેહેદ્રિયાદિકમા આત્મભાવાદિરૂપ કપટને દૂર પરમ સત્ય શ્રેષ્ઠ પુરુષોત્તમનું અમે ધ્યાન કરીએ છીએ.

**વિવેચન**—જેમાં ગાયત્રીના આરંભથી ધર્મનું વર્ણન કર્યું હોય, અને જેમા વૃત્રાસુરના વધની કથા હોય તે ભાગવત કહેવાય. જેમ વેદનુ બીજ ગાયત્રી છે તેમ શ્રીમદ્‌ભાગવતનું બીજ પણ ગાયત્રી છે. ગાયત્રી બીજ, વેદ વૃક્ષ, અને શ્રીમદ્‌ભાગવત ફલ, માટે ફલવિના, શ્રીમદ્‌ભાગવતના યથાર્થ જ્ઞાન વિના, વેદરૂપ વૃક્ષ પણ વ્યર્થ છે.

આ[1] શ્લોક ગાયત્રીના અર્થરૂપ જ છે.

| ગાયત્રીના શબ્દો. | શ્લોકના શબ્દો. |
|---|---|
| तत्………… | ………सत्यं परं (ચોથી પંક્તિ) |
| सवितु | ………………जन्माद्यस्य यतोऽन्वयादितरतः (પહેલી) |
| वरेण्यं | ………तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा (ત્રીજી) |
| भर्गः | ………धाम्ना स्वेन सदा निरस्तकुहकं (ચોથી) |
| देवस्य | ………अर्थेष्वभिज्ञ ( પહેલી ) |
| धीमहि………… | …………धीमहि (ચોથા) |
| धियो यो नः प्रचोदयात् .. | ...तेने ब्रह्म………सूरयः (બીજી) |

**यतः**=જેથી, એ શબ્દ અવ્યય છે, તેથી બ્રહ્મ જગતનું સમવાયિકારણ છતા અવિકૃત છે એમ સૂચવે છે. જેમ કામધેનુ, કલ્પવૃક્ષ, ચિંતામણિ, મંત્ર વગેરેમાંથી વિકાર થયા વગર વિવિધ પદાર્થો ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મમાં વિકાર થયા વગર જગત્ ઉત્પન્ન થાય છે. જગતનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ બ્રહ્મ છે. પ્રથમ પંક્તિમાં રૂપાત્મક જગત્‌નું કારણ બ્રહ્મ છે એમ કહ્યુ, બીજી પંક્તિમા નામાત્મક જગત્‌નુ પણ કારણ બ્રહ્મ છે એમ કહ્યુ.

**मुह्यंति यत् सूरय.** યજ્ઞ લૌકિક છે, માત્ર ફલસબંધથી વૈદિક છે એમ કહેનાર મીમાંસકો મોહ પામેછે, બ્રહ્મ જીવોનો માત્ર આત્મા છે એમ કહેનાર શાંકર વેદાંતી મોહ પામે છે, સાંખ્યશાસ્ત્રી તથા યોગી વૈદિક નથી, પૌરાણિક છે, તે સત્ય માનનાર છે, તથાપિ તેના જ્ઞાનની સીમા કેવલ પુરુષપર્યંત જાય છે, પુરુષોત્તમપર્યંત જતી નથી, તેથી તેઓ પણ મોહ પામે છે, મોહનું કારણ એ જ કે તેમને ભગવાનની શરણાગતિ હોતી નથી, તેથી તેઓ નિર્ગુણ થઈ શકતા નથી ભગવાન્ અને ભગવદ્‌ભક્તજ નિર્ગુણ વેદાર્થને તત્ત્વત જાણે છે.

---

૧. ગાયત્રી મંત્ર—तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

પદાર્થ—तत्=તે, ભૂત, ભવિષ્ય, વર્તમાન, ત્રણે કાલમા સરખું પરમ સત્ય.

सवितु = प्रसवितु =પ્રસવ કરનારનું, જન્મ આપનારનું. (સર્વ જગતને જન્મ આપનારનું).

वरेण्य=વરણ કરવા યોગ્ય, સુંદર, પસંદ કરવા યોગ્ય

भर्गः=ભુંજી નાંખનાર, સર્વ અવિદ્યાનો નાશ કરનાર.

देवस्य=દેવતાનુ, સર્વજ્ઞનું

धीमहि=ધ્યાન ધરીએ છીએ.

धिय =બુદ્ધિ. य =જે न =અમારી प्रचोदयात=પ્રેરે.

**શબ્દાર્થ**=તે સવિતા દેવતાના વર્ગ્ય। અવિદ્યાનાશકનુ (સ્વરૂપનું) ધ્યાન ધરીએ છીએ, જે સવિતા અમારી બુદ્ધિને પ્રેરે

આ ઉપરથી માલમ પડશે કે ગાયત્રીમાના શબ્દોના અર્થના જ શબ્દો આ શ્લોકમાં છે.

**તેજોવારિમૃદાં**—આકાશના જલમા-તેજમા-જલબુદ્ધિ થાય છે, રાત્રિએ જલાશયમા જલમા પૃથ્વીની બુદ્ધિ થાય છે, મણિ વગેરે પૃથ્વીમાં તેજની બુદ્ધિ થાય છે, કાચ વગેરે પૃથ્વીમા જલની બુદ્ધિ થાય છે, કાલા વાદલામા આવેલા સફેત વાદલારૂપ જલમા ચંદ્રરૂપ તેજની બુદ્ધિ થાય છે, રાત્રિએ બાગીમા પડતા ચદ્રકિરણમા-તેજમા-વસ્રરૂપ પૃથ્વીની બુદ્ધિ થાય છે, અને સરખેસરખામા છીપાણીમાં રૂપાની બુદ્ધિ થાય છે એ સર્વે ભ્રમ જીવબુદ્ધિથી કલ્પિત છે, મિથ્યા છે તે સર્વે પદાર્થો ખરા છે, પણ તેમા એકમીજાની બુદ્ધિ થવી તે દષ્ટિદોષને લીધે છે, તેમ સર્વના આધારભૂત બ્રહ્મ સત્ય છે, પણ તેમા દેહેદ્રિયાદિક અને તેના ધર્મો જીવોને પોતાના અજ્ઞાનદોષને લીધે જણાય છે ભગવાનના અવતારોમાં દેહ, ઇંદ્રિય, અત કરણ તથા તેના ધર્મો, સત્વ, રજસ્‌ અને તમોગુણના કાર્યો, જીવ દૃષ્ટિથી કલ્પિત-મિથ્યા-છે. કેટલાક ભગવાનમા દેહેદ્રિયાદિક કલ્પાને તેનુ ચિદાનદપણુ કલ્પે છે, કેટલાક ચિદાનદમા દેહેદ્રિયાદિક કલ્પે છે, અથવા જડજીવવિશેષમા સામર્થ્ય કલ્પે છે, કેટલાક શરીરમા માયા અને માયાયુક્તનો અધ્યાસ કલ્પે છે, અથવા માયાવિશિષ્ટમા પોતાની ઇચ્છાવડે શરીરસંબધ કલ્પે છે, તે સર્વેની બુદ્ધિ ભ્રમિત છે **બ્રહ્મમાં શરીરેંદ્રિયસંબંધ નથી,** માટે ભગવાનમા જડજીવના ધર્મો કલ્પિત છે, માયા અને તેના કાર્યના સબધનો લેશ માત્ર પણ નથી.

**ધામ્ના સ્વેન**=સ્વસ્વરૂપથી જ અવિદ્યા નિવૃત્ત કરે છે, દેહેદ્રિયાદિકમા આત્મત્વની નિવૃત્તિ કરે છે, આ પ્રમેયબલ કહેવાય છે.

---

## હવે જાગશો ?

વૈષ્ણવો, હવે જાગશો ? કુભકર્ણ પણ ગાઢ નિદ્રામાથી ઉઠતો હતો, તમે ઉઠશો ? આખી દુનિયાના સર્વ ધર્મમાત્રમાં તમારો ધર્મ શ્રેષ્ઠ છે, તે શ્રેષ્ઠતા સમજવાનો પ્રયત્ન કરશો ? એ શ્રેષ્ઠતા તમારા ગ્રંથોમાથી તમને મલશે, તે ગ્રથો સાચવશો? તે ગ્રંથોનો ઉદ્ધાર કરશો ? તે ગ્રંથો પ્રકટ કરશો ? તે ગ્રથોના ભાષાતર કરાવશો ? તે વાંચશો ? તે વચાવશો ?

તમારી દોલતનો નાશ થઈ જાય છે, તે બચાવશો ? તમારા એકેક ગ્રથનુ એકેક પાનું તે હજારહજારની પ્રોમિસરિ નોટકરતાં વધારે કિમતી નથી ? શ્રીમહાપ્રભુજી ફરીથી પ્રકટ થઈ તમારે સારુ શ્રીસુબોધિનીજી લખશે ? ફરીથી શ્રીમહાપ્રભુજી તમારે સાર સુંદર રસરૂપગ્રથો લખશે?

પૂરણ પુરૂષ પ્રમાણ પથા વ્યાખ્યાતા વેદાત,
ગ્રથ સર્વે રસરૂપ કીધા પોતાને સિદ્ધાંત;
રસિક રસના રસિક વાણી જાણી નર નવખંડ,
ઊર્ધ્વ પથે સ્વયશ પ્રસર્યો વાધિયો બ્રહ્માડ.

આ સ્વમાર્ગીય ગ્રથોમાં લખેલુ તમે માનો છો? તમને સત્ય લાગે છે? પોતાનો સિદ્ધાન્ત સ્થાપન કરનાર રસરૂપ ગ્રથો કર્યા—એ તમારે માટે કર્યા, તે જીવની માફક સાચવવા, વાચવા, સિદ્ધાંત સમજવો, એ તમારી શ્રીમહાપ્રભુજીપ્રતિ પવિત્ર ફરજ છે એમ તમને કાંઇક લાગે છે ખરૂં ?

કેટલાક મદમતિ ભ્રમિતબુદ્ધિના મનુષ્યો ભોલા વૈષ્ણવોને ભીવરાવે છે કે આપણા માર્ગના ગ્રથો તો પ્રકટ જ થાય નહિ, એમાંનો રસ લોકો સમજશે નહિ અને નિંદા કરશે ભાઇઓ, મારા ભોલા ભાઇઓ, સુજ્ઞ વૈષ્ણવો, આ ભ્રમ છે, ખોટુ બહાનુ છે. જો એમ જ હોત તો આપણા વિદ્વાન આચાર્યો આ ગ્રથો લખત જ શુ કરવા? મૂર્ખ લોકો નિંદા કરે તે બીકથી બિચારા વચનામૃતસાંભલવાને ઉત્સુક વૈષ્ણવોને માટે ગ્રંથો મેલવવાની સરલતા ન કરી

આપની ? દયારામ, જયદેવ વગેરે વૈષ્ણવ કવિઓના ગૂઢમા ગૂઢ લીલાના વર્ણન કરનારાં કાવ્યો પ્રકટ થયા છે, તેના ગુજરાતીમા ભાષાતર પણ થયા છે, અને અધિકારી જન તે વાચી, ગુણગાન કરી, ઉત્તમોત્તમ રસિકતાનુ પાન પણ કરે છે. કદાપિ વિષયગ્રસ્ત દુર્જનો નિંદા કરે તેથી શુ ?

પણ 'નિંદા નિંદા' શુ કરો છો? આપણા ધર્મની નિંદા થવામા કાઇ બાકી રહી છે? તમારા ગ્રથના મંત્રને પણ ખોટાખરો છાપી, તેનો અનર્થ કરી, દુષ્ટ જનોએ કયા નિંદા કરી નથી ? એ દુષ્ટ જનોનું મ્હો બધ કરવાનો ઉપાય ગુપ્ત રાખવુ એ નથી, પણ સત્ય અર્થ પ્રકટ કરી અધિકારી સજ્જનોની સંમતિ મેલવવી તે છે એજ ખરો ઉપાય છે, અને એ વિના બીજો કાઇ પણ ઉપાય નથી.

માટે હવે જાગશો ? તમારા મદિરોમા તમારા ગ્રથોના કાના કાલા રોટલા થઈ ગયા છે, ઉધાઈઓએ કોરી ખાઈ બાકા પાડી ચિત્રામણ ચિતર્યાં છે. તમને શરમ નથી લાગતી? તમારી ત્રિજોરીમાની પ્રોમિસરિ નોટોની આ સ્થિતિ થવા દેશો કે ? પ્રોમિસરિ નોટની દોલત તમારી સાથે આવવાની નથી, પણ આ ઉત્તમ ગ્રથોમાનો ધર્મ જો તમે બરાબર સમજો તો તે ધર્મ તમને પ્રભુ પાસે લઈ જઈ રસદાન આપી શકે એવો સમર્થ છે. એનુ રક્ષણ કરો, આલસુ થઈ, અધ થઈ, એનો નાશ ન થવા દો.

સ્થિતિ બહુ બારિક છે, વખત વિકટછે. શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિની ઉપરાત શ્રીમદ્ભાગવતપર એક 'સૂક્ષ્મ ટીકા' લખી છે, એમ તેમના 'નિબધ'પરથી સ્પષ્ટ માલમ પડે છે એ ટીકા મેલવવા મે પ્રયત્ન કર્યો, પણ હજુ સુધી ન જ મલી. એ મેલવવાની મારી મતલબ એ જ છે કે મારા વિદ્વાન્ મિત્રોની સહાયતાથી તે વાચી સમજી તેનુ સરલ ભાષાંતર કરી છપાવી મારા વૈષ્ણવ બાધવોને માત્ર પડતર ભાવે તેનો લાભ આપવો બસોત્રણસો રુપીઆ છપાવવામા આપવા પણ હુ તૈયાર છુ. પણ તે અમરેલી, જુનાગઢ, જામનગર, કે શ્રીગોકુલ એવે સ્થલે હોવા છતા મલતી નથી. આ આપણુ વૈષ્ણવોનુ દુર્ભાગ્ય નહિ ? આ આપણા જ આલસ્યના, પ્રમાદના, માઠા ફલ છે

માટે ઉઠો, ઉઠો, નાના મોટા મડલો થઈ, ગ્રથો તથા તે છપાવવાને દ્રવ્ય એકઠા કરો. સસ્કૃત ગ્રથો, જ્યા મલે ત્યાથી, જેવા મલે તેવા, લઈ આવો. વિદ્વાનો પાસે તે શુદ્ધ કરાવો, છપાવો, ભાષાતર કરાવો. દ્રવ્યનો આનાથી સુદર સદુપયોગ બીજો તમે શો કરશો ?

જે મદિરોમા, જે આચાર્યો પાસે, જે વૈષ્ણવો પાસે, પ્રાચીન ગ્રથો હોય તેની સુવ્યવસ્થા કરો, સુવ્યવસ્થા કરાવો, શોધાવો, છપાવો, ભાષાતર કરો, અને ભાષાતર કરાવો.

મુબાઈમા વિદ્યાવિલાસી ગ[illegible]ાની ઉત્તમ લાયબ્રેરી છે, મહોટા સુજ્ઞ કહેવાતા મનુષ્યો તેના ટ્રસ્ટીઓ છે, તેઓ એક પછી એક ગ્રંથો છપાવવાની યોજના સરખી પણ કરી શકતા નથી એ અત્યત આશ્ચર્યકારક નથી? શ્રીનાથદ્વારના, કાંકરોલીના, અમદાવાદના મદિરોમા પણ પુસ્તકભડાર સારા છે એમ સાભળ્યુ છે તે દરેક તરફથી ગ્રંથો છપાવવાનું કામ સહેલથી થઈ શકે એમ છે, પણ કાઇ થતુ નથી, અને ગ્રંથો સડી જાય છે. આવી અધાધુધીથી આખમા આસુ આવે છે, વધારે લખવુ નિરર્થક છે

વૈષ્ણવો, જ્યાસુધી તમને તમારા પ્રાચીન ગ્રંથોની કિમત નથી, ત્યાસુધી તમે વૈષ્ણવ નથી પણ બહિર્મુખ છો, તમારા ધર્મમા, તમારા મદિરોમા જે ઘોટાલા ચાલે છે બહારના લોકો ખુલ્લેખુલ્લા નામો દઈદઇને આરોપો મુકતા શરમાતા નથી, એ સર્વ તમારા અજ્ઞાનના, તમારા આલસ્યના, તમારા ઢાકપિછોડાના, માઠા પરિણામ છે. પ્રભુ તમને સદ્બુદ્ધિ આપે

उत्तिष्ठत, जाग्रत, वरान्प्राप्य निबोधत.

---

## An Examination of S'amkara's Refutation of the Sâmkhya Theory.

### INTRODUCTION.

The Sâmkhya theory is believed to be the earliest attempt on record, to solve from reason, the mysterious problems regarding the origin of the universe etc The system existed in one form or another before the composition of the Brahma Sûtras The empiric Sâmkhyas had once been so powerful that they once claimed the Vedas and especially the jnânakânda, as maintaining their doctrine of Prakriti and threatened even the claim of the Aupanishadas. This accounts for the immense trouble taken by the author of the Vedânta Sûtras to refute the Sâmkhya tenets in the opening Adhyâyas of that immortal work. As a commentator of the Uttara Meemânsâ, S'amkara attempted to refute the Sâmkhyas, but his line of argument does not in all respects correspond to that of the Sûtrakâra, That commentator has been too much led astray by his own doctrine of Mâyâ, and has not been able to follow the Sûtrakâra in dislodging the Sâmkhyas from their firm but false position, and his refutation of the theory of the Sâmkhyas is itself full of inconsistencies We shall therefore, in the following pages, weigh his refutation of the Sâmkhya theory, and point out the chief points in favour of that system as compared with the doctrine of Mâyâ, and finally meet the Sâmkhyas on the lines of the Sûtrakâra

Kapila's system may claim, observes Garbe, more than any other product of the fertile native mind, the interest of those thinkers, whose view of the universe is founded on the results of modern physical science His synthetic system is based on reason. According to it, Prakriti and Purusha are two distinct principles and hence the theory is essentially dualistic Accepting three kinds of proof viz- Perception (drishtam), Inference (anumânam)—prior and posterior—and Valid Testimony (âpta vachanam), it traces by a correct philosophical method, the material universe, back to its first cause.

None of these proofs presents, to a human mind, an idea of an external Author of the Universe. Is'vara therefore is not admitted as knowable. It appeals to human observation that cause and effect imply each other, and ends by stating that they are identical. It proves the causation of formal existence from four different grounds.[1] The system shows that all formal existence (except Purushas) have been evolved out of inanimate Prakriti, the root-less root. The effects are caused,[2] transitory, mobile, multiform, dependent, attributive, conjunct, and subordinate, while Prakriti is uncaused, external, universal, self-existing, one, and supreme. The cause and effect both possess Gunas. Both are indiscriminating, objective, generic, irrational, and productive.[3] Evolution for the sake of Purusha is the nature of Prakriti, an equipoise[4] of three Gunas. Sattwa is the principle from which all good evolves, Tamas is the source of all ignorance, and Rajas, of activities. When the equilibrium is disturbed, Prakriti begins to evolve out of itself Mahat[5] etc. as under:—




A mere involuntary union of Prakriti and Purusha brings out the regular development of Prakriti into Mahat etc. without any extra instrumentality (nimittam). Purusha is only linked with Prakriti by means of a Linga S'arira, until final emancipation.

The psychology of the Sâmkhyas is really instructive. The five senses (jnânendriyani) simply observe and receive impressions, the five organs of action (karmendriyani) act according to their

1. Vide Sâmkhya Kaumudi 15, and Sâmkhya Pravachana Sûtras I. 130–132.
2. Vide S. P. S. I. 67. 3. Vide S. K. 11. 4. Vide S. P. S. I. 61–65
5. Vide S. K. 3 and 22.

ગુણ અને દોષનું સ્પષ્ટ નિરૂપણ કરે છે જ, અને તેથી જ ય કથન જેવાઓના ગુસ્સાનો ભય તેને હોતો નથી. સ્વર્ગસ્થ સાક્ષર મણિલાલ નભુભાઈ કેવા સ્પષ્ટવક્તા હતા ? મ. ઇચ્છારામના પુસ્તકોનું અવલોકન તેમણે કેવી રીતે કર્યું હતું ? શું મિ ત્રિવેદી એવો બચાવ કરવા તૈયાર છે કે પોતાની માફક મિ. ઇચ્છારામના દિવ્ય સ્વરૂપને તેઓ કલી શક્યા ન હતા, માટે મ. ઇચ્છારામના પુસ્તકોનું યથાર્થ અવલોકન કરતા હતા ? અમે ધારીએ છીએ કે મિ ત્રિવેદી 'રૂઢિહીન' કાર્યો કરવામાં મશગુલ થઈ ગયલા હોના જોઈએ, કેમકે તેમને અવલોકનની દિશાની પણ ખબર નથી. વલી મિ ત્રિવેદીને અમે પૂછીએ છીએ કે તમે જે ત્રણ કોલમો ચિતરી મારીને 'ખુલાસા' કર્યા છે, તે અવલોકનની જ શ્રેણીએ કર્યા છે ? અવલોકનમાં જે સભ્યતા અને ગાંભીર્ય દૃષ્ટિપથ થાય છે, તેમાંનો શનાશ પણ તમારા 'અમૂલ્ય' પુસ્તકમા અને ૩ કૉલમોના કોઇ પણ અક્ષરમા નજરે પડે છે ? પરંતુ નદીનું મિષ્ટ જલ ક્ષારોદધિના ઉદરમાં પ્રવેશીને જેમ અપેય થાય છે, તેમ 'અવલોકનસ્ય ગુણો મસર્गजा गुणदोषा भवन्ति એ ત્રિવેદિનિદિષ્ટ ન્યાયે દોષના રૂપમાં ફેરવાઈ ગયા હોય તો તે પ્રભુ જાણે.

વળી મિ ત્રિવેદી લખે છે કે "અમો સમજતા હતા કે તમે એક પૂર્ણ વૈષ્ણવી સ્થિતિ ભોગવો છો, પરંતુ એની અમારી અટકળ તમારા લેખે ખોટી પાડી છે વૈષ્ણવ તેમજ પુષ્ટિભક્તિસુધાના નેત્રા એવા મહાન નામથી ઓળખાતા છતાં તેમાંનું યત્કિંચિત્ પણ સ્વારસ્ય તમારામા ઉતરેલુ જણાઈ નથી એમ તમારોજ લેખ સાખી પુરે છે, એ શું આશ્ચર્યકારક નથી ? પુષ્ટિભક્તિસુધા એ એક સ્વમતાનુષ્ઠિત માસિક છે પરમ ભાગવત ધર્મને પ્રતિપાદન કરી ઉચ્ચ શ્રેણીએ તેનું વહન કરવાનો તેનો ઉદ્દેશ છે. ભાગવત ધર્મને વહન કરનાર વ્યક્તિ પરમ વૈષ્ણવ કહેવાય છે વૈષ્ણવ શબ્દ એ પરમ ભગવદીય છે. વૈષ્ણવનો આચારવિચાર એક સરખો હોઇ ઈશ્વરાભિમુખ હોય છે. તેથી અન્યની નિંદા અગર સ્તુતિનો અવકાશ તેવા પુરૂષમા હોતો ઘટતોજ નથી, પણ મહાત્માઓને વિષે પૂજ્યબુદ્ધિ, સમાનને વિષે મિત્રતા અને કનિષ્ઠને વિષે તેમનામાં દયા સ્વભાવિકજ રહેલી છે. કદી વૈષ્ણવ મધ્યમ પ્રકારનો હોય તો પણ બીજાને વિષેના દોષનો ત્યાગ કરી ગુણનેજ ગ્રહણ કરે છે એવા ગુણયુક્ત વૈષ્ણવ શ્રેષ્ઠ છે, અને તેજ 'ભક્તિસુધાના' નેતા વૈષ્ણવપદ લાયક હોય છે, બાકીના વૈષ્ણવપદને લજાવનારા હોય છે. જે ભક્તિસુધાનો આસ્વાદ લેવાની લવલેશ પણ યોગ્યતા કે શક્તિ તમારામા નથી. એમ તમારોજ લેખ સાબીત કરે છે"

મિ ત્રિવેદી તંત્રીના લેખ ઉપર 'જડજમેટ' આપે છે ! આ 'જડજમેન્ટ' એવી તો અગાધ-ઉંડી-બુદ્ધિમાંથી જન્મ્યું છે કે જેનો પત્તો જ ન લાગે ! પહેલા મિ.ત્રિવેદી તંત્રીને 'પૂર્ણ વૈષ્ણવી સ્થિતિ' ભોગવનાર સમજતા હતા, અને એમના પુસ્તકની ઉપર અભિપ્રાય આપ્યા પછી તે 'અટકળ' 'ખોટી' પડી ગઈ છે ! મિ ત્રિવેદીને અમે પૂછીએ છીએ કે તમારા પુસ્તકના અવલોકન પહેલાં તંત્રીને પૂર્ણ વૈષ્ણવી સ્થિતિમા રહેનાર તરીકે શાથી જાણ્યા ? અને પછીથી ચક્ર એકદમ કેમ ફરી ગયું ? આનો જવાબ 'ના. જડજ સાહેબ' આપવા તસ્દી લેશે ? 'વૈષ્ણવોના નેતા' એવી પદવી તંત્રીને પહેલવહેલી જ 'પ્રિય હિતેચ્છુ' (!) મિ ત્રિવેદીએ જ આપી છે, જે માટે તંત્રી મિ ત્રિવેદીનો જાહેરમા ઉપકાર નહિ માને તો ખચિત જ તેમની કૃતજ્ઞતામા ન્યૂનતા ગણવાને 'ત્રિવેદી' ઉપનામથી ઓળખાતા ચૂકશે નહિ. પુ.ભ.સુ ના નેતા તો તંત્રી છે, અને તેના નેતા હોવાનું માન વૈષ્ણવો આપે છે જ, જો કે તંત્રી તો પોતે તેના ખાસ નેતા તરીકે પોતાને માનતા જ નથી અને માનશે પણ નહિ, કારણકે તેમ માનવું એ આ સંપ્રદાયના સિદ્ધાંતથી ઉલટું છે

તંત્રી તો निमित्तमात्र भव सव्यसाचिन् એ ભગવદ્વાક્યાનુસાર પોતાને નિમિત્તમાત્ર માને છે. પુ.ભ.સુ. ના નેતાના નામથી જે ઓળખાય છે, તે પણ ભગવદિચ્છાથી જ, એટલે એ પદવીથી ઈર્ષ્યા ધરાવનારાઓનો વાગ્વિલાપ તો અકિંચિત્કર જ છે. મિ ત્રિવેદી ભગવાનથી પણ આગળ વધીને જણાવે છે કે તે પદવી ધરવામા તંત્રીની યોગ્યતા જ નથી. અમને બીતિ રહે છે કે રખેને મિ ત્રિવેદી વૈષ્ણવોમા પણ બળવો જગાડીને તંત્રીપાસેથી છન્દદત્ત પુ.ભ.સુ.નું નેતૃપદ પડાવી લેવાની કોશેશ કરે। આ પ્રસંગે એક નીચેનો હાસ્યજનક શ્લોક સ્મરણમા આવે છે

आघ्रातं परिचुम्बितं परिमुहुर्लीढं पुनश्चर्वितं
त्यक्तं वा भुवि नीरसेन मनसा तत्र व्यथां मा कृथाः ।
हे सद्रत्न तवैतदेव कुशलं यद्वानरेणादरा-
दन्तःसारविलोकनव्यसनिना चूर्णीकृतं नाश्मना ॥

'પુષ્ટિભક્તિસુધા એ એક સ્વમતાનુકિત માસિક છે' એ પંક્તિથી પ્રારંભીને વૈષ્ણવ ધર્મથી સો ગાઉ દૂર નાસનારા મિ ત્રિવેદી તંત્રીને ભાગવતધર્મનો અને વૈષ્ણવધર્મનો ઉપદેશ આપવા તૈયાર થયા છે એ ઘણુ જ આશ્ચર્યકારક છે સદ્ભાગ્યે એટલુ તો મિ.ત્રિવેદી કબુલ કરે છે કે પુ ભ સુ નો ઉદ્દેશ 'પરમભાગવત ધર્મને પ્રતિપાદન કરી ઉચ્ચ શ્રેણીએ તેનું વહન કરવાનો છે.' અમે મિ.ત્રિવેદીને પુછીએ છીએ કે 'ભાગવત ધર્મ' ઉપર પાણી ફેરવનાર કોઇ પણ અયોગ્ય પુસ્તક વિષે અમુક પ્રકારના દબાણને વશ થઈ સારો અભિપ્રાય આપવો એ ઉચ્ચ શ્રેણી કહેવાય કે ? સત્ય બોલવાથી "ઈશ્વરાભિમુખ" થવાય છે કે હાડહડતા અસત્યનું અવલંબન કરવાથી ? કોઇને સત્ય માર્ગનુ દર્શન કરાવવું એ નિન્દા કહેવાય કે ? अप्रियस्यापि तथ्यस्य श्रोता वक्ता च दुर्लभ એ ઉક્તિના કથનારને ખચિત મુખ સંતાડવાનો જ સમય હાલમા આવી પહોચેલો જણાય છે પુ ભ સુ.ના તંત્રી પણ 'મહાત્માઓને વિષે પુજ્યબુદ્ધિ' રાખે છે જ. હા, તે આજકાલના પ્રતારણાપ્રવીણ અને 'મહાત્મા'ઓના નામને કલંકિત કરનારા દંભીઓને તો સ્વપ્નેમા પણ માનતા નથી. 'સમાન વિષે મિત્રતા અને કનિષ્ટને વિષે તેમનામા દયા સ્વાભાવિક જ રહેલી છે' એ લૌકિક ન્યાયને સત્યપૂર્ણ લક્ષ્યબિંદુનો ભોગ આપીને પણ અનુસરવુ એવી તંત્રીની લૌકિકી અંધમાન્યતા નથી વૈષ્ણવશબ્દની વ્યાખ્યા મિ.ત્રિવેદીએ જેવી કરી છે, તેવી તુષ્યતુ દુર્જન ન્યાયે સ્વીકારતા પણ ત્રિવેદીની સ્વાર્થપરાયણતાને આધાર મળતો નથી. 'બીજાને વિષેના દોષનો ત્યાગ કરી ગુણનું જ ગ્રહણ કરે છે એવા ગુણયુક્ત વૈષ્ણવ એક છે,' એ વાત પણ મિ ત્રિવેદીને ટેકો આપતી નથી, કેમકે દોષોના ભંભાર નીચે દબાયલા એકાદ બે ગુણો ( સદ્ગુણો પણ નહિ ), પ્રકાશતા નથી, અનુવાદક એ કથનનો અસ્વીકાર કરી શકે તેમ નથી. તંત્રીએ તો અનુવાદકના પ્રતીયમાન ગુણનો આભાસ કરાવ્યો છે. (જુઓ પુ ભ સુ.ના ચાલુ વર્ષનું ૧૩૭મુ પત્ર.)

અનુવાદક અનુવદે છે કે—

"આર્ય પ્રશ્નો સંબંધમા પુસ્તકદાન સંબંધમાં અમોએ જણાવેલા ઉદ્ગારો તમો પુષ્ટિપથને ટકો પડતી બેહેલાને પોતે નહિ લાગ્યા તે એક રીતે વાસ્તવિક છે. કેમ કે મારા એ ઉદ્ગારો તો આર્ય પ્રશ્નોના વાક્યોનો અનુવાદ છે, પરંતુ તેનું જો કોઇ ગૌણ પ્રમાણ હોત તો તે તમને કહી યોગ્ય લાગત ?"

લેખકે ઉપરનો ભાવાર્થ ગ્રંથાવલોકનમાંથી તારવી કાઢયો છે, જે એમની અતિચંચલ ચિત્તવૃત્તિનો પરિચય કરાવે છે ગ્રંથાવલોકનમા કોઇપણ સ્થલે એમ નથી લખવામા આવ્યુ કે 'ડોલધાલુ વિદ્વાન્'ના કહેવાતા 'ઉદ્‌ગારો' તદ્દન અયોગ્ય છે. એટલુ તો ખરું કે તે ઉદ્‌ગારો ખાસ પોતાના જ હૃદયથી ઉત્પન્ન થયલા છે, અથવા તો ગમે તેવા અન્ય ઉદ્દેશથી તેને મૂલ સ્વરૂપમા એટલે રાજર્ષિ મનુના જ શબ્દોમા મુકીને પછીથી પોતાની પાતાલતલસ્પર્શિની અનુવાદશક્તિનો પરિચય કરાવ્યો હોત, તો કાઇક સંતોષપ્રદ થઈ શકત આર્ષ અને સ્માર્ત ગ્રંથોને અમે અપ્રમાણ નથી કહેતા એમ અમોએ તે જ અંકના (જેનું પણ ઉત્તર આપવાનું સાહસ કરવામાં આવ્યુ છે) ૧૪૩મે પાને જણાવેલુ છે, તો પણ તેવો ભાવાર્થ ઉપજાવવો અને 'દિલગીરી' દેખાડવા નીકળી પડવું એ खल सर्षपमात्राणि એ ન્યાયનું ઉદાહરણ પૂરુ પાડે છે.

"પણ અમો જણાવીશુ કે તમારાથી છેતરાયલા જે અમો આજ પર્યંત તમને અનુસરી તમો જેમ આર્ષ પ્રમાણોથી જ પુષ્ટિ શબ્દ સિદ્ધ કરો છો તેથી દોરાયા હતા. જેમ તમોએ પુષ્ટિ શબ્દનો અર્થ પોષણ તદનુગ્રહ એ વાક્યથી સિદ્ધ કર્યો છે તે કોઇ વેદ ઉપનિષદ બ્રાહ્મણ ભાગ કે કોઇ બીજી શ્રુતિઓમા છે? શ્રુતિમા તો તે દૃષ્ટિગોચર થતો નથી. ત્યારે તે પણ કોઇ ખુણે ખોચરેથી શોધી કાઢેલા મન્વાદિ આર્ષ ગ્રંથ શું તમોએ અપ્રમાણમા ગણેલા છે? જો તેમજ હોય તો હવે અમારે ઘણી દિલગીરી દેખાડવી પડશે.

મિ.ત્રિવેદી ઉપરની પંક્તિઓ લખીને પોતાના યથાર્થ સ્વરૂપનો પરિચય કરાવી દે છે. તંત્રીએ તેમના મહાભારત (?) ગ્રંથનું અવલોકન જ્યા સુધી કર્યું ન હતુ ત્યાં સુધી 'છેતરાયલા' થઈને તંત્રીને 'અનુસરીને' 'દોરાયા' હતા, પરંતુ અવલોકન પ્રકટ થયા પછી તુરત જ આ 'મનોરાજ્યના માલિક'ના નેત્રો ઉઘડી ગયા છે. પુષ્ટિ શબ્દનો અર્થ 'ભગવાનનો અનુગ્રહ' થાય છે, એ અર્થ શ્રીમદ્‌ભાગવતમાંથી ઉપલબ્ધ થાય છે. વેદમા થતા સશયોનુ નિરાકરણ ગીતા, બ્રહ્મસૂત્ર, અને ઉપબૃંહણાત્મક પુરાણોમા શ્રેષ્ઠ શ્રીમદ્‌ભાગવતથી થાય છે વેદમા 'પુષ્ટિ' શબ્દ ઘણે ઠેકાણે આવે છે, તે બધાનો અર્થ શુ ખાઈ પીને પુષ્ટ બનવુ એવો થાય છે? 'પુષ્ટિ'નો અર્થ ભગવાનનો અનુગ્રહ એવો જ થાય છે. વેદમા થતા સશયોનું નિરાકરણ શ્રીમદ્‌ભાગવતથી થાય છે. વેદમાં પણ પુષ્ટિશબ્દનો અનુગ્રહ અર્થ કરવામાં આવ્યો છે, એમ મર્હુમ પંડિત ગટ્ટુલાલજીએ પોતાના 'સત્સિદ્ધાંતમાર્તણ્ડમા' સિદ્ધ કર્યું છે. પરિસ્થિતિ એવી છતાં મિ.ત્રિવેદી 'વેદ, ઉપનિષદ્ કે બ્રાહ્મણભાગ'મા પણ તેવો અર્થ દૃષ્ટિગોચર કરીને પોતાના 'ચર્મચક્ષુને કૃતાર્થ કરી શકયા નથી' એ અતીવ આશ્ચર્યકારક છે. જો મિ. ત્રિવેદીને હજુ પણ 'ચર્મચક્ષુને કૃતાર્થ' કરવાં હોય તો આ સંપ્રદાયના ગ્રંથોનો અભ્યાસ કોઇ એતન્માર્ગીય સુજ્ઞ વિબુધના સાહાય્યથી કરવાની અમે સૂચના કરીએ છીએ. આટલે શ્રમ લેતા પણ જો તેમને ન જણાય તો મિ.ત્રિવેદીના જ શબ્દોમાં અમે કહીશુ કે 'સાહેબ! સૂર્યનો પ્રકાશ સર્વત્ર છે છતા ઘુવડને ન દેખાય તેમા સૂર્યનો શો વાંક?"

ત્રિવેદી લખે છે કે—

"મનુષ્ય જીવનનું પરમ રહસ્ય" "અમનેજ મુબારક હો" એમ જણાવો છો. જો એમજ હોત તો પ્રથમથીજ અમને મુબારક થઇ ચૂકેલુજ હતે પણ ગાયત્રી જેવા ગહન વિષયથી અજ્ઞાન મનુષ્યોના પરમ શ્રેયને ખાતર બ્રહ્મજીવનું ઐક્ય કરવાના સાધનરૂપ ગાયત્રીનું પરમ રહસ્ય પ્રકાશિત કર્યું છે. પરંતુ તે દિલગીરી માત્ર એટલીજ છે કે તમારા જેવા ધર્મચુસ્ત કહેવડાવતા શેખચલ્લી વિદ્વાનની સમજ બહાર હતું!

કારણ કે બ્રહ્મવાદ પ્રમાણે બ્રહ્મ, સર્વત્ર સર્વરૂપે થઇ રહે છે. અને દૃશ્યમાન કાષ્ટપાષાણાદિ જડ વસ્તુઓમાં પણ જો બ્રહ્મ ક્રીડા કરી રહે છે તો બિચારા જીવોનો શો અપરાધ કે તેમને બ્રહ્મે અળગા રાખ્યા ?"

મનુષ્યજીવનનું પરમ રહસ્ય તે જીવબ્રહ્મનુ ઐક્ય એમ મિ.ત્રિવેદી જણાવે છે. પણ તે ઐક્ય કેવા પ્રકારનું ? શંકર જેવુ ઐક્ય માને છે તેવુ કે શ્રુતિ કહે છે તેવુ ? શંકરે જેવુ નિર્ગુણ નિરાકાર અગડબંબ બ્રહ્મ સાથે માયિક જીવનું માયામય ઐક્ય માન્યુ છે તેવું ઐક્ય માનવા જો ત્રિવેદી તૈયાર થયા હોય તો તેમને જ તે 'મુબારક હો ' એમ અમારા મનનો ભાવાર્થ હતો, પણ જવાબ આપવાની ધૂનમા જગત્ના ગુરુ કહેવાતા પોતાના પૂજ્યપાદના મતની ઉપર પણ પાણી ફેરવવાનો પ્રયાસ 'દૃષ્ટિગોચર' થાય છે ! માયાવાદરૂપ તિમિરથી આવૃત હૃદયમા બ્રહ્મવાદનો પ્રકાશ શ્મશાનવૈરાગ્યવત્ ક્ષણવાર પણ પડે તો તે લાભદાયક ગણાશે ખરો ? કવિવર ભક્ત શ્રીશ્રીદયારામભાઈ સંપ્રદાયસાર ગ્રથમા નીચે પ્રમાણે લખે છેઃ—

शुद्ध कहन को हेतु यह, सोंचो चित्त विचारि,
मिथ्यारूप मलिनता, शङ्कर शठ उचारि
निराकार शङ्कर कहे, ब्रह्मरूप कहे आप,
अंशि ब्रह्म जिय अंश हे, समता यों हि अलाप.

ઉપરના કવિવરના વૈદિક સિદ્ધાત પ્રમાણે જ જો 'મનુષ્યજીવનનુ પરમરહસ્ય' રેલાયુ છે એમ ત્રિવેદી કહેશે તો અમે તેમને બ્રહ્મવાદનો સ્વીકાર કરવા માટે ધન્યવાદ આપ્યા વિના રહીશુ નહિ.

વળી લખે છે કે "પણ અમો ભુલીએ છીએ, ગોલોકમા ગોપી થઈ વિલાસ કરવામાજ પરમ રહસ્ય માનનારને જીવબ્રહ્મના ઐક્યરૂપ રહસ્ય ક્યાથી સમજાય ? વળી રહસ્યમા "સકળ શાસ્ત્ર અને ગાયત્રીદેવી-ને સંડોવવાને સાહસ કર્યું તે અક્ષમ્ય છે" એમ તમે કહો છો તો અમો તમને પુછીએ છીએ કે અક્ષમ્ય તે આપનાથી કે વળી કોઇ ઈતર વ્યક્તિથી?"

ગોલોક શુ અને ગોપિકા શુ એ સમજવાની યોગ્યતા સ્માર્ત માયાવાદીઓની નથી, તે વાત તો માત્ર ભક્તો જ જાણે છે. ભક્તો મિ ત્રિવેદીના મોક્ષને તરછોડે છે, અને તેથી પણ ઉત્તમોત્તમ ફલ જે ગોલોકવાસ, તેને જ માગે છે કવિ નરસિંહમહેતાના કાવ્યોના અભ્યાસીઓ પણ આ રહસ્યથી વાકેફ હશે જ મિ ત્રિવેદીને એ બાબત પણ જાણવાની ઇચ્છા થતી હોય તો સમીપવર્તી પોતાના પુસ્તક ઉપર સારો અભિપ્રાય આપનાર ગોંડલના દિવાન રા પટવારી પાસે જવુ, નહિ તો એકવાર समित्पाणि श्रोत्रिय એ ન્યાયે દીનતાપૂર્વક આ માસિકના કાર્યાલયમાં આવવુ. પ્રશ્ન કરવામા આવ્યો હતો કે તેવુ અદ્ભુત રહસ્ય ગાયત્રીના કયા અક્ષરમાથી નિકળ્યુ ? તેના ઉત્તરના અખાડા કરીને મિ ત્રિવેદી પુ ભ સુ ઉપર નિંદા કરવાનો આરોપ મુકવા તૈયાર થયા છે

વળી લખે છે કે—"વળી જે લીલાલોચકે આષાઢ માસના અંકમાં અને શ્રાવણના અંકમા લીલાવૈચિત્ર્ય નામના મથાળાવાળા લેખદ્વારા પુષ્ટિપથના તિલકાયિત ગુરુને, શ્રીભારતપ્રિય દેવકીનંદનાચાર્યને કરવીર પીઠના શંકરાચાર્યને વિષે જે મિથ્યા પ્રલાપો કર્યા છે તે શું ક્ષમ્ય છે? વળી ભારતમાર્તંડ વે. શા ગટુલા લજી મહારાજ દુરાગ્રહી હતા, અને એમણે પોતાના સંપ્રદાયને હાનિ પહોચાડી છે એમ જણાવી તેઓશ્રીને

અસત્યાવલંબન કરાવનાર ગણ્યા છે, એ શું ક્ષમ્ય છે ? શ્રીદામોદરલાલજીનાં ભાષણો ઉપર દારૂણ પ્રહાર, કરવીરપીઠના શંકરાચાર્ય ઉપર આરૂઢ અને શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્ય શ્રી માધવ તીર્થ પ્રતિ મિથ્યા પ્રલાપ એ શું ક્ષમ્ય છે ? વળી શ્રાવણના અંકમાં પણ એઓ પૂછે છે કે "અમોએ પુષ્ટિમાર્ગથી વિરૂદ્ધ ક્યાં લખ્યું ? આચાર્યોની નિંદા ક્યાં કરી ?" અહો ! આશ્ચર્યની વાત છે કે પાછળ શું લખાયલું છે અને આગળ શું લખાય છે તેનું પણ તંત્રીને લેશ માત્ર પણ ભાન નથી ! ! જે પુષ્ટિભક્તિસુધા માસિક વૈષ્ણવોના સંહાયરૂપે કલ્યાણમય હેતુવાળું હોવું જોઇએ તેની અંદર જ્યારે સ્વમતાનુદૂષણ અન્યમાર્ગી ધર્મો, વ્યક્તિઓ, અને સંપ્રદાયના ગુરૂ પ્રતિ પણ દોષ આરોપણ અને સ્વચ્છંદ નિસ્પૃહતા જણાવી શ્રીમદ્વલ્લભાચાર્યજીના વચનામૃત ઉપર હડતાળ મારવાના ઉદ્દેશે શ્રીટીકાયતને બોધ કરે (આષાઢ) એ શું ધર્માવલંબીઓથી સહન થઈ શકે તેવુ છે ? પણ સ્વમતાંધતાથી પોતાના દોષ સમજવામા ન આવે એમા કાંઈ નવાઇ નથીજ તેથીજ તે આગળ (પાને ૧૪૨) કહે છે કે " खलः सर्षप मात्राणि परच्छिद्राणि पश्यति " એજ ન્યાય તમોનેજ પ્રાપ્ત થાય છે. કેમકે તમો તરફથી પ્રકટ થતા માસિકનો કોઈ પણ એવો લેખ નથી જોવામાં આવ્યો કે જેની અંદર કલ્યાણમય હેતુ રહેલો હોય દરેકમા અનેક પ્રકારે દોષાનુરોપણ, છિદ્રાનુ શોધન અને તેના ઉપર પાછી કૃતઘ્નતા બતાવવી એ તમો પુષ્ટિ પંથના કહેવાતા નેતાનુંજ કામ જણાય છે."

એક 'બૅરિસ્ટર' ની માફક કોની કોની નિંદા આ માસિકે કરી તેનું લાણુલચ લિસ્ટ આપ્યુ છે. દ્વેષભાવે ભગવાન ભજે તો પણ મોક્ષ થાય એ ન્યાયે પુ.ભ.સુ. ના વાચન માટે અમે લેખકના આભારી (?) છીએ. આ માસિકમા મહારાજશ્રીઓ માટે અને શંકરાનુગામીઓ માટે જે સમીક્ષા આવે છે, તેનો શો ઉદ્દેશ છે, તે વિષે અમે ગત અંકમા જણાવી ગયા છીએ અત્ર પિષ્ટપેષણની જરૂર નથી, તથાપિ જણાવીએ છીએ કે અમે જે કાંઇ લખ્યું છે, તેનું વાસ્તવિક ખંડન હજુ સુધી કોઇ પણ મનુષ્ય તરફથી કરવામા આવ્યું નથી તે જ અમારા લેખની સત્યપૂર્ણતાનો પુરાવો છે. મિ ત્રિવેદી અને તેમના જેવા બીજા જેઓ લખે છે અથવા તો કહે છે કે તમે મહારાજોની અને બીજા ધર્મોની નિંદાઓ કરો છો, પરંતુ જ્યારે અમે તે લોકોને કહીએ છીએ કે "અમે મહારાજશ્રીઓની તમારા શબ્દોમા કહીએ તો 'નિંદા' કરી, પણ તેમા અસત્યનો ભાગ કેટલો છે એ બતાવી આપવાની તસ્દી લેશો ?" ત્યારે તે લોકોને એમ કહ્યા વિના ચાલતું નથી કે 'તમે અસત્ય તો નથી જ કહેતા' પરંતુ તેઓ કહે છે કે "આજના લોકો મોં ટચનું સોનું નથી ચહાતા, લોકોને વિશુદ્ધ સત્ય નથી ગમતુ, માટે તેવી તદ્દન સત્યને જ વળગી રહેનારી બાબતો બહાર પાડવી યોગ્ય નથી," જ્યારે અમે એમ માનીએ છીએ કે સત્ય વૃત્તાંત પછી તેનો લોકમા ગમે તેવો ઉલટો અર્થ થાઓ, પરંતુ તે પ્રકટ કરવામા કશી અડચણ નથી જ. આવા ઉદ્દેશથી જ પુ.ભ.સુ. ચાલે છે અને હિંમતથી કહીએ છીએ કે સત્ય માર્ગનું સંપૂર્ણ અવલંબન કરનાર જો કોઇ પણ માસિક હોય તો તે પુષ્ટિભક્તિસુધા જ છે તિલકાયિતશ્રી અમારા પૂજ્ય છે, પરંતુ તેઓ અમુક વ્યક્તિના દબાણથી અને સમયભયથી સ્વધર્મવિરુદ્ધ ઉપદેશ કરે તો અમારે તેમને 'ઉપદેશ'રૂપે નહિ, પણ વિનતિરૂપે કહેવુ જ જોઇએ તિલકાયિતશ્રીના ચિ. લાલબાવાશ્રીએ એવું કહ્યું હતુ કે "શિવજી આપણા આચાર્ય છે, શિવજી કહે તે કરવુ અને કરે તે ન કરવુ. શિવજી તુલસીમાલા અને ઊર્ધ્વપુણ્ડ્ર ધારણ કરવાનુ પુરાણોમા કહે છે, માટે તેને અનુસરવુ, પરંતુ પોતે ભસ્મરુદ્રાક્ષ ધરે છે તે ન ધરવાં." આ ભાષણ પ્રસિદ્ધ થઈ ગયા પછી તેના ઉપર કોઇ સ્માર્તે 'મુંબાઇ સમાચાર'મા એક ચર્ચાપત્ર લખ્યુ હતું, જેમાં શિવજીએ ભસ્મરુદ્રાક્ષ ધારણ કરવાનો ઉપદેશ કર્યો છે, એમ કેટલાક

વાક્યોના આધારે સિદ્ધ કરવાને પ્રયત્ન કરવામા આવ્યો હતો, જેનું ઉત્તર મહારાજશ્રી, કે લાલબાવાશ્રી, અથવા સંપ્રદાયથી તદ્દન વિરુદ્ધ ભાષણ કરાવનાર તેમના આશ્રિત ભટ્ટ કે 'શુદ્ધાદ્વૈતભૂષણ'નો ખિતાબ મેળવનારાઓએ પણ આપ્યું ન હતું. આવી લીલાનો વિસ્તાર થયા પછી સત્યના પ્રકાશની ખાસ આવશ્યકતા હોવાથી અમારે તે વિષયમા કાંઇ પણ લખવાની ફરજ પડી હતી અમે કહીએ છીએ કે 'અમારા લેખો અસત્ય છે અને અપ્રમાણ છે' એમ શાસ્ત્ર અને યુક્તિઓના આધારથી સિદ્ધ કરવા જ્યા સુધી કોઇ તરફથી પ્રયાસ નથી થયો ત્યા સુધી અમે નિશ્ચિત છીએ, અને મિ ત્રિવેદી જેવાઓના મિથ્યા વાગ્વિલાસથી બિલકુલ અંજાઈશું નહિ. ભા. મા. વે ભ. પંડિત ગટ્ટુલાલજીએ સંપ્રદાયને અમુક અંશમા જેમ હાનિ પહોંચાડી છે, તેમ સંપ્રદાયને તેમનાથી લાભ પણ થયો છે, એમ અમે માનીએ છીએ. શ્રીદેવકીનંદનાચાર્યજી 'ભારતપ્રિય' હતા, પણ તેઓ જે કુલમાં પ્રકટ થયા અને જે ધર્મનો આશ્રય કરીને 'ભારતપ્રિય' પદવી મેલવવા ભાગ્યશાલી બન્યા તે ધર્મનું શ્રેયસ્ તેઓશ્રીએ કેટલું કર્યું, તેનો વિચાર શું ન જ કરવો ? તેઓશ્રી લોકપ્રિયતાના પ્રવાહમા તણાઇને સ્વધર્મતરફ દૃષ્ટિ સુદ્ધા કરે નહિ, તે શું 'ક્ષમ્ય'છે ? તેઓશ્રીના હાથે સંપ્રદાયનું જે શ્રેયસ્ થવું જોઇએ, તે ન થાય તો તે માટે શું મૌન જ રાખીને બેસી રહેવું ? કરવીરપીઠના આચાર્ય ઉપર જેવા પ્રહાર શાકર ગણાતા 'ગુજરાતી'મા શાકર મનાતા ત્રિવેદીએ કર્યા છે, તેવા તો અમે કર્યા નથી જ, પરંતુ તેઓએ પોતાનો ધર્મ 'લોકપ્રિયતા'ની વેદી ઉપર હોમ્યો તે અને તેઓની સાથે જ આ સંપ્રદાયની વ્યક્તિઓએ પોતાના ધર્મને તિલાંજલિ આપી, તેથી કાંઇ પણ તેની નોંધ લેવી જરૂરની છે, એમ ધારીને તે વિષયમા સત્યમાર્ગનું જ નિદર્શન કરાવ્યું છે, શં માધવતીર્થે, વડોદરાની વરિષ્ઠ કોર્ટના જડજના શબ્દોમાં કહીએ તો outrageous–કલુષિત–લાજ વગરની–ટીકાઓ કરે તો તેને મિ.ત્રિવેદી 'પુષ્પવૃષ્ટિ' માને છે અને અમારા યથાર્થ કથનને 'મિથ્યા પ્રલાપ' કહે છે! એમની ન્યાયબુદ્ધિને ધન્ય છે! શં.માધવતીર્થે સીધી તેમ જ આડકતરી રીતે આ સંપ્રદાય ઉપર જેવી ભાષામા હુમલાઓ કર્યા છે, તેથી શતાંશે પણ અસભ્યતાનું સામ્ય નહિ મેળવનારી ભાષામા જ પુષ્ટિમાર્ગીયોએ લખ્યું છે, એ દુનીઆની જાણબહાર નથી અમારા સર્વ લેખોમા 'દોષાનુરોપણ, છિદ્રાનુશોધન અને તેની ઉપર પાછી કૃતઘ્નતા' ત્રિવેદી જુએ છે, પણ તે બતાવી આપવાની 'બહાદુરી' વાપરી નથી. અમે તેમને ચેલેન્જ કરીએ છીએ કે તમે આક્ષેપ કર્યા પહેલા સત્ય અને ન્યાયપૂર્ણ, પ્રમાણ–પુરઃસર લેખ લખીને અમારું લખેલું 'કલ્યાણમય હેતુવાળું' નથી એમ સાબિત કરી આપશો તો જ તમારા શાબ્દિક આક્ષેપો કાંઇક અંશે સ્થિર થશે, નહિ તો જરૂર હવામા જ ઉડી જશે મિ ત્રિવેદી લખે છે કે 'શ્રીમદ્વલ્લભાચાર્યના વચનામૃત ઉપર હડતાલ મારવાના ઉદ્દેશે' વગેરે અત્રે 'શ્રીમદ્ વલ્લભાચાર્યના' ઘણા નહિ તો એક પણ 'વચનામૃત' 'સ્વમતાંધતાથી' મિ.ત્રિવેદીએ ટાંકી બતાવ્યું હોત તો ઠીક થઈ પડત.

વળી મિ. ત્રિવેદી લખે છે કે—

સદ્ગત સાક્ષર ઇચ્છારામ સૂર્યરામ વિષે છબી અને મૂર્ખતા (૧૫૦ પાને) તમો વગર કોણ સુચવે ? અને તેમના ગુણી પુત્રો પ્રતિ પિતાની થયેલી કહેવાતી ભૂલનો સ્વિકાર કરાવવા અને ક્ષમા માંગી પશ્ચાત્તાપ કરાવવા માત્ર એ તમારા જેવા બાહોશનીજ બહાદુરી ? પણ તમો જાણો છો કે "જગતના ગુરુ થઇ બેઠેલાના મત પ્રમાણે તે રહસ્ય રહેલુ છે એમ લખત તો ઠીક પડત" પણ તમો તત્ત્વને ખબર નથી કે

કોઇ પણ પદવી ધારણ કરવી એ પોતાના હાથમાં નથી અને મહાન જગદ્ગુરુ (આચાર્ય)ની પદવી આખા જગતની માન્યતા કબુલ હોયા વગર ધારણ થઇ શકતી નથી. આ કાંઈ વંશપરંપરાની પદવી નથી પણ મહત્કાર્યના સંજોગોએ પુરી પ્રજાકાતિદ્વારા, દુરાચાર, નાસ્તિકતા, અને પાખંડ ધર્મના વિધ્વંસ કરવાની પરાયણતાજ એવી મહાન પદવી ભોગવે છે

ખરી વાત, કોઇ ન સૂચવે. જેઓ માખણદાસ થ ને પ્રસિદ્ધ થવાની લાલસા રાખે છે, તેઓ ક્યાથી સૂચવે? મિ છગ્ગનછારામને શુદ્ધ વૈષ્ણવોને છલવાલા અને મૂર્ખ કહેવાનો હક્ક છે, પણ વૈષ્ણવો જો એમને છલી અને મૂર્ખ કહેવા તત્પર થાય તે તેમના (વૈશ્યના) બ્રાહ્મણ ચેલા છછણી ઉઠે, એ પણ કલિનું કૌતૂહલ જ કહેવાય! શંકરે બહારથી નાસ્તિકોનુ ખંડન કરવાનો પ્રયાસ કર્યો છે, પરતુ 'त्वं च रुद्र महाबाहो मोहशास्त्राणि कारय' એ ભગવદાજ્ઞાનુસાર માયાવાદ ઉપજાવીને નાસ્તિકતામા ઓર વધારો જ કર્યો છે, તેથી કેટલાક તેમને જગત્ના કે તેથી પણ પેલેપારના ગુરુ બનાવે તેમાં કંઇ આશ્ચર્ય થી જ.

વળી વદે છે કે "એ તમોને સારી રીતે યાદ છે કે જ્યારે પુષ્ટિપથમાં અનર્થરૂપ અતિ દુરાચાર રાજ-દરબાર સુધી પહોચ્યો છતા પુષ્ટિપથ સુધરતો જણાયો નહિ ત્યારે શ્રદ્ધાળુ વૈષ્ણવ પ્રજાના કલ્યાણ સાર શ્રીમાન જગદ્ગુરુ માધવતીર્થે પોતાનું મૌન ત્યજી દરેક વૈષ્ણવને જાગ્રતિમા લાવવા ધર્મની ધરજ દયે દિશા-ઓમા ફરકાવી ધર્મનું ખરૂ રહસ્ય બહાર પાડી જે કાંઇ પુષ્ટિપથને લાભ આપ્યો છે, તે શ્રીમાધવતીર્થ જગદ્ગુરૂનેજ આભારી છે છતાં તેઓશ્રીનો આભાર નહિ માનતાં મિથ્યા પ્રલાપ કરવો એ દુર્જનનુ જ કામ છે."

'આર્યસમાજ' સ્માર્તનામધારી માયાવાદીઓનું ખડન કરે છે માટે તેમનો જાહેરમા ઉપકાર માનવાનો આડમ્બર પણ મિ.ત્રિવેદીના જગત્ના ગુરુએ કે મિ.ત્રિવેદી જેવા બીજાઓએ કરેલો અમારી ધ્યાનમાં નથી, તેમ હો , તો અમે શં.માધવતીર્થનો અને તેના ધર્મનો 'દાંડો' પકડીને ચાલનારા ત્રિવેદી જેવાનો ઉપકાર માનવાનો.વિચાર કરવાને તત્પર થાત. 'પુષ્ટિપથમા અનર્થરૂપ અતિદુરાચાર રાજદરબાર સુધી પહોચ્યો તે જોઇને શ. માધવ-તીર્થે વૈષ્ણવોનું કલ્યાણ કરવા વૈષ્ણવોને જાગૃત કર્યા એવો ભાવાર્થ અત્યાર સુધીની શં. માધવતીર્થની લીલામાથી મિ ત્રિવેદી તારવે છે. શ.માધવતીર્થના હૃદયમા તેવી લાગણી છે કે નહિ, અરે તેનો સંભવ પણ હોઈ શકે કે નહિ, એનો વિચાર અમે તટસ્થ વિવેચકોને સોપીએ છીએ તેની સાથે જ મિ ત્રિવેદીને પ્રશ્ન કરીએ છીએ, કે જેવો ભાવાર્થ તમારા કહેવાતા જગદ્ગુરુ'ની લીલામાથી તારવી કાઢવાનું સાહસ તમે કર્યું છે, તેનુ જ સાહસ અમારા લેખ માટે કેમ ન કર્યુ? તેવો ભાવાર્થ શુ અમારા લેખમાથી નથી નિકલતો? 'જગદ્ગુરુ'ને માટે જુદો ન્યાય અને બીજા માટે જુદો ન્યાય? શ.માધવતીર્થ 'શ્રદ્ધાળુ વૈષ્ણવ પ્રજાના કલ્યાણ સારૂ વૈષ્ણવોની શ્રદ્ધાનું અનન્ય સ્થાન, વૈષ્ણવોનું સર્વસ્વ, વૈષ્ણવોના પરમસ્નેહના આધાર પ્રભુ શ્રીનાથજીના સ્વરૂપ ઉપર અસહ્ય શબ્દપ્રહાર કરે છે, એ વાત મિ ત્રિવેદી કબૂલે છે? જે પુસ્તક ઉપર સ્માર્તનામધારી બ્રાહ્મણોનુ ગુજરાન ચાલે છે, તેવા અલૌકિક વેદફલાત્મક શ્રીમદ્ભાગવતના 'ટુકડેટુકડા' કરીને નદીમાં નાખવાનું કહે, તેમાં વૈષ્ણવોનુ શું કલ્યાણ સમાયલું છે, તે 'પ્રિય દ્વિવેદ્બંધુ' (!) જણાવશે? અત્ર વિવેચક વાચકનું લક્ષ્ય ખેચીએ છીએ કે, શ.માધવતીર્થે 'પુષ્ટિપથને લાભ આપ્યો છે' એમ મિ.ત્રિવેદી કહે છે, પરતુ તે કેવા માર્ગથી અને કેવી પદ્ધતિએ, એ લક્ષ્યમાં લીધા પછી અમારા લેખો તરફ નજર કરવી

અને પૃથક્કરણ કરવું કે શં.માધવતીર્થની રીતિ વૈષ્ણવોનું કલ્યાણ કરનારી છે કે અમારી? જે બાબતો લખવા માટે અમારા ઉપર નિંદાનો આરોપ પોતાની દૃષ્ટિથી ત્રિવેદી મુકે છે, તેથી પણ વધારે સખ્ત બાબતો લખવા માટે મિ.ત્રિવેદી શં.માધવતીર્થને આ માર્ગના કલ્યાણ કરનાર કહે છે! આથી વધારે પક્ષપાતિની દૃષ્ટિ કોઇ પણ ઠેકાણે જોવામ આવી છે?

"વળી સર્વ શાસ્ત્ર જ્ઞાતૃત્વના અભિમાને પુછવામાં આવ્યું છે કે "કેટલા શાસ્ત્રો જોયા ને શેમાં તે રહસ્ય છુપી રહેલું છે" પણ ત્રી સાહેબ! સૂર્યનો પ્રકાશ સર્વત્ર છે છતાં ઘુવડને ન દેખાય તેમાં સૂર્યનો શો વાંક! જેનો પોતાનો સંપ્રદાય સ્વચ્છાસ્ત્રોક્ત સંપ્રદાયો માનો નથી, તેમ સંપ્રદાયોનો નિયમ પુષ્ટિપંથને લાગુ નથી એમ મનાવી જેઓ મોટું માન સમજે છે (આબાદ) તેને ઉપર માગેલું રહસ્ય અને ગાયત્રી ઉપરનું શાંકરભાષ્ય બતાવવાથી શું ફલ! જેઓ પુષ્ટિસંપ્રદાયના ગુરૂઓને પણ ગુરૂરૂપે ન માને, તેમનાં વચનોનો પણ અનાદર કરે તેઓને બીજા ઉપર કેવી આસ્તિકતા હોય વારૂ? જેને સ્વધર્મ ઉપર પ્રીતિ નથી, સ્વજાતિસંસ્કાર થયા નથી અને નિઃસાધનતાનેજ પ્રધાનરૂપ ગણનારા છે તેવા દ્વિજબ્રુવ પુરૂષો ગાયત્રીને સર્વોત્કૃષ્ટ નહિ માનતા હોવાથી "मूलं नास्ति कुतः शाखा" એ ન્યાયે અનધિકારી પુરૂષો આગળ વૈદિક મંત્રોની ચર્ચા કરવી પણ વ્યર્થ છે એટલુંજ નહિ પણ નિષેધ હોવાથી અનર્થરૂપ છે. શ્રીમચ્છંકરાચાર્યના રચેલા ભાષ્યને જોઇ સમજવા આદેશ કરતા "પ્રથકારની દૃષ્ટિ સંકુચિત નથી" એમ મર્માર્થ કરી તમો જણાવો છો પણ એટલું સમજી શકતા નથી કે ચસ્મા ભેદીને દૃષ્ટિને બાહ્યો સુધી પહોચડાવાની કાંઈ જરૂરજ નથી પણ જો બહાર જોવાની ક્ષીણ થયલી દૃષ્ટિને આંતર એકજ ગુફામાં આકાશ તત્વરૂપે (ગગન સદૃશ) રહેલા ઈશ્વર તરફ અભિમુખ કરવામાં આવે તો સર્વ ભ્રમનું (ભ્રમણા) નિવારણ થાય. પછી હોણ કોના ઉપર ગુસ્સો કરે અમોએ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ વિરચિત "ગાયત્રી નિરૂપણ" છે એમ જણાવી કૃતજ્ઞતા માની હતી કે પુષ્ટિ સંપ્રદાયના મહાન ગુરૂના નામનું અવલોકન થતા તેમના અનુયાયી શાસ્ત્રી મગનલાલને તે માન્ય થશે અને તેટલા માટેજ પ્રુફ પણ તેઓને મોકલેલા હતા તથાપિ પ્રત્યુત્તર મળ્યો નહોતો શી ખબર કે આવી વિષમતા પુષ્ટિપંથ પરિષદના વિદ્વાન નેતા અને પુષ્ટિભક્તિસુધાના તંત્રીને વિષે સ્થિત હશે?" શ્રીનાથજીના ચિત્રથી વૈષ્ણવ બ્રાહ્મણોને મોહ ઉપજાવીને બ્રહ્મવાદ વિરૂદ્ધ ગાયત્રીકલ્પ સરૂપમાં આપેલું છે એમ તમો કહો છો, પણ જાણતા નથી કે સ્માર્ત વૈષ્ણવ બ્રાહ્મણો તો કદી મોહ પામેજ નહિ. કેમકે તેઓ ગાયત્રી દેવીની ઉપાસના હમેશા કર્યા જ કરે છે, કારણ કે તે સંપ્રદાયસિદ્ધ છે પણ પુષ્ટિપંથના બ્રાહ્મણો કદી મોહ ન પામે તેને વાસ્તે તમારે તમારે સાવચેત-જાગૃત રહેવું જોઇએ અર્વાચીન મહાત્મા પૂર્ણાનંદજીની પ્રતિકૃતિ વાસ્તે જે વચન પ્રકટ કરેલા છે, તત્સંબંધે શું કહેવું? જે માણસ સ્વધર્મનિષ્ઠ થયો નથી, સ્વસિદ્ધાન્તના રહસ્યને સમજતો નથી, સ્વવિદ્વાનોના પ્રસંગમાં આવ્યો નથી, સુભાષિત ગ્રંથોનું અવલોકન કર્યું નથી, તે મનુષ્યને, ભૂતલ ઉપર અનેક મનુષ્યોનો ઉદ્ધાર કરવા વિચારતા મહાત્માની શી ખબર! તે તો ફક્ત "बुद्धिः कर्मानुसारिणी" એ ન્યાયે સંકલ્પવિકલ્પવડે ઉડેલા મનોરાજ્યનો માલીક થઈ ગમે તેમ બણગા ફુંકી મિથ્યા તર્કની જાળમાં ભરાઇ જાય તે તેની બુદ્ધિનીજ બલિહારી છે. ભગવાન શ્રીકૃષ્ણ ઉદ્ધવજી પ્રત્યે ભાગવત-૧૧-૧૪-૮ માં કહે છે કે —

यांभिर्भूतानि भिद्यन्ते भूतानां मतयस्तथा
यथा प्रकृति सर्वेषां चित्रा वाच स्रवन्ति हि।
एवं प्रकृति वैचित्र्याद्भिद्यन्ते मतयो नृणाम्
पारपर्येण केषांचित्पाखडमतयोऽपरे ॥ इत्यलं

મણિલાલ જાદવરાય ત્રિવેદી.

કોઇ પણ શ્રુતિસૂત્રમા શંકરનું મત દૃષ્ટિગોચર નથી થતુ. જો કે તે મનુષ્યબુદ્ધિની પરિસીમાને પહોંચાડનાર હશે, પણ તે औपनिषदं पुरुषं पृच्छामि એ વાકયને અનુસરનારાઓને કદાપિ માન્ય થઈ પડશે નહિ. તેથી જ, કોઇ પણ શ્રુતિસૂત્રના અભાવે વાગ્વિલાસ કરીને જ શંકરના મતની ઉચ્ચતા બતાવવાનો અતિસરલ માર્ગ ગ્રહણ કરવો પડયો છે! પુષ્ટિમાર્ગ સંપ્રદાય અથવા વાડો નથી, તેમ જ અમુક જ વર્ણનો પણ નથી. તેનું દૃષ્ટિબિંદુ અતીવ વિશાલ છે, તે નિત્ય છે, પ્રાચીનમા પ્રાચીન છે, અને તેના જેવો સમયાનુકૂલ માર્ગ તો એક નથી. અમે મિ.ત્રિવેદીને પૂછીએ છીએ કે તમે બ્રાહ્મણ છો, ગાયત્રીનુ રહસ્ય સમજવાનો દાવો કરો છો, ગુરુ, શાસ્ત્ર ઉપર શ્રદ્ધા હોવાનું જણાવો છો, તો આવા સુગોપ્ય ગાયત્રીમંત્ર અને તેનું રહસ્ય કેમ પ્રકટ કરો છો? શું ગાયત્રીમંત્ર છપાવીને પ્રકટ કરવો અને ગમે તેવા અનધિકારીને પણ તે આપવો એમ તમારા સ્માર્તો કહે છે? સ્મૃતિમા જણાવ્યા પ્રમાણે ગાયત્રીમત્રને આવી રીતે જાહેરમા મુકવાથી તમને પ્રાયશ્ચિત લાગે કે નહિ? તમે હાલના સમયમાં કેટલા જાતિસંસ્કારો કરો છો? બ્રાહ્મણોના પ્રાચીન સાધનોમાથી કેટલા સાધન સિદ્ધ કર્યાં? સવ કર્યા છે, એમ કહેશો તો તમારું તે વર્ચસ્વ કયા છે? પ્રાચીન કાલમાં જેવુ બ્રાહ્મણ્ય હતું તેનો શતાંશ પણ તમારામા છે? તમે બીજાને અનધિકારી કહો છો, પણ તમે પોતે કેટલા અધિકારી છો, એનો જવાબ આપશો?

ગાયત્રી ઉપર શંકરાચાર્યનું ભાષ્ય છે તો મિ.ત્રિવેદીએ કેમ પ્રકટ ન કર્યું? શુ પ્રચ્છન્નબૌદ્ધ સિદ્ધાંતના અધિકારી મિ.ત્રિવેદીએકલા જ છે? તેમના જેવા બીજા કોઇ દુનિયામાં નથી? તંત્રીએ તે ભાષ્યાભાસના અનધિકારી ગણ્યા છે, તે તો તેમ છે જ અને ગણીને ઘણુ જ સારું કર્યું, પરતુ તે ભાષ્યાભાસમા ભાન ભૂલનારાઓને માટે તો તે પ્રકટ કરવું જોઇતુ હતુ. તંત્રી ભાષ્યાભાસના અનધિકારી છે એટલુ જ નહિ, પરતુ વૈદિક મંત્રના પણ અધિકારી છે, એમ મિ ત્રિવેદી જણાવે છે. અત્ર અમે એમને પુછીએ છીએ કે તમે તો 'ત્રિવેદી' એ ઉપનામથી બ્રાહ્મણ હોવાનો દાવો કરો છો, તો રા ઇચ્છારામ જેવા અનુપનીત વૈશ્યને શામાટે આવો ગ્રન્થ અર્પણ કર્યો? શુ મિ.ઇચ્છારામ બ્રાહ્મણ હતા? શુ તેઓ યજ્ઞોપવીત ધારણ કરીને શ્રૌત કર્મ કરતા હતા? કે શુ કૈલાસવાસી થયા એટલે એકદમ 'દિવ્ય'બની જઈ ને ગાયત્રીના અનધિકારી બની ગયા? શુ 'સર્વજ્ઞતાના ડોળઘાલુ વિદ્વાન્' તેમનો નવો અવતાર જોઈ આવીને તેમને દ્વિજૈકવેદ્ય ગાયત્રી ભાષ્ય અર્પે છે? અત્ર બીજી પણ નોંધ લેવી આવસ્યક ધારીએ છીએ કે 'ગુજરાતી'ના આધુનિક તંત્રી પણ મર્હુમ તંત્રીની માફક પૂર્વાપરાનુસંધાનરહિત થઈ ગમે તેમ લખી મારે છે તેમણે કોઇએ પ્રકટ કરેલા ગાયત્રીપટનું અવલોકન કરતા જણાવ્યુ હતું કે આવા વૈદિક મંત્રોના ચિત્રો બાહાર પાડવાથી તે ગમે તેના હાથમા જાય છે, માટે આવાં ચિત્રો બહાર ન પડે તો સારૂં તે જ તંત્રી પ્રસ્તુત પુસ્તકનું અવલોકન કરતા પોતાના પિતાના બેહદ વખાણના પ્રવાહમા ડુબીને પૂર્વની સુચના ઉપર તિલાંજલિ અર્પે એ કંઇ થોડી નવીનતા ન જ કહી શકાય. બીજુ મિ ત્રિવેદીને જણાવીએ છીએ કે તંત્રી પણ જો તમારા 'સ્વમનાધનાથી' ભરેલાં ધર્મ ચતુ' માં 'અનધિકારી' હતા તો અવલોકનાર્થે પુસ્તક શા સ્વાર્થે મોકલ્યુ?

વળી મિ. ત્રિવેદીએ એટલુ બધું અશુદ્ધ છાપ્યુ છે કે તેના અનુવાદકની અનુવાદ શક્તિમાં પણ સંશય જાય છે. બીજું કંઇ નહિ પણ ગાયત્રીમંત્ર પણ અશુદ્ધ જ

**છાપી માર્યો છે. ધન્ય છે, અધિકારી બ્રાહ્મણ ત્રિવેદીને !**

'ગાયત્રીનિરૂપણ'ને નામે શ્રીવલ્લભાચાર્યજીના ભાષ્યનો રા. શાસ્ત્રિકૃત 'અનુવાદ અશુદ્ધ છાપ્યો છે, પણ તેમા મિ ત્રિવેદીએ પોતાનુ તફડંચી કરવાનુ પણ અચાતુર્યમાત્ર દેખાડ્યુ છે. એમનામા કૃતજ્ઞતાનો ગંધ પણ નથી તે આથી સૂચન થાય છે. કોઇના લેખના જ ઉતારા કરવા અને તેના લેખક તરીકે ખપવુ એ **ન્યાય** તો મિ ત્રિવેદીને ત્યા જ હશે શાસ્ત્રીજી મગનલાલ પોતાના લેખ ઉપર પોતે કેમ અભિપ્રાય આપે? આ બધી બાબત અમે અવલોકનવેલામાં જણાવેલી છે, પણ તેનુ ઉત્તર તો મિ. ત્રિવેદી ગડપ જ કરી ગયા છે? બીજા પણ કેટલાક પેરેગ્રાફ એવા છે કે તે અમુક પત્રમાંથી ઉપાડી લીધેલા છતા, તેનું નામ કે નિશાન જણાવવાની આ મનોરાજ્યના માલિકે તસ્દી લીધી નથી.

આટલું સ્ફોટન કર્યા પછી આશા છે કે કોઇ પણ વૈષ્ણવ આવી દુનિયામાં ચાલતી મૂઢ વ્યામોહલીલાથી મુગ્ધ નહિ જ બને. મિ ત્રિવેદીને અમે પૂછીએ છીએ કે તમારા 'ઘીકાવાલા' બ્રહ્મલીન (?) મહાત્માએ તમારા જેવા કેટલાનો 'ભૂતલ ઉપર' 'ઉદ્ધાર' કર્યો તેનુ લિસ્ટ મોકલશો?

સમાપ્તિમા મિ.ત્રિવેદી શ્રીમદ્‌ભાગવતના શ્લોકો આપે છે, પણ તે સર્વ એમનેજ લાગુ પડે છે જે શ્લોક એમણે આપેલા શ્લોકો પછી આવે છે, તે એમના જેવા માટે બહુ ઉપયોગી હોવાથી અમે તે શ્લોકોથી ઉપસંહાર કરીશુ.

मन्मायामोहितधियः पुरुषाः पुरुषर्षभ ।
श्रेयो वदन्त्यनैकान्याद् यथाकर्म यथारुचि ॥

**અર્થ**—મારી માયાથી મૂઢ બનેલી બુદ્ધિવાલા પુરુષો, હે પુરુષશ્રેષ્ઠ ! કર્માનુસાર અને રુચ્યનુસાર વ્યભિચારિ[1]ભાવથી કલ્યાણ માને છે

---

## स्तुत्य सेवा.

૧ આ અંકમા અગ્ર લેખ તૃતીયપીઠાધીશ્વર શ્રીમદ્‌ગોસ્વામી શ્રીબાલકૃષ્ણજી મહારાજ તરફથી અમને મલેલો છે આધુનિક સમયમાં બહુ વાર શંકા કરવામા આવે છે કે પતિ અને પત્નીને એક ગુરુ મંત્રદાન કેમ કરી શકે? એક જ ગુરુ જો પતિ અને પત્નીને મંત્રોપદેશ કરે તો ઉભય એક જ ગુરુના શિષ્ય હોવાથી ભ્રાતૃભગિનીનો સંબંધ થાય, અને તેથી ધર્મશાસ્ત્રાદિનો બાધ આવે. આવી રીતિની ભીતિ ઘણાઓને થતી, અને તે સંબંધી મહારાજોને પ્રશ્ન ધર્મશાસ્ત્રમા કાઇક નિષ્ઠાવાન્ વૈષ્ણવો વારવાર પૂછતા, અને તેનુ નિરાકરણ પણ તેઓશ્રીઓ કરતા. પરન્તુ આ પ્રશ્નનો ઊહાપોહપૂર્વક લેખ અદ્યાપિપર્યન્ત ગુજરાતી ભાષામા પ્રકટ થયો હતો નહિ, જો કે સંસ્કૃતમા એવો લેખ ૨૩૭ ગ્રન્થના ગુટકામા પ્રકટ થયેલો જોવામા આવે છે. શ્રીબાલકૃષ્ણલાલજીને આ લેખની પ્રવૃત્તિ કરવાનુ એક પ્રયોજન બન્યું ક્ષાત્રધર્મપરાયણ ઉદયપુરના મહારાણા એઓશ્રીના ગૃહના સેવક છે, ત્યાંના મહારાણીને બ્રહ્મસંબંધોપદેશ લેવાનો હતો, પરન્તુ ઉપર દર્શાવેલા ધર્મશાસ્ત્રના બાધના ભયથી મહા-

---

1. વ્યભિચારિભાવ એટલે દરેક દેવનો આશ્રય.

રાણાથી ખચાતા હતા. ક્ષાત્રધર્મપરાયણ મહારાણાની શંકાનો પરિહાર કરવાનો આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે, પરન્તુ એથી અન્ય એવા જ વૈષ્ણવોની શંકા દૂર થશે અને જેટલે અંશે તે વૈષ્ણવોના મન દૃઢ થશે તેટલે અંશે મહારાજશ્રીએ સંપ્રદાયની સેવા કરી કહેવાશે. પરન્તુ મહારાજશ્રીને અમારી નમ્ર વિનતિ છે, કે આવા લેખમાત્રથી સંતોષ ન માનવો. ઉક્ત પ્રશ્ન તો અમને ગૌણ લાગે છે. ગુરુમાં યોગ્યતા હોય તો ગમે તેને મંત્રોપદેશ કરી શકે. જે લોકો મંત્રોપદેશ લે તે લોકો સ્વશિષ્ય હોવાથી સાધારણ ભ્રાતૃધર્મ તેમને સ્વીકારવો પડે છે, પણ તેથી સેવોપયોગી પતિપત્નીના ધર્મને બાધ આવતો હોય એમ અમને તો લાગતું નથી, અને તેથી ઉક્ત લેખ માત્ર બાહ્ય શરીરના ધર્મના અવલંબન કરનારાઓની શંકા નિવૃત્ત કરવાને વાસ્તેઠે ભક્તિમાર્ગમાં આત્મધર્મ પ્રધાન છે, શરીરધર્મો ગૌણ છે, એટલે ઉક્ત લેખ એક માત્ર બાહ્ય ધર્મશાસ્ત્રાદિ આચાર વિરુદ્ધ નથી એમ તેવાઓને દર્શાવવાને ઉપયોગી છે. ચતુર્થ પરિષદ્‌ના સમેલન પછી મહારાજશ્રીએ આ જ સેવા સંપ્રદાયની કરી છે તે સ્તુત્ય છે. આત્મધર્મની શંકાઓ પ્રાચીન ગ્રન્થોની પ્રસિદ્ધિ-દ્વારા પરિહાર કરવાનું સામર્થ્ય શ્રીદ્વારિકાધીશ એઓશ્રીને દાન કરો એ જ પ્રાર્થનીય છે. ઉપસંહારમા એમની આ સ્તુત્ય સેવાની પ્રશંસા કરીને હવે ૪૫ વર્ષની વયે પણ એવા જ, અને એથી પણ ઉચ્ચતમ ભગવદ્ધર્મ પ્રવર્તાવવાની સવિનય પ્રાર્થના કરવામા આવે છે. આ પ્રશ્નના ઉત્તરમા જે કુશાગ્ર બુદ્ધિથી સ્વકીય કૃપાપાત્ર શિષ્યોનો અને શાસ્ત્રીઓનો વિનિયોગ કર્યો તેથી પણ અત્યંત અધિકતમ વિનિયોગ ભગવદ્ધર્મમાં તે બુદ્ધિનો થાય એ જ સર્વથા અભીષ્ટ છે.

૨ પુ૦ ભ૦ સુ૦ ના ગ્રાહકોને ભરુચના ભગવદ્ધર્મપરાયણ વૈષ્ણવ જેઠીશનદાસ કીસનદાસનું નામ સુવિદિત જ હશે. ઉક્ત સદ્‌ગૃહસ્થે આજથી એક વર્ષ ઉપર આ માસિક પત્રિકાને રૂ ૧૦૦) નુ કોઇ પણ સરત કે સ્વાર્થ વિના દાન કર્યું હતુ, અને એઓની આડીથી સંસ્કૃત વાદ ગ્રન્થો અને શ્રીગુસાંઇજીના સંસ્કૃત પત્રો આ જ પત્રિકામા પ્રકટ થયા હતા આ ભાઈની સેવા નિઃસ્વાર્થ હોવાનું કારણ એ છે કે આ સર્વ ગ્રન્થો સંસ્કૃતમા જ હોવાથી એમા એમને તો કંઇ ખાસ સમજવાનુ ન હતુ, છતા પણ સાંપ્રદાયિક સાહિત્યનો કંઇ ઉદ્ધાર થાય એવા ઉદ્દેશથી જ ઉક્ત રકમનું દાન એમણે કર્યું હતું.

હાલમા એજ સદ્‌ગૃહસ્થે શ્રીહરિરાયજીની 'સહસ્રીભાવના' નો મુદ્રણખર્ચ આપવાનું સ્વીકાર્યું છે ઉક્ત ગ્રન્થ સંસ્કૃતમા છે વૈષ્ણવોનો પરમધર્મ પ્રભુસેવા છે તે લક્ષમાં રાખી ઉક્ત ગ્રન્થનુ ભાષાન્તર રા. રા. ધીરજલાલ સાંકળીઆએ કરવા માંડ્યુ છે, અને તે ભાષાન્તરના પ્રથમ ૪૦ શ્લોક આ અંકમા પ્રકટ કર્યા છે. જેવી રીતિ શ્રીહરિરાયજીનાં શિક્ષાપત્ર ઉપયોગિ છે તેવી જ રીતે પ્રભુસેવાનો સાક્ષાત્ અનુભવ કરવામાં, અને તેનું યથાર્થ સ્વરૂપ સમજવામા આ ગ્રન્થ ઉપયોગી છે, તેથી ભાવુક વૈષ્ણવો આ ગ્રન્થનુ મનન કરી પ્રભુભાવના દૃઢ કરે એ જ પ્રાર્થના છે.

રા. જેઠીશનદાસની માફક અન્ય વૈષ્ણવ સજ્જનોને જો સાંપ્રદાયિક સેવા કરવાની કાંઈ અભિલાષા થાય તો અમને લખી જણાવેથી તેની યોગ્ય વ્યવસ્થા કરી આપવામાં આનંદ માનીશું.

---

# महाशिवरात्रि.

વૈષ્ણવો તરફથી વારવાર પૂછવામા આવે છે કે શિવરાત્રિનુ વ્રત આપણે કરવુ કે નહિ? આ પ્રશ્નનુ પ્રત્યુત્તર સાપ્રદાયિક ગ્રન્થોને આધારે નીચે પ્રકારે છે. આ વ્રતસબધી ચર્ચા પ્રથમ કરનાર દશદિગન્તવિજયી ગોસ્વામી શ્રીમત્પુરુષોત્તમજી મહારાજાધિરાજ છે. એઓશ્રીના જ મતનું અવલબન આધુનિક સમયમા સદ્‌ગત પડિત ગટ્ટૂલાલજીએ પ્રાય સ્વકૃત સસ્કૃત ગ્રન્થ સત્સિદ્ધાન્તમાર્તણ્ડમા આ વિષયમા કર્યું છે.

उत्सवप्रताननामक ગ્રન્થમા શ્રીપુરુષોત્તમજી (વ્રજ) ફાલ્ગુનકૃષ્ણના વ્રતાદિનો નિર્ણય કરી અન્તમાં શિવવ્રતાદિસબધમા સારી ચર્ચા કરે છે—अथात प्रसगादिद विचार्यते, शिवरात्रिव्रत वैष्णवाना कर्तव्य, न कर्तव्य वेति? શિવરાત્રિવ્રત વૈષ્ણવોએ કરવુ કે ન કરવુ? એમ વિષય પ્રારભીને, પૂર્વપક્ષ તરીકે કરવુ જ જોઈએ એવા કેટલાક શ્લોકનુ ઉટ્ટકન કરે છે, પછી કેટલોક ઊહાપોહ કરી અન્તમા એવો નિર્ણય આપે છે કે 'व्रत तु न कार्यमेव' અર્થાત્ શિવરાત્રિવ્રત વૈષ્ણવોએ કરવુ' ન જ જોઇએ. આ નિર્ણયના આધારમા શ્રીમદ્‌ભાગવતના ચતુર્થસ્કધના દ્વિતીયાધ્યાયના શ્લોક ટાકે છે, જેનો અર્થ નીચે પ્રકારે છે.

"જેઓ[1] શિવના વ્રતને ધારણ કરે છે, તથા તેઓને જે અનુસરે છે તેઓ પાખડી અને સત્સગ શાસ્ત્રથી ઉલટા ચાલવાવાળા થજો નષ્ટશૌચ, મૂઢધી, જટાભસ્મ હાડકા ધારણ કરવાવાળા, શિવદીક્ષામા પ્રવેશ કરજો, કે જ્યા સુરાસવ દિવ્ય મનાય છે. મનુષ્યોના સેતુના વિધારણ કરનારી અને બ્રાહ્મણોની તમે નિન્દા કરો છો, તેથી પાખડીઓ છો લોકોનો કલ્યાણકારી પથ આ જ સનાતન છે, જેનુ અનુષ્ઠાન પૂર્વજોએ કર્યું છે, એનુ પ્રમાણ જનાર્દન—વિષ્ણુ—છે. પરમશુદ્ધ વેદરૂપ સત્પુરુષોના સનાતનમાર્ગની તમે ગર્હા (નિદા) કરી છે, તેથી તમે પાખડી થાઓ, કે જ્યા ભૂતોના અધિપતિ તમારા દેવ છે."

આ જ શિવપ્રતિ ભૃગુશાપના શ્લોકો ટાકીને પંડિત ગટ્ટૂલાલજી પણ નિર્ણય આપે છે કે 'अन्यच्च शिवदीक्षास्यतद्व्रतग्रहणे पाखण्डित्व स्यात' એટલે કે શિવરાત્રિવ્રત કરવામાં પાખડિત્વ પ્રાપ્ત થાય, માટે વૈષ્ણવોએ ઉક્તવ્રત અવશ્ય ન જ કરવુ'.

આ વ્રતના નિર્ણયના સબધમા શ્રીપુરુષોત્તમજી કેટલુ વિશેષ પણ કહે છે. શિવવ્રત-

---

૧ 'भवव्रतधरा ये च तान् समनुव्रता ।
पाखण्डिनस्ते भवन्तु सच्छास्त्रपरिपन्थिन ॥
नष्टशौचा मूढधियो जटाभस्मास्थिधारिण ।
विशन्तु शिवदीक्षाया यत्र दैव सुरासवम् ॥
ब्रह्म च ब्राह्मणाश्चैव यद्यूय परिनिंदथ ।
सेतुं विधारण पुसामत पाखण्डमाश्रिता ॥
एष एव हि लोकाना शिव पथा सनातन ।
पूर्वै चानुमन्तस्थुर्यत्प्रमाण जनार्दन ॥
तद्ब्रह्म परमं शुद्ध सता वर्त्म सनातनम् ।
विगर्ह्य यात पाखण्ड दैव वो यत्र भूतराट् ॥

ના આધારમા પૂર્વપક્ષમા જે શ્લોકો ટાંકેલા:છે, તે શ્લોકોથી વૈષ્ણવોને વાસ્તે એ વ્રતની નિત્યતા સિદ્ધ થતી નથી, અર્થાત્ એ શ્લોકોના આધારથી વૈષ્ણવોને એ વ્રત કરવાનું આવશ્યક નથી. એ શ્લોકોમા જે વ્રતની નિત્યતા દર્શાવી છે તે તો માત્ર જેઓ અવૈષ્ણવ[1] છે, શૈવો છે, તેમને માટે જ છે.

માધ્વ[2] વૈષ્ણવો શિવને જીવકોટિપ્રવિષ્ટ ગણે છે, અને તેથી શિવરાત્રિવ્રત ન જ કરવું એમ અત્યાગ્રહપૂર્વક માને છે, પરન્તુ શ્રીપુરુષોત્તમજી શિવને જીવકોટિમાં ગણતા નથી. એઓશ્રીના મતે શિવ ઇશ્વરકોટિમા છે. 'अहङ्काराधिष्ठातु जीवत्वेऽपि गुणावतारत्वेनेश्वरकोटित्वात् ।' + + + 'तस्माज्जीवत्वं अनुचितमेव' અહંકારાધિષ્ઠાતા હોવાથી શિવને જીવત્વ છે, તોપણ ગુણાવતાર શિવને ઇશ્વરકોટિમા ગણવા જોઇએ, અર્થાત્ મૂલસ્વરૂપ નહિ હોવાથી જેમ 'અક્ષર' મુખ્યજીવ છે તેમ શિવ મૂલસ્વરૂપ નહિ હોવાથી જીવત્વથી મુક્ત નથી, પરન્તુ શિવ પરમેશ્વર-પુરુષોત્તમ-તો નાહ જ

શિવનુ વ્રત નહિ કરવાથી શિવનો દ્વેષ[3] કર્યો એમ કોઇ કહે તો તેનો પણ પરિહાર શ્રીપુરુષોત્તમજી ઉક્ત ગ્રન્થમા કરે છે. શાસ્ત્રવાક્યનો અનુવાદ કરવામા શિવનો દ્વેષ કર્યો એમ કહેવાય નહિ. શિવનું[4] વ્રત ન કરવાનુ કારણ એ જ છે કે એ શાસ્ત્રમા નિષિદ્ધ છે તેથી જ, નહિ કે શિવદ્વેષથી. જૈનમદિરમાં પ્રવેશ નહિ કરવાનુ કારણ શાસ્ત્રનિષેધ જ છે, જો એમ ન હોય તો જિન પણ અવતાર હોવાથી તન્મંદિરમા પ્રવેશ કરવામા દોષાપત્તિ ન થાય પણ તેમ કાંઇ નથી, તેથી શિવજી ગુણાવતાર હોવાથી, ( માર્યાદિક-શાસ્ત્રીય ) વૈષ્ણવમા મુખ્ય હોવાથી, વૈષ્ણવધર્મના ઉપદેષ્ટા હોવાથી, વેદરૂપ હોવાથી, સર્વવિદ્યેશ્વર હોવાથી, સર્વદેહીના શાસ્તા હોવાથી નમસ્ય-નમસ્કાર કરવાયોગ્ય માન્ય છતા **શિવરાત્રિનું વ્રત તો નિન્દિત હોવાથી વૈષ્ણવોએ કરવું ન જ જોઇએ.**

પંડિતગટ્ટૂલાલજી પણ;અન્ય શબ્દોમા[5] આ જ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરે છે શિવરાત્રિનુ વ્રત નહિ કરવાથી, અથવા શિવાચારાદિનાં શાસ્ત્રોદિત દૂષણોના અનુવાદથી શિવની નિન્દા થઈ જતી નથી

આ પ્રકારે સાંપ્રદાયિક પ્રાચીન જ તેમ આધુનિક પણ પંડિતોના મતે શિવરાત્રિવ્રત વૈષ્ણવોએ ન કરવુ એમ સિદ્ધ થાય છે.

---

૧. वैष्णवेभ्यो ये भिन्ना तेषामिव नित्यम् ।

૨ 'माध्वास्तु शिवं जीवकोटौ गणयन्तीतिमतं तु सुतरां न कुर्वन्ति'

३. 'न चैव शिवद्वेषापत्ति, अनुवादित्वात्, अत परात्परतरं यान्ति नारायणपरायणा । न ते तत्र गमिष्यन्ति ये द्विषन्ति महेश्वरमितिवाक्योक्तो दोषोऽपि न ।

४ 'मताकरण व्रतस्य निषिद्धत्वादेव, न तु शिवविद्वेषात्, जिनमंदिरप्रवेशवत्, अन्यथा जिनस्यावतारत्वेन तन्मन्दिरप्रवेशेऽपि दोषानुत्पत्तिप्रसग, तस्माद् शिवप्यस्यावतारत्वात्, वैष्णवमुख्यत्वात्, वैष्णवधर्मोपदेष्टृत्वात्, वेदरूपत्वात्, सर्वविद्येश्वरत्वात्, सर्वदेहीशितृत्वाच्च नमस्य एव, मान्य एव, व्रतं तु निन्दितत्वादेव अकरणीयमितिदिक् ॥

५. अत स्वयं तद्धर्मानाचरणमात्रेण शास्त्रसिद्धतद्दोषानुवादेन वा नैव निन्दकत्वगन्धस्यापि आपत्ति । सत्सिद्धान्तमार्तण्ड. २२२-२२३.

અત્ર કંઇ વક્તવ્ય છે. વૈષ્ણવોએ અવશ્ય યાદ રાખવુ જોઇએ કે તેઓ જે પ્રભુની સેવા કરે છે તે કોઇ દેવીદેવતા નથી, પરન્તુ મૂલસ્વરૂપ શ્રીકૃષ્ણ છે. એ સ્વરૂપમા ઇષદ્-જરા પણ-આનન્દની ન્યૂનતા થાય કે તે જીવકોટિમા ગણાય, અર્થાત્ કૃષ્ણથી અભિન્ન હોવા છતાં પણ તે ભિન્નકોટિ પ્રાપ્ત કરે છે, બ્રહ્મા, શિવ અને વિષ્ણુ એ સર્વે ગુણાવતાર હોવાથી મૂલસ્વરૂપ તો નથી જ તેથી જ્યારે મૂલસ્વરૂપની જોડે આપણો સબંધ નિત્યસિદ્ધ છે અને જ્યારે એ મૂલસ્વરૂપની સેવા નિરોધપૂર્વક, મૂલસ્વરૂપવિના ઇતર સર્વની વિસ્મૃતિપૂર્વક, કરવાની છે, તો પછી અન્ય સર્વની વિસ્મૃતિમા શિવાદિની પણ સહજ વિસ્મૃતિ થાય છે. એ વિસ્મૃતિ થવાથી અને મૂલસ્વરૂપની સ્વત ઉત્કટ સ્ફૂર્તિ થવાથી, શિવાદિનો વિદ્વેષ પણ થતો નથી, તેમ અનન્યાશ્રયને કોઇ પણ પ્રકારે બાધ પણ આવતો નથી માટે શ્રુતિમાં[1] કહ્યુ છે તે પ્રમાણે નિજ પરમ દૈવત શ્રીકૃષ્ણની સેવાનો ક્ષણભર પણ મનવાણીકર્મેથી, તનુથી, વિત્તથી કે મનથી, ત્યાગ કરવો નહિ એ અનન્યતાનો ત્યાગ ન થાય ત્યારે જ કૃતાર્થતા સપાદન થાય સ્વપ્રભુ શ્રીકૃષ્ણની સેવામાં ચ્યુતિ થવાથી પાપીયાન્ થવાય છે, તેથી જેમ સાધ્વી સ્ત્રીને સ્વપતિ જ સર્વસ્વ છે, નમસ્ય છે, માન્ય છે, પૂજ્ય ઇત્યાદિ છે, અને સ્વપતિથી ઇતર ગમે તે હોય તે તરફ ઉદાસીનતા છે, તેમ વૈષ્ણવોએ સર્વથા સર્વપ્રકારે પ્રભુસેવામાં નિરતર પરાયણ રહીને કોઇ પણ પ્રકારના અન્યાશ્રયથી સર્વથા દૂર રહેવુ, નહિ તો 'अन्यसबन्धगन्धोपि कन्धरामत्र बाधते' એ શ્રીમત્પ્રભુચરણપ્રોક્ત વાક્યનું ફલ પણ સહન કરવાનો પ્રસગ પ્રાપ્ત થાય.

---

# होलिका.

આપણા મદિરોમા તેમા પણ ખાસ કરીને જ્યા ગોસ્વામિબાલકો વિરાજમાન હોય ત્યા, અને વિશેષેકરીને મુબઇના, શ્રીજીદ્વારના અને વ્રજના મદિરમા એક દુષ્ટ રિવાજ એવો ઘુસી ગયો છે કે જેની વિરુદ્ધ લખતાં પણ આપણને ગ્લાનિ આવે છે. હોલિકા કેટલાક દિવસ પહેલાં અહિના મુખ્ય મદિરોમા સૂરદાસાદિ મહાનુભાવી ભક્તોના કીર્તનોનુ ગાન ગૌણ થઈ જાય છે, અને તેને બદલે આધુનિકોના જોડેલા બીભત્સ પદો ગવાય છે. આ પદો એટલા તો બીભત્સ હોય છે, કે પ્રભુની સનિધિમા આવા અધમ પદોનો નિર્લજ્જતાથી ઉચ્ચાર કરવાથી પ્રભુ પ્રસન્ન થતા હશે એ માનવુ કેવલ અધમ વૃત્તિ સૂચવે છે અમને એ રિવાજ સર્વથા સંપ્રદાયથી પ્રતિકૂલ લાગે છે, તેથી અત્રત્ય મહારાજાને નમ્ર વિનતિ છે કે સપ્રદાયના હિતાર્થે એવા અધમ રિવાજનો સત્વર અન્ત લાવવો.

ખરી વાત છે કે વસન્તઋતુ ઉન્માદકારક છે, પરન્તુ એ ઉન્માદની પણ કાઇક સીમા છે. આપણે ત્યા સદૈવ પ્રભુની સેવા થાય છે એ પ્રભુની સનિધિમા જો કઇ અરસિક અથવા રસાભાસ જેવુ કરવામા આવે, તો ત્યાં પ્રભુ વિરાજે ખરા? શું સૂરદાસાદિના અને શ્રીહરિરાયજીના આ જ સમયના માધુર્યમય યોગ્ય પદો નથી? શુ આધુનિકોની યોગ્યતા અને કવિત્વશક્તિ તથા ભાવ તે મહાનુભાવીઓના કરતા પણ ચઢી ગયા, કે તેમને સ્થાને બનાવટી અધમ પદોનો ઉચ્ચાર થાય? અમારો નિશ્ચય છે કે અત્રત્ય મહારાજે હૃદયથી આ

---

1. 'यो वै स्वा देवताम् अतियजते प्रस्वायै देवतायै च्यवते न परा प्राप्नोति, पापीयान् भवति.'

રિવાજને સંમતિ તો નહિ જ આપતા હોય, તો પછી આ અધમ અને અર્વાચીન રિવાજ બંધ કરવામા શો પ્રતિબંધ હશે? સૂરદાસાદિના કીર્તનોથી સ્પષ્ટ માલૂમ પડે છે કે આ રિવાજ પ્રાચીન નથી, પરન્તુ અધમવૃત્તિના આધુનિકોનુ જ સ્વોદરાર્થ ધતિંગ છે. આ ધતિંગનો જેમ જલદીથી નિષેધ થાય, તેમા જ સપ્રદાયની નીતિને અને પ્રતિષ્ઠાને લાભ છે.

આ અધમ ગીતો ઉપરાત બીજો દુરાચાર ઉક્ત દિવસોમાં યવનવત્ વેષ લેવાનો છે. મહારાજોના આશ્રિતો જે અનેક પ્રકારના અનીતિમય વેષ લે છે, અને સ્વમુખથી બીભત્સ ગીતોનો ઉચ્ચાર કરે છે તેની અધમતા દર્શાવવાને યોગ્ય શબ્દ અમને શોધ્યા જડતા નથી

કહેવામા આવે છે કે નિર્ણયસિન્ધુ વગેરે ધર્મગ્રન્થોમા હોલિકાસમયમા બીભત્સ શબ્દોનો ઉચ્ચાર કરવાનું વિધાન છે તે ખરી વાત હશે તે તે સમયના લોકોને ભલે મુબારક હો. અમારે તેની જોડે કંઇ સંબંધ નથી શ્રીરસેશ પ્રભુની સેવામા સર્વત્ર રસિકતા જોઇએ, મલીનતા ન જ જોઇએ. મહારાજોને સ્મરણમા તો હશે જ કે ભ્રમરગીતમાં શ્રીગોપિકાઓએ પ્રભુને જે વચનો કહ્યા છે તે રસિક છે, કોમલ ભાવથી પ્રેરિત છે, છતા પણ શ્રીમદાચાર્યજીએ તો એને મતાતરીય ભાષા જ કહી, સમાધિભાષા કહી નહિ અર્થાત્ શ્રીમદાચાર્યજીના મતે આ હોલિકાનો પ્રચલિત રિવાજ સર્વથા હેય જ છે વૈષ્ણવો અને મહારાજો સત્વર આ દુષ્ટ અનાચારનો ત્યાગ કરશે, અને તેમ કરવામાં સર્વબુદ્ધિપ્રેરક કૃષ્ણ એમને અપેક્ષિત સામર્થ્યનું દાન કરો એજ અભ્યર્થના છે. અમારી નમ્ર પ્રાર્થના લક્ષમાં લઈ જો આ અધમ રીતિ મહારાજશ્રીઓ સ્વમંદિરોમા બંધ પાડશે તો સંપ્રદાયઉપર મહાઉપકાર થયો કહેવાશે

---

# બ્રહ્મવાદ અને માયાવાદ.

( અનુસંધાન, પત્ર ૧૩૧. )

માયા સગુણ બ્રહ્મની શક્તિ છે એમ વિવર્તવાદી કહેવા ધૃષ્ટતા કરે તો તે અત્યન્ત અયુક્ત છે. એ તો સ્પષ્ટ પ્રલાપમાત્ર છે. કોઇ કવિના મુખમા કદાચિત્ એ શબ્દો બલાત્કારે શોભે પણ તત્ત્વજ્ઞાનીના મુખમા તો કદાપિ નહિ સગુણ બ્રહ્મ તો વિવર્તવાદીને ત્યાં માયાનું કાર્ય છે. બ્રહ્મ માયાની ઉપાધિથી બદ્ધ થાય ત્યારે જ તે માયિક ઈશ્વરત્વ અને જીવત્વ પ્રાપ્ત કરે છે. વિવર્તવાદમા ઈશ્વર માયાનું પ્રથમ કાર્ય હોવાથી તાત્ત્વિક કારણતા ઈશ્વરને નહિ પણ માયાને પ્રાપ્ત થાય છે માયા જ જ્યારે બ્રહ્મને ઈશ્વ[illegible]પે છે તો પછી બ્રહ્મ માયાનો ઈશ્વર કે માયા બ્રહ્મની ઈશ્વરી? અરે? પરમાર્થદૃષ્ટિથી [illegible]શ્વર અને જીવ છે જ ક્યા? એ તો માયા છે, શંકરની માયા છે, ભ્રાન્તિ છે [illegible]ૃગ છે. ઈશ્વરનું માહાત્મ્ય ભૂલીને માયાના ભગવાન્ અધ્યક્ષ છે, પતિ છે, માયા ઈશ્[illegible]તાની છે એમ ભગવદ્ગીતાનો નિર્દેશ ભુલીને ભગવાનને પણ પ્રાકૃત મનુષ્યવદ્ બના[illegible]યો, અને બ્રહ્મના સ્વાભાવિક ધર્મોને મિથ્યા વા આગન્તુક કલ્પ્યા એ જ માયાવાદી[illegible] મુખ્ય નાસ્તિકત્વ છે. ભગવાનના ગુણો પર છે, દિવ્ય છે, અલૌકિક છે, એ વિષે જરૂર [illegible] શ્રીમદ્ભગવદ્ગીતાનાં વાક્યો નવમા તેમ જ તેરા અન્ય અધ્યાયોમાથી પણ ફરીથી જોજો. કંઇક નવુ તેમાં દેખાય છે કે કેમ? માયામાં ઊંડે જ તલ્લીન અને પક્ષપાતી ન થતા તે જોવા પ્રયત્ન કરજો. બ્રહ્મનું

પ્રસ્થાનો વારવાર વર્ણવે છે, અને સ્વતંત્ર વાદમાં કલ્પેલી માયામાં તેમ કરવામાં આવતુ નથી. વલી પરમાત્મામા, અલૌકિકસામર્થ્યવત્ બ્રહ્મમા જે વિરુદ્ધ ધર્મો દેખાય છે તે કેવલ (impossibility કે absurdity નથી) અસંભવ નથી, કારણ કે material objects અને spirit એ એના ધર્મો જ વિલક્ષણ છે spirit એકી વખતે ન્હાનામા ન્હાનો અને મ્હોટામા મ્હોટો થઈ શકે છે. વલી બ્રહ્મશબ્દ જ પૂર્ણતા બતાવનાર છે બ્રહ્મ અપરિચ્છિન્ન છે, એટલે ' નાથી ગમે તેટલા બ્રહ્માંડોનો સર્ગ થાય તોપણ બ્રહ્મ તેવુ અને તેવુ જ રહે છે, અણુમાત્ર મહારાજ- ન્યૂનાધિક થતુ નથી, તેથી તેને અવ્યય કહ્યુ છે. ગમે એટલા વિકાર-પરિણામાદિ-એ ગીતોનો થાય તોપણ આત્મા તદવસ્થ અવિક્રિય જ રહે છે. આવુ હોવાથી આત્મતત્ત્વ અ- કહેંકે. material bodies જડપદાર્થ સાથે તેની તુલના થઈ શકતી નથી. એથી કઇ ન્દ્રોનો ઉ- absurdity પરમાત્મામા છે એમ ફલિત થતુ નથી. વલી આ યુક્તિ પણ કેવલ બારક હો. અ. છે, અથવા એ અમારા ઘરની છે એમ નથી, પણ ઉપનિષદ્‌માની છે. જરા જોઇએ, મલીર્ગમદ पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ' આ ઉપર કાઓએ પ્રભુને વાર કરો શ્રુતિએ બ્રહ્મને તેવુ જ કહેલુ છે, છતા તમે શા માટે દુરાગ્રહ કરી ચાર્યજીએ તો એ વિક્રિયા થવાની અને વિરુદ્ધ ધર્મોથી ' Logical absurdity ' પ્રાપ્ત થવાની મતે આ હોલિક રાખો છો ? બ્રહ્મસૂત્રમા જ સ્પષ્ટ કહ્યુ છે કે ' आत्मनि चैव विचित्राश्च हि ' દુષ્ટ અનાચારને જરા પણ હાર્દ સમજો અહિ આત્મામાં વિચિત્ર ધર્મો કહ્યા છે એટલે ત- મર્થ્યનું દાન કેવક બ્રહ્મની કલ્પનાનો તો અવકાશ જ નથી. નિરવયવત્વ અથવા કૃત્સ્નપ્રસક્તિ રીતિ મહારાજ ભૌતિક પદાર્થમા પ્રાપ્ત થાય છે, તેવી રીતે આત્મામાં થતા જ નથી, અને તેમા , પણ શબ્દ જ છે, કેવલ તર્ક નહિ, એ પણ તે પ્રકરણના બ્રહ્મસૂત્ર સ્પષ્ટ કહે છે, આ પણ આપને વિચારણીય છે. લીલા પણ કૈવલ્ય છે એ પણ એ જ સ્થલે કહ્યુ છે જ્ઞાના- વતાર શ્રીવ્યાસજીએ તત્ત્વજ્ઞાનના નિર્ણયમા યોજેલા શબ્દોથી સંતોષ ન પામતા બ્રહ્મનુ નિર- વયવત્વ વગેરે સિદ્ધ કરવા, પારમાર્થિક દૃષ્ટિથી શુદ્ધ બ્રહ્મ તો સગુણબ્રહ્મથી ભિન્ન છે, વ્યવહારબ્રહ્મ છે વગેરે મતલબની કલ્પના લાવો છો એ કઇ ઓછી ધૃષ્ટતા નથી. વ્યા- સજીને વેદાન્તનું એ હાર્દ સમજાવવા જે શબ્દો મલી ન આવ્યા એટલે માયાવાદીએ પૂરા પાડ્યા ! પણ ભાઈ ભાષ્યકારે જે કઇ કહેલુ હોય તેનુ સ્પષ્ટીકરણ જ કરવાનું છે, નવી વાત લાવવાની નથી આખા પ્રકરણનો આગલ પાછલનો સંબંધ જોતાં જે કઇ કહેલુ છે તે માત્ર વ્યાવહારિક છે એમ કલ્પના કરવાને કઇ પણ સંતોષકારક કારણ તમારાથી હજી સુધી આપી શકાયુ છે ? આવી રીતે બ્રહ્મમાં અશુદ્ધતાનો ભ્રમ લાવવાનું કારણ નથી, છતાં તમે તો નિર્ગુણ બ્રહ્મ અને સગુણ બ્રહ્મના ભેદ ' પોતાના ઘરના ' લાવી મૂકો છો, અને તેમા વલી સૂક્ષ્મ દૃષ્ટિનું મિથ્યાભિમાન રાખો છો તે વાસ્તવિક નથી Elaborate interpretationને લીધે કેટલી બધી વેદબાહ્ય પરિભાષા તમારે કાઢવી પડી છે ? અધ્યારોપ અને અપવાદ, સગુણ અને નિર્ગુણ બ્રહ્મ, વેદવ્યાસની શાસ્ત્રીય દૃષ્ટિથી ભિન્ન એવી 'પારમાર્થિક' દૃષ્ટિ આ બધું વાગ્જાલ ઉઠાવ્યા પછી પણ અંતે દોષોમાંથી Logically તમારો મોક્ષ તો થતો નથી પછી તમારી સૂક્ષ્મ બુદ્ધિને શુ નામ આપવું તે હૂં સમજી શકતો નથી. માયામા સર્વે વિરુદ્ધધર્માશ્રયો ઉપજાવવા કરતાં બ્રહ્મમાં અચિન્ત્ય ધર્મો શબ્દપ્રમાણથી મલી આવે છે તેનું જ ગ્રહણ કરો, 'श्रुतेस्तु शब्दमूलत्वात्' એ સૂત્રમા બ્રહ્મમા કૂટસ્થત્વ અને સર્વપરિણામ

કહ્યાં છે, પરિણામ છતાં અવિકાર એક અશમાથી પરિણામ છતાં નિરવયવ છે, એવા વિરુદ્ધ ધર્મો દોષરૂપ નથી, એમ સિદ્ધાન્ત નિરૂપવાને માટે શ્રુતિ શબ્દનું જ પ્રમાણ આપે છે, છતાં માયાવાદીને બ્રહ્મની શુદ્ધતાને માટે શબ્દપ્રમાણ રચતુ નથી, પ્રત્યુત બ્રહ્મમા દોષ લાવી તેને સગુણ બનાવી આત્મતત્ત્વ તો અત્યન્ત અધર્મિ, પણ પ્રકારની દિવ્ય વિભૂતિથી પણ રહિત, કલ્પે છે, અને સર્વ પ્રપચનુ સમાધાન માયામા આપે તેથી શુ સમાધાન થાય છે તે તો માયાવાદી જ જાણે !

બ્રહ્મ નિત્યશુદ્ધબુદ્ધમુક્ત તેમ જ ઈશ્વરને શ્રીજ્ઞાનવૈરાગ્યાદિ ૫ ગુણયુક્ત તો માનો છો, ત્યારે પૂર્ણજ્ઞાન હોવા છતાં તેમા માયાવિશિષ્ટત્વ કેવી રીતિનુ ? સોપાધિક બ્રહ્મની પણ પાછી શુદ્ધતા તો માનવાની રહી જ, ત્યારે શુદ્ધ આત્મપરત્વે જ સર્વ કથન છે એમ માનવામા તમારી શી ક્ષતિ છે ? સગુણ બ્રહ્મમા પણ નિત્યત્વ, શુદ્ધત્વ, બુદ્ધત્વ, મુક્તત્વ, તેમ જ વૈરાગ્ય, પૂર્ણકામતા વગેરે ગુણો તમે માનો છો, ત્યારે વળી તેવા સોપાધિક સગુણને લીલાની શી જરૂર છે ?

---

## શ્રીહરિરાયજીકૃત સેવાભાવના.

શ્રીમદાચાર્યજીનુ ચરણારવિંદ, જે સર્વ દેહીનુ શરણ-રક્ષક છે, અને જે સવ દોષનું દહન કરવાવાળું છે તે, મારા મસ્તકપર બિરાજો (૧) પ્રાતઃકાલથી આરભીને ભગવદ્ભાવનાનું નિરૂપણ કરવામા આવે છે, જેથી કરીને સેવામા માનસીપણુ સિદ્ધ થાય. (૨). શ્રીઠાકુરજી પ્રાતઃકાલમા શયનપર બિરાજેલા છે, કેલિથી (રમણથી) શ્રમિત થયલા છે, પ્રિયાજી સાથે જ છે, આલસ્યથી નયન મિચાયલા છે, કપાલ કેશથી ઢકાયલુ છે, (૩) દર શ્વાસથી નાસિકા જેમની ઉંચી થાય છે, પ્રિયાજનોની સાથે હાસ્ય કરી રહ્યા છે, પ્રિયાજીના સ્કધની ઉપર શ્રીહસ્ત મુકેલો છે, જાગરણવડે આલસ્યવાન્ છે, (૪)જેમનું સ્વરૂપ રતિચિહ્નથી અંકિત થયલું છે, જેમની પીઠિકા કકણથી અકિત થયલી છે, જેમનું વદન બગાસા ખાવા માંડે છે, જેમની સુંદરતા કામદેવથી પણ અધિક છે (૫) અનેક યુવતિઓના વૃદમા પોતે બિરાજેલા છે, વ્રજના ઇદ્ર છે, રહસ્યલીલા જેમણે ગુપ્ત રાખી છે, શ્રીયશોદાજીએ જેમને જગાડયા છે, (૬) માતૃશ્રીના ઉત્સગમા પોતે ભરાઈ ગયા છે, પોતાનુ મુખકમલ દેખાડે છે, શ્રીયશોદાજી જેમના મુખને ચુબન કરે છે, નન્દરાયજી વગેરે પોતાના ઉત્સગમાં લાડ લડાવે છે, (૭) અને પોતાના બાલમિત્રો ગોપાલો જે ગુણનિધિનુ ગાન કરી રહ્યા છે, વ્રજસ્ત્રીઓના વૃદના રસિક કટાક્ષોથી જેમનુ સર્વ પ્રકારે પૂજન થઈ રહ્યુ છે (૮) ઉત્તમ આસનના ઉપર બિરાજેલા શ્રીયશોદાજીના ઉત્સગનું પોતે ભૂષણ છે, દૂધ જમાવેલુ દહિ વગેરે રસ આણી મુકેલા છે, તે રસનો પોતે ભોગ કરે છે. (૯) સાકરવાલુ તાજુ નવનીત 'મુખારવિદમા આવી રહ્યુ છે, બાલક્રીડામાં પોતાનુ ચિત્ત લાગી રહ્યું છે, માતૃશ્રી વગેરે જેમની પ્રશંસા કરી રહ્યા છે, (૧૦) આ રાજપુત્ર મારો છે, મારા ઘરનો દીપક છે,' મારા નયનનો આનંદ છે, મારૂં નિર્ધનનુ ધન છે, (૧૧) સર્વ ગોકુલનો શૃંગાર છે, પોતાના પિતાને સુખદાયક છે, બાલલીલાને લીધે લાડ લડાવવા કઠિન થઈ પડે છે, એમના કર વેણુથી શોભી રહ્યા છે, (૧૨) મારી (યશોદાજીની) આજ્ઞા પાલવામા તત્પર છે, કમલસરખાં એમનાં નેત્ર છે, વિવિધ પ્રકારની લીલાથી મારા શોક નિવારણ કરે છે (૧૩) પોતાના

માતૃશ્રીનુ જીવન છે, સર્વ લોકના ગર્વરૂપી સ્તંભના કૃષ્ણવર્મા (અગ્નિવત્) વિનાશ કરવાવાલા છે. કંસાદિ શત્રુઓના હૃદયના અગ્નિ છે, પોતે કૃપાના નિધિ છે, (૧૪) માતૃશ્રીનુ જન્મ એમણે સફલ કીધુ છે, પોતાને રતિ (રમણુ) પ્રાણથી પણ અધિક પ્રિય છે,

આ પ્રકારના પોતાના માતૃશ્રીના વચનોથી જે ભોજન કરે છે, (૧૫) માતૃશ્રી વાર્તા કહે છે તેનુ પોતે શ્રવણ કરે છે, પોતાના નેત્ર ચકિત થઈ રહ્યાં છે, ક્ષણક્ષણમાં ડોક ઉંચી કરે છે, જરા જરામાં ઉઠવા માડે છે, (૧૬) શ્રીયશોદાજી જેમ તેમ કરીને બહુ બહુ પટાવે છે અને તેથી પોતે ભોજન કરે છે, નંદરાયજીની દાસી અને પોતાના માતૃશ્રીના સખી ત્યા જલપાત્ર લાવે છે, (૧૭) અને તેમાથી પોતાને જલપાન કરાવે છે, મુખકમલ લુછી નાખે છે, પાનના બે બીડા આપે છે, તે ખાતા પોતે આનંદ આપે છે, (૧૮) અધરપર પાનનો રસ સ્રવે છે તેથી પોતે અત્યંત શોભે છે, સખીવૃંદ આર્તિ (નીરાજન) લાવે છે, તેથી પોતે બહુ વિરાજે છે, (૧૯) પોતે દર્શનમા આનંદ આપે છે, દીપકના પ્રકાશથી મુખ હસી રહ્યુ છે, આ પ્રકારે નિત્ય મંગલાઆર્તિ સુધી ભાવના કરવી. અથવા પ્રાતઃકાલમા પ્રભુને જગાડવાની ભાવના નીચે પ્રકારે કરવી

શ્રીયશોદાજી પોતાના પ્રિય પુત્રને પ્રાતઃકાળમા જગાડે છે. (૨૧).

સૂર્ય ઉગ્યો છે, દીપની જ્યોતિ ઝાખી થઈ ગઈ છે હે ગોકુલાધીશ, શયનમાથી ઉઠી આપના મુખકમલના દર્શન કરાવો. (૨૨) હે બાલ, તને ભુખ લાગી હશે, પલંગપરથી ઉઠ, વત્સ, મારો બોલ તે કોઇ દિવસ ઉથાપ્યો નથી, અને હમણા આલસ્યવાન્ કેમ થઈ ગયો છે? (૨૩) અહિ સુવર્ણના પાત્રોમા (આવર્તિત) કઢેલુ દુધ, બાધેલુ દધિ અને મિષ્ટ નવનીત સુંદર રોતે ગોઠવી મુકેલાં છે. (૨૪) આ બધુ તારે માટે જ છે, તારાવિના બીજું કોઇ એને અડકવાનુ નથી તારા મુખારવિંદમાં મુકીને મારો મનોરથ પૂર્ણ કર (૨૫) જાગ જાગ જલદી જાગ, ગોપીઓ તને લલિત પ્રશ્નો કરવા આવી છે હે પુત્ર, તારુ મુખારવિંદ દેખાડ એમના દીન નેત્રોને ઠાર (૨૬) પોતાનું ઘરકામ છોડીને, હે બાલ, સર્વે ગોપીઓ તારા મુખકમલનુ દર્શન કરવા આવી છે, તેમનો મનોરથ સફલ કર (૨૭) પોતાના માતૃશ્રીના આવા વચન શ્રવણ કરીને સ્વામિનીજીનીતરફ દષ્ટિયુક્ત પોતાના નેત્રો ઉઘાડીને પાછા બંધ કરીને શ્રીગોકુલાધીશ ફરીથી પોઢી ગયા (૨૮)

હે સખીઓ, મારા યત્નથી પ્રભુ જાગતા નથી, હુ શુ કરૂ? માટે તમે આવો, તમારા પ્રયત્નથી જાગે તો જગાડો, (૨૯) ગોપીઓ આ પ્રકારના વચન સાભલીને અતીવ પ્રસન્ન થયાં. પોતાના સ્વામીએ એમને જોવા કામદેવથી[1] એમના હૃદય આકર્ષાયા પોતાના મનમા ઘણા વખતથી ઇચ્છા હતી તે પ્રકારે કર્યુ. (૩૦) પોતાના ઉભયે શ્રીહસ્તથી પ્રભુને ભેટીને પ્રભુના શ્રીહસ્ત પોતાના કંઠમાં નાંખ્યા, "હજુ આલસ્ય કેમ ભરાઈ રહ્યુ છે?" એમ કહીને તે સખીએ પ્રભુના ઉભયે કપોલઉપર ચુંબન કર્યુ (૩૧) તમારા કપોલ તો બહુ કોમલ છે, તેના ઉપર આ દાત ક્યાથી પડયા? હજુ તો તમે બાલક છો, યુવાવસ્થા તો થઈ નથી, બાલપણામા આવો અનર્થ ક્યાથી? (૩૨) હે સખીઓ, ખરે તમારા હસ્તના સ્પર્શથી જ આ થયુ છે હું તો નિદ્રિત હતો, એટલે તમે શુ કર્યું તે મને ખબર પડી નહિ (૩૩) "હે

૧. અહિ અલૌકિક કામ સમજીને માર્ગથી ભ્રષ્ટ થવુ નહિ, ભક્તિમાર્ગમા કામશબ્દનો અર્થ ભગવાનને અર્થે ભક્તના અંતઃકરણમા અમંદ સમાગમની અભિલાષા થાય છે.

નાથ, નખથી કાંઇ આ થયુ નથી, આ તો દાતના દંશ છે" "ત્યારે હું નિદ્રામા હતો ત્યારે શુ શુ થયું તે તમને ખબર છે?" (૩૪) "જો આ અમે કર્યું હોત તો પ્રત્યક્ષ (તાજુ) દેખાત, પણ આતો કઈ સુકાઈ ગયલુ છે માટે રાત્રિમા થયુ છે સમજ્યા" (૩૫) "હે સખીઓ, તમે કહો છો કે રાત્રિમા થયુ છે પણ હજી સવાર ક્યા પડી છે? હજુ તો ગાઢ રાત્રિ છે જો એમ ન હોય તો કહે, મારા હાથમા કેટલી રેખા છે? (૩૬) હે કપટી ઉભા રહો, તમારી વાણીની ચાતુરી અમે સમજ્યા બધા લોકના સાભલતા આવાં વચનો કુલ સ્ત્રીઓને કહેવાય? (૩૭) "હા, હા, મારે એકાતમા જ કહેવુ જોઇએ તે ઠીક કહ્યુ. તારા મનનો ભાવ મને ખબર નહતો, તેથી હે અગને, મારાથી કહેવાઇ ગયુ" (૩૮) વળી, હે ગોકુલાધીશ મારે મુખે તમારા ચરિત્ર હવે સાંભલો તમારા ગુહ્ય ચરિત્ર સર્વ પ્રકટ થશે (૩૯) તમારા નીચલા ઓષ્ઠપર કાજલ ક્યાથી વલગ્યુ? નેત્રમા પાનનો રગ ક્યાથી લાગ્યો? બન્ને ગાલપર ખાસા ચક્ર જેવાં ગોલ ચિન્હ દેખાય છે! ૪૦

## होलीके पद.

### राग धनाश्री.

छीप जिन जैयो हो वनवारी खेलन आई है व्रजनारी ॥
वहां सुगंध लाई अगेलामानि निकसी चतुर खेलारी. ॥ १ ॥
वा दीन तुम यो बोली नाही ले सुगंध आंखिनमे डारी ॥
मोंहों मांडे चीन जानन देहो सूरप्रभु सों हतिहारी. ॥ २ ॥

॥ काफी. ॥

मोहन मुनी व्हें आये हो ॥
हो ललना सवनको मन हरि लेत ॥१॥
रसमसी चाल चले अलवेलो अंग चढाय विभूति ॥
कानन कुंडल मुकुट विराजत पीतांवर ओढे पीत. ॥१॥
दंड कमंडल गही जपमाला आसन लीयो हें वनाय ॥
कोटि जतन राधा पचिहारी मुख बोलते मुसकाय ॥२॥
जगजीवन जोगी व्हे आये अरसपरस लीये ग्वाल ॥
मानो कोटिक भान उदित ससि एस वने नंदलाल ॥३॥
धीग धीग थेई थेई थेई धुन वाजे ईत गोपी उतलाल ॥
आनंदभरी सकल व्रजवनिता बोलत वचन रसाल ॥४॥
ब्रह्मादिक इंद्रादिक मुनिवर देखत कोटि तेतरीस ॥
गोपीनाथ एक ख्याल वनायो सव रचनाको ईस ॥ ५ ॥
जान्यो भेद मदनमोहनको मुख मांडयो सकल सुवास ॥
जेजेकार करत सुर गन सव वरखत कुसुम आकास ॥६॥
नवलको सोर कहांलो वरनो सोभा कहा न जाय ॥
सूरदास वल लाल छवीलको निगम नेति नेति गाय ॥७॥

इमन.

एरी चलहु सखी तहां जैये ॥
नव निकुंजमें खेल मच्योहे रंग रंगनि रंगैये ॥ १ ॥
तजि अभिमान समुझ मन सखीरी श्याम मीले सुख पैये ॥
अरसपरस आलिंगन लैये चुंबन ओठ लगैये ॥ २ ॥
करो सिंगार सुभग तन थोरो मोतिन मांग भरैये ॥
सारी स्वेत पहेरे तन सुखकी आछी गुलाल भरैये ॥३॥
रसिक प्रीतम प्यारीसों मीलीये अंतरभाव जनैये ॥
यह विधि फाग सोहाग सखीरी आनंदसिंधु बढैये ॥४॥

॥ राग धनाश्री. ॥

इत माधो उत राधिका ॥ नंदलालन हो ॥
खेलत यमुना तीर ॥ मोहन मूरतिं नंदलालनहो ॥ टेक. ॥
काहूके माथे रोचना ॥ नंद० ॥
काहूके बहोत अबीर ॥ मोहन० ॥ १ ॥
मोहन माथे अरगजा ॥ नंद० ॥
गोपिन बहोत गुलाल ॥ मोहन० ॥ २ ॥
काहु कर पीचकारीया ॥ नंद० ॥
काहुके केसर भाला ॥ मोहन० ॥ ३ ॥
चोवा चंदन छीरकही ॥ नंदा० ॥
बूका वंदन धूर ॥ मोहन० ॥ ४ ॥
शेष पाताले मोहीयो ॥ नंद० ॥
मोहे चंदा सुर ॥ मोहन० ॥ ५ ॥
डफ दुंदुभी सोहावनी ॥ नंद० ॥
ताल मृदंग उपंग ॥ मोहन० ॥ ६ ॥
गोकुल तें गोपी चली ॥ नंद० ॥
बजावत वीन अरु चंग ॥ मोहन० ॥ ७ ॥
सूर सुमन वरखा करे ॥ नंद० ॥
लीला देखन आय ॥ मोहन० ॥ ८ ॥
जुगल चरण रज पायके ॥ नंद० ॥
आसकरन बळ जाय ॥ मोहन ॥ ९ ॥

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે.

૨. જગત, જીવ, અન્તર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણપરમાત્મા જ છે.

૩ જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તામમતાત્મક સંસાર મિથ્યા છે.

૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, વ્યાપક નથી

૫ પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનુ ધામ અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદ છે.

૬ સર્વોપરિ, વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.

૭ શ્રીકૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુત: સ્વધર્મ શ્રીકૃષ્ણસેવા જ છે.

૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય નિજધર્મ હોઈ શકે જ નહિ

# વિદ્વન્મણ્ડન.

Reg. No. B. 896.

## પુષ્ટિભક્તિસુધાના ગ્રાહકો તથા વાચકોને ખાસ વિજ્ઞપ્તિ.

ચાર વર્ષ થયાં આ માસિક વૈષ્ણવોની સેવા કરી રહ્યું છે, પુષ્ટિમાર્ગનું, રસનું, ભક્તિનું અને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું શુદ્ધ સ્વરૂપ સમજાવવા અનવરત પ્રયત્ન કરી રહ્યુ છે, અને પુષ્ટિમાર્ગને નામે ચાલતા ઘોટાળા અને પ્રતારણાને ઉઘાડા પાડી અધમ વિષયગ્રસ્ત મનુષ્યોની અધમતા બેધડક ખુલ્લી કરી, શુદ્ધ સુંદર પુષ્ટિમાર્ગ શુ છે તે સરલતાથી વાચકોને દર્શાવી રહ્યુ છે. આ માસિકના લેખકો નિસ્વાર્થથી સર્વ લેખો લખે છે, અને કાર્યવાહકો દ્રવ્ય, સમય, અને બુદ્ધિથી સહાય કરે છે, તોપણ અમે જોઈએ છીએ કે વૈષ્ણવો, વાચવાને આતુર છતાં માત્ર રૂ. ૨) વર્ષદિવસે ભરી ગ્રાહક થતા નથી, માટે અમારી વિજ્ઞપ્તિ છે કે દ્રવ્યવાન વૈષ્ણવોએ ૫–૧૦ કોપી લઈ મદદ કરવી, અને શુદ્ધ ધર્મ સમજવાની ઇચ્છાવાન દરેક વૈષ્ણવે એક કોપી તો અવશ્ય લઈ સહાય કરવી જો કાંઇ પણ દ્રવ્ય બચશે, તો માસિકનું કદ વધારવામાં, ભેટ આપવામાં, અથવા પ્રાચીન પુસ્તકો છપાવવામાં ખર્ચવામાં આવશે આ માસિકના શુભેચ્છકોએ–શુદ્ધ પુષ્ટિમાર્ગના શુભેચ્છકોએ–આ વિજ્ઞપ્તિ અવશ્ય ધ્યાનમાં રાખી માસિકની ઉન્નતિમા સહાય કરવી

---

### નિવેદન.

પુ. ભ. સુ. ના જે ગ્રાહકોએ ચાલુ વર્ષનું નોછાવર હજુ સુધી નથી મોકલી આપ્યું, તેઓને તે મોકલી આપવાની સવિનય સૂચના કરીએ છીએ જો નહિ મોકલી આપવામાં આવે તો છેલ્લો ૧૨ મો અંક વી. પી. થી મોકલવામા આવશે.

જે ગ્રાહકોએ પુ. ભ. સુ ના આઠ અંકો લઇને વી. પી. મોકલવાના પત્રનો જવાબ પણ ન આપતાં વી. પી થી મોકલેલા અંકો નહિ સ્વીકારીને આ નિઃસ્વાર્થ ધાર્મિક કાર્યમાં વિઘ્ન નાખવા જેવુ કર્યું છે, તેઓએ કૃપા કરીને નોછાવર મોકલી આપવું અથવા ૧૨ મો અંક વી. પી સ્વીકારવા તસ્દી લેવી.

વર્ષ ૪ થું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૦૩૯, માઘ-ફાલ્ગુન

# પુષ્ટિભક્તિસુધા.

ગ્રંથ ૧૧, શ્રીવલ્લભાબ્દ ૪૩૬ અંક ૧૧-૧૨. ]

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्यः अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

તંત્રી તથા પ્રકાશક
વાડીલાલ નગીનદાસ શાહ,
બી.એ., એલ્‌એલ્‌.બી., વકીલ, હાઇકોર્ટ.
મુંબાઈ.

પ્રત ૭૫૦

ન્યોછાવર રૂ. ૨-૦-૦

છૂટક અંકના રૂ. ૦-૪-૦

Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Pr[illegible]s Ahmedabad,
and published by Vadilal N. Shah B. A., LL. B., Princess Street, Bo[illegible]

# आवश्यक निवेदन.

૧. આ માસિકસંબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.
૨. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
૩. આ માસિકમાં છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય સુધારોવધારો કરવો પ્રકાશકની ઇચ્છાધીન છે.
૪. શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામાં આવશે.
૫. વર્ષનુ નોછાવર પ્રથમથી લેવામા આવે છે
૬. આ માસિકના પરિવર્તનમા જેમના તરફથી માસિક વા પત્ર મલશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામા આવશે
૭ કોઇ પણ બાબતની ખબર મંગાવવી હોય તો જવાબને સારૂ ટિકિટ બિડવી, તે સિવાય જવાબ આપવામા આવશે નહિ.
૮. આ માસિકમા જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવુ અથવા મલવુ.

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબાઈ.
} પ્રકાશક.

---

## અનુક્રમણિકા.




## યાજ્ઞવલ્કય અને મૈત્રેયીની સુંદર કથા.

વિવેચન—બ્રહ્મવાદનું આ કથામા ઘણું સુંદર વર્ણન છે. મૈત્રેયીને બ્રહ્મ શું છે તે સમજવાની ઉત્કટ ઇચ્છા હતી તે પ્રથમથી જ કહ્યુ છે. યાજ્ઞવલ્કય મુનિ પોતાની બે સ્ત્રીઓ સાથે અરણ્યમા રહેતા હતા, ત્યાથી સન્ન્યાસ લઇ ચાલી જતા પહેલા પોતાની સ્ત્રીઓને ભાગ પાડી આપવાનો વિચાર કરી, સ્ત્રીઓને તે વાત કરી ઘરકામમા ડાહી કાત્યાયની તો બિચારી શુ બોલે? પણ ચતુર મૈત્રેયી બોલી કે 'મારા શિરના છત્રરૂપ તમે ચાલ્યા જાઓ છો તો હવે દ્રવ્યથી મારૂ શુ વળવાનુ છે? તમે અમૃતત્વ પ્રાપ્ત કરવાને અમને અને સસારને છોડીને જાઓ છો તો તે અમૃતત્વ શુ તે અમને પણ સમજાવો, જે જાણવાથી તમે અમારો ત્યાગ કરો છો, તે વસ્તુ—અમૃતત્વ—અમને સમજાવો' યાજ્ઞવલ્કય મુનિ પ્રસન્ન થયા, અને શુદ્ધ અદ્વૈત બ્રહ્મવાદ પોતાની પત્નીને ઔપનિષદ સરલતાથી સમજાવ્યો પતિ, પત્ની, પુત્ર, વિત્ત, પશુઓ, બ્રાહ્મણત્વ, ક્ષાત્રત્વ, લોક, દેવો, વેદો, પ્રાણીઓ સર્વ આત્માને માટે જ પ્રિય થાય છે એમ કહી આત્મા દ્રષ્ટવ્ય, શ્રોતવ્ય, મતવ્ય, નિદિધ્યાસિતવ્ય છે એમ કહ્યુ, અને આત્માનું દર્શન, શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવાથી, આત્માનું વિજ્ઞાન થવાથી, સર્વનું વિજ્ઞાન થાય છે એમ સમજાવ્યુ.

હવે આત્મા તે શુ તે આગલ સાતમા પેરેગ્રાફમા સમજાવે છે બ્રાહ્મણત્વ, ક્ષાત્રત્વ, લોક, દેવ, વેદ, પ્રાણી સર્વ આત્મામાં છે, અન્યત્ર નથી, અન્યત્ર જે જાણે, તેનો બ્રાહ્મણત્વ, ક્ષાત્રત્વ, લોક, દેવ, વેદ, પ્રાણી સર્વે ત્યાગ કરે. આ ઉપર કહેલા સર્વ આત્મામા છે એટલું જ નહિ, પણ આ સર્વ જે છે તે સર્વ આત્મા છે.

અહિં આપણે અટકી વિચાર કરવાનો છે. અહિ જીવાત્માની વાત છે કે પરમાત્માની વાત છે? એક જીવને આત્મા કહ્યો છે કે સર્વને આત્મા કહ્યા છે? લોક, દેવ, વેદ, પ્રાણી સર્વને ઘણી સ્પષ્ટ રીતે આત્મા કહેવાથી, આમાથી સુંદર બ્રહ્મવાદ ફલિત થતો નથી? આમાથી માયાવાદ ફલિત થાય છે શુ? આમાથી જગત્ મિથ્યા છે એમ ફલિત થાય છે કે જગત્ આત્મા છે, બ્રહ્મ છે, એમ ફલિત થાય છે? જગત્માના બ્રાહ્મણ, ક્ષત્રિય, લોક, દેવ, વેદ, ભૂતપ્રાણી, એ સર્વ આત્મા છે, તો પછી મિથ્યા અથવા માયિક શુ રહ્યુ? ના, ના, આ સર્વ માયિક નથી, પણ બ્રહ્મ છે, સર્વં खलु इदं ब्रह्म એમ અગુલિથી બતાવીને શ્રુતિ કહી રહી છે, અને આ સર્વ મિથ્યા છે, માયિક છે, એમ કહેનારને આ સુદર શ્રુતિ ખોટા પાડે છે, ઘણા સ્પષ્ટ શબ્દોમાં ખોટા પાડે છે. શ્રુતિનો અર્થ સ્વાભાવિક, સરલ અને સ્પષ્ટ છે, માટે નિષ્પક્ષપાતી વાચકે આ શ્રુતિ વાચી, સમજી, મનન કરી, તેનો નિદિધ્યાસ કરી, 'મિથ્યાવાદનો, માયાવાદ'નો, સર્વથા ત્યાગ કરવો, ઘણા વર્ષથી હૃદયમા આરૂઢ થયેલો

રીતે કરેલું છે. શ્રુતિ દુંદુભિ, શંખ, વીણા અને લીલા કાષ્ઠના અગ્નિના દૃષ્ટાંત આપે છે યાજ્ઞવલ્ક્ય મુનિ કહે છે કે હે મૈત્રેયિ, તારે આત્માને સમજવો હોય તો બાહ્ય વસ્તુઓને પકડવાથી આત્માનું સ્વરૂપ સમજાશે નહિ, પણ મૂળને જ પકડ આ સર્વ જગત્ દુંદુભિના આઘાત જેવું, (ઢોલના અવાજ જેવું), શંખના નાદ જેવું, વીણાના વાદ જેવું, લીલા કાષ્ઠના અગ્નિમાથી નીકળતા ધૂમ જેવું છે. તે દુંદુભિના આઘાતને પકડવાથી, શંખના નાદને પકડવાથી, વીણાના વાદને પકડવાથી, જેમ દુંદુભિ, શંખ કે વીણા પકડાતી નથી, પણ દુંદુભિ, શંખ અને વીણા પકડવાથી તેમના શબ્દો તુરત પકડાય છે, તેમ આ આત્માને પકડવાથી–મૂળને પકડવાથી–આ સર્વ જગત્ પકડાય છે, સમજાય છે. જેમ દુંદુભિ અને તેનો આઘાત તેમ બ્રહ્મ અને સર્વ જગત્, જેમ શંખ અને તેનો ધ્વનિ તેમ બ્રહ્મ અને સર્વ જગત્, જેમ વીણા અને તેનો નાદ તેમ બ્રહ્મ અને સર્વ જગત્. દુંદુભિનો આઘાત, શંખનાદ અને વીણાવાદ કાંઇ મિથ્યા નથી, પણ એ સર્વ દુંદુભિ, શંખ અને વીણાના પરિણામ છે, વિવર્ત નથી, તેમ જ આત્મા અને આ જગત્ છે. જેમ લીલા લાકડાનો અગ્નિ અને તેનો ધુમાડો, તેમ જ આત્મા અને જગત્. જેમ ધૂમ લીલા કાષ્ઠના અગ્નિનું પરિણામ છે તેમ જગત અવિકૃત બ્રહ્મનું પરિણામ છે.

હજુ કાંઈ મિથ્યાવાદ મનમા ભરાઈ રહેતો હોય તો શ્રુતિ કહે છે કે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાંગિરસ, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, અનુવ્યાખ્યાનો, વ્યાખ્યાનો, યજેલુ, હોમ કરેલુ, ભોગ ધરેલુ, પાન કરાવેલુ, આ લોક, પરલોક, સર્વપ્રાણીઓ આ સર્વ આ મહાભૂતના નિશ્વાસ છે, (મિથ્યા નથી).

આનાથી વિશેષ સ્પષ્ટ કેમ કહેવાય? આ વાચ્યા પછી, સમજ્યા પછી પણ બ્રહ્મવાદ ન રુચતો હોય, અને માયાવાદ જ ઇષ્ટ હોય તો તેવા વાચકને પ્રણામ છે, વિશેષ કહેવુ નિરર્થક છે. માત્ર એટલુ જ કે આ આખા પ્રસંગમા શ્રુતિમા માયા કે મિથ્યા શબ્દ પણ નથી જ! આત્મા, બ્રહ્મ વગેરે શબ્દના મૂળનો વિચાર કરશો તો પણ તેમાથી આ સર્વ જગત સ્વાભાવિક રીતે થાય છે, એમ માલમ પડશે. આત્મ મા અત્ ધાતુ છે અત્ એટલે પ્રસરવુ. બ્રહ્મનું મૂળ બૃંહ્ છે. બૃ એટલે વધવુ. આ પ્રસરવુ, વધવુ વગેરે આત્મા અને બ્રહ્મના અર્થોનું અનુસંધાન ઉપલા દુંદુભ્યાઘાત, શંખનાદ, અને વીણાવાદના દૃષ્ટાંતો સાથે કરી લેવુ. જેમ તે સર્વ પ્રસરે છે તેમ આત્મા પણ પ્રસરે છે, જેમ દુંદુભિ–આઘાત પ્રસરવા છતાં દુંદુભિ અવિકૃત રહે છે, જેમ શંખનાદ પ્રસરવા છતા શંખ અવિકૃત રહે છે, જેમ વાણીવાદ પ્રસરવા છતાં વીણા અવિકૃત રહે છે, તેમ જ આત્મા સર્વ જગતરૂપે પ્રસરવા છતાં આત્મા અવિકૃત રહે છે.

अस्य महतो भूतस्य निश्वासितम्–આ શબ્દો પણ બહુ વિચારવા જેવા છે. આત્માને મહતભૂત કહ્યો છે, અત્યંત નિર્ધર્મક, vacuum કહ્યો નથી. આ જ પ્રસંગમાં આગળ नेति नेति કરી બાહ્ય વસ્તુઓથી નકાર કર્યો છે એટલુ જ. આપણી પરિણામરૂપ, લૌકિક ઇન્દ્રિયોથી ગ્રહણ કરી શકાય નહિ જ, કારણ કે તે સર્વનું મૂળરૂપ છે, પણ આત્મા અત્યંત નિર્ધર્મક કે vacuum નથી, મહતભૂત છે એનું ગ્રહણ થવામાં કારણ પરિણામરૂપ મન બુદ્ધિ વગેરે વસ્તુઓની અશક્તિ છે, આત્માની જ નિર્ધર્મકતા નથી. सर्वधर्मोपपत्तेश्च, સૂત્રમા

કહ્યુ છે કે આત્મા તો સર્વધર્મવાન્ છે, સર્વરૂપવાન્, સર્વશક્તિમાન્ છે, કેમકે તે મૂલરૂપ, સર્વકારણનુ કારણ મહાભૂત છે

એમ આત્મા મહાભૂત હોવાથી દેશકાલથી પરિચ્છિન્ન થઇ જશે, એવી શંકા પણ ન કરવી. દેશકાલ વગર વિચાર થઇ શકે જ નહિ એ પણ મનુષ્યના મનની ખામી છે, આત્માની નથી. એ ખામી કેમ દૂર કરવી અને ક્યારે દૂર થાય તે કોઇ અન્ય પ્રસંગે કહીશુ. ઇંદ્ર, વરુણ, યમ વગેરે દેવતાઓ પણ આપણી લૌકિક ઇન્દ્રિયોથી દૃશ્ય કે ગ્રાહ્ય નથી, માટે દેવતાઓ નિર્ધર્મક કે vacuum છે એમ કહેવાય ? જો એમ કહીએ તો એનો અર્થ એ જ કે આપણે દેવતાઓનુ અસ્તિત્વ જ સ્વીકારતા નથી તેમજ બ્રહ્મને અત્યંત નિર્ધર્મક માનનાર બ્રહ્મને માનતો જ નથી એ સિવાય એનો બીજો કોઇ અર્થ થતો નથી

આ મહાભૂતનો—આત્માનો—નિશ્વાસ તે આ સર્વ જગત્ આ વિવિધ પદાર્થોવાળા જગત્‌નું મૂલ તેમ જ સ્થાન બ્રહ્મ જ છે, તે દર્શાવતા શ્રુતિ આગલ કહે છે કે જેમ સર્વ-જલનુ સ્થાન સમુદ્ર છે, સર્વસ્પર્શનુ સ્થાન ત્વક્ છે, સર્વગંધનુ સ્થાન નાસિકા છે, સર્વરસનું સ્થાન જીવ્હા છે, સર્વરૂપનુ સ્થાન ચક્ષુ છે, સર્વશબ્દનુ સ્થાન શ્રોત્ર છે, સર્વસંકલ્પનુ સ્થાન મન છે, સર્વવિદ્યાનુ સ્થાન હૃદય છે, સર્વકર્મનુ સ્થાન હસ્ત છે, સર્વઆનંદનું સ્થાન ઉપસ્થ છે, સર્વવિસર્ગનુ સ્થાન વાયુ છે, સર્વમાર્ગનુ સ્થાન પગ છે, સર્વવેદનું સ્થાન વાણી છે, તેમ જ સર્વનું સ્થાન આત્મા છે

વાચક, આ ઉપરથી એ જ ફલિત થાય છે કે સર્વનુ મૂલ, આદિ કારણ આત્મા છે, તેમ જ સર્વનો આધાર પણ આત્મા જ છે કારણ અને કાર્ય બને સત્ય છે મિથ્યા સદસત્ એવી અનિર્વચનીય માયા કારણ નથી, અને મિથ્યાભૂત જગત્ કાર્ય નથી, પણ સત્ય બ્રહ્મનુ —આત્માનું કાર્ય સર્વ જગત્ સત્ય છે

આ આત્મા કેવો છે ? અંતર્બહિર્ભાવથી રહિત રસઘન છે, પ્રજ્ઞાનઘન છે, ત્રણે દોષથી રહિત છે, અવિનાશી છે, ઉચ્છેદ ન થઇ શકે એવા એનામા નિત્યધર્મ છે

હવે શુદ્ધ બ્રહ્મવાદનું અમૃતત્વ યાજ્ઞવલ્કય મુનિ કહે છે. હે મૈત્રેયિ, જ્યાસુધી, આ સર્વ જગત્ આત્મા છે એવો અનુભવ થતો નથી, ત્યાસુધી દ્વૈત ભાસે છે, અને અન્ય અન્યને જુએ છે, સુંઘે છે, વગેરે, પણ જ્યારે આનુ સર્વ આત્મા જ થઇ ગયુ, (માયા કે મિથ્યા નહિ), [ यत्र तु अस्य सर्वमात्मवाभूत् ] ત્યા સર્વ શુદ્ધ અદ્વૈત બ્રહ્મ હોવાથી કોણ કોનાવડે કોને જુએ ? કોનાવડે કોને સુંઘે ? વગેરે. આ જ શુદ્ધ અદ્વૈત બ્રહ્મજ્ઞાન, આ જ અમૃતત્વ।

આ પ્રમાણે આ સુંદર શ્રુતિમાં યાજ્ઞવલ્કય મુનિએ મૈત્રેયીને અમૃતત્વ કીધંનુ વાચક સારી રીતે સમજ્યો હશે કે અહિં આત્માનો અર્થ બ્રહ્મ અથવા પરમાત્મા છે વેદમા આત્માનો અર્થ જીવ થતો નથી પણ બ્રહ્મ જ થાય છે અહિ માત્ર જીવને આત્મા કહ્યો નથી, પણ દેવ, વેદ, પ્રાણી, લોક, સર્વને આત્મા કહ્યા છે, માટે અહિં માત્ર જીવની વાત નથી તેમ જ "આત્માને માટે સર્વ પ્રિય થાય છે" એમ કહેવાથી "સ્વાર્થ"ને માટે ને સર્વ પ્રિય થાય છે, એવો અર્થ પણ નથી, માટે શંકર આ સુંદર શ્રુતિને "लोकप्रसिद्धानुवादिनी"*

* अ २ पा. १ अ. ११ सू. ३२

(મનુ સ્વાર્થને માટે વહાલુ લાગે છે એમ લોકમા પ્રસિદ્ધ છે તેનો અનુવાદ કરનારી ) કહે છે તે ખોટુ છે. અહિં આત્મા એટલે સ્વાર્થ કે જીવ નથી જ, એ તો સુજ્ઞ વાચક સરલતાથી સમજી શકે છે, તેમ જ શકર બૃહદારણ્યકઉપનિષદ્‌ના ભાષ્યમાં જીવ અને આત્માનો જે વિપ્લવ કરે છે તે પણ અનર્થ જ છે. મૈત્રેયી કાઇ મૂર્ખ ન હતી કે લોકપ્રસિદ્ધ સ્વાર્થ તેને યાજ્ઞવલ્ક્ય મુનિ સમજાવવા બેસે બ્રહ્મવાદજીજ્ઞાસિની મૈત્રેયીને બ્રહ્મ અમૃતત્વ-શુ તે સમજાવે છે. જ્યા સુધી અમૃતત્વ શુ તે સમજ ન પડે ત્યા સુધી દ્રવ્ય વગેરે કાઇ જ ન રુચે, એ તો મૈત્રેયીએ પોતે જ કહ્યુ છે, અને તેથી જ દ્રવ્યની દરકાર ન કરતાં અમૃતત્વ માગ્યુ, તે અમૃતત્વ તે આત્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાન જ, જીવજ્ઞાન નહિ, જીવના કારણનું જ્ઞાન જેમ લોક, વેદ, દેવ ભૂતો સર્વે આત્મામાથી નીકળે છે, તેમ જીવ પણ આત્મામાથી વ્યુચ્ચરણ પામે છે, અને લોક, વેદ, દેવ, ભૂત, જેમ આત્માનું અવિકારી પરિણામ હોવાથી આત્મા છે, તેમ જીવ પણ આત્માનુ અવિકારી પરિણામ હોવાથી આત્મા છે, પણ તે મૂલ કારણરૂપ આત્મા નથી જ. જીવ ઉપરાત બીજો કોઇ આત્મા જ નથી એમ કહેવામાં શંકરે સજ્જડ ભૂલ કરી છે, કેમ કે જ્યારે જીવને બ્રહ્મભાવ પ્રાપ્ત થાય ત્યારે પણ આત્માના, બ્રહ્મના, સર્વે ગુણ જીવાત્મામા આવતા નથી, એમ તો શકરને પોતાને जगद्व्यापारवर्जं એ સૂત્રમા કહેવું પડે છે. છેલ્લે તાત્પર્યમા એટલુ જ કહેવાનું કે આ સુદર શ્રુતિ કહે છે કે સર્વ જે છે તે બ્રહ્મ છે, सर्वं खल्विदं ब्रह्म; એમ નહિ કે જગત્ મિથ્યા છે માટે જગતમાંના સર્વ લોક, વેદ, દેવ, પ્રાણીને મિથ્યા, માયા ગણવા, અને બાકી રહ્યુ તે બ્રહ્મ. આ જ બ્રહ્મવાદ અને માયાવાદનું તારતમ્ય जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्, तत्तु समन्वयात् વગેરે સૂત્રોમાં પણ શ્રીવેદવ્યાસ જગત્‌નુ સમવાયિ અને નિમિત્ત કારણ બ્રહ્મ કહે છે. ગીતામાં શ્રીકૃષ્ણ પણ वासुदेव इदं सर्वं એમ કહે છે, મિથ્યા કહેતા નથી. આવા સહસ્ર પ્રમાણો છતા માયાવાદી સૃષ્ટિની ઉત્પત્તિની સર્વ શ્રુતિઓને માત્ર અર્થવાદ-ખોટી કહે છે. આમ ઉંધુ માનવાનું કારણ તપાસતા અમને તમોગુણ અને તેથી ઉદ્‌ભવતો અહંકાર જ લાગે છે. તીવ્ર મેધાના મદથી મદોન્મત્ત થયલો વિમુખ જીવ દીનતારહિત થઇ જાય છે, અને એમ માને છે કે હુ પોતે જ બ્રહ્મ-સર્વનું કારણ છુ માટે રુદ્રના અવતાર શંકરની તામસ બુદ્ધિથી ન અંજાતાં શુદ્ધ અર્થ સમજવા પ્રયત્ન કરવો એ આપણું આવશ્યક કર્તવ્ય છે.

સર્વત્ર બ્રહ્મભાવ જ્યારે જીવને પ્રાપ્ત થાય છે ત્યારે ગીતામા શ્રીકૃષ્ણ કહે છે કે તેમ:

ब्रह्मभूत प्रसन्नात्मा न शोचति न काङ्क्षति ।
सम सर्वेपु भूतेपु मद्भक्ति लभते पराम् ॥

સર્વત્ર બ્રહ્મભાવ પ્રાપ્ત થવાથી આત્મા પ્રસન્ન થાય છે, શોક રહેતો નથી, ઇચ્છા રહેતી નથી, સર્વ ભૂતમાં સમતા અનુભવાય છે-આ અમૃતત્વ, આ બ્રાહ્મી સ્થિતિ થયા પછી શું થાય તે આ શ્રુતિનો વિષય નથી, તે છતાં કાઇક દિગ્દર્શન કરવું ઉચિત છે. શ્રીકૃષ્ણ કહે છે કે બ્રહ્માનંદ પ્રાપ્ત કર્યા પછી मद्भक्ति लभते पराम्; સર્વ બ્રહ્મ પ્રપંચને બ્રહ્મરૂપ સમજ્યા પછી આર્તવૃત્તિ થઇ જાય છે અને ભક્તને પૂર્ણ પુરુષોત્તમના દર્શન થાય છે. पुरुपस्तु परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया, અને તેની પરાભક્તિ પ્રાપ્ત થાય છે.

માયાવાદથી ભુરકાયલા છતા [ ]ારા સ્વાભાવિક દીનતાવાન્ અને દીનતાથી ઉદ્‌ભવતી

શુદ્ધ ભક્તિમાન્ જીવો પણ "ભક્તિ કોની કરવી ? अहं ब्रह्मास्मि". આવા પ્રશ્ન ઘણીવાર કરે છે, જે પ્રશ્નનું યોગ્ય ઉત્તર ન મળતાં કવચિત્ મોહના વમળમાં પડેલા એવા જીવોનો વિનાશ પણ થાય છે.

શ્રીવલ્લભાચાર્યે નિબંધમાં કહ્યું છે કે—

बुद्धावतारे त्वधुना हरौ तद्वशगाः सुराः ॥
नानामतानि विप्रेषु भूत्वा कुर्वंति मोहनम् ॥
यथाकथंचित् कृष्णस्य भजनं वारयंति हि ॥
अयमेव महामोहो ह्रीदमेव प्रतारणम् ॥
यत्कृष्णं न भजेत् प्राज्ञः शास्त्राभ्यासपरः कृती ॥
तेषां कर्मवशानां हि भव एव फलिष्यति ॥

અર્થ—હમણાં આ કલિયુગમાં હરિએ બુદ્ધાવતાર ધારણ કરવાથી તેને આધીન દેવતાઓ બ્રાહ્મણોમાં અવતાર લઇ અનેક મત પ્રવર્તાવી મોહ ઉપન્ન કરે છે, અને ગમે તે પ્રકારે કૃષ્ણના ભજનને અટકાવે છે. આ જ મહામોહ છે, આજ પ્રતારણા (ઠગ) છે કે પ્રજ્ઞાવાન્ શાસ્ત્રાભ્યાસમાં મગ્ન અને સુકૃત કરનાર છતાં પણ કૃષ્ણનું ભજન કરતા નથી. એવા કર્મવશ મનુષ્યોને પુનર્ભવ એ જ ફલ પ્રાપ્ત થશે.

માટે જીવે દીન થઇ બ્રહ્મભાવ પ્રાપ્ત કરી, પોતે બ્રહ્મના, પરમાત્માના અંશ હોવાથી પરમાત્માની સેવા કરવી. આ શ્રુતિ કહે છે કે यो यदंशः स तं भजेत्. વાચક, જો તું જીવને બ્રહ્મ માનતો હોય તો તું જે બ્રહ્મનો અંશ છે તે બ્રહ્મને ભજ પણ જો તું જીવને મિથ્યા માનતો હોય તો માયાના અંધારા ખાડામાં તું જરૂર પડશે, કેમકે તું પોતાને મિથ્યા આભાસ કે પ્રતિબિંબ માને છે, અને બ્રહ્મ અત્યંત ધર્મરહિત તારા માનવા પ્રમાણે હોવાથી કોણ કોનું ભજન કરશે ? સર્વત્ર માત્ર અંધકાર પ્રસરી રહેશે અંધકારમાં ગોથાં ખાતો મદોન્મત્ત જીવ આ શ્રુતિ તો વ્યવહારદશાની, અને આ તો પરમાર્થદશાની, એવા મનકલ્પિત વિભાગ કલ્પી સર્વવિરોધ કરતા પણ ચુકતો નથી. આવા ઉંધા પાટા બાંધવા બંધાવવાનું તાત્પર્ય શું ? પરિણામ શું ? ભક્તિનો ઉચ્છેદ. अहं ब्रह्मास्मिનો ઉંધો અર્થ કરી મદોન્મત્ત બનનાર કોની ભક્તિ કરે ? વળી માયાવાદીનો ઇશ્વિર પણ માયાવી, માત્ર માયાનું માયિક પુતળું. એવા પુતળા જેવા ખોટા ઇશ્વિરની ભક્તિ કરવાનું કોને મન થાય ? માયાવાદીએ માત્ર અહિંજ ગોટાળો કર્યો છે એમ નથી, પણ સર્વત્ર માયાવાદનો અંધકાર પ્રસારવાને ખોટા અર્થ કરવા પડયા છે. तत्त्वमसिનો અર્થ કરતા માયાવાદી કહે છે કે तत् બ્રહ્મમાંથી બ્રહ્મના સર્વ ગુણ (બ્રહ્મમાં ગુણ માયાવાદીના સિદ્ધાંતમાં છે જ નહિ છતાં) કાઢી નાખવા, અને त्वम् જીવમાંથી જીવના સર્વ ગુણ કાઢી નાખવા, પછી જે કેવલ ચૈતન્ય રહ્યું તે આત્મા, તે બ્રહ્મ આ પ્રમાણે જહદજહલ્લક્ષણા કરી નાગા જીવ અને નાગા બ્રહ્મનું ઐક્ય સાધે હવે એ અર્થ તપાસવાને માટે આપણે એ પ્રસંગ લઇશું.

---

# બ્રહ્મવાદ અને માયાવાદ.

( અનુસંધાન પત્ર ૨૪૩ થી ).

વળી પાછા તમે જો ફરી બેસીને કહેશો કે મિથ્યા વિશિષ્ટત્વ એ તો અજ્ઞાનમા પારમાર્થિક દૃષ્ટિથી, માયાવિશિષ્ટત્વ વા સગુણ ઈશ્વરનો સદ્ભાવ જ ક્યા છે ? ત્યારે ભાઇ તમને કહીએ છીએ કે તત્ત્વદૃષ્ટિથી જ તત્ત્વજ્ઞાનાર્થે જ પૂછીએ છીએ, કે તત્વદૃષ્ટિથી આ સર્વ પ્રપંચનુ–જડ જીવાત્મક જગત્‌નું સત્ય સ્વરૂપ શુ છે ? પ્રત્યુત્તરમા જો તમે કહેશો કે માયા છે, સર્વ પ્રતીતિ સત્ય નથી, અવિદ્યા છે, તો અર્થાત્ પારમાર્થિક દૃષ્ટિથી તમોએ અવિદ્યાને પર કારણ માન્યુ, તેને તમો અસત્ કેમ કહી શકો ? આવો મોહ ઉત્પન્ન કરવાની જેની શક્તિ છે, તે અવસ્તુ હોય, એમ સંભવે જ નહિ. અર્થાત્ માયાને તમે સદ્રૂપ જ માનો, તાત્પર્ય કે તે અભાવરૂપ સર્વથા ન જ હોઇ શકે. હવે આ માયા શુદ્ધ નિર્ધર્મક બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન છે. તે પણ તમો સ્પષ્ટ કરતા નથી. એ વળી કેવુ વિચિત્ર અને વેદથી વિપરીત વિરુદ્ધધર્માશ્રયત્વ.

જો કહેશો કે માયા સત્ય છે, બ્રહ્મ જ છે, બ્રહ્મસ્વભાવ છે, બ્રહ્મથી અભિન્ન છે, તો પછી સંપૂર્ણ રીતે માયાવાદને તિલાંજલિ આપી, માયાને બ્રહ્મનુ સ્વરૂપ વા બ્રહ્મના ધર્મ તરીકે સ્વીકારવાથી, બ્રહ્મવાદી અર્થાત્ શુદ્ધાદ્વૈતવાદી થઇ જશો, પણ જો ભિન્ન કહેશો તો તમે દ્વૈતવાદી થશો, તમારૂ અદ્વૈત જ મિથ્યા છે, અલીક છે, અને તેથી કેવલાદ્વૈત પણ અનુપપન્ન થાય છે. વળી પારમાર્થિક દૃષ્ટિથી બ્રહ્મથી માયાને ભિન્ન કલ્પો, તેથી વાસ્તવિક રીતે માયાથી સર્વ વ્યવહાર સમજાવવાનો તમારા તત્વજ્ઞાનનો ઉદ્દેશ છે, તો માયાનો–અવિદ્યાનો–સંબંધ કેવલ શુદ્ધ બ્રહ્મને ક્યાંથી થયો ? જો કહેશો કે વાસ્તવિક રીતે થતો જ નથી, તો અમે કહીએ છીએ કે આ મિથ્યા પ્રતીતિ વા ભ્રમ જે તમે કહો છો તેનો વાસ્તવિક નિર્ણય તમે કરી આપો. સંબંધ તમે ભ્રમ અશક્ય છે તમારા આભાસવાદ–બિંબપ્રતિબિંબવાદ તો કંઇ પણ સંતોષકારક સમાધાન આપી શકતા નથી, અને જો તેમ હોય તો તમારા શાસ્ત્રને તત્વજ્ઞાનનું નામ યોગ્ય છે કે કેમ, તે પણ વિદ્વાનોને 'ચિન્ત્ય' છે, તત્ત્વજ્ઞાનનો ( philosophy ) ઉદ્દેશ વિશ્વનુ ( Cosmos ) વાસ્તવિક સ્વરૂપ–કારણ બતાવી આપવુ એ જ છે, એ તો આપને સુવિદિત છે, તો તમે આ સઘળી વિશ્વરચના વગેરેનું કાંઇક તત્વદૃષ્ટિથી સ્વરુપ સમજાવો પણ હુ ભૂલુ છુ, તમે એમ કહેતા લાગો છો કે માયાની આ તો ચમત્કૃતિ છે, અને તેના પ્રભાવથી સૃષ્ટિનો આવો ભાસ થાય છે, તો પણ તમે તો માયાને અવસ્તુ કહો છો, અર્થાત્ તમે શૂન્યવાદી છો. શૂન્યમાથી સર્વ વિશ્વાદિની ઉત્પત્તિ સ્વીકારો છો, એટલે અન્ય મતવાળા તમને શૂન્યવાદી તરીકે કે પ્રચ્છન્ન બૌદ્ધ તરીકે ઘણા લાંબા વખતથી કહેતા આવ્યા છે, તે પણ સર્વથા વાસ્તવિક છે.

વિજ્ઞાનવાદી બૌદ્ધમા અને તમારામા એટલો જ ભેદ છે કે તેઓ બાહ્ય પદાર્થને માત્ર મિથ્યા માને છે, પણ આંતરજ્ઞાનને મિથ્યા કહેવાની ધૃષ્ટતા ધરાવતા નથી; પણ સત્ય માને છે, પરંતુ તમે તો તેનાથી આગળ વધીને આંતર–બાહ્ય, સર્વ જ્ઞાનને મિથ્યા–માયાકૃત–અવિદ્યા કાર્ય–અસત્ય માનો છો. તમારૂં નાસ્તિક્ય Bishop Berkley અને Hobbes થી

પણ વધે છે, અને કાંઇક અંશે તમોને પૂર્ણ Secptie ની પંક્તિમાં મુકી આપે છે.

માયાવાદીના દૃષ્ટિબિંદુથી બૌદ્ધની સાથે વેદાન્તીનો વાદ જ વ્યાસ સૂત્રમાં કાંઇ વિચિત્ર રૂપ પકડે છે, વિતણ્ડાવાદનુ જ રૂપ ધારણ કરે છે. તત્ત્વદૃષ્ટિથી જે બાહ્ય પદાર્થો સત્ય નથી, તે જ બાહ્ય પદાર્થને સત્ય છે, સ્વપ્નવત્ નથી, એમ બ્રહ્મ-સૂત્રના અર્થાનુસાર શંકર સ્થાપન કરે છે, શંકરની દૃષ્ટિથી એમાં શી સ્વાભાવિકતા છે તે અમને દૃષ્ટિગોચર થતી નથી, કાંઇક વિપરી અવશ્ય જ પ્રતિપાદન થાય છે.

માત્ર વિવાદની ઇચ્છાથી જ બીજાને ખોટા પાડવાને પોતાને ફાવતુ સત્ય માયાવાદીઓએ અંગીકાર કરી લીધુ છે, **બૌદ્ધમતનું ખંડન કરવાનું સ્વરૂપ પણ માન તત્વસૂત્રોની તરફ નજર કરતાં તો માયાવાદીને ઘટતું નથી**, પણ સર્વ સત્યવાદીને જ ઘટે છે.

શંકરના દૃષ્ટિબિંદુથી બૌદ્ધને અને પોતાને જે વિવાદાસ્પદ છે, તે એટલુ જ કે શંકર વિજ્ઞાનને અખંડ-એકતા ધારારૂપ માને છે, અને તેને આત્મા કહે છે, જ્યારે બૌદ્ધ પ્રતિક્ષણે વિજ્ઞાન ભિન્ન ભિન્ન માની તેની માલાને ( series ને ) 'આત્મા' તરીકે સંબોધે છે બન્નેમાથી એક પણ બાહ્ય પદાર્થ સત્ય છે એમ સ્વીકારતા નથી તો સૂત્રકારનું અને માયાવાદીનુ દૃષ્ટિબિંદુ એક જ હોત તો આ બૌદ્ધ મતની સાથે મુખ્ય વિવાદાસ્પદ વસ્તુ પરત્વે જ સૂત્રના અક્ષર યોજેલા હોત, પરંતુ તેમ નથી, તેથી જ માયાવાદી મીમાંસાનો ખરો Interpreter નથી એ સિદ્ધ થાય છે. માત્ર બૌદ્ધ સાથે એવુ છે એમ નહિ પણ વૈશેષિકાદિ મતો સાથે પણ તેમજ છે.

ગુણ તથા ગુણીનો, અથવા ધર્મ અને ધર્મીનો, એ બેનો સમવાય સંબંધ માની નૈયાયિક જે ભેદ માને છે, તેની વિરૂદ્ધ વેદાન્તી ગુણ ગુણીનો કાંઇ પણ ભેદ સ્વીકારતા નથી, અને બન્ને એક જ છે એમ સિદ્ધ કરે છે. અન્યોન્ય વિના એક બીજાનુ અસ્તિત્વ અસંભવિત છે

પણ માયાવાદીની પરમાર્થિક દૃષ્ટિબિંદુથી કેમ તે ચિન્ત્ય છે. તેઓ માત્ર વિતણ્ડાવાદ જ કરે છે. વાસ્તવિક રીતે ધર્મધર્મી ગુણગુણી એ પરિભાષા માયાવાદીને અશક્ય ભાસે છે. એક નિર્ધર્મક, નિર્વિશેષ તત્ત્વ જ સત્ય છે. માત્ર કોઇ વાદી ગુણગુણ્યનો ભેદ અંગીકાર કરે તો તેને જૂઠો પાડવાની ખાતર જ ગુણ અને ગુણી એક છે એમ પણ કહેવુ, હસ્તિદંતવત અને સાથે એમ પણ માનતા જવુ કે એ સર્વ અસત્ય છે પ્રકૃતિકારણવાદી પ્રતિ પણ તમારો વાદ તેવુ જ રૂપ પકડે છે. માયાવાદીનુ નિર્વિશેષ બ્રહ્મ અને માયા અને પ્રકૃતિપુરૂષવાદ એ બેમા એવો શો ફેર છે કે એકથી વિશ્વરચનાની-સર્ગની-અને મોક્ષની અશક્યતા થાય છે, ત્યારે બીજાથી તે એકદમ શક્ય થઇ જાય છે.'

પ્રકૃતિકારણવાદમાં જે દોષો રહે છે, તે અવાસ્તવ માયા અને માયાથી વિભિન્ન બ્રહ્મ માનનારને ત્યાં પણ તદવસ્થ જ રહે છે, તે સિવાય કોઇપણ રીતે આ પ્રપંચનુ વિશેષ ઉદ્ઘાટન તમારા વાદથી થઇ શકતું નથી, અન્તમાં સર્વવાદીઓમાં માયાવાદીની પારમાર્થિક દૃષ્ટિથી વેદાન્તસૂત્રો ( દ્વિતીય અધ્યાયના પ્રથમ બે પાદમાં ) વિતણ્ડાવાદનુ જ રૂપ પકડે છે, વ્યાવહારિક દૃષ્ટિથી જ સર્વશાસ્ત્રો સાથે તેમને ખોટા પાડવા વાદ ઉપસ્થિત થયલો છે,

અને જે જે મતો ( positions ) ત્યાં ગ્રહણ કર્યાં છે, તે તે પારમાર્થિક દૃષ્ટિથી માન્ય નથી, એમ માનવા કરતાં, અર્થાત્ નિષ્પ્રયોજનવાદને તિલાંજલિ આપીને સૂત્રાનુસાર વાસ્તવિક તત્ત્વાર્થેજ વાદ કરવો શું અધિક યોગ્ય નથી? અન્યની પ્રતિના વાદમા સત્યવાદી, અને નિજસિદ્ધાન્તનું ઉદ્ઘાટન થતાં તમે મિથ્યાવાદી–માયાવાદી થાઓ છો. આવી તમારી વિચિત્ર પ્રકારની વિવાદ શૈલી માટે જે અમારા આચાર્યોએ બે પ્રકારના દંતવાલા ગજેન્દ્રની ઉપમા તમને આપી છે તે અક્ષરશ યોગ્ય લાગે છે. પ્રારભમા વેદાન્ત સૂત્રાનુસાર અર્થ કરવાનો ડોળ કરીને પછીથી નનુ.... .નચ ઉમેરીને તે સર્વને ખોટુ સિદ્ધ કરો છો, તેથી તમોને 'મિથ્યા પ્રલાપવાદી' કહ્યા છે. બ્રહ્મના અલૌકિક ધર્મ–સામર્થ્યનો–તિરસ્કાર કરીને, તેમા અશુદ્ધતા આવવાની તમને ભીતિરૂપ કુતર્ક થયો છે, અને તેથી કેવલ શુષ્ક તર્કથી માયાવાદ ઉપજાવ્યો, તેથી જ તમોને 'તસ્કર' પણ કહ્યા છે. अणुमात्रमपि अन्यथा कल्पने दोष स्यात् એમ વેદાદિકના વાક્યપર પૂર્ણ શ્રદ્ધાવાલા, વૈદિક યુક્તિઓને પ્રાયશ સત્ય માનવાવાલા, તેમજ नैषा तर्केण मतिरापनेया એમ જાણનારા સત્યવાદીઓએ તમને अन्यथा सन्तमात्मान योऽन्यथा परिकल्पते ( प्रतिपद्यते )। किं तेन न कृत पाप चोरेणा मापहारिणा ॥

એ ન્યાયથી જ એવું નામકરણ કર્યું છે, વળી તમે જગતને અસત્ય માનો છો, અને પારમાર્થિક દૃષ્ટિથી ઈશ્વરને પણ સત્ય માનતા નથી, તેથી તમોને અસુર પણ કહ્યા છે, એમ અમારી ધારણા છે असत्यमप्रतिष्ठ ते जगदाहुरनीश्वरम् એમ આસુરી બુદ્ધિવાલાને સબોધીને ગીતામા શ્રીમુખોક્તિ છે. સપૂર્ણ શ્રદ્ધા અને ચિત્તશુદ્ધિ વિના વેદવાક્યના તત્ત્વાર્થ માટે જે મિથ્યાભિમાન ધારવું એ જ વૃથા છે ભગવદાશ્રયવિના સ્વપુરુષાર્થમાત્રથી જ તત્ત્વાર્થ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવાવાલાને ક્લેશ અને વિશેષે કરી મિથ્યાચાર પ્રાપ્ત થવાનો જ સંભવ છે, કહ્યું છે કે मामेव य प्रपद्यन्ते मायामेता तरन्ति ते । પણ શ્રદ્ધા વિના આવા લોકોને શબ્દપ્રમાણ પણ પૂરતું નથી. ભગવાન્ તો સાતમા અધ્યાયમા નિજ ત્રિગુણાત્મક માયાથી પોતાને 'પર' કહ્યા છે, એટલે ગુણાતીત કહ્યા છે, એ સ્પષ્ટ છે, તથાપિ મંદમતિ તેને પણ 'સગુણ' કહે છે, એમ કહેવામાં પ્રસ્થાનોનાં પ્રમાણભૂત પણ વાક્યોમા શ્રદ્ધાની ખામી અને નાસ્તિક્ય શિવાય બીજુ કાંઇપણ દૃષ્ટિગોચર થતું નથી. ભગવાન્–શ્રીકૃષ્ણ પોતે અજ અને અવ્યય છે, તોપણ પોતાની યોગમાયારૂપ શક્તિથી પોતે ગુપ્ત થઇ પોતાના ધર્મો સર્વને દર્શાવતા નથી, તેથી તેવા મંદમતિઓ તેમના પરભાવને, કે જે સર્વ વસ્તુપર પોતાનુ સામ્રાજ્ય ચલાવવા શક્તિમાન્ છે તેને, ઓળખતા નથી પોતાના અલૌકિક ગુણાતીત ધર્મોને નહિ જાણનાર પણ જિજ્ઞાસુને શ્રીમદ્ભગવદ્ગીતાના સાતમા, નવમા વગેરે અધ્યાયોમાં તેમજ શ્રુતિઓમા પણ બ્રહ્મને જ કેવલ નપુંસક લિંગમાં જ ઉદ્દેશીને નહિ, પણ પુલ્લિંગમાં પણ આત્મા વા પુરુષના એક અંશમાંથી સર્વ બ્રહ્માણ્ડોની ઉત્પત્તિ કહીને 'કેવલ' બ્રહ્મથી સગુણ બ્રહ્મનો ભેદનિર્દેશ કર્યા વિના જ ગુણાતીતત્વ તેમજ દિવ્યધર્મોપેતત્વ પ્રતિપાદન કરેલુ છે, તો પછી અત્ર વિશેષ કહેવાનું પ્રયોજન જ રહેતુ નથી.

મિ. શ્રૉફ વળી બીજો આક્ષેપ શુદ્ધાદ્વૈત વાદપર મૂકે છે કે તે 'જડવાદ' છે. શાબાશ છે, મિ. શ્રૉફ તમારી બુદ્ધિને! જડ વસ્તુને સર્વવિશ્વનું કારણ માન્યુ હોત તો તમારી વાણીનું ગ્રહણ કરવાને ઘણા લોકો દોડી પડત, પણ તેમ તો બિલકુલ જ નથી. અમે બ્રહ્મને સચ્ચિદાનંદ સ્વરૂપ માન્યુ છે, અર્થાત્ તેમાં સત્, ચિદ્ અને આનંદનો સમાવેશ

થાય છે, જીવમાં આનંદાંશ તિરોભૂત હોય છે, અને જડ પદાર્થોમા ચિદ્ તથા આનંદાંશ ઉભયે તિરોભૂત હોય છે, અને માત્ર સત્ ધર્મ વ્યક્ત રહે છે. પણ આમા તમોને જડત્વનો ક્યા આભાસ થયો? શુ સત્તા જડમા જ સભવે? સત્તા અને જડત્વ એ બે આપની ભાષામા પર્યાયો હશે? આપના વાદમાં સદ્ બ્રહ્મ જડ છે? જરા ધ્યાન આપો જડ પદાર્થો પણ બ્રહ્મનું રૂપરૂપાન્તર, વા પરિણામમાત્ર છે, અને તેમા સત્તાધર્મ અભિવ્યક્ત હોય, ચિત્તા, અને આનંદાંશ તિરોભૂત છે. આ જ અમારા મતનો અભિપ્રાય, એમા તમને અમારૂં બ્રહ્મ જડ છે એવુ ક્યાથી સ્ફુર્યું? શુ આત્મામાંથી આકાશાદિ ભૂતોનો જન્મ શ્રુતિમા વર્ણવ્યો નથી? आत्मन आकाश सभूत વગેરે શ્રુતિને જુઓ. તેથી શું આત્મા જડ પ્રતિપાદન થાય છે ? અમે તો તમારી પેઠે મિથ્યાવાદી નહિ, તેમ જડવાદી પણ નહિ, પરંતુ સચ્ચિદાનંદ કારણવાદી, અથવા તો ચેતનકારણવાદી કહેવા જોઇએ, કારણ કે ચેતનમા પણ સદંશ છે જ અમે તો જડ પદાર્થોને પણ કાંઇક અંશે ચેતન માનીએ છીએ, માત્ર ચેતન તેમા તિરોહિત ( latent ) છે, તેથી ચેતનનો તેમા અભાવ નથી ( આ સિદ્ધાંત એક પદાર્થ વિજ્ઞાની–ડા. બોસે સાબિત કર્યું છે. ) આટલુ જ નહિ પણ પદાર્થ માત્ર આનંદરૂપ પણ છે જ. પરંતુ તે ચૈતન્ય અને આનંદ જડમાં માત્ર તિરોહિત છે, ગુપ્ત છે. સર્વ ચરાચર વસ્તુ અખંડ-પૂર્ણ, સર્વ શક્તિમાન્ બ્રહ્મનું જ સ્વરૂપ અમારા વાદમાં મનાય છે ત્યાં તમારી બુદ્ધિને હિતે જડના ક્યાંથી સૂઝી?

શ્રીનૃસિંહ સ્વરૂપ સ્તંભમાંથી પ્રગટ થયુ તે ત્યા હતુ જ નહિ એમ નહિ, પરંતુ માત્ર બ્રહ્મની અમુક શક્તિઓ ત્યા ગુપ્ત હતી તે નિજેચ્છા માત્રથી આવિર્ભાવ પામી. પણ તમે તો આ પૌરાણિક કથાને પણ મૃગતૃષ્ણિકાવત્ માનતા હશો તમારી અશ્રદ્ધા જ તેમ સૂચવે છે, જે જે ભાવ અમુકરૂપે અસત્ છે, તે પાછા તેજ રુપે સત્ પણ થઇ શકે છે, જે કાંઇ સદ્ વા અસત્ છે તે બ્રહ્મ પોતે જ છે સર્વ વસ્તુ બ્રહ્મરુપ છે એમ સમજવુ છોડી કેવળ 'તું બ્રહ્મ છે" વા "માત્ર જીવજ બ્રહ્મ છે" એટલુ જ માનીને જડ છે તે પણ બ્રહ્મ છે, એ શ્રૌત ઉપદેશને તમે કેમ છોડી દીધો? શ્રુતિમા તો सर्वं खलु इदं ब्रह्म (આ સર્વ ખરે બ્રહ્મ છે) એવો ઉપદેશ છે. નહિ કે सर्वं खलु इदं मिथ्या एव ब्रह्म सत्य जीवश्च (આ સર્વ મિથ્યા છે, બ્રહ્મ સત્ય અને જીવ છે એવો તો કાઇ ઉપદેશ નથી. વક્તવ્ય એટલુ જ છે કે સરળ પ્રામાણિક રીતે જોતા તમારા માયાવાદનો ઉપદેશ ત્રણે પ્રસ્થાનમા કોઈ પણ સ્થળે નથી અધ્યારોપ, અપવાદ, વ્યાવહારિક દ્રષ્ટિ અને પારમાર્થિક દ્રષ્ટિ, કોઇ શ્રુતિ ભાગનો ત્યાગ, કોઇનો અનુગ્રહ, એમ કર્યા વિના તમારા માર્ગનો સ્પષ્ટ ખુલાસો, અને તત્વત તો કાંઇ પણ સ્પષ્ટીકરણ થતુ જ નથી.

આ સઘળું કહ્યા પછી, માત્ર એટલુંજ વક્તવ્ય રહે છે કે બ્રહ્મનુ ત્રિગુણાતીતત્વ, નિર્ગુણત્વ, અક્રિયત્વ, અવ્યયત્વ, સર્વોપેતત્વ, વિચિત્રશક્તિમત્વ વગેરે દિવ્ય ધર્મ તમે અંગીકાર કરો, માયાને બ્રહ્મની શક્તિ માનીને પરમાર્થત ધર્મધર્મીની એકતા સ્વીકારો, માયાને બ્રહ્મથી પૃથક્ ન માનશો, એટલે શુદ્ધાદ્વૈત અને કેવલાદ્વૈત વચ્ચે વિશેષ અંતર ન રહે આથી પ્રસ્થાનત્રય સરલ થઇ જશે અને પ્રાચીન પુરાણો વિષે પણ તમને કાંઇક ન્યુનતાનો વિચાર હશે તે પણ અવશ્ય જ નષ્ટ થશે.

પરબ્રહ્મનુ સર્વશક્તિમત્વ, તેનું માહાત્મ્ય, તેના સઘળા ધર્મોમાં તેમજ મનુષ્યના અંતઃકરણમા અંકુરરૂપે સ્વભાવત રહેલુ છે. બૌદ્ધ વગેરે નાસ્તિક લોકોમા અને અજ્ઞાની જગલી લોકમા પણ એમજ છે કોઇ દિવ્ય શક્તિમત્ વસ્તુને માની, તેની કોઇ પણ પ્રકારે સ્તુતિ ના ભક્તિ કરવાની સ્વાભાવિક વૃત્તિ જોવામા આવે છે, એ જ मत्तः नास्ति पर किंचित् એમ ઉપદેશ કરનાર ભગવાનની વિભૂતિ અને તેનુ સામ્રાજ્ય દર્શિત કરે છે. શુદ્ધ અંત કરણથી યથા તથા ભગવાનને શરણે જઇ, આસુરી પ્રકૃતિ તરવાનો પ્રયત્ન થશે તો જ યોગમાયાવડે ઢંકાયલા ભગવાન્ પોતાનુ સ્વરૂપ દર્શાવી બુદ્ધિને નિર્મલ કરીને, પોતાનો આનદ જે નિજેચ્છાથી ગુપ્ત કર્યો છે, તેજ નિજેચ્છાથી તે પ્રકટ કરશે.

આ Evolution અને Involution ની theory અને વળી તે kinetic and potential energy ના દૃષ્ટાંતથી એક energy માત્ર નહિ પણ સર્વ પદાર્થ માત્રનું conservation માનનાર સત્ય મતનુ જ્યારે ત્યારે પણ સામ્રાજ્ય થયા વિના રહેનાર નથી.

---

# नरसिंह महेता.

'નરસિહ મહેતા' શીર્ષકનો લેખ પુ. ભ. સુના ગત અક ૫–૬ મા પ્રકટ થયો હતો. ઉક્ત લેખમા નરસિહ મહેતાના વાક્યો ટાકીને, તત્પ્રતિપાદિત વિચારોનુ પુષ્ટિમાર્ગના જોડે સામ્ય છે તે દર્શાવીને, એ કાઇક અંશના વિચારસામ્યને આધારે વૈષ્ણવો નરસિહ મહેતાને પુષ્ટિમાર્ગના વર્ધાપક ગણના 'વધૈયા' તરીકે માને છે તે યોગ્ય છે એમ સિદ્ધ કર્યુ હતુ. આ અનુમાન 'ગુજરાતી' પત્રકારને રચ્યુ નહિ, તેથી ક્રોધાવિષ્ટ થઈને, અમે જે વાક્યોથી ઉભયનું સામ્ય દર્શાવ્યુ હતું તેનુ ખડન કર્યા વિના જ, 'क्रोधात् भवति संमोहः, संमोहात् बुद्धिविभ्रम' એ ગીતાવાક્યાનુસાર બુદ્ધિવિભ્રમ થવાથી, યદ્વાતદ્વા લખીને બુદ્ધિવિભ્રમ જ વિશેષત સિદ્ધ કર્યો છે. એ બુદ્ધિવિભ્રમપ્રેરિત લેખમાં જે ઉત્તર યોગ્ય છે તેટલુ જ ઉત્તર અત્ર આપીશું, અને જે પદો તે ગૃહસ્થે ટાકેલા છે, તે જ પદોથી સિદ્ધ કરીશુ કે "વૈષ્ણવો નરસિહ મહેતાને પુષ્ટિમાર્ગનો 'વધૈયો' કહે છે તેનું કારણ માત્ર એટલુ જ કે શ્રીવલ્લભાચાર્યજીના ઉપદેશ જેવો ઉપદેશ નરસિહ મહેતાએ એમના પહેલા કાઇક અંશે કર્યો" તદુપરાન્ત રા. ઇચ્છારામે છાપેલા નરસિંહ મહેતાના કાવ્યસંગ્રહમાથી અન્ય પદો પણ ઉમેરીને 'ગુજરાતી' પત્રકારને વિચાર કરવાનું સોંપીશુ કે ઉક્ત માત્ર લીટીયો જ નહિ પણ પદો પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તને 'પુષ્ટિ આપે છે કે કેમ?' વાચકવર્ગને ન્યાય કરવાનું સાધન મળે એવા ઉદ્દેશે પ્રથમ 'ગુજરાતી'નુ કથન અક્ષરશ ટાકીશુ અને પછી અમારૂ વક્તવ્ય કથીશુ.

૧ "એ 'પુષ્ટિભક્તિસુધા' કે 'નિન્દાપુષ્ટિભક્તિસુધા'? કોઇ એક મી. રસોઇવાળાએ 'નિન્દાપુષ્ટિસુધા'મા દેખાવ દીધો, અને યદ્વાતદ્વા બકારો કીધો છે એ મી રસોઇવાળાનું પોતાનુ નામ કે બાપનું નામ જ નથી, એટલે રસોઈવાળામાં કોને સમજવો? રસોડામા રહેનારા દેડા, હજી, ચમાર, કોળી, કાછિયા, બ્રાહ્મણ, વાણિયા, નેપી, ડોસી, મુસલમાન એ બધા શું રસોઇવાળા ન ગણાય? તો પછી એમાં કયો રસોઇવાળો સમજવો? સુધારાવાળાઓ કહે છે કે ગુણકર્મથી જ જાતિ માનવી તો તે નિયમાનુસાર આ નિદાપુષ્ટિસુધાના નિદા કરનારાઓને કઇ જાતિમા મૂકવા?"

અત્ર પ્રત્યુત્તર આપવાની જરૂર નથી. ડભોઇવાલાની જાતિ તો જે છે તે છે જ 'પુષ્ટિભક્તિસુધા'ને 'નિન્દાપુષ્ટિસુધા' એ વિકૃતિનામ આપવામાં એટલી બધી ગહન બુદ્ધિનો ઉપયોગ થઈ ગયો છે કે નિન્દા પુષ્ટિ અને સુધા (અમૃત) એ ત્રણેની અસંગત સંગતિ કરવામાં આવી છે. (એ ગૃહસ્થના પુછવા પ્રમાણે) નિન્દાપુષ્ટિસુધાના (એટલે પુષ્ટિભક્તિસુધાના) નિન્દા કરનારાઓને કયી જાતિમા મૂકવા ? પ્રત્યુત્તર એટલુ જ કે જે જાતિમા મૂકવા આપને શોભે તે જાતિમા. નિન્દાપુષ્ટિસુધા નામ કલ્પીને પુષ્ટિભક્તિસુધાના નિન્દા કરનારાઓની જાતિ વિષે તો આપને જ ખબર. ન ખબર હોય તો સત્યકામવત્ સ્વમાતૃશ્રીને પૂછવુ.

૨ એ મી ડભોઈવાળા એમ કહે છે કે નરસિંહ મહેતાના કેટલાંએક પદોમા પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો મળી આવે છે, માટે તે શ્રીવલ્લભાચાર્યના સંપ્રદાયનો વધૈયો છે !!! કારણ કે નરસિંહ મહેતાએ પુષ્ટિમાર્ગના જેવો સિદ્ધાંત શ્રીવલ્લભાચાર્યની પૂર્વે જણાવેલો છે !!! અર્થાત્ જે કોઈનામા શ્રીવલ્લભાચાર્યના સંપ્રદાયના પુષ્ટિમાર્ગના સિદ્ધાન્ત જેવો સિદ્ધાન્ત મળી આવે તેને પુષ્ટિમાર્ગનો વધૈયો માનવો જ ! નરસિંહ મહેતાના સમયમા ઇરાન અને ઉત્તર હિંદમા થયલા કેટલાક ફારસી સુફી કવિઓમા પણ પુષ્ટિમાર્ગના જેવા વિચારો કોઇ કોઇ જગ્યાએ મળી આવે છે તો તેમને પણ પુષ્ટિમાર્ગના વધૈયા શું ન ગણવા ?

મી. ડભોઈવાળા એમ કહે છે કે નરસિંહ મહેતાના કેટલાક પદોમા પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો મળી આવે છે, માટે તે શ્રીવલ્લભાચાર્યના સંપ્રદાયનો 'વધૈયો' છે આમા ડભોઇવાલાએ ખોટુ શુ કહ્યુ ? શુ ડભોઇવાલાએ ઉભયનું સામ્ય દર્શાવનારા પદો ટાંક્યા ન હતા ? જો તે ટાંકેલાં પદોમા પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો નથી એમ ગુજરાતીએ સિદ્ધ કર્યું હોત તો જૂદી વાત. પરન્તુ નિન્દાની ઇચ્છાથી માત્ર યદ્વાતદ્વા જ લખી માર્યું છે. જો ઉક્ત પદોમાથી પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો મલે છે તો પછી નરસિંહ મહેતાને પુષ્ટિમાર્ગનો વધૈયો કહેવામા શો અન્તરાય તે ગૃહસ્થને નડે છે ? જેને અંગ્રેજીમા 'Forerunner' કહે છે તેને જ ગુજરાતીમા 'વધૈયો' કહે છે જેમ અરૂણ સૂર્યનો વધૈયો છે, તેમ નરસિંહ મહેતો પુષ્ટિમાર્ગનો વધૈયો છે. જેમ અરૂણમા સૂર્યના સર્વ ગુણ નથી હોતા, છતા ઉદય પામતા સૂર્યનો સૂચક છે, તેમ નરસિંહ મહેતામા શ્રીવલ્લભાચાર્યજીના સર્વ સિદ્ધાન્તો ન હોય તોપણ કંઇક અંશે સામ્ય હોવાથી તદુદયનો સૂચક છે. ભરતખંડના જે ભાગમા શ્રીવલ્લભાચાર્યજીનો સંપ્રદાય વિશેષ પ્રચલિત છે તે ભાગના અન્ય મહાપુરુષો પણ શ્રીકૃષ્ણના જ એકાન્ત ભક્ત હોય અને જેમના ટાઇમ પછી તરત જ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનુ પ્રાકટ્ય થયુ હોય, તેવાઓને પણ અંશતઃ 'વધૈયા' માનવામા અમારી ક્ષતિ નથી શ્રીમાન્ વલ્લભાચાર્યજીની વધાઈ તેમના જ સંપ્રદાયના પ્રાન્તમા હોઈ શકે, વ્યતિરિક્તમા નહિ નરસિંહ મહેતામા શ્રીવલ્લભાચાર્યના સર્વ સિદ્ધાન્તો ન હોય તોપણ કંઇક અંશે સામ્ય હોવાથી તદુદયનો સૂચક છે વર્ધાપક છે, તેમા અસત્ય રા. ડભોઇવાલાએ શુ કહ્યુ ? આ અનુમાનને વ્યતિરેક રીતે મૂકવાનુ પ્રયોજન જ નથી, તથાપિ નરસિંહ મહેતામા અને પુષ્ટિમાર્ગમા સામ્ય એટલુ બધુ છે કે જે પદો ગુજરાતી પત્રકારે માયાવાદના માની ટાંક્યા છે તે જ પદોમાથી પુષ્ટિમાર્ગનુ તત્ત્વ એમને ન સૂઝ્યું તે ઉપરથી એમ અનુમાન થાય છે કે જેમ રા ઇચ્છારામ નરસિંહના કાવ્યો છાપવા છતાં નરસિંહના સિદ્ધાન્તના અજ્ઞાની હતા તેમ આધુનિક ગુજરાતી પત્રકાર પણ અજ્ઞ છે, અને પણ કંઈક વિશેષ અંશે આ વાત આગલ સ્પષ્ટ થશે.

૩. " હવે ત્યારે 'નિંદાપુષ્ટિસુધા'ના મહાન્ લેખકાચાર્ય મી. ડભોઇવાળાને હું પૂછું છું કે નરસિંહ મહેતાનાં પદોમાં શ્રીમન્ જગદ્ગુરુ શંકરાચાર્યના સિદ્ધાન્તોનાં નીચેના પદો છે તેનું શું? હું તો કહું છું કે નરસિંહ મહેતો માયાને તરી ગયા હતા અને તેને પુષ્ટિમાર્ગ કે પુષ્ટિભક્તિ કશા સાથે સંબંધ ન હતો. મી. ડભોઇવાળાની પેઠે તે મતાંધ ન હતો. નીચેની લીટીઓ પુષ્ટિમાર્ગના સિદ્ધાંતને પુષ્ટિ આપે છે કે કેમ તે મી. ડભોઇવાળા કહેશે તો બસ છે"

અહિં 'ગુજરાતી'ના લેખકના અજ્ઞાનની અમને દયા આવે છે. બિચારાને નથી માયાવાદનો ગંધ કે નથી પુષ્ટિમાર્ગનો સુવાસ શંકરાચાર્યનું મત જો ખબર હોત તો આવા પુષ્ટિમાર્ગનો ઉપદેશ કરનારાં પદો ન જ ટાંકત. એ પૂછે કે નીચેનાં પદોનું શું? તો એનું ઉત્તર એ જ કે એ પદો બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના પોષક છે, માયાવાદના નહિ જ. જો નિશ્ચય ન થતો હોય તો આ લેખનું મનન કરજો, અને તેથી પણ સતોષ ન વળે તો રા. મગનલાલ શાસ્ત્રી અથવા તો માયાવાદના મર્મજ્ઞ રા. હિંગલાલ શ્રૉફની પાસે જજો નરસિંહમહેતા માયાને તરી ગયા હતા તેની ડભોઇવાલાએ ના કયારે કહી હતી, તેમ તે 'મતાંધ' હતા તેવું પણ કયારે કહ્યું હતું? કેવલ સ્વમતાંધતાથી અન્યપર મતાંધતાનો આરોપ કરવો, તેના કરતા કંઇ નરસિંહકાવ્યનો જ વિશેષ અભ્યાસ કર્યો હોત તો ઠીક પરિણામ મલત. પણ પ્રસંગ આવ્યો છે, તેથી એમણે ટાંકેલા પદો માયાવાદ નથી શિખવતા તે સિદ્ધ કરીશું, પછી ઉક્ત પદો માયાવાદને "પુષ્ટિ આપે છે કે કેમ તે મિ. ગુજરાતીના લેખક કહેશે તો બસ છે."

૪. "જાગીને જોઉં તો જગત્ દીસે નહિ, ઉંઘમા અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચ મહાભૂત પરબ્રહ્મવિષે ઉપન્યા, અણુ અણુ માંહી રહ્યો રે વળગી,
ફૂલને ફલ તેતો વૃક્ષના જાણવા, થડ થકી ડાળ તે નહિ રે અળગી.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલ વિષે ભેદ નોયે,
ઘાટ ઘડયા પછી નામરૂપ જૂજવા અન્તે તો હેમનું હેમ હોયે.
જીવ ને શિવ તો આપ ઇચ્છાએ થયા મલી પ્રપંચ ચૌદ લોક કીના,
ભણે નરસૈયો તે જ તું, તે જ તું, એને સમર્યાથી કંઈ સન્ત સીધ્યા"

આ પદમાં માયાવાદનો ગંધ નથી, પ્રત્યુત બ્રહ્મવાદ પ્રતિપદ ઝલકે છે. નરસિંહ કહે છે કે જ્યારે હું જાગીને અર્થાત્ વિદ્વદ્દશામાં જોઉં છું ત્યારે આ જગત્ જગદ્રૂપ નથી દિસતું, પરન્તુ બ્રહ્મરૂપ દેખાય છે, અર્થાત્ અજ્ઞાનદશામાં જ જગદ્ બ્રહ્મથી ભિન્ન લાગે છે; આવું અવલ સૂજે છે. આ પ્રથમ પંક્તિ યદ્યપિ બહુ સ્પષ્ટ નથી, તો પણ ત્યાર પછીની સર્વ પંક્તિઓમાં શુદ્ધ સનાતન બ્રહ્મવાદ જ પ્રકાશે છે. આ ચિત્તચૈતન્યવિલાસ તદ્રૂપ અર્થાત્ બ્રહ્મરૂપ જ છે, કારણ કે બ્રહ્મ બ્રહ્મની પાસે લટકા કરે છે, જગદ્રૂપે બ્રહ્મ ખેલે છે આ શ્લોકમા જગત્નું મિથ્યાત્વ સિદ્ધ થતું નથી, પ્રત્યુત આગલી તુકોમાં પ્રકટ ઉપદેશેલુ કારણ અને કાર્યનું, અગ્નિ અને અંશનું અનન્યત્વ, જેવુ બ્રહ્મવાદમાં મનાય છે તેનુ જ, અને તે જ દષ્ટાન્તોથી, નરસિંહે વર્ણવ્યુ છે. આ પ્રકારના અનન્યત્વનું ખંડન શાંકરભાષ્યના ૨-૧-૧૪ સૂત્રમાં જોઈ લેવા રા ગુજરાતીના લેખકને સૂચના છે આ પદમા માયાવાદનો ગંધ માયાભ્રમિતબુદ્ધિને જ આવે. પંચમહાભૂતની-અર્થાત્ સકલ જડ પદાર્થની ઉપપતિ

પણ બ્રહ્મા (બ્રહ્મવિષે જ), બ્રહ્મ એ સર્વમાં કારણરૂપે અનુસ્યૂત છે "અણુ અણુ માંહી રે રહ્યા રે વળગી,". આ સકલ જડજીવાત્મક પ્રપંચ બ્રહ્મથી ભિન્ન નથી, અનન્ય છે, તે દર્શાવવાને દૃષ્ટાન્ત આપે છે કે વૃક્ષના થડથી ડાલ જૂદી નથી, ફૂલ અને ફલ પણ વૃક્ષનાં જ છે, વૃક્ષથી ભિન્ન નથી, અનન્ય છે. આ સિદ્ધાન્ત પ્રામાણિક છે, તે દર્શાવવાને શ્રુતિ અને સ્મૃતિની સાક્ષિતા આપે છે, આ સિદ્ધાન્ત બ્રહ્મવાદ–વૈદિક છે દૃષ્ટાન્તથી વિશેષ કથે છે કે કનકની (કારણની) અને કુંડલની (કાર્યની) વચ્ચે ભેદ નથી, જેમ કનક કુંડલરૂપે પરિણમવા છતાં કનક જ રહે છે, તેમ બ્રહ્મ જગદ્રૂપે પરિણમવા છતાં અવિકૃત જ રહે છે, બ્રહ્મરૂપ જ રહે છે વાચકે વિવેકથી જોવું કે આ તે અવિકૃતપરિણામવાદ કે માયાવાદ? સુવર્ણના ઘાટ ઘડાય છે ત્યારે જૂદાં જૂદાં નામ અને રૂપ પ્રાપ્ત કરવા છતાં કુંડલાદિ સુવર્ણ જ છે, તેમ બ્રહ્મને જગદાદિ ભિન્ન ભિન્ન નામ અને રૂપ હોવા છતાં જગદાદિ બ્રહ્મરૂપ જ છે, જગદાદિ આમ બ્રહ્મરૂપ હોવાથી સત્ય છે, મિથ્યા નહિ. શ્રીમદ્વલ્લભાચાર્યજીવત્ નરસિંહ પણ કનક કુંડલનું શ્રીમદ્ભાગવતોક્ત દૃષ્ટાન્ત આપે છે તે પણ અસ્મદુક્ત જ સિદ્ધ કરે છે. વળી છેલ્લી તુકમાં સંપ્રદાયમાં મનાતું બ્રહ્મનું ઐચ્છિક પરિણામ પણ નરસિંહ દર્શાવે છે, નહિ કે માયાવાદમાં મનાતું માયાનું પરિણામ, વા બ્રહ્મનો વિવર્ત. જીવ ચૌદ લોક વગેરે આપ જ, બ્રહ્મ જ, આપની ઇચ્છાથી થયા આ પ્રકારનું બ્રહ્મમાહાત્મ્યગાન કરતાં કરતાં કેટલાક મુનિઓ સિદ્ધિને પામ્યા. 'તે જ તું' 'તે જ તું' મા એક સદ્ગત લેખકે કહ્યું છે તેમ 'तत्त्वमसि'નું તાત્પર્ય નથી, પરન્તુ 'તું હિ' 'તું હિ ના જેવો ભક્તનો જ ઉદ્ગાર છે, અહિ નરસિંહ સૂચવે છે કે જે બ્રહ્મ અવિકૃત રહીને સ્વેચ્છાથી જીવજડાદિરૂપે થયા તે તું અદ્વિતીય જ છે, અને ભગવન્માહાત્મ્યનું ગાન કરે છે આવો ઉક્ત પદનો સરલ વાક્યાર્થ છે. સાત્વિક વાચકને માલૂમ પડશે કે આ પદમાં જેને માયાવાદનું દર્શન થાય છે, તે કેવલ શાંકરમતના અધ્યારોપથી જ જો આ વિવેચનથી એ અધ્યારોપનો અપવાદ થશે તો આ ચર્ચા પણ ફલપ્રદ થઈ ગણાશે ધ્યાનમાં રાખવાનું છે કે નરસિંહ મહેતા શાંકરમતમાં મનાતા 'तत्त्वमसि'ના ભ્રાન્ત અર્થમાં પોતાને બ્રહ્મ કહેવડાવવા કે થવા નથી ઇચ્છતા, પરન્તુ 'एकमेवाद्वितीयम्' શ્રુતિ પ્રમાણે બ્રહ્મ તો એક જ અને અદ્વિતીય છે, તેથી આનન્દથી 'તે જ તું' 'તે જ તું, અર્થાત્ 'તુંહિ' 'તુંહિ'નો ઉચ્ચાર ભગવન્માહાત્મ્યગાન કરતા રહે છે

૫. અસ્યા ભૂલ મા ભૂલ મા ભક્તિ ભૂધરતણી કારમી માયા જોઈ કાં રે હરખે,
સ્વપ્નની વાતમાં શું રે રાચી રહ્યો, પ્રેમદૃષ્ટિ કરી હરિને નિરખે.
શાને તે દેહ ધરી, સમરને શ્રીહરિ, આવ્યો સંસારમાં શું રે કરવા,
માયાની જાળમાં મોહ પામી રહ્યો, અવનિપર અવતર્યો સાર ભરવા.

આ પદમાં શાંકરમતનું ખાસ શું છે તે દર્શાવવા રા. 'ગુજરાતી' લેખકે પ્રયત્ન કર્યો હોત તો ઠીક થાત. આ પદમાં 'કારમી માયા' અને 'માયાની જાળમાં મોહ પામી રહ્યો' એ શબ્દો મોટા અક્ષરે છાપ્યા છે, તે ઉપરથી એમ અનુમાન થાય છે કે આ શબ્દોથી શાંકર મત સિદ્ધ થાય છે એમ રા. 'ગુજરાતી' લેખક માનતા હશે. પરન્તુ આ પણ ભ્રાન્તિ છે. અત્ર નરસિંહ જણાવે છે કે, ભૂધરની–કૃષ્ણની–કારમી–દુસ્તર–વ્યામોહક માયા–જોઈને શું હરખે છે, હે જીવ તું ભૂધરતણી–કૃષ્ણની–ભક્તિને ભૂલીશ નહિ. આ સ્વપ્ન જેવી વાતમાં–સંસારમાં–તું

શું મોહ પામે છે ? માયામોહ–સાંસારિક સુખનો–ત્યાગ કરીને પ્રેમદષ્ટિથી (જ્ઞાનદષ્ટિથી નથી કહેતા તે ધ્યાનમાં લેવું) હરિનુ દર્શન કર. પ્રભુનું દર્શન પ્રેમથી થાય છે. આ સંસારમા તે દેહ શાને વાસ્તે ધર્યો છે ? શ્રીહરિનું સ્મરણ કર. જો એમ, હે જીવ, તું નહિ કરે તો દુસ્તર એવી પ્રભુમાયામા તુ મોહ પામતો પૃથ્વી ઉપર ભારરૂપ છે. અત્ર સંસારની મોહકના દર્શાવીને પ્રેમદષ્ટિથી પ્રભુનું દર્શન અને સ્મરણ કરવાનું નરસિંહે જે ઉપદેશ્યુ છે તેથી માયાવાદ તો સિદ્ધ થતો જ નથી, કારણ કે માયાવાદમા જીવ સ્વય બ્રહ્મ જ હોવાથી પ્રેમદષ્ટિથી વલી બીજા કયા શ્રીહરિનુ દર્શનસ્મરણ કરવાનુ તેમા હતું ? માયાવાદની દષ્ટિથી તો આ પદ કેવલ અસંગત જ ઠરે છે.

૬. પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી પરહરી થડ શું ડાળે વળગે,
ઈશને ઈર્ષ્યા છે નહિ જીવપર આપણે અવગુણે રહોરે અળગો,
પ્રપચ પરહરો, સાર હૃદયે ધરો, ઉચરો હરિ મુખે અચલ વાણી,
નરસૈયા, હરિતણી ભક્તિ ભૂલીશ મા, ભક્તિ વિના બીજું ધૂલધાણી.

નરસિંહ ઉપદેશે છે, હે જીવ, તારા પ્રૌઢ પાપથી તારી બુદ્ધિ પ્રભુથી પાછી ફરી છે, હે જીવ તું થડ–મૂલસ્વરૂપ–કૃષ્ણને પરહરીને–ત્યજીને–ડાલને–શિવાદિ–વિભૂતિને શા માટે વલગી રહ્યો છે? અર્થાત્ તું મૂલસ્વરૂપ કૃષ્ણનું ભજન કર ઈશને–કૃષ્ણને–જીવ ઉપર ઈર્ષ્યા નથી, પ્રભુ તો દયાલુ છે, પરન્તુ તારા પોતાના અવગુણથી તુ પ્રભુથી અલગો–દૂર–રહ્યો છે. હે જીવ લૈકિક ખટપટરૂપ પ્રપચનો ત્યાગ કર, અને મુખમા અચલ–નિત્ય–હરિનામનો ઉચ્ચાર કર. એજ સાર હૃદયમા ધર. હે જીવ હરિની ભક્તિવિના અન્ય સર્વ ધૂલધાણી છે, વ્યર્થ છે. આ પદમાં માયાવાદ ક્યા પદમા ઝલકે છે તે તો ગુજરાતીના લેખકનું હૃદય જ જાણે. આ જ પદનો ભાવાર્થ ગ્રહણ કરીને નરસિંહના ઉપદેશને જો એ અનુસર્યા હોત તો અમો નિશ્ચયથી કહીશુ કે પ્રભુના નિત્ય નામોચ્ચારથી એમનુ પણ ગાઢ તમસ્ દૂર થયા વિના રહત જ નહિ.

૭ ધ્યાન ધર હરિતણું અલ્પમતિ આળસુ જે થકી જન્મના દુ:ખ જાયે,
અવર ધંધો કરે, અર્થ કંઈ નવ સરે, માયા દેખાડીને મૃત્યુ વાહે.
પટક માયા પરિ અટક ચરણે હરિ, વટક આ વાત સુણતાજ સાચી,
આશનું ભવન આકાશ સુધી રચ્યું મૂઢ એ મૂલથી ભીંત કાચી.
અંગ જોબન ગયું, પલિત પિંજર થયું, તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું.
ચેતરે ચેત દિન ચાર છે લાસના લિંબુ લ્હેકાવતા રાજ લેવું.

સરસ ગુણ હરિતણા જે જને અનુસર્યા, તેતણા સુજશ તો જગત્ બોલે,
નરસૈયા રંકને પ્રીત પ્રભુશું ઘણી, અવર વેપાર નહિ ભજન તોલે.

આ પદમા નીચે કાઉસમા મૂકેલી બે પંક્તિ ગુજરાતીના લેખક કેમ લખતા નથી ? શુ નરસિંહ મહેતાના ઉપદેશથી જે પ્રભુભજનવિનાનો, પુષ્ટિભક્તિસુધાને નિંદવાનો, વ્યાપાર પોતે માંડ્યો હતો તેની ગ્લાનિ આવી ? નરસિંહ મહેતા ખરૂં જ કહે છે જે લોકો હરિના સરસ રસપૂર્ણ ગુણોને અનુસર્યા છે તેનો આ જગતમાં સુયશ જ ગવાય છે. આ સમગ્ર પદમાં હરિભક્તિની યેન કેન પ્રકારેણ આવશ્યકતા દર્શાવી છે, અને સાંસારિક સુખની નિર્થકતા દર્શાવી છે. આ પદમાં માયાવાદના વિશેષ ગુણો દર્યાં છે ? માયાવાદમાં જીવ સ્વય

અક્ષ હોવાથી. વલી ભક્તિની આટલી બધી આવશ્યકતા દર્શાવવામાં નરસિંહ મહેતાએ રા. ગુજરાતીના લેખકના મત પ્રમાણે અક્ષમ્ય ભૂલ નહિ કરી કહેવાય શું ?

૭. ' જાતી રહેશેરે જુવાનીને પછી થાશે હાનિ,
છાનામાના જમડા આવશે લેઈ જાશે તાણી.
માટે તમો માયા ત્યજીને થાઓને જ્ઞાની,
નરસૈયાનો સ્વામી સાચો દુનિયા દિવાની '

આ પદમાં પણ વૈરાગ્યનો બોધ છે માયાવાદનું અન્યત્ કાંઈ નથી. ' માયા ત્યજી થાઓ ને જ્ઞાની ' આ શબ્દો મોટે અક્ષરે છાપ્યા છે, તેથી ગુજરાતીના લેખકને અહિં સંશય છે એમ લાગે છે, તો તેનું નિરાકરણ કરીએ. અત્ર માયાશબ્દનો અર્થ મમતા–મોહ–જેવો થાય છે, તે મમતાનો ત્યાગ કરીને પ્રભુનું જ્ઞાન મેલવો.

આ ચાર પાંચ પદોમા માયાશબ્દ આવે છે તે ઉપરથી, ગુજરાતીના લેખક એવુ માનતા લાગે છે કે જ્યાં જ્યા માયાશબ્દ આવે ત્યા ત્યા માયાવાદ જ છે. પરન્તુ ' માયા ' શબ્દથી કંઇ માયાવાદ સિદ્ધ થતો નથી. માયાશબ્દ અનેકાર્થ છે. ભાસ્કરાચાર્ય માયાશબ્દથી પ્રસદ્દશન્ય' અર્થ સમજે છે, રામાનુજાચાર્ય આશ્ચર્યવિશેષ સમજે છે, શંકરાચાર્ય સદસત્–અનિર્વચનીય–કંઇક સમજે છે, અને શ્રીમદાચાર્ય સર્વભવનસામર્થ્ય સમજે છે. માયાશબ્દ વિષે' વિશેષ ઊહાપોહ જાણવાની ઇચ્છા હોય તો રા. ગુજરાતીના લેખકે પુ ભ. સુ ના પ્રથમ વર્ષના અંક ૧૧–૧૨ જોવા, તે ઉપરથી સ્પષ્ટ સમજાશે કે માયાશબ્દથી પારિભાષિક માયાવાદ માનવા જવું એ કેવલ ભ્રાન્તિ છે मम माया दुरत्यया ઇત્યાદિ સ્થલોમા પ્રભુ ે માયાને સ્વશક્તિ તરીકે વર્ણવી છે, અને તેજ અર્થ સૂપપન્ન છે. પ્રભુએ સ્વલીલા આ. ઙન રહે એવા આશયથી સ્વમાયાને દુસ્તર કરી છે. એ પ્રભુની માયાને શાકર **સદસત્ અનિર્વચનીય** માયા સાથે સ્વલ્પાંશે પણ સંબંધ નથી.

૮. નરસિંહ મહેતો ગુરૂની પણ ભક્તિ કરવાનું કહે છે –
ભવસાગરમાંરે ગુરૂ નાવે હું ચઢયો રે
ગોવિન્દથી અધિકારે સદ્ગુરૂ ગુણનિધિરે '

આ પદમાં તો માયાવાદ જ છે એમ રા. ગુજરાતીના લેખક કહેતા હોય તો ધન્ય છે એની બુદ્ધિને ? યોગ્ય ગુરની ભક્તિ કરવામા પુષ્ટિમાર્ગના વૈષ્ણવો કોઇ પણ પ્રકારે ન્યૂનતર નથી. માયાવાદમાં તો स्वप्रवृत्तिविघातेन गुर्वादीना च दूषणात् સ્વપ્રવૃત્તિ માત્ર માયાજન્ય સદસત્ હોવાથી શૂન્યવત્ છે, અને ગુર્વાદિક મિથ્યા હોવાથી તેમની ઉપાસનાદિ પણ ગૌણિક જ છે આ પ્રમાણે કેટલાક પદો ટાંકી રા. ગુજરાતીનો લેખક આલાપે છે કે—

* આવા એક નહિ પણ અનેક પદો અને વાકયો નરસિંહ મહેતાના પદોમા છે તેનો ખુલાસો એ મી ડભોઈ વાળા શું કરશે? મી ડભોઈવાળા પોતે પુષ્ટિભક્તિના જ્ઞાનમા અ ધબનેલા એટલે તેમનીનજરે નરસિંહમહેતાનું સત્યસ્વરૂપ ઉલટું ભાસે છે. નરસિંહ મહેતામા જ્ઞાનનું અભિમાન હતુ નહિ, અભિમાન એ અ ધકાર છે, અને જ્ઞાન એ તેજ છે, એ બેનો એક સ્થાને સંભવ નથી નરસિંહમહેતાને અભિમાન તો હતુંજ નહિ તે પરમજ્ઞાની હતા માટેજ ઢેડને ત્યાં ભજન ગાવા ગયા હતા, વળી તેની ભક્તિ એકદેશી નહિ પણ સર્વદેશી હતી તે પણ ગુરૂને સેવવાના ઉપદેશથી જણાય છે. નરસિંહમહેતાનો એક જ હેતુ હતો કે ગમે તે જા.યી ઈશ્વરને ભજો. મી. ડભોઇવાળા જણાવે છે કે નરસિંહમહેતો વિશુદ્ધ પરમ

શ્રીકૃષ્ણનો ઉપાસક ભક્તજ્ઞાની નહતો, પણ ગોપિકાના જેવો જ્ઞાનના અભિમાનથી શૂન્ય કેવલભક્ત હતો ! આ બેનું આરોપણ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું નરસિંહમહેતાનાં ચારિત્ર્યમાં આરોપણ કરવાને થયલું છે, બીજું કંઈ નથી નરસિંહમહેતાને તો જગત્ મિથ્યા હતું, માટે માણેકમહેતીનો સ્વર્ગવાસ થયો ત્યારે તેણે ગાયું કે 'ભલું થયું ભાગી જંજાલ હવે ભજશું શ્રીગોપાલ '

ગ. ગુજરાતીના લેખકે આપેલાં પદોમાં માયાવાદ નથી જ, પરન્તુ બ્રહ્મવાદ અને ભક્તિમાર્ગ છે એમ અમે દર્શાવી આપ્યું છે. હજી પણ બીજાં પદો હોય તો અમારી કને લાવવા વિનતિ છે. અમે એમનો નિશ્ચય કરી આપીશું કે નરસિંહમહેતાના પદોમાં કદાપિ પણ માયાવાદ દૃષ્ટિગોચર થતો નથી. 'અમારૂં કહેવું છે કે આવાં એક નહિ પણ અનેક પદો અને વાક્યો નરસિંહ મહેતાનાં કાવ્યોમાં છે તેનો ખુલાસો ' એ રા. ગુજરાતીનો લેખક શો કરે છે ! એ પદો નીચે અમે ટાંકીશું. રા. ગુજરાતીના લેખક પોતે માયાવાદના અજ્ઞાનવડે "અંધ" બનેલા છે એટલે તેમના નજરે નરસિંહ મહેતાનું સત્ય સ્વરૂપ પણ ઉલટું ભાસે છે. નરસિંહ મહેતાને જ્ઞાનનું અભિમાન હતું, અથવા નરસિંહ દેહને લ્યા ભજન કરવા નહોતા ગયા, એવું ડમોઇવાલાએ ક્યારે કહ્યું છે? સનાતનીના વર્ણાશ્રમના અને મિથ્યા જ્ઞાનના અભિમાનથી 'શૂન્ય' એમ કહીને નરસિંહને દીન ભક્ત કહ્યા છે. વલી, નરસિંહે ગુરુભક્તિનો ઉપદેશ કર્યો એટલે તે સર્વદેશી છે, તો પછી પુષ્ટિમાર્ગમાં ગુરુને પુરુષોત્તમ માનીને સેવવાનો ઉપદેશ છે તે સર્વદેશી કેમ નહિ? એનો ખુલાસો રા ગુજરાતીનો લેખક કરશે કે? શું ગુજરાતીના લેખક એમ તો નહિ કહેતા હોય કે પુષ્ટિમાર્ગમાં ગુરુભક્તિ કરવાનો ઉપદેશ નથી ! વલી, ઉપાસક ભક્તજ્ઞાની અને જ્ઞાનાભિમાનશૂન્ય ભક્ત એ ભેદ રા.ગુજરાતીના લેખકને નરસિંહના ચારિત્ર્યાંશ ઉપર મિથ્યા આરોપણરૂપ લાગે છે, પરન્તુ એ પણ મૂર્ખજલ્પિત છે. 'તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે' એ પદથી નરસિંહ મહેતા દર્શાવે છે કે જ્ઞાન તુચ્છ છે, અને 'ભક્તિવિના બીજું ધૂલધાણી' એ પદથી ભક્તિવિના ઇતરનું ધૂલધાણીપણું દર્શાવે છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે નરસિંહને બ્રહ્મવાદીય જ્ઞાન હોવા છતાં પણ તે જ્ઞાન તુચ્છ લાગવાથી કેવલ ભક્તિથી જ પ્રભુભજન કરવાનું તેમણે સ્વીકાર્યું. વલી, 'ગમે તે ભાવથી ઈશ્વરને ભજે એ જ હેતુ નરસિંહનો છે.' તો, તેની ના ડમોઇવાલાએ ક્યારે કહી? પરન્તુ એ તો 'न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति' એ શ્રીમુખના વાક્યાનુસાર યોગ્ય જ છે, તથાપિ જો પ્રભુનો રસ જ અનુભવવો હોય, આનન્દમય રમેશનો અનુભવ કરવો હોય, તો તો નરસિંહ મહેતાના શબ્દોમાં 'રસભર્યું રૂપણું નાથ નોહરા કરે તે નહિ નારી અવતાર પામે' દર્શાવ્યા પ્રમાણે ગોપિકાના જેવો જ્ઞાનાભિમાનથી શૂન્ય પ્રેમભાવ પ્રાપ્ત થાય ત્યારે જ થઇ શકે. વલી, લેખક લખે છે કે 'નરસિંહમહેતાને તો જગત્ મિથ્યા હતું,' પરન્તુ તેના તાત્પર્યનો વિચાર કરવાનું લેખક ભૂલી ગયા છે, તે અત્ર દર્શાવીશું. ઉત્કટ વૈરાગ્યને લીધે અને પ્રભુમાં અત્યન્ત નિરોધને લીધે નરસિંહને જગત્ સ્વરૂપાનંદની અપેક્ષાએ મિથ્યા લાગ્યું હોય તો તેમાં અમને પ્રતિબંધ નથી. જગત્ સ્વસત્તાથી સત્ય નથી, પરન્તુ પ્રભુસત્તાથી જ સત્ય છે. આ પણ તુષ્યતુ દુર્જનઃ એ ન્યાયથી કહીએ છીએ. બાકી નરસિંહ મહેતાના રા. ઇચ્છારામના છાપેલા પદસંગ્રહમાં એવું એક પદ પણ દૃષ્ટિએ પડ્યું નથી કે જ્યાં નરસિંહે જગત્‌ને મિથ્યા કહ્યું હોય. પણ તેમને તો મિથ્યા પ્રપંચ જ કરવો છે. જ્યારે સંસારબંધનનો નાશ થયો ત્યારે પ્રભુભજનમાં અન્તરાય થતો અટકે છે તે દર્શાવવાને નરસિંહે માણેક મહેતીના ગોલોકવાસ થયે ગાયું કે 'ભલું થયું ભાગી જંજાલ સુખે ભજશું

શ્રીગોપાલ,' આમાં સંસારની જાલ ભાગવાથી સુખેથી ભગવાન ભજાશે એટલું જ તાત્પર્ય નીકલે છે, શંકરપંથમાં મનાતું જગન્મિથ્યાત્વ નથી નીકલતું.

'વૈષ્ણવના લક્ષણ આપતાં કહે છે કે —

'હરિ વૈષ્ણવજનના કીયારે લક્ષણ છાપા તિલક તુલસીની માલારે'

તેમ બીજી જગ્યાએ તે એમ પણ કહે છે કે–શંકર ત્રુઠે રે ભોળા શંકર ત્રુઠે

× × ×

ધનભાગ્ય તે ઉભો નિરખું, શ્રીસદાશિવ ચરણે રે;
ગંગાધરને ગોકુલપતિમાં જે કોઈ જાણે ભેદ રે
ભણે નરસૈંયો વૈષ્ણવ નહિ એ અધમ જાત કહે વેદ રે.

× × ×

જ્યાં લગી આત્મા તત્વ ચિન્યો નહિ, ત્યાં લગી સાધના સર્વ જુઠી,

× × ×

શું થયું તપને તીર્થ કીધા થકી, શું થયું માલ ગ્રહી નામ લીધે,
શું થયું તિલક ને તુલસી ધાર્યાં થકી, શું થયું ગંગ જલપાન કીધે,
એ છે પ્રપંચ સહુ પેટ ભરવા તણા, આત્મારામ પરબ્રહ્મ ન જોયો,
ભણે નરસૈંયો કે તત્ત્વદર્શન વિના, રત્નચિન્તામણિ જન્મ ખોયો.'

આ પદો ટાંકવાનું શું પ્રયોજન હશે તે સ્પષ્ટ સમજાતું નથી, આ પદોમાં શિવસંબંધી પદો બાદ કરતાં, અવશિષ્ટ પદોમાં પ્રતિપાદન કરેલો સિદ્ધાન્ત પુષ્ટિમાર્ગને સર્વથા સંમત જ છે પ્રભુદર્શનવિના આ સર્વેચ્છાપૂરક જન્મ જ વૃથા છે, તો પછી વૈષ્ણવોના બાહ્ય ચિહ્નો, તિલકમાલા વગેરે, પ્રભુમાં આસક્તિને અભાવે આડંબરમાત્ર હોય એમાં શું આશ્ચર્ય.' પ્રભુમાં આંતર પ્રેમ, આસક્તિ, અને વ્યસન સિદ્ધ થવામાં જ બાહ્ય અંગભૂત તિલકમાલાનો ઉપયોગ છે. તિલકમાલા તિલકમાલાને જ માટે નથી, પરંતુ પ્રભુની આંતર ભક્તિને માટે છે આત્મતત્ત્વ પણ જીવાત્મા નહિ, પરન્તુ પરમાત્મા, જ્યાંસુધી હૃદયમાં પરમાત્મા નથી વિરાજતા ત્યાંસુધી સર્વ સાધન વૃથા જ છે. અત્ર નરસિંહમહેતા ખરેખર શુદ્ધ પુષ્ટિનો જ ઉપદેશ કરે છે

હવે, શિવવિષે પ્રશ્નના પ્રત્યુત્તરમાં નરસિંહમહેતાના જ પદો ટાંકીશું, ને તે પણ ગુજરાતીવાલા રા. ઇચ્છારામના શોધેલા અને તત્પુત્ર રા મણિલાલે પ્રકટ કરેલા કાવ્યસંગ્રહમાંથી જ, તે પદોમાં નરસિંહ મહેતા જાતે જ ગોકુલપતિ–કૃષ્ણ અને શિવનો ભેદ દર્શાવે છે. એનો ખુલાસો રા. ગુજરાતીનો લેખક કરશે તો ઉપકાર થશે.

પૃષ્ઠ ૬૧૦, પદ ૧૦૩

ગોઠડી મીઠડી ગોકુલાધીશની, શ્રવણ સુણતાં પરમપ્રેમ જાગે,
સકલ સિદ્ધાન્તનું સાર કૌતુક કથા, સર્વથા સંદેહ ભાગે,
ભણે પંડિત ઘણા ઘા કરી ગાગરી પાંગલી ગુર પછે કરે રે ચર્ચા;
કો કહે ઇશ (મહાદેવ) આરાધના સાધતા, કોઇક ગજાનન કો અંબ અર્ચા
વેદાર્થ તે વદે, ધર્મ નવ અણુ હરે, શાસ્ત્ર સિદ્ધાન્ત સુપને ન જાણે,
તકને ખાર જેમ, વીરને કુબુદ્ધ હોય, ચરમને ચીર સરખા વખાણે
તેને કારણ એકો મને નવ ગમે, મન રમણ ગોકુલાધીશ ચરણે
ભણે નરસૈંયો એ વાતો વના આજ પપાળ કેમ પડ કરણે

આ પદમાં ઈશ, ગજાનન, અંબા, સર્વને દીન દર્શાવી ગોકુલાધીશને પરમ શરણના વિષય તરીકે સ્વીકાર્યા છે.

પૃ૪. ૫૮૯.

નરસૈંયાચો સ્વામી ભક્તવત્સલ, હર બ્રહ્માદિક ન કળાયો રે.

૪૭૬ પૂર્ણ પુરુષોત્તમ, નવરંગી ત્યજી, અન્ય દેવે જેનું મન મોહે,
કોટિ ચિન્તામણિ કામધેનુ ત્યજી મહિષિના પુત્રનું દૂધ દોહે;
ગર્ગઋષિ જશ ગાય જેનો સદા નારદ નામ મુખથી ન મૂકે,
તે બ્રહ્મ દ્વાર આવીને ઉભા રહ્યા, ગોપિકા મુખ જોવાને ઢૂકે.
અજ ભવ સુરપતિ સ્વપ્ને પેખે નહિ, નેતિ નેતિ કહી નિગમ વામે,
/ નરસૈંયો રંક જશ ગાઇને રીઝવે સહસ્ર મુખે શેષ પાર ન પામે.

આ પદમાં જ અજ (બ્રહ્મા) ભવ-(શિવ) સુરપતિ-(ઇન્દ્ર) એ સર્વને, અને વેદને પણ, પૂર્ણ પુરુષોત્તમ કૃષ્ણનું સ્વરૂપ અગમ્ય છે એમ કહ્યું છે. અહિં શિવનો અને ગોકુલાધીશનો ભેદ નરસિંહે દર્શાવ્યો છે કે નહિ? જુઓ તમારૂં પોતાનું જ પ્રસિદ્ધ કરેલું ભાગવતનું ભાષાંતર ब्रह्मादयोऽपरमेष्ठिपुरोगा कश्मल ययुरनिश्चिततत्त्वा । આ પદમાં પ્રથમ પંક્તિથી અનન્યાશ્રયનો ઉપદેશ નરસિંહ કરે છે તે વિસ્મરવું જોઇએ

૪૭૭. અરે ગોકુલાધીશથી તો શું પણ ગોપીના ચરણરજની ઉપાસના શિવાદિ કરે તો પછી ગોપીપતિની જોડે શિવનો તો ભેદ સ્પષ્ટ જ છે.

સારમાં સાર અવતાર અબલાતણો જે બલે બલભદ્રવીર રીઝે,
પુરુષ પુરુષાતન શું કરું હે સખી, જેથી નહિ માહરું કાજ સીજે.
મુક્તિપર્યન્ત તો પ્રાપ્તિ છે પુરુષને, સત્ય જો સેવકભાવ રાખે,
રસભર્યું રૂપરસણું, નાથ નોહરા કરે તે નહિ નારી અવતાર પાખે.
ઇન્દ્ર આદિક અજ ઇશ ને મહામુનિ ગોપિકા ચરણરજ તેહ વંદે,
ગોપીથી આપનું અધમપણું લેખવે નરપણું નવ રુચે આપ નંદે.
વેદ વેદાન્ત ઉપનિષદો ખટ મળી જે મથીને રસ પ્રકટ કીધો,
તે રસ ભાગ્યનિધિ ભામિની ભોગવે, અહોનિશ અનુભવ સંગ લીધો.

૩૬૨ પદ-૧૬૭.

શિવને વિરંચી રે મહા મોટા મુનિ રે જેને નવ જડ્યો એહનો પાર.

૩૧૨. ૧૧૪.

શિવ સનકાદિકને રે સ્વપ્ને નહિં આવ્યા હરિ રે, તે હરિ રમે હમારી સાથ

જે પ્રભુ શિવ સનકાદિકને સ્વપ્ને નથી આવતા તે પ્રભુ અમારી (ગોપિકાની) સાથે રમે છે. ત્યાં ગોપીથી પણ અધઃકક્ષા શિવાદિની નરસિંહે જણાવી, તો પછી કૃષ્ણનો શિવથી કેટલો ઉત્કર્ષ નરસિંહે દર્શાવ્યો હશે તે જણાય.

શિવનાથી ઉત્કર્ષ દર્શાવનારાં પદો આ પ્રકારે થોડાંક અત્ર દર્શાવ્યા છે. વિશેષજિજ્ઞાસાવાળા વાચકોએ નરસિંહકાવ્યસંગ્રહ વાચવો: બ્રહ્માદિકનાથી ઉત્કર્ષ પણ તેવી જ રીતે નરસિંહે દર્શાવ્યો છે. ટાંકેલા પદોમાં પ્રથમ અનન્યાશ્રય ઉપદેશ છે, દ્વિતીયમાં કૃષ્ણનું અનન્યાશ્રયત્વ

વડે વેદાતીતત્વ ઉપદેશે છે, તૃતીયમા કૃષ્ણરસ પ્રાપ્ત કરવાને પુરૂષની અનધિકારતા અને સ્ત્રીત્વની આવશ્યકતા ઉપદેશે છે, અને તે ત્રણે પુષ્ટિમાર્ગના પોષક છે આ પદો ઉપરાંત જ્ઞાનથી ઉત્કર્ષ બતાવનાર અને પુષ્ટિભક્તિ અને બ્રહ્મવાદબોધક પદો નીચે આપ્યા છે આ પદો વાચવાથી વાચકનો નિશ્ચય થશે કે રા ગુજરાતીના લેખક કેવલ ઈર્ષ્યાપ્રયુક્ત મિથ્યા પ્રલાપ જ કરે છે. તે પદો ટાકતાં પહેલાં એક પદ એમણે આપેલુ છે તે પણ વિચારી લઈએ.

૧૦. 'નવધામા તો નહિ નરવેરો, દશધામા દેખાશેરે
અચલ રસ છે એની પાસે, તે પ્રેમીજનને પાશેરે
અદ્વૈત બ્રહ્મ અનુપમ લીલા અસ ખપ ગુરુનો એરોરે,
યોગ યજ્ઞ જપ તપ મુનિ દુર્લભ, માને તેવો મેવોરે.
જ્યા લગી જ્યમ છે ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહિ વહાલોરે.
આવે ના જાએ, જાએ ના આવે નહિ ધર્યો નહિ ઠાલોરે
પૂર્ણાનન્દ પોતે પુરુષોત્તમ, પરમ અતિ છે એનીરે
એ પદ ક્ષર અક્ષરની ઉપર તમે જો જો ચિત્તમા ચેતીરે
હું હું જશે દુઃખ ટળશે નિર્ભય થાશો નિરખીરે
ભલે મળ્યો નરસૈયાચો સ્વામી, હુ હૈયામા હરખીરે'

આ પદને ટાંકેલું જોઈ ને રા ગુજરાતીના લેખક ઘટ્ટકુટીપ્રભાતન્યાયને અનુસરતા હોય એમ લાગે છે નરસિંહ મહેતાના પદમા શ્રીમદ્વલ્લભાચાર્યજીનો સિદ્ધાન્ત નથી અને માયાવાદ જ છે એમ દર્શાવવા પ્રયત્ન કરવા છતા, પ્રત્યેક પદમાથી બ્રહ્મવાદ અથવા પુષ્ટિમાર્ગ નિકલે છે, તેમાં વલી આ પદ તો પુષ્ટિમાર્ગને અત્યન્ત પોષે છે. આ પદમાં 'અદ્વૈત બ્રહ્મ અનુપમ લીલા' એ શબ્દોને તેમણે મોટા ટાઇપમાં છાપ્યા છે; તે ઉપરથી એમ અનુમાન થાય છે કે ગુજરાતીના લેખકને આ શબ્દોમા કાઇક માયાવાદનો ગધ આવતો હશે, પરન્તુ આ પણ એઓની ભ્રાન્તિ છે. માયાવાદમા બ્રહ્મ તો કેવલ નિર્ગુણ, નિરાકાર, નિરવયવ, નિરંજન, ઇત્યાદિ છે, તે બ્રહ્મને વલી લીલા કેવી ? વસ્તુતઃ આ શબ્દો દર્શાવે છે કે બ્રહ્મ અદ્વિતીય છે, અને તેની લીલા પણ તેના જેવી જ અનુપમ છે. એ બ્રહ્મ (કૃષ્ણ) ક્ષર અને અક્ષર બ્રહ્મથી પણ પર છે ક્ષરાક્ષરાતીત પુરુષોત્તમ અનુપમ લીલાવિશિષ્ટ છે, તે નવધા ભક્તિથી પ્રાપ્ત થતા નથી, યોગ, યજ્ઞ, જપ, તપ, મુનિ વગેરેને પણ દુર્લભ છે. એ પૂર્ણાનન્દ પ્રભુ તો કેવલ પ્રેમૈકલભ્ય છે. તદ્રસનુ પાન પ્રેમી જનથી, ગોપિકાજનોથી, જ થઇ શકે છે. પૂર્ણાનન્દ પુરુષોત્તમ ક્ષરાક્ષરાતીત અનુપમ લીલાવિશિષ્ટ કૃષ્ણને નિરખશો ત્યારે અભય પ્રાપ્ત થશે. અહતા મમતા ટલશે આવા પ્રભુ 'આવે નહિ જાય પણ નહિ' અર્થાત્ નિત્ય છે. 'વધે નહિ તેમ ઘટે પણ નહિ'—પૂર્ણ છે આ ઉપરથી વાચકોને સ્પષ્ટ પ્રતીત થશે કે જેમ જેમ ગુજરાતીના લેખક અધિકાધિક શકા કરે છે તેમ તેમ અધિકાધિક પુષ્ટિમાર્ગ અને બ્રહ્મવાદ નરસિંહ મહેતાના પદોમાથી નીકળે છે. આથી આપણે આશીર્વાદ આપીશુ કે ગુજરાતીના રા શકાશીલ લેખક ચિરંજીવ રહો અને આવી શકા કરતા રહો કૃષ્ણને નરસિંહ ક્ષર અને અક્ષરથી અતીત કહે છે, તે માયાવાદથી વિરુદ્ધ, હોવાથી મણિલાલ નભુભાઇ ધૃષ્ટતાથી 'यस्मात् क्षरमतीतोऽहमक्षरादपि चोत्तम अतोऽस्मि लोके वेदे प्रथित पुरुषोत्तम' એ ગીતા શ્લોકના અર્થને મચડવાનો મિથ્યા પ્રયાસ કરે છે તે પણ વિચારણીય છે.

૧૧ ગુજરાતીના લેખકની એક બે આનુષગિક શંકા નીચે પ્રમાણે છે.

૧. મી. ડભોઇવાળાનો બીજો એક અકાણ્ડતાણ્ડવ આ વીશમી સદીમાં નોંધવા જેવા છે તે. રાજેશ્રી જણાવે છે કે "સ્ત્રી સિવાય પ્રભુનો રસ કોઇથી અનુભવ શકાય એમ નથી." જેવું પિંડે તેવું બ્રહ્માંડે. માત્ર મારો પ્રશ્ન એ છે કે પુષ્ટિમાર્ગના સ્થાપક સ્ત્રી હતા કે કેમ ! જો તેમ નહિ હોય તો તેઓએ સ્ત્રીનો અનુભવ કેમ જાણ્યો હશે ? અને ખાસ કરીને હાલમા મી. ડભોઈવાળાએ કેમ જાણ્યું હશે ? તેમને એનો અનુભવ થયો છે ખરો ?

૨ નરસિંહ મહેતો તો મી. ડભોઈવાળાથી ઉલટુ જ કહે છે તે નીચેના પદ પરથી જણાવશે.

ધન વૃન્દાવન ધન એ લીલા, ધન એ વ્રજના વાસી,
અષ્ટ મહાસિદ્ધિ આગણિયેરે ઉભી, મુક્તિ છે એમની દાસી.
એ રસનો સ્વાદ શંકર જાણે કે જાણે શુક જોગીરે,
કાંઈ એક જાણે વ્રજનારે ગોપી, જાણે નરસૈ યો ભોગીરે

નરસિંહ મ્હેતા તો કહે છે કે પ્રભુનો રસ તો પુરૂષ શંકર કે શુક જોગી બરાબર જાણે, પણ વ્રજની ગોપી તો માત્ર કાઇ એક જાણે. સાચો અનુભવ કોનો ? મી ડભોઇવાળાનો કે 'નરસિંહ મહેતાનો ? આવા ખોટા વલખા કરનારા પ્રેમલાઓને હુ નરસિંહ મહેતાનો જ શબ્દોમાં કહીશ કે

' રઝડતી રાડના રડવડતા છોકરા, કોઈ ચિશ્રા દઇ ઠોર આણે,
અ ધ ગુરૂએ વળી નિર ધ ચેલા કર્યા, બ્રહ્મની વાત તે શુ રે જાણે
ભરમે ભૂલા ફરે, આન દે આથડે, પૂર્ણ બ્રહ્મ પોતે ન જાણે.
સ્વપ્નાનુ સુખ સાચુ કરી લેખવે પાસેથી પ્રભુને દૂર વખાણે
મૂરખ મમતા કરે ભૂતલ સમતા ફરે, જેને રીઝવ તે કર્મ કાંડ.
શ્રીમન્તનુ સુખ નિર્ધનને ન મળે, વાદ કરે ને વિધે વખાણે,
નિર્ગુણ નાથને નિરખી તે નવ શકે, સગુણને સરતે ન જાણે
ચેતન નિ દા કરે જડની વ દના કરે અચેત ભૂલ્યો ફરે ભિન્નભાવ આણે.
અગમ ગુરૂ થકી નિગમ શિષ્ય નીપજ્યા, બુધની વાતનો ભેદ જાણે.
પાસેથી અન્ય અળગો રે દેવે નહિ નરસૈ યો પાસુ તે કોણ તાણે.'

આ બે શંકાનું પ્રત્યુત્તર ઉપરની ચર્ચામા આવી ગયુ છે. તથાપિ ગુજરાતીના ચિ. લેખકને વિશેષ બોધ થાય એવા ઉદ્દેશથી સહજ લખીશુ. 'સ્ત્રીસિવાય પ્રભુનો રસ કોઇથી અનુભવી શકાય એમ નથી' આ રા. ડભોઇવાલાના વાક્યમા ઉક્ત લેખકને ગહન સંદેહ રહ્યો છે, તો તેનુ નિરાકરણ નીચે પ્રકારે છે ઉક્ત વાક્ય 'રસભર્યું રસણ નાથ નોહરા કરે તે નહિ નારી અવતાર પાખે' એ નરસિંહ મહેતાની પક્તિના વિવરણરૂપે લખાયુ હતું. નરસિંહ મહેતાનુ મત એવું હોય, અને તે રા. ગુજરાતીના લેખકને ન રુચે તેમાં રા. ડભોઇવાલા શુ કરે ? નરસિંહ મહેતા તો કહે છે ( ઉક્ત પક્તિની પૂર્વ પંક્તિઓમાજ ), કે

' સારમા સાર અવતાર અબલા તણો, જે બલે બલભદ્ર વીર રીઝે,
પુરુષપુરુષાતન શુ કરૂં હે સખી, જેથી નહિ આદરુ કાજ સાજે.
મુક્તિ પર્યન્ત તો પ્રાપ્તિ છે પુરુષને, સત્ય જો સેવકભાવ રાખે,
રસભર્યું રસણ, નાથ નોહરા કરે, તે નહિ નારી અવતાર પાખે.
ઇન્દ્ર આદિક અજ ઇશને મહામુનિ, ગોપિકા વ્રજ તેહ વ દે,
ગોપીથી આપનુ, અધમપણુ, લેખવે નરપણુ ન રૂચે આપ નદે '

વળી,

મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિરે જોગી,
પ્રેમ ને જોગ તો વ્રજતણી ગોપિકા અવર વિરલા કોઇ ભક્ત ભોગી

× × × × ×

મેં ગ્રહ્યા હાથ ગોપીનાથ ગરવાતણો અવર બીજુ કાંઇએ ન ભાવે,
નરસૈંયો મહામતિ, ગાય છે ગુણ કથી, જતિ, સતીને તો સ્વપ્ને ન આવે.

ઉક્ત પદોથી એટલું તો સિદ્ધ થાય છે કે નરસિંહના મતે પુરુષ જો પ્રભુમા સત્ય સેવકભાવ–દાસભાવ–રાખે તો એની ગતિ મુક્તિપર્યન્ત છે, પરન્તુ ચતુર્મુક્તિથી અતીત પૂર્ણાનન્દ કૃષ્ણના રસાનુભવપર્યંત તો નથી જ આ જ કારણથી ઇન્દ્ર, મહાદેવજી, બ્રહ્માજી વગેરેને નરપણુ રુચતુ નથી, અને કૃષ્ણરસનો અનુભવ થતો નથી, તેથી પોતાનુ ગોપીથી અધમપણું પણ ૯્.વ છે, એટલુ જ નહિ, પરન્તુ તે મહાનુભાવિનીઓ ગોપીઓની ચરણરજને વદન કરવામા કૃતાર્થતા માને છે. કૃષ્ણપ્રેમને યોગ્ય તો કેવલ વ્રજગોપિકા જ છે, તે સિવાય અન્ય કોઇ હોય તો તે કોઇ વિરલ ભક્ત જ (અને તે પણ શ્રીગોપીજનના અંશ હોય તે જ) હોઈ શકે. નરસિંહ મહેતાને ગોપીનાથ–કૃષ્ણ–સિવાય અન્ય ભાવતું નથી. જે કૃષ્ણરસ સ્ત્રીભાવથી પોતે અનુભવે છે, તે યતિને નામ સન્યાસીને અને સતીને તો એના મતે સ્વપ્ને પણ આવતો નથી.

શ્રીમદ્વલ્લભાચાર્યજીએ કૃષ્ણરસનો અનુભવ કેવી રીતે કર્યો તે વૈષ્ણવોને સુપરિચિત છે, એટલે તેના વિવેચનની અહિં આવશ્યકતા નથી રા ગુજરાતીના લેખકને જિજ્ઞાસા હોય તો શ્રીમુરલીધરદાસવિરચિત શ્રીવલ્લભાચાર્યચરિત, અને શ્રીમદગ્નિકુમારપ્રોક્ત સર્વોત્તમસ્તોત્રનુ તેમણે અનુસધાન કરવું.

બીજી શંકા 'ધન વૃન્દાવન' ઇત્યાદિ પદની છે. ઉક્ત પદની છેલ્લી પક્તિ ૧૫–૨–૧૪ ના ગુજરાતીમા જણાવ્યા પ્રમાણે અશુદ્ધ છે. તેમા જણાવ્યુ છે કે છેલ્લી પક્તિ 'કાઇએક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈયો ભોગી રે' એમ નથી, પણ 'કે જાણે છે વ્રજની નારી, કે જાણે નરસૈયો ભોગીરે' કદાચિત્ પ્રથમ દર્શાવેલી પક્તિ શુદ્ધ હોય તો પણ ઉપર છાપેલા પદોથી ગુજરાતીના લેખકે તેનો કરેલો અર્થ અશુદ્ધ જ છે. ઉક્તપક્તિનો અર્થ એમ થાય છે એ રસ તો વ્રજની કેટલીએક (સર્વ નહિ) ગોપીઓ જાણે છે, કે નરસૈયો જાણે છે. આ જ અર્થ યુક્ત છે, કારણકે શ્રીગોપીજનમાં પણ માતૃભાવવતી શ્રીયશોદાદિને પણ શ્રીરાધાદિ ગોપિકાઓના જેવો રસાનુભવ નથી.

વાચકવર્ગને હવે નરસિંહનુ સત્ય સ્વરૂપ સ્પષ્ટ થયુ હશે. પુરુષ ચાકરનુ જે પદ ટાક્યુ છે, તેથી વિરુદ્ધ નરસિંહના અનેક પદો ટાક્યા છે, અને સિદ્ધ કર્યું છે કે શિવાદિને એ રસનો અનુભવ નથી, એટલું જ નહિ પણ એ અનુભવની ન્યૂનતાને લીધે શિવાદિને 'નરપણુ' રુચતુ નથી, અરે નદરાયજીને પણ રુચતું નથી, માતૃભાવથી શ્રીયશોદાને જે અનુભવાનન્દ મલે છે, તે પિતૃભાવ કરતા અધિક છે માટે

ઇન્દ્ર આદિક અજ ઈશને મહામુનિ ગોપિકાચરણરજ તેહ વદે,
ગોપીથી આપનુ અધમપણુ લેખવે નરપણું નવ રુચે આપ નદે

આ ચર્ચાની અન્તમા કહેવુ જોઇએ કે નરસિંહ મહેતાને આરભમા શિવદ્વારા કૃષ્ણ-ભક્તિ પ્રાપ્ત થઈ હશે, અને તેથી જ રા ડસોઇવાળાએ લખ્યું હતુ કે 'કઇક અંશે'

'સર્વાંશે નહિ', નરસિંહે શ્રીવલ્લભાચાર્યના જેવો ઉપદેશ કર્યો. જેમ જેમ નરસિંહની કૃષ્ણભક્તિ વૃદ્ધિગત થઈ અને જ્યારે કૃષ્ણરસનો પરમ અનુભવ થયો ત્યારે એને લાગ્યુ હોવું જોઇએ કે કૃષ્ણ જ પરમવસ્તુ છે, શિવાદિને પણ પૂર્વે દર્શાવ્યા પ્રમાણે એની ગમ નથી. શુદ્ધાદ્વૈત જ્ઞાન પણ તત્ત્વનુ તુચ્છ ટુંપણુ છે, અને કૃષ્ણરૂપ પરમફલના અધિકારી તો કેવલ વ્રજની ગોપિકા જ છે, તેથી જો જે રસનો અનુભવ ગોપીઓએ કર્યો તે રસનો અનુભવ કોઇએ કરવો હોય તો પુરુષાભિમાન ત્યજી, ગોપવધૂનું હૃદય અનુભવી, પ્રભુ કૃષ્ણને હૃદયમાં પધરાવવા, તેમ કરવાથી નરસિંહવત્ વિરલભક્તયોગાન્તપાતી થવાશે નરસિંહના પદોમા શુદ્ધ બ્રહ્મવાદનુ વર્ણન કરેલુ છે, અને તે જ જ્ઞાનને પણ પાછુ તત્ત્વનુ તુચ્છ ટુંપણુ કહ્યુ છે, તે ઉપરથી સમજાશે કે સદ્ગત ઇચ્છારામે કરેલુ અનુમાન કે નરસિંહ પ્રથમ ભક્ત હતો અને પછી જ્ઞાની થયો તે અસગત ઠરે છે. રા. ઇચ્છારામનુ અનુમાન કેવલ વાચોવિજ્ઞાપન છે, કારણ કે જો નરસિંહ અન્ત સમયે જ્ઞાની હોત તો જ્ઞાનને તત્ત્વનુ તુચ્છ ટુંપણું ન કહત, તેમ ભક્તિનો પણ ઉત્કર્ષ ન ગાત. જુઓ.

પ્રેમરસ પાને તુ મોરના પિચ્છધર, તત્ત્વનું ટુંપણુ તુચ્છ લાગે,
દૂબળા ઢોરનું, કુશકે મન ચળે, ચતુર્ધા મુક્તિ તેઓ ન માગે
પ્રેમની વાત પરીક્ષિત પ્રીછયો નહિ, શુકજીએ સમજી રસ સતાડયો,
જ્ઞાન વૈરાગ્ય કરી ગ્રન્થ પૂરો કર્યો, મુક્તિનો માર્ગ સૂધો દેખાડયો
મારીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિરે જોગી,
પ્રેમને જોગ તો વ્રજ તણી ગોપિકા અવર વિરલા કોઇ ભક્ત ભોગી.
પ્રેતન મુક્તિ તો પરમવલ્લભ સદા હેતના જીવ તે હેતુ ત્રુટે,
જન્મોજન્મ લીલારસ ગાવતા લહાણના વહાણ જેમ દ્વાર છૂટે.
મે ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરવા તણો અવર બીજુ કાંઈએ ન ભાવે,
નરસૈયો મહામતિ ગાય છે ગુણ કથી જતિ સતીને તો સ્વપ્ને ન આવે.

સદ્ગત ઇચ્છારામના અનુમાનનુ ચૂર્ણશ ખંડન કરવાને તેમ પ્રતિપદ પુષ્ટિમાર્ગને અનુસરતુ છે તે સિદ્ધ કરવાને પણ આ પદ પૂરતુ છે.

અત્ર કહેવુ જોઇએ કે નરસિંહ મહેતામા શ્રીવલ્લભાચાર્યજીના સર્વ સિદ્ધાન્તો મલી આવતા ન હોય તો પણ એના પદોમાથી પ્રકટ થતું તાત્પર્ય શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તને બહુધા મલતુ આવે છે, અને તે સત્ય તે સમયનુ ભારતવર્ષમા સર્વત્ર બ્રહ્મવાદ અને શુદ્ધ કૃષ્ણભક્તિનુ સામ્રાજ્ય સૂચવે છે નરસિંહ પોતે બ્રહ્મવાદી હતા, નહિ કે માયાવાદી, કૃષ્ણરૂપ પરમતત્ત્વને માયાવાદિવત્ કેવલ ગુણશૂન્ય નહોતા માનતા, પણ અલૌકિક ગુણના નિધિ અને પ્રાકૃત ગુણશૂન્ય માનતા હતા. જુઓ,

મન વચન સાધન ચાતુરી અને અગમ અગોચર જેહ છે,
બ્રહ્મવાદ નિર્બોધ છે તેને સમજશે તે કોણ છે.
એવો રત્નકોશ છે નિધાન ગુણનો, નિગમે નિર્ગુણ ભાખીયે,
વેદ લિદ્ધાં વિધિભેદ બોઢે દયાનિધિ કરી દાખીએ
સ્નેહ કીરણ મહાસારથી શીતલ શ્રીરંગ અંગે સનેપ્યો,
તેજ તનયા તારુણીશું રૂપ રંગે શું રંગ્યો

તારુણ્ય કોટિક તેજ રસમા મય ક મહામતિ પરસહે,
સહેજ કર્તવ્ય કામ ભેદે કારજ કારણ નવ લહે।
નવપલ્લવ જોબન શ્રીવૃન્દાવન તેની શોભા શ્રવણે ન સમાય,
સ સારમા સન્મુખ ક ! સ્તુતિ ટળી નિન્દા થાય

આ અને આવા અનેક પદો છે કે જે ઉપરથી નિષ્પક્ષપાતી બુદ્ધિમાન્ વાચક સમજી શકશે કે નરસિંહ મહેતા પુષ્ટિમાર્ગને કેટલો મળતો આવે છે? ઉભયની વચ્ચે અન્તર છે, અને તે આ છે કે સપ્રદાયમા શ્રીમદાચાર્યના ચરણદ્વારા શ્રીકૃષ્ણભક્તિ પ્રાપ્ત થાય છે, ત્યારે નરસિંહને આરંભમા શિવદ્વારા કૃષ્ણભક્તિ પ્રાપ્ત થઈ હશે, પણ તે આરંભમાં જ, કારણ કે અન્ય પદોમા એ દર્શાવે છે કે ગોપીઓએ અનુભવેલો રસ શિવાદિને પણ સ્વપ્ને નથી મળતો (જુઓ ઉપર ટાંકેલા પદો) હજુ પણ જો ગુજરાતીના લેખકને સતોષ ન થતો હોય તો જે પદથી એમણે સિંહાવલોકનનો ઉપસંહાર કર્યો છે, તેજ નરસિંહના પદનુ અનુસધાન કરી, નરસિંહના કહેવા પ્રમાણે સસારાસક્તિનો ત્યાગ કરી, નરસિંહકાવ્યનો શુદ્ધ ભાવથી અભ્યાસ પુન આરભવો, એટલે તત્ત્વ સ્વત સ્ફુરશે વસ્તુત નરસિંહ ગુજરાતી કવિ છે, અને શ્રીમદાચાર્યજી તૈલંગ બ્રાહ્મણ છે, એટલે એક બીજાના વિચાર વાચીને ગ્રહણ કરવાનો કોઇ પણ પ્રકારે સભવ નથી, તેમ શ્રીમદાચાર્યજી જેવા સમર્થ માયાવાદકરીન્દ્રદર્પદલન વેદ-વેદાતના ભાષ્યકાર અને સસ્કૃત પડિત ગુર્જર નરસિંહના કાવ્યો વાચીને પોતાનો સિદ્ધાન્ત નિર્ણય કરે તે પણ અસગત અને અસ્વાભાવિક છે, પરન્તુ ઉભયનુ વિચારસામ્ય તે સમયનું ભારતવર્ષમા સર્વત્ર પ્રસરી રહેલુ બ્રહ્મવાદ અને કૃષ્ણભક્તિનુ સામ્રાજ્ય જ સિદ્ધ કરે છે આથી ગોવર્ધનરામની કલ્પના (!) કે 'નરસિંહના બીજરૂપ ઉપદેશને શ્રીવલ્લભાચાર્યે વિકસાવ્યો' કે એક અન્ય સાહિત્યરત્નવાળા ગ્રેડ્યુએટની કલ્પના કે 'બે વર્ષના બાલક શ્રીવલ્લભાચાર્યને નરસિંહના વિચારો માર્ગદર્શક થઈ પડ્યા (!) એ ઉભય કલ્પના અસગત ઠરે છે. નરસિંહની વિચારદિશા શ્રીમદાચાર્યજી જેવી ખરી, પરન્તુ ઉપકાર તો સર્વથા નહિ નરસિંહ મહેતા, દયારામ, નિર્લયરામ ભટ્ટ, રા કેશવલાલ ધ્રુવના પૂર્વજ નાગજીભાઈ વગેરે નાગરોની પરમ ગતિ શ્રીકૃષ્ણમાં જ હતી, તેથી સિદ્ધ થાય છે કે તા. ૧૫-૨-૧૪નો ગુજરાતીનો દાસાનુદાસ-નામક ચર્ચાપત્રી લખે છે કે 'નાગરોને શિવ સિવાય અન્ય ગતિ નથી' એ પણ ભ્રાન્તિમૂલક છે, ઇતિહાસનું એ લેખક ખેદકારક અજ્ઞાન પ્રકટ કરે છે.

વળી જુઓ,

સહસ મુખ કરી ગોપીને, અમર્દ અમર્દ નીત નીત બોલે,
તે વહાલાને તે ઉરપર રાખ્યો, કમલાજી નહિ તુજ તોલે
શામલીઓ વર અતિશય બલીયો, તુજ આગલ દીન કહાડે
ધન ભાગ્ય ધન જોવન તારૂ વણ તેડ્યો ઘેર આવે
અનન્ત કોટિ બ્રહ્માડતણો પતિ સુરીનર સ્વપ્ને ન આવે
શિવ વિરચિ જેનુ ધ્યાન ધરે રે તે તુજને લાડ લડાવે.
પ્રેમ વિના પુરૂષોત્તમ દુર્લભ કોટિ જન્મ તપ સાધે
જનો જન્મ સૈયો રે જપતો એ લગ્નની પ્રેમરસ વાધે.

× × +

સેજ તણુ સુખ કહ્યુ નવ જાયે જે પીયુજી પ્રેમ ધરી રે
જેનું ધ્યાન ધરે બ્રહ્માદિક તેશું રંગ રમી જે.
દુર્જન કેરું કાંયે ન ચાલે, જેને સન્મુખ સ્વામીરે
નરસૈંયાચા સ્વામીશું રમતાં અબલા આનન્દ પામી.

× × × ×

વિવિધનો વિનોદ કરતી મનશું. ગોપીનાથ વશ કીધો રે,
જે રસ શિવ સનકાદિક દુર્લભ, તે નેત્ર ભરી પીધો રે.

× × × +

કોટિ કંદર્પનો દર્પ એવા હરિ ભૂતલ ભોગીનું રૂપ લીધું
કામની કેત કરવા કલિ કાલમા અધમ જનને અભયદાન દીધુ
ચાર યુગને વિષે મુક્તિ નહિ નારને જુગત જાણી એમ વેદ બોલે
વ્રજ તણી નાર વિધિચાર (વ્યભિચાર !) ભાવ (વે ?) ભવે (જે ?)
× × રંગ રાતો સદા સંગ મોડે
અધમ ઉદ્ધારવા અવતર્યા શ્રી હરિ એવું જાણીને જે જ્ઞાન કરશે.

× × × ×

નીચને ઉચનું ત્યાં નથી પારખું, પ્રેમ દીઠા તેને રહ્યો રે ઝાલી.
નંદનંદન તમો કહ્યા ન જાઓ, લીલા ન જાણે વેદ વદતા.
બ્રહ્માદિકને સ્વપ્ને દુર્લભ તે સંગમરસ મહાલુ રે

આ ઉપર ટાંકેલાં પદોમાં પ્રભુ શ્રીકૃષ્ણનું વેદાતીતત્વ, પ્રેમૈકલભ્યત્વ, સ્પષ્ટ કહેલું છે જે રસ ગોપીઓએ અનુભવ્યો છે તે શિવાદિકને દુર્લભ છે, કૃષ્ણની લીલા પણ તદ્વત્ વેદાતીત છે, કૃષ્ણ અધમોદ્ધારક છે, સ્ત્રીઓના વિશેષ હિતકૃત્ છે. પ્રભુ પ્રેમને વશ છે, નીચ અને ઉચ્ચનો ભેદ પોતે નથી રાખતા, પરંતુ જે કોઇ કૃષ્ણને પ્રેમથી ભજે છે, તેનો કદાપિ ત્યાગ કરતા નથી, ઝાલી રહે છે. નરસિંહ મહેતાનાં પદો બહુધા પુષ્ટિમાર્ગને મનતાં આવે છે, એ રા. ડભોઇવાલાનુ કથન કેટલુ સુયોગ્ય છે તે બુદ્ધિમાન્ વાચકને હવે તો સમજાયુ હશે.

સ્થૂણાખનનન્યાયે હજુ પણ કેટલાક પદો ઉમેરીશું.

નિત્ય સેવા નિત્ય કીર્તન ઉત્સવ નિરખવા નંદકુમાર રે

અત્ર કૃષ્ણની સેવા, કીર્તન, ઉત્સવ અને દર્શનાદિ નિત્યત્વ ગાયુ છે.

કુંજ લલિત માહે શ્રી કૃષ્ણ લીલા કરે નિરખતી નૌતમ નિત્ય કેલી.

અત્ર કૃષ્ણલીલાનુ પુષ્ટિમાર્ગવત્ પ્રતિક્ષણ નૂતનત્વ અને નિત્યત્વ નરસિંહ ગાય છે.

જે ગમે જગદ્ગુરુદેવ જગદીશને તે તણો ખરખરો ફોક કરવો,
આપણો ચિન્તવ્યો અર્થ કાંઈ નવ સરે ઉગરે એક ઉદ્વેગ ધરવો.
હું કરું હું કરું એજ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે,
સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઇક જાણે.
નિપજે નરથી તો કોઈ ન રહે દુખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે
રાય અને રંક, દૃષ્ટે આવે નહિ ભવનપર ભવનપર છત્ર દાખે.
ઋતુલતા પત્ર ફલ આપે યથા માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે,
જેહના ભાગ્યમા જે સમે જે લખ્યું તેહને તે સમે તે જ પહોચે.

સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજુ સર્વ કાચુ.
યુગલ કર જોડી કરી નરસૈયો એમ કહે, જન્મ પ્રતિજન્મ હરિને જ જાચુ.
કાષ્ઠની પૂતળી કોઇ મરકા કરે મર્કટ માનવી ચાહી નચાવો.
અખિલ બ્રહ્માડમા એક છે નાથ તુ, પુણ્યને પાપ નામ કહાવો.

આ પદમા પરબ્રહ્મ કૃષ્ણનુ સર્વવિધ કર્તૃત્વ, ફલદાતૃત્વ, અને જીવમાત્રનુ તદિચ્છાને અધીનત્વ, સંસારનું મિથ્યાત્વ, નરસિંહ ઉપદેશે છે. તે નચાવે છે તેમ સર્વ જીવો નાચે છે. પ્રભુનું સર્વ પ્રકારનું કર્તૃત્વ સ્ફુરવાથી, અને પોતાનુ કર્તૃત્વ પણુ તદાજ્ઞાને અધીન થવાથી, જીવની કૃતિ માત્ર અપ્રાકૃત થાય છે, અને પાપ અને પુણ્ય તે જીવના સબધમા નામમાત્ર કહેવાય છે, **પાપ પુણ્યની જવાબદારી એને શિર રહેતી નથી.** 'અખિલ બ્રહ્માડમા એક છે નાથ તુ' એ વાક્યથી કૃષ્ણનુ અદ્વિતીયત્વ અને સર્વોત્કૃષ્ટત્વ સિદ્ધ થાય છે.

પ્રભુનું ભજન કરવામા લોકલજ્જા ન રાખવી જોઇએ તે પણ નરસિંહ ઉપદેશે છે

લોકની લાજ મર્યાદ તે પરહરો, નિર્ભય થઇ હરિગુણ ગાવો

સર્વત્ર વ્યાપી પ્રભુ પોતે જ છે, તેથી 'सोहम्' શ્રુતિનો અનુવાદ કરીને કૃષ્ણની તુલ્ય કોઇ નથી એમ દર્શાવીને, શ્યામશોભા બુદ્ધિને અગમ્ય છે એમ કહીને, ઉત્સવની અનન્તતા ઉપદેશીને, પ્રભુનું પ્રેમરસરૂપત્વ અને તેજોમયતા દર્શાવીને વિરુદ્ધધર્માશ્રયત્વ પ્રતિપાદન કરે છે. એવા પ્રભુ અર્ધ[1] અને ઊર્ધ્વની માહે ડોલે છે, વ્યાપિવૈકુંઠમા અને શ્રીમદ્‌ગોકુલમાં ખેલે છે એ પ્રભુ સર્વવ્યાપક હોવા છતાં કેવલ પ્રેમબધનથી જ ગ્રહણ કરી શકાય છે, અર્થાત્ સર્વવ્યાપકરૂપે નહિ, પરન્તુ એક જ સ્થલે દર્શન દઈને, ગોપી વગેરે સાથે ક્રીડા કરે છે

નિરખને ગગનમા કોણ ધુમી રહ્યો, તેજ હુ તેજ હુ શબ્દ બોલે,
શ્યામના ચરણમા ઇચ્છુ છું મરણ રે, અહીયાં કોઈ નથી કૃષ્ણ તોલે

શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ન શકે કળી, અનન્ત ઉત્સવમા પથ ભૂલી,
જડ ને ચેતન, રસ કરી જાણવો પકડી પ્રેમસજીવન મૂળી

ઝળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમા હેમની કોર જ્યા નીસરે તોલે
સચ્ચિદાનંદ આનન્દ ક્રીડા કરે, સોનાના પારણા માહી ઝુલે

બત્તિ વિણ તેલ વિણ, સુત્ર વિણ જો વળી, અચલ ઝળકે સદા અનલ દીવો,
નેત્ર વિણ નિરખવો, રૂપ વિણ પરખવો, વણ જીહવાએ રસ સરસ પીવો

અકલ અવિનાશી એ, નવ જાયે કલ્યો અરધ[1] ઉરધની માંહે મહાલે
નરસૈયાચો સ્વામી સકલ વ્યાપી રહ્યો, પ્રેમના તન્તમા સન્ત ઝાલે

વલી બ્રહ્મવાદવત્ કૃષ્ણનુ એકત્વ અને સર્વરૂપત્વ નીચના પદમા પ્રતિપાદન કરે છે.

અખિલ બ્રહ્માડમા એક તુ શ્રી હરિ, જૂજવે રૂપે અનન્ત ભાસે,
દેહમા દેવ તુ તેજમા તત્ત્વ તુ શૂન્યમા શબ્દ થઈ વેદ વાસે

પવન તુ, પાણી તુ, ભૂમિ તુ ભૂધરા, વૃક્ષ થઈ ફૂલ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લેવાને શિવ થકી જીવ થયો એજ આશે

[1] परमे परार्धे

વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખ દે કનક કુંડલ વિશે ભેદ ના હોય,
ઘાટ ઘડ્યા પછી નામરૂપ જૂજવા અન્તે તો હેમનું હેમ હોય.

× × × ×

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે,
ભણે નરસૈયો એ મન તણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રકટ થાશે

અહિં પણ ઉપર દર્શાવેલુ બ્રહ્મવાદનું જ્ઞાન એ મનતણી શોધના છે, જ્ઞાન ચિત્ત શુદ્ધિને માટે છે, બાકી પ્રભુ તો પ્રેમથી પ્રકટ થાય છે, તેથી તેની જોડે પ્રીતિ કરવી એમ ઉપદેશ કરે છે.

વળી, કૃષ્ણ આદિ મધ્ય અને અવસાન છે. એ પ્રભુ એક જ અદ્વિતીય છે, વેદાતીત છે, સગુણ છે, નિર્ગુણ છે જે પ્રભુ શિવસનકાદિકને માત્ર ધ્યાનમા જ પરોક્ષ પ્રાપ્ય છે. તે પૂર્ણ પુરુષોત્તમ વ્રજતણી પ્રેમદાઓની સાથે ભાવથી નિત્ય સાક્ષાત્ ખેલે છે આથી ગોપિકાઓનું અહોભાગ્ય વર્ણવ્યુ છે

આદ્ય તું મધ્ય તુ, અન્ત તું ત્રિકમા એક તુ એક તુ એક પોતે,
અખિલ્યો બ્રહ્મ બ્રહ્માદિક નવ લહે ભૂરચા માનવી અન્ય ગોતે.

રવિશશિ કોટિ નખચન્દ્રિકામા વસે દૃષ્ટિ પહોચે નહિ ખોજ ખોળે,
અર્ક ઉદ્યોત જ્યમ તિમિર ભાસે નહિ નેતિ નેતિ કહી નિગમ ડોલે.

કોટિ બ્રહ્માંડના ઈશ ધરણીધરા, કોટિ બ્રહ્માંડ એક રોમ જેનુ,
મર્મ સમજ્યા વિના ભ્રમ ભાગે નહિ, સગુણ સ્વરૂપ નિર્ગુણ એનુ

એ નથી એકલો વિશ્વથી વેગળો સર્વવ્યાપિક છે શક્તિ સ્તુલ જેની,
અખિલ શિવ આદ્ય આનન્દમય કૃષ્ણજી સુંદરી રાધિકા ભક્તિ તેની

વેદની વાતનો ભેદ લહે નહિ તેનું દ્વાર તે કોક જાણે.
શિવસનકાદિક દેવ મુનિ નારદ, પૂરણ બ્રહ્મનું ધ્યાન આણે

તે પૂર્ણ પુરુષોત્તમ પ્રેમદાશુ રમે, ભાવે શુ ભામિની અંક લીધો.
જે રસ વ્રજતણી નાર વિલસે સદા, સખીરૂપે તે નરસૈંયે પીધો

પ્રભુનુ માહાત્મ્ય કેવુ છે તે દર્શાવવાને નરસિંહ દર્શાવે છે કે અનન્તકોટિ બ્રહ્માંડ તેના એક રોમમા વસે છે. નરસિંહે પ્રભુરસ પણ પુરુષરૂપે નહિ પણ **સખીરૂપે** પીધો છે તે વિસ્મરવું ન જોઇએ 'એક તુ એક તુ એક પોતે' આ શબ્દો 'તે જ તું' 'તે જ તુ' ના અમે કથેલા અર્થની ઉપપત્તિ દર્શાવે છે.

વળી, શિવાદિકને ધ્યાનમાં પણ જે પ્રભુ અગમ્ય છે તે પ્રભુ વ્રજવધૂઓ સાથે સાક્ષાત ખેલે છે.

શિવબ્રહ્માદિક મહામુનિ તેને ધ્યાને ન આવે,
ધન્ય ભાગ્ય વ્રજનારનું વહાલો લાડ લડાવે

વળી, શુદ્ધ પુષ્ટિભક્તિમા મનાતું એક અદ્ભુત રહસ્ય પણ નરસિંહ ઉપદેશે છે.

'અખિલ બ્રહ્માંડનું અમૃત લઈ યુવતિવદને પાયુરે,
અદ્ભુત બળ આપ્યું અબળાને, નરવર કાયર અંગેરે

હસતુ વનવેલીને આપ્યુ, કોકિલા સ્વર મકરંદરે,
રોગ વિમુખજન સર્વને આપ્યુ ભોગભક્તિ ભગવાનરે

શ્રુતિમાં ઉપદિષ્ટ ' तस्य दाय पुत्रा उपयन्ति सुहृद साधुकृत्या, द्विषन्त पापकृत्याम् ' રહસ્યના જેવુ રહસ્ય પણ નરસિંહ ઉપદેશે છે ભગવદ્વિમુખજનને રોગાદિ આપ્યુ, અબલાને અદ્ભુત બલ આપીને સબલા બનાવી, અને તે યુવતિવદનથી અખિલ બ્રહ્માંડનુ અમૃત પીધુ. પુરુષની ભગવદ્રસ પાન કરવાકરાવવાની અયોગ્યતા, અને સ્ત્રીની યોગ્યતા, એની સુંદર રીતે ભક્ત નરસિંહે દર્શાવી છે કે ²દુરાગ્રહરહિત વાચકને તો નરસિંહકાવ્યનુ શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાન્ત સાથે સામ્ય સ્વત સ્ફુરશે

વર્ણાશ્રમ ધર્મ ગૌણ છે અને ભગવદ્ધર્મ પ્રધાન છે. ભક્તિમાર્ગમા કર્મ અન્તરાયરૂપ છે, સર્વ સાધનમાત્ર હરિનામ આગલ તુચ્છ છે, ઇત્યાદિ નરસિંહ જણાવે છે, તે પણ શ્રીમત્-પ્રભુચરણે ઉપદિષ્ટ દેહધર્મનુ વર્ણાશ્રમધર્મનુ ગૌણત્વ, અને આત્મધર્મનું, ભગવદ્ધર્મનુ અન્તરંગત્વ અને પ્રધાનત્વની સાથે બહુધા મલતુ આવે છે

વર્ણના ધર્મ તે કર્મ કરવા ટલ્યા મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો,
શ્રી રાધિકા કૃષ્ણ ભજ સચ્ચિદાનન્દને તેથી નથી કાઇ ધર્મ આગો
મનુષ્યને કર્મ કરવા ઘટે જ્યા લગી ત્યા લગી ભક્તિનો ભેદ અળગો,
ભાવે ગોવિન્દમા, ભજન ભેદી રહો એક ઉપાસનાને વળગો
જગને જોગ જગન નરથી ટલ્યા, ભૂખ વેઠી સીદ વ્રત કરતો,
તીર્થની શોચના, મેલ મનથી પરિ દેહ દમીને શા જ જાન કરતો.
સકલ સાધનનુ શ્રીહરિ નામ છે, પાર પામ્યા કોઇ સંત પુરા,
ચાસ્ત્રરૂપી એ સમુદ્ર તરે જેટલા જાત કાપી ગયા જન શૂરા'
મારે તો આશરો એક હરિ નામનો ઉક આગ્યો હવે કયોરે જઇએ
ભણે નરસૈયો એ નામને આશરે નામને મૂર્તિમા લીન રહીએ

નરસિંહને એક કૃષ્ણનો જ આશ્રય છે. એની દઢ ઇચ્છા પ્રભુના નામ અને સ્વરૂપમાં જ તલ્લીન થવાની હતી, તે માયાવાદને કોઇ પ્રકારે પોષતી નથી, પરન્તુ પુષ્ટિમાર્ગને જ પોષે છે યજ્ઞ, યોગ, વ્રત, તીર્થ સર્વ વ્યર્થ છે પ્રભુનામથી હેઠે છે ભાવથી કૃષ્ણનુ ભજન કરો, અને તેની જ ભક્તિને વલગી રહો. અત્ર પણ પુષ્ટિમાર્ગનુ જ સામ્ય પ્રકાશે છે, માયાવાદનુ નહિ

પુષ્ટિમાર્ગમા નિ સાધનતા અને દીનતા એ જ સાધન છે. ગમે એટલો પ્રયત્ન જીવ પ્રભુને રીઝવવાને કરે, પરન્તુ પ્રભુને તો તેનો અંગીકાર ' पत्र पुष्प फल तोयम् 'ન્યાયે જ કરવાનો છે. સ્વનિ:સાધનતા અને દીનતા દર્શાવતા અને પ્રભુનુ માહાત્મ્ય ગાતા નરસિંહ ઉચ્ચરે છે કે,

---

૨ હઠહઠતા માયાવાદી અને પુષ્ટિમાર્ગશત્રુ અખાનાં કાવ્યમાં શ્રીમદ્વલ્લભાચાર્યના બ્રહ્મવાદનુ દર્શન જેટલુ અસભવિત છે, તેટલું જ નરસિંહમહેતાના કાવ્યમા માયાવાદનુ અસંભવિત છે, છતા બ્રહ્મવાદી ભક્ત નરસિંહના કાવ્યમા પ્રતિપદ સ્ફુરિત બ્રહ્મવાદ અને ભક્તિનો ન્યક્કાર કરીને તેમા માયાવાદનો અધ્યારોપ કરવો એજ દુરાગ્રહ, જે સંપ્રદાયમા જન્મ ય તે સંપ્રદાયના ઉત્કર્ષનું તમોમૂલક અસહન એ દુરાગ્રહનો હેતુ જણાય છે

તારી કેમ કરી પૂજા કરૂ શ્રીકૃષ્ણ કૃપા નિધિ અકલ આનન્દ કહ્યો ન જાયે,
સ્થાવર જંગમ વિધ વ્યાપિ રહ્યો, કેશવા કંઠીયે કેમ સમાઓ.
બાર મેઘે કરી સ્નાન શ્રીપતિ કર્યાં શ ખની ધારે હરી કેમ રીઝયા,
ઓગણ પચાશ તુને વાયુ વ્યજન દરે સુક્ષ્મ વાયુ તુને કેમ ઝમીયા.
સુરજરૂપે કરી ત્રણ ત્રિભુવન તપ્યાં ચન્દ્રરૂપે કરી અમૃત ઠાર્યાં,
મેઘરૂપે વરશો રે વિઠ્ઠલા, વાયુરૂપે કરીને વધાર્યાં.
અઢારભાર વનસ્પતિ હરનિશ પીમળે, માળી તે પાનરી શરે લાવે
ચુવા ચંદન કરી પ્રભુ તુને પૂજીએ અંગના એહની તુલ્ય ના'વે.
તારે નિત નિત અવનવા નૈવેદ કમળા કરે સુક્ષ્મ નૈવેદ કેમ તુલ્ય આવે.
ભણે નરસૈંયો, જેને કૃષ્ણરસ, ચાખીયો પુનરપિ માતને ગર્ભે ના'વે

પ્રભુનું વિરુદ્ધધર્માશ્રય દર્શાવતા ભગવન્માહાત્મ્યનુ ગાન કરવામા નરસિંહનુ અહોભાગ્ય છે ! આટલુ પ્રત્યક્ષ સામ્ય છે, છતા જો કોઇ ન સ્વીકારે તો તેને આપણે બીજું શું કહીશુ ? માત્ર ' मजन्तां धन्या '. સામ્ય સ્વીકારતા છતા નરસિંહ પુષ્ટિમાર્ગનો [1]"વધૈયો" છે એ કોઇ પૃથગ્જનને ન રુચતું હોય તો આપણે શું કરીએ ? દયારામાદિ અસંખ્ય વૈષ્ણવો એવુ માનતા આવ્યા છે અને માને છે, તેને આપણી અરુચિની શી પડી છે ?

આ સિવાય પણ નરસિંહના અનેક પદો છે કે જેમા બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગના જેવો ઉપદેશ નરસિંહે કર્યો છે. નરસિંહના પદોમાં માયાવાદ તો ક્યાહિએ દૃષ્ટિગોચર થતો નથી, જે પદો ગુજરાતીના લેખક ટાંક્યા છે તેમાં પણ નથી, પ્રત્યુત પુષ્ટિમાર્ગસદૃશ ઉપદેશ તો છે, જે અમે અનેક પદો ટાંકીને સિદ્ધ કર્યું છે. આ પ્રકારે નરસિંહ મહેતા પુષ્ટિમાર્ગને બહુધા મળતા આવે છે તેથી, અને શ્રીવલ્લભાચાર્યની તરત જ પૂર્વે થયલા હોવાથી જો વૈષ્ણવો એને પુષ્ટિમાર્ગનો " વધૈયો " માને તો તેમણે અપરાધ કર્યો નહિ કહેવાય. એ માન્યતા આટલા બધાં સબલ પ્રમાણોથી સિદ્ધ હોવા છતા ન સ્વીકારવી, અને નથી તેવો માયાવાદનો અંશ નરસિંહકાવ્યમાથી કલેશથી કાઢવા પ્રયત્ન કરવો એ જ કેવલ દુરાગ્રહનુ સ્વરૂપ. અત્ર કહેવું જોઇએ કે નરસિંહ કેટલી જગ્યાએ શિવાદિને કૃષ્ણસ્વરૂપ દુર્લભ કહે છે, અને કેટલીક જગ્યાએ પ્રાપ્ય પણ કહે છે, તે ઉપરથી એમ અનુમાન થાય છે કે કેટલીક ( જેવી કે બાલલીલા ) કૃષ્ણલીલા શિવાદિને ગમ્ય[2] હશે, જ્યારે કેટલી લીલા ( જેવી કે રાસાદિલીલા ) અગમ્ય હશે, અથવા કવિનુ શબ્દશૈથિલ્ય પણ હોય, ગમે તેમ હોય, अत्र नास्माकमाग्रहः अतो न किञ्चिदेतत् ।

श्रीकृष्णार्पणमस्तु ।

---

૧. જેનુ વાચનક્ષેત્ર વિશાલ છે તેને અન્ય ધર્મમા તો શું પણ અનેક મહાપુરુષના જન્મમા પણ વર્ધાપકત્વના અનેક દૃષ્ટાન્ત સુવિદિત હશે.

૨. શ્રીશુક શ્રીમદ્ભાગવતશાસ્ત્રના પ્રવર્તક છે, પુરાણમા શ્રીશુકને શિવાવતાર માન્યા છે, અને શ્રીમદ્ભાગવતમા પણ પ્રસ્તુત અંથના ઉત્કર્ષસૂચનના પ્રસંગમા વૈષ્ણવાના યથા शंभु- એવું વાક્ય દૃષ્ટિગોચર થાય છે, તેથી શિવરૂપ અને શુકરૂપ ઉભયે ( શંકરાચાર્ય નહિ ) માર્યાદિક વૈષ્ણવ હોવાથી માર્યાદિક બાલલીલા અનુભવે, પરંતુ शक्रशर्वपरमेष्ठिपुरोगा ઇત્યાદિ શ્રીમદ્ભાગવતના દશમસ્કંધીય યુગલગીતીય શ્લોકમા વેણુનાદ પ્રવર્તિત રાસાદિલીલામાં શિવાદિને મોહ થયો સૂચવ્યો છે, તેથી શિવને કે શુકને કોઇને પણ પુષ્ટિમાર્ગીય તત્ત્વભૂત રાસાદિલીલાનો તો સ્વપ્ને પણ અનુભવ નથી.

# પુષ્ટિભક્તિસુધાકરને બે બોલ લખનાર મી. ત્રિવેદીને બે બોલ.

( આ લેખ માટે લેખક પોતે જવાબદાર છે )

" હાંડી સાસરે જાય નહીં, અને ગાડીને શીખામણ આપે " તેવો ઘાટ મી. ત્રીવેદીએ ધી 'ગુજરાતી' તા ૨૫-૨-૧૪ ના અંકમાં લેખ લખી વર્તન કરી દેખાડયુ છે. એક તરફથી સુધાકરે ગાલિ પ્રદાનનો ધંધો આદર્યો માટે મી ત્રીવેદીએ શીખામણના બે બોલના બ્હાને બીજી તરફથી પોતે જ એક મુખ્ય વૈષ્ણવ સંપ્રદાયના પૂજ્યપાદ શ્રીમદ્ આચાર્ય તરફ કુતર્કી અને અમાનસીક લજ્જાહીન ગાલિપ્રદાનનો વરસાદ વરસાવ્યો. આટલા માટે તે મી. ત્રિવેદીને પણ બે બોલ લખવાની જરૂર જણાઈ છે

ગુજરાત સવસંગ્રહના પાન ૧૩૪ ઉપર જણાવવામા આવ્યુ છે કે ગુજરાતમા ત્રણ સપ્રદાય અને ત્રીસ ઉપરાત પંથો છે આ ત્રણ સપ્રદાયમાંના આ લેખમાં ફક્ત બે સપ્રદાય (૧) પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્યનો એક અને (૨) શ્રીશંકરાચાર્યનો બીજો-એવા બે માટે જ આપણે લખવાનુ છે ગુજરાત સર્વસગ્રહમા જે સપ્રદાયો અને પથો માટે લખવામાં આવ્યુ છે તેની ધણીજ જાણનારાઓની માહિતી માટે મી. વીલસન કૃત હિંદુઓના ધર્મની બાબતમા જે નિબંધો અને ભાષણોનો સગ્રહ ઇ સ. ૧૮૬૨ ની સાલમા ડાકટર રૈન્હોલ્ડ રોસ્ટે પ્રકટ કર્યો છે ને વાચવાની ભલામણ કરીએ છીએ. તેના પાને ૩૧ થી ૩૩ ઉપર સપ્રદાયો અને પંથોની નોધ કરી છે. ઉપર જણાવેલા બે સપ્રદાયમાંના એકનો હેવાલ રૂદ્ર સંપ્રદાય ઉર્ફે પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભી સંપ્રદાયનો-તે ગ્રથના પાને ૧૧૯ થી ૧૩૬ સુધી છાપેલો છે અને બીજાનો હેવાલ ડંડી અને દશનામીના મથાળા નીચે પાને ૧૯૧ થી તે પાને ૨૩૭ સુધી છાપેલ છે આ ગ્રથના ઉપયોગથી-મી. ત્રિવેદીએ જે આધારોથી પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્યની જાત માટે કુતર્કો ગુથ્યા છે તેના કરતા ચઢીયાતા ગ્રથના આધારથી' શ્રીશંકરાચાર્યની જાત માટે મી. ત્રિવેદીના જ સિદ્ધાતો ગ્રહણ કરવામા આવે તો તે કેવી હોવી જોઇએ તેનો તર્ક કરવાનું કામ મી. ત્રિવેદીને અને ગુજરાતી પત્રના અધિપતિ જેનું વલણ પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્યની વિરૂદ્ધ હોય તો તેને અને વાચકવૃન્દને સોંપીએ છીએ

મી. ત્રિવેદી શ્રીશંકરાચાર્યના સપ્રદાયના હોવા જોઇએ, અને સુધાકરના લેખકો પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્યના સપ્રદાયના હોવા જોઇએ ધી ગુજરાતીના અધિપતિનુ વલણ ઉપર જણાવવા પ્રમાણે શ્રીશકરાચાર્ય સપ્રદાય તરફમા અને પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્ય સંપ્રદાય વિરૂદ્ધ હોતું જોઇએ, કારણ કે શ્રીશકરાચાર્યના અનુયાયીએ પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્યને "ચાણ્ડાલ" વિગેરે અનુમાન કરી સંજ્ઞા આપીને મોકલેલો લેખ પોતાના છાપામા છાપતા જરાપણ આચકો ખાધો નહી, પણ જે સિદ્ધાંતોથી તેવી સજ્ઞા મી. ત્રીવેદી આપવાને છાપામાં લખવા ભાગ્યશાળી થયા તેજ સિદ્ધાંતોનો ઉપયોગ મી વીલસન કૃત ગ્રંથમા શ્રીશકરાચાર્યના જન્મની કેરલ ઉત્પત્તિની દંતકથાના સિદ્ધાંત સાથે મેળવી તેવી સજ્ઞા શ્રીશકરાચાર્ય માટે ઉત્પન્ન થાય માટે તે પ્રકટ કરવા તે પત્રના અધિપતિએ પાછી પાની કરેલી હોવાથી એ લેખ આ પત્રમા પ્રકટ કરાવવાની હમોને ઘણી કડવી ફરજ પડી છે.

એક સપ્રદાયના અનુયાયીએ શંકરાચાર્યના સપ્રદાયના સ્થાપક માટે અઘટિત લખ્યુ ત્યો તે સપ્રદાયના ધુરંધર (!) અનુયાયી મી. ત્રિવેદીએ લખનારના સપ્રદાયના મુળ સ્થાપક

માટે ખરા અને ખોટાનો ક્ષણભર પણ વિચાર ન કરતા " બે બોલના " નામે લખતા "ચાંડાલ" વિગેરે શબ્દોનો પ્રયોગ કરતા કોઇ જાતની તેને કપારી છુટી નહીં અફસોસ !!! ચાડાલ શબ્દોના પ્રયોગ કરવાના સાહસનુ કારણ મી. ત્રિવેદીનો નીચે જણાવેલો (Syllogism) ન્યાય છે.—

Major premise } સન્યાસીમાથી ગૃહસ્થ થનારને ધર્મશાસ્ત્રમા " वातासि "
પ્રધાન સાધન } (એકેલુ ખાનાર) તથા " आरूढपतित " કહેવાય છે.

Minor premise } શ્રી લક્ષ્મણભટ્ટજી પરણ્યા બાદ સન્યાસી થયા હતા. અને
ગૌણ સાધન } સન્યાસીમાથી ગૃહસ્થ થઇ સસાર ભોગવી પ્રજા ઉત્પન્ન કરી હતી.

Inference . } શ્રી લક્ષ્મણભટ્ટજી " वातासि ", તથા "आरूढपतित" કહેવાય.
માટે અનુમાન ન. ૧. }

મી. ત્રિવેદીનો-Syllogism—ન્યાય નબર બે નીચે પ્રમાણે તેમના તરફથી અપાયલો છે

Major premise } સ્મૃતિના વાક્યોમા કહ્યુ છે કે
પ્રધાન સાધન } (૧) સંન્યાસીથી ઉત્પન્ન થયલી પ્રજાને

(૨) બ્રાહ્મણીએ શુદ્ર થકી પેદા કરેલી પ્રજાને, અને

(૩) સગોત્રની કન્યામા પેદા કરેલી પ્રજાને ચાડાલ કહી છે.

Minor premise } પૂજ્યપાદ શ્રીમદ્વલ્લભાચાર્ય સન્યાસી લક્ષ્મણભટ્ટજીની પ્રજા
ગૌણ સાધન. } છે

માટે

Inference ... } ગૌણ સાધનમા જણાવેલા આચાર્ય—કહેવાય.
અનુમાન નંબર ૨. }

આવી રીતના મી ત્રિવેદીના બે અનુમાનો ધી ગુજરાતીમા પ્રકટ કરવામા આવ્યા છે, અને તેના આધારમા કાશી–બનારસના સબ જડજ શ્રી ચદ્રબસુનો પરદેશગમનની બાબતમા આપેલો ફેસલો " કવિ રત્ન " " મહારાજ લાઇબલ કેસ " " મહારાજોનો પથ " અને વર્ણસંકરનામી Black-t-Anand બ્લાકટાનદ—[ જેનુ નામ બે શબ્દોમાના એક ઇગ્રેજી અને બીજા દેશી એ બે શબ્દોના લગનની પ્રજા—વર્ણસકર—બ્લાકટાનદ] ના ગ્રંથો નોધવામા આવ્યા છે.

કાશી બનારસના સબજડજે જે ફેંસલો આપ્યો છે તે અપીલમા હાલજ ગયલો જણાય છે તે અપીલની સુનાવણીનો રીપોર્ટ સાંજ વર્તમાનના તા. ૨૨–૧–૧૪ના અંકમા જે હેવાલ પ્રગટ થયો છે તેમા અલાહાબાદ હાઇકોર્ટના ઇગ્રેજ ન્યાયમૂર્તિએ કહ્યુ છે કે ચંદ્રબાસુએ સંસાર સુધારાની લઢત ચુકાદામાં લાવવી જોઇતી ન હતી તે " સદંતર અસંબદ્ધ " છે તેને માટે ' ચુકાદામા બીલકુલ સ્થાન નથી. " આ ઉપરથી જણાશે કે મી ત્રિવેદીએ જનસમાજને ભુલાવામા નાખવા માટે ઉપરનો ફેસલો જે અપીલમા ચર્ચાને પાત્ર છે તે ટાકયો છે. તેમાં ન્યાય આપનાર ન્યાયાધીશ માટે તેના ઉપરીએ ઉપર પ્રમાણે અભિપ્રાય જણાવ્યો છે.

હવે મહારાજા લાઇબલ કેસ જે ઇ. સ. ૧૮૬૨માં ચુકાયલો છે તે સુધારાવાળાઓને અને આ પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભી સંપ્રદાયના દુશ્મનોને એક બાઇબલ-કિંવા કુરાન રૂપે માનીતો થઈ પડયો છે પણ હમોને અજાયબી એ થાય છે કે એ કેસમા મુદ્દા ઉપર આપેલા અભિપ્રાય શિવાય બાકીના ખાનગીજ અભિપ્રાયો સમજવાના છે, અને તે પણ તેજ કામના પક્ષકારોને બંધન કરતા છે. છતા તે ન્યાયમુર્તિએ આપેલા ચુકાદા તરીકે ઘુસાડવામા આવે છે. આખા સંપ્રદાયને તે કોઇ રીતે બંધનકારક નથી. આ સંપ્રદાયનો મુખ્ય પાયો "ભક્તિ" અને ઇશ્વર પ્રત્યેનો પ્રેમ "Love towards God" "amor Dei" છે અને તેનુ રહસ્ય અન્યવૃત્તિવાળાને ભાગ્યેજ સમજવુ પડે છે આધારણુ રીતે વૃત્તિઓ શૃંગાર રહસ્ય તરફ વલખા મારે છે તેવી વૃત્તિઓને આ "પ્રેમ સાગર" શૃંગાર સાગર જણાય છે તેમા હોય કોનો વાક? 'સુતારનું મન બાવળીએ" એવો ઘાટ થઇ પડયો છે. લાટીન ભાષામા લખાયલા શાસ્ત્રોમાં "Amor Dei" ઇશ્વર પ્રત્યેના પ્રેમનુ લક્ષણ જુદુજ ચિતરાયલુ છે. આજ બે શબ્દોના અર્થ જૂદા જૂદા રૂપમા કરવામા આવ્યા છે. કોઇ કહે છે કે "ઇશ્વરનો પ્રેમ" બીજા તરફ અથવા બીજાઓનો "પ્રેમ ઇશ્વર પ્રત્યે' આમા જેને જેવું ફાવે તે તેનો અર્થ કરી માનસિક વૃત્તિઓને તૃપ્ત કરે છે.

મહારાજોનો પંથ નામનું પુસ્તક કોઇ રીતે શાસ્ત્રીય ગણાય નહીં. તેનો લેખક કોઇ પણ ગણુનીનો હોય તેમ જણાયુ નથી. મહારાજ લાયબલ કેસનું તે અનુભુત હોવુ જોઇએ માટે એ આધાર તરફ કયો ધર્મશાસ્ત્રીય જ્ઞાનનો અભિલાષી નજર કરશે? નીંદાખાનાનો તે સમહ કહેવાય છે. તેમા એક પણ વાત જ્ઞાનની હોય તેવી તો હ... મળી આવી નથી

બ્લાકટાનંદના પુસ્તકો પણ ગટરના કીડાને જ કામના હોય એમ ..ણાય છે. આ લેખકે પોતાનુ નામ ધારણ કરવામાં ઘણી ખુબી વાપરી છે એક ઇંગ્રેજી શબ્દ Black=દુષ્ટપણુ, અને બીજો દેશી શબ્દ "આણુંદ'. એમ બેના પીશાચ લગ્ન કરીને તેની પ્રજા "બ્લેકટાનંદ" એટલે દુષ્ટપણું કરવામા આણંદ પામનાર એમ ઉત્પન્ન થયલી જણાય છે. આ નામ વર્ણસંકર ગણાય. આવાની લેખણી તે કેવી હેવી જોઇએ? એના નેત્રોમા રોગની જૂદાજ પ્રકારની મુદ્રાયલી જણાય છે. કંસને શ્રીકૃષ્ણ ભગવાન જૂદાજ સ્વરૂપમા દ્રષ્ટીએ પડેલા, ગોપીઓને પણ જુદાજ સ્વરૂપમાં, જશોદાજીને પણ જૂદાજ સ્વરૂપમા–દર્શન થયા આમા તેમના ચક્ષુઓનોજ દોષ. શ્રીનાથજીની મૂર્તિ સૃષ્ટીના મોટા ભાગને એક સ્વરૂપમા જણાય છે તો આ બ્લાકટાનંદને ભૈરવરૂપે જણાઇ છે. જેવુ જેવુ પ્રારબ્ધ. લેલા અને મજનુ-રોમિઓ અને જુલીયટ-એકબીજાને જે નેત્ર અને ભાવથી નીરખતા તેજ નેત્ર અને ભાવથી તેની આસપાસનો જનસમાજ નીરખવા નિષ્ફળ થયલો. આ બ્લાકટાનંદ ઘણું કરીને ભૈરવનાથનો ઉપાસક હોવો જોઇએ. જે જેનો ઉપાસક તેને તેવા દર્શન. આવાના લેખ ઉપર મી. ત્રિવેદી પોતાની મનવજ પાર પાડવા ભલે આધાર રાખે પણ તે આધારે રેતી ઉપર લખવાના બરનાજ જેવો સમજવો. ગમે તે હોય પણ આટલી વાત મી. ત્રિવેદીએ પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્યને નીચ વૃત્તિથી નિંદવા માટે જેવા આધારોનો ઉપયોગ કરેલા જણાય છે તેવી રીતે જો તેના સામી પક્ષમાંનો કોઇ એવીજ રીતની દંતકથાનો આધાર લઇને શ્રીશંકરાચાર્ય માટે પ્રગટ કરે તો મી. ત્રિવેદીનુ રૂપ "ખાડો ખોદે તેજ પડે" તેના જેવું થઇ નહી પડે? કદાચ એમ પણ બને "લેને ગઇ પુત તો ખોઇ આઇ ખસમ." જો એમ થાય તો તે

ધણી દયાને પાત્ર થવા જોઇએ.

આવી દયામણી સ્થિતિ મી. ત્રિવેદીની થયલી દેખાડવા માટે હમો ઉપર જણાવેલા વીલસનકૃત ગ્રથના પાન ૧૯૮ ઉપરના છેલ્લા પેરેગ્રાફની નોંધ લઇએ છીએ.

" With regard to the place of birth of Sankaracharya and the tribe of which he was a member, most accounts agree to make him a native of Kerala or Malabar, of the tribe of Nimburi Brahmans and in mythological language of the sect an incarnation of Sive According to other traditions he was born at Chidambram, although he transferred his residence to Malabar,' whilst the Keral-Utpati recognizes him the offspring of adultery, for which his mother Shri Mahadevi was expelled her caste "

એટલે—" ધણા હેવાલો ઉપરથી જણાય છે કે શંકરાચાર્યની જન્મભુમી કેરલ ગામ અથવા મલબાર હતી અને જાતે તે નિંબુરી બ્રાહ્મણ હતા, અને પુરાણોક્ત ભાષામા કહીએ તો શીવનો અવતાર હતા બીજી દંતકથાઓ એમ જાહેર કરે છે કે તે ચીદબરંમમા જન્મ્યા હતા, જો કે પોતાનું રહેઠાણ મલબાર લઈ ગયા હતા. " કેરલ ઉત્પત્તિ " માને છે કે તેની જન્મભુમી મલબાર છે અને તેમની માતુશ્રીએ—'છીનાળું' કરેલુ તેમાથી તે પેદા થયલા, જે છીનાળા માટે તેમની નાતે તેમની માતુશ્રી માહાદેવીને નાત બહાર કાઢી મુકી હતી. "

મી. ત્રિવેદીના સિદ્ધાતો ઉપર દર્શાવવામાં આવ્યા છે તે પ્રમાણે શ્રીશકરાચાર્ય "વર્ણ-સકર " ગણાવા જોઇએ, અને તેની માએ જો કોઇ શુદ્ર સાથે છીનાળું કર્યું હોય તો તે ચાડાલ કહેવાય હાય અફસોસ !!! આ દંતકથા જો ખરી હોય તો આ મી. ત્રિવેદીના સપ્રદાયના મુળ સ્થાપકની જાત અને ઉત્પત્તી માટે શુ કહેવાય વારૂ ? મી. ત્રિવેદીનો Syllogism ન્યાય આ બાબતનો નીચે પ્રમાણે મુકાય—

| | |
|---|---|
| Major premise<br>પ્રધાન સાધન | " સ્મૃતિના વાક્યોમા કહ્યુ છે કે પોતાના ધણી શીવાય બીજાથી ઉત્પન્ન થયલી પ્રજા વર્ણસકર કહેવાય છે, અને જો શુદ્રથી બ્રાહ્મણીએ પ્રજા પેદા કરી હોય તો તે પેદા કરેલી પ્રજાને ચાડાળ કહેવાય છે. " |
| Minor premise<br>ગૌણ સાધન | કેરલ ઉત્પત્તિની દતકથા પ્રમાણે શ્રીશંકરાચાર્યની માએ છીનાળું કરીને શકરાચાર્યને જન્મ આપ્યો હતો, જે માટે તે નાત બહાર મુકાઇ હતી. " |
| Inference<br>અનુમાન | માટે, શ્રીશંકરાચાર્ય વર્ણસંકર કહેવાય. |

આ માહાદેવીએ છીનાળુ કઇ જાતના પુરૂષ સાથે કરેલું તે દતકથા જણાવતી નથી. એ વ્યભિચાર મહાદેવીએ પોતાની જાતના બ્રાહ્મણ સાથે તો નહીંજ કરેલો હોવો જોઇએ કારણકે જો તેમ હતે તો નીંબુરી જાતે તેને પણ મહાદેવી સાથેજ નાતબહાર મુકેલો હોવો જોઇએ અને જો તેમ હતે તો દંતકથા જાહેર કરતે. નીંબુરી જાતનો શુદ્ર તરફ ઘણોજ

કટો-તીખો તીરસ્કાર હતો અને તે એટલે સુધી કે તેનો છાયો પડયો હોય તો તેઓ સચૈલ સ્નાન વીધી કરી શુદ્ધ થતા. આ બાબતમાં વધારે તર્કો ચલાવવાની કાંઇ જરૂર નથી. કોદી ધોવાથી કાદવજ નીકળે ઉપરનો ફકરો ટાકવા હમો ઘણાજ દીલગીર છીએ કારણકે હમો શ્રીશંકરાચાર્ય માટે માન ધરાવીએ છીએ. ફક્ત મી. ત્રિવેદીના કુતર્કોનું અવલોકન કરતા ઉપર લખેલી ફરજ અદા કરવી પડી છે.

હવે પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્ય માટે મી. ત્રિવેદીનાજ શીનોજીસમ ( Syllogism) ન્યાય પ્રમાણે જણાવેલી સજ્ઞા બીલકુલ લાગુ પડતી નથી. મી વીલસનકૃત ગ્રથના પાન ૧૧૯-૧૨૦ પ્રમાણે " The original teacher of the philosophical tenets of this sect is said to have been Vishnu Swami, a commentator on the texts of the Vedas × × He was succeeded by Jnana Deva who was followed by Nama Deva and Trilochana, and they, although whether immediately or not does not appear-by Vullubh-swami, the son of Lukshman Bhutt, a Tailanga Brahmin, who taught in the 16th century. "

અર્થ —એમ કહેવાય છે કે આ સપ્રદાય (વલ્લભી) ના તત્વજ્ઞાનના સિદ્ધાંતોના પ્રથમ વિષ્ણુસ્વામિ શિક્ષક હતા, જેણે વેદ ઉપર ટીકા કરી છે. ત્યારપછી જ્ઞાનદેવ થયા ત્યાર પછી નામદેવ અને ત્રીલોચન થયા અને તેમની પછી તરતજ કે કેટલોક વખત પછી વલ્લભસ્વામી -જે એક તેલગા બ્રાહ્મણ શ્રી લક્ષ્મણભટ્ટના ચિરંજીવી થયા જેઓ ૧૬મા સૈકામા તે સિદ્ધાંતોનુ શિક્ષણ આપતા હતા. "

આમા તેમના પ્રાકટ્ય માટે શ્રીશંકરાચાર્ય માફક લખવામા આવ્યુ નથી મી ત્રિવેદી પણ કહેતા નથી કે તેમની માતુશ્રીએ અન્ય સાથે વ્હેવાર ( માહાદેવી માફક ) કરીને તેમને ઉત્પન્ન કર્યા તેઓનુ કહેવુ એટલુજ છે કે તેમના પિતાશ્રી પ્રથમ સન્યાસી હતા તે સન્યાસ છોડીને ગૃહસ્થાશ્રમમા દાખલ થયા, અને આ આશ્રમમા રહીને પ્રજા ઉત્પન્ન કરી. આથી ખુલ્લુ છે કે પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્ય શ્રીલક્ષ્મણભટ્ટની ધર્મપત્નીના પુત્ર શ્રીમદ્ વલ્લભાચાર્ય છે. તો મી ત્રિવેદીના સિદ્ધાંત પ્રમાણે તે વર્ણસંકર ગણાય નહીં. તેમના પિતાશ્રીની ગૃહસ્થાશ્રમ સ્થિતિમા આવ્યા પછી તેમનુ પ્રાકટ્ય થયુ એટલે તે સન્યાસીથી પેદા થયલા પણ ગણાય નહીં જો લક્ષ્મણભટ્ટે સંન્યાસી આશ્રમમા રહીને પોતાની સ્ત્રી સાથે વ્હેવાર કર્યો હતે અને બાળકને જન્મ આપ્યો હતે તો મી ત્રિવેદીના સિદ્ધાંતને કાંઇ લુલો લગડો ટેકો મળતે તેમ પણ બન્યુ નથી. માટે કોઇ જાતનો દોષ મી ત્રિવેદીના લખવા પ્રમાણે પૂજ્યપાદ શ્રીમદ્ વલ્લભાચાર્યને લાગુ પડતો નથી. શ્રી લક્ષ્મણભટ્ટજી જે અર્થમા સન્યાસી શબ્દ ધર્મશાસ્ત્રમા સમજવામા આવે છે તેની રીતે કદી પણ સન્યાસ ગ્રહણ કર્યો ન હતો આ વાત બ્લાકટાનંદના ગ્રંથોનુ ખંડન કરનારે સ્પષ્ટ જણાવેલુ છે તો શ્રી લક્ષ્મણભટ્ટજી સન્યાસી ધર્મશાસ્ત્રના સીદ્ધાંતો પ્રમાણે ન થયા હોય તો તે સન્યાસી પણ કહેવાય નહીં માટે તેની પ્રજાને કોઇ જાતનો દોષ લાગે નહીં. આ ઉપરાંત આ બાબત વધારે લખવાની જરૂર જણાતી નથી. હમોએ લેખ લખવાની બીલકુલ પણ દરકાર કરી

નહીં હતે પણ સારાની સારાસ એ નરસાને ફાવી જવાનું સ્થાન હોય છે તેનું ધ્યાન આપતુ નહીં' એ હમારો ધર્મ સમજીએ છીએ.

મી. ત્રિવેદીએ પ્રશ્ન કરેલો છે કે તેણે જે ગ્રંથો ઉપર આધાર રાખ્યો છે તે ગ્રંથો શા સારૂ જપ્ત કરાવ્યા નથી તથા તેના લેખકોને શા સારૂ ન્યાયની કોર્ટમાં ઘસડયા નથી. આનો જવાબ એટલો જ છે કે કીચડમા પથ્થર નાંખવાથી છાંટા કોને ઉડે વારૂ ? તેમ જ જે પાણી ને કચરાનો સંગમ થાય તો કચરો ધોવાશે નહીં અને ધોવાશે તો પણ તે પાણી મેલુ થવાનુંજ.

બીજુ એવું કહેવાયલું કછે કે

" નથી ન્યાયને હાથ પગ, જેમ તેમ ગબડી જાય; "

" અરે ! અદાલત એ થકી, દિવાની કહેવાય. '

ત્રીજુ કારણ એ છે કે હલકા અને નીચ વૃત્તિના આદમીઓ એમ માની લે છે કે બીજાની નિંદા કરીશુ તો પ્રસિદ્ધિમાં આવીશું અને જો હમારા ઉપર કામ ચલાવવામાં આવશે તો આપણે તો કાંઇ ખોઇશુ નહીં પણ એથી વધારે પ્રસિદ્ધિમા આવીશું. આવો હેતુ ઓનો પાર ન પડે માટે જ શહાણાઓ આવી નીચ વૃત્તિઓને બીલકુલ ઉત્તેજન આપતા થી તેમ તેમને કોર્ટદ્વારે ઘસડતા નથી. આવા નિંદાખોરોને પોતાના મિત્ર ગણે છે અને ઓ દીર્ઘ આયુષ ભોગવે એવી ઇચ્છા ધરાવે છે. કારણ કે—

" નિંદા હમારી જો કરે, મિત્ર હમારા સોય;
" સાબુ લેવે ગાંઠકા, મેલ હમારા ધોય. "

આવી બાબતમાં હમોએ વીલસનના ગ્રંથનો ઉપયોગ શા સારૂ કર્યો છે ? શા સારૂ કોઇ શાસ્ત્રીય ઇતિહાસનો ઉપયોગ કર્યો નથી ? તેનો જવાબ એટલોજ કે મી. ત્રિવેદીને આજ અનુકુલ છે. શ્રીશંકરાચાર્યના માયાવાદનું મહત્ત્વ વધારવા ઇંગ્રેજ વિદ્વાનોના નામોનો-મેક્ષમુલર વિગેરેનો ઉપયોગ કરે છે તેઓ તે વિદ્વાનોના મતના શોખીન જણાતા હોવાથી હમારે મી. વીલસનના ગ્રંથનો ઉપયોગ કરવો પડયો છે.

ઉપરના અનુમાને હમારા પોતાના નથી, કરેલ ઉત્પત્તિમા જે હકીકતો મળી આવી છે તેના મી ત્રીવેદીના સિદ્ધાંતોસાથે શું અનુમાનો તર્ક શાસ્ત્રના નિયમો પ્રમાણે નીકળે તે જેમ મી. ત્રીવેદીએ અનુમાનો વૈષ્ણવ સંપ્રદાયના મુખ્ય સ્થાપક પૂજ્યપાદ શ્રીમદ્વલ્લભા-ચાર્ય માટે જનસમાજ આગળ ગુજરાતી તા. ૨૫. ૧. ૧૪. માં પ્રગટ કર્યા છે તેમ તેના તર્કશાસ્ત્રનોજ ઉપયોગ કરી મુકવામાં આવ્યા છે, માટે કોઇએ પણ એમ ન સમજવુ કે એ અ-નુમાનો ને અભિપ્રાયો અમારા પોતાના છે.

ભુલેશ્વર લાયબ્રેરી
તા. ૧૬-૨-૧૪

ઉ. કાશીદાસ નારણદાસ દલાલ.
બ. એ. એલ. એલ. બી. વકીલ હાઇકોર્ટ.

# લીલાવૈચિત્ર્ય.

ચાલુ વર્ષ શ્રીવલ્લભકુલના વિસ્તાર અર્થે ઘણુ જ લાભદાયક છે, એમાં કશો સંશય નથી. પુ. ભ. સુ ના ગતવર્ષના તૃતીય અંકના ૪૫ મા પૃષ્ઠમાં એવુ લખવામાં આવ્યુ હતુ કે "શ્રીદ્વારિકાધીશજીની કૃપાથી એઓશ્રીને સાં ત્રણ લાલનુ પ્રાકટ્ય થયુ છે, અને ચતુર્થનુ પણ થશે." આ વાક્યનો યથાર્થ અનુભવ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયલા જોઈને અમને અત્યાનંદ થાય છે. તૃતીયપીઠાધીશ્વર ગોસ્વામી શ્રી ૬. શ્રીમદ્બાલકૃષ્ણલાલજીમહારાજને ત્યા ચતુર્થલાલનુ પ્રાકટ્ય થયુ છે, એ જાણીને પુ. ભ. સ. ના વાચકો ખચિત જ આનંદિત થયા હશે. મહારાજશ્રી હાલમા અમદાવાદમાં બિરાજે છે, અને ત્યા શ્રીમદાચાર્યચરણ અને અન્ય તેમના વંશ્યોએ નિર્મિત ગ્રંથોનું વ્રજભાષામાં વ્યાખ્યાન પણ કરે છે, અને તેનો લાભ સાના વૈષ્ણવ ગણાતા સદ્‌ગૃહસ્થો લે છે. આ સમયે મહારાજશ્રીને અમારુ નમ્ર સૂચન છે કે—અમદાવાદ જેવા દ્રવ્યસંપન્ન વૈષ્ણવસૃષ્ટિવાળા નગરમા એતન્માર્ગીય ગ્રંથોનુ મુદ્રણ કરવા માટેની એક સંસ્થા જો સ્થાપવામા આવશે તો ખચિત જ તેથી આ સંપ્રદાય ઉપર આપનો મહાન્ ઉપકાર થયલો ગણાશે મહારાજશ્રીને ત્યા પણ આવા શુભ પ્રસગો ઉપર હજારો રૂપીઆનુ ખર્ચ થાય છે, તેની સાથે આ નામસેવા તરફ જો ધ્યાન આપવામા આવે તો અમે નથી ધારતા કે એ કાર્ય અશક્ય થઇ પડે વળી મહારાજશ્રીએ ઉત્તરાવસ્થામાં આચારવિચાર અને વ્યવહારથી વૈષ્ણવોઉપર ઘણી સારી છાપ બેસાડી છે, તો આશા છે કે તેઓશ્રી અતિ અગત્ય ધરાવતા નામસેવાના પ્રસગોને ભૂલી જશે નહિ અને સંપ્રદાયની યથાશક્તિ સેવા કરવાની સ્વકર્તવ્યતા વિસ્મરશે નહિ જ.

  

પોરબંદરવાળા સુપ્રસિદ્ધ શ્રીજીવનલાલજીમહારાજના લાલબાવા શ્રીરણછોડલાલજીને ત્યા પણ એક લાલનું પ્રાકટ્ય થયુ છે. શ્રીદેવકીનંદનાચાર્યજીની પેઠે શ્રીજીવણલાલજીમહારાજે પણ પુષ્કલ દ્રવ્ય સંપાદન કર્યું છે, અને તેઓશ્રી તો સાંપ્રદાયિક ગ્રંથોનું મુદ્રણ કરાવવાનો ઉત્સાહ પણ ધરાવે છે ખરા, તો આવા અપૂર્વ આનંદદાયક પ્રસગે તેઓશ્રી પણ જો કંઇ રકમ નામસેવાનિમિત્તથી અલગ કાઢે અને અપ્રસિદ્ધ ગ્રંથોનુ સત્વર મુદ્રણ કરાવે તો સંપ્રદાયને લાભ થયા સિવાય રહે નહિ. વળી શ્રીઘનશ્યામલાલજીમહારાજે જે વીલ કરેલુ છે, તેમા શ્રીસુબોધિનીજીનાં મુદ્રણની આજ્ઞા પણ કરેલી છે, તેમની એ ઇચ્છાનું પરિપાલન શ્રીરણછોડલાલજીએ અવશ્ય કરવુ જ જોઇએ, એમ અમારું નમ્ર મત છે

  

તૃતીયલાલનુ પ્રાકટ્ય સુરતવાળા શ્રીવ્રજરત્નલાલજીમહારાજને ત્યા થયુ છે તેઓશ્રી હજુ સ્વઃપક્ષપરક છે, પરતુ તેઓએ કાંઇ આધુનિક કેળવણી લીધેલી હોવાથી, તેઓશ્રીને પણ ઉપરની સૂચના કરીએ છીએ, અને તેની આ જમાનામા કેટલી આવશ્યકતા છે, તેનો વિચાર કરીને આવા આનંદદાયક અને યાદગાર પ્રસગોમા તેને લગતી યોજના પ્રકટ કરવા આગ્રહ કરીએ છીએ.

  

આ વર્ષમાં શ્રીરામનવમીના વ્રતસંબંધે મહાન્ મતભેદ છે શ્રીનાથદ્વારાની ટિપ્પણીમા અષ્ટમી અને શનિવાર વ્રતનો નિર્દેશ છે, જ્યારે શ્રીનૃસિંહલાલજી મહારાજની ટિપ્પણીમા નવમી અને રવિવારનુ વ્રત કરવાનુ લખ્યુ છે, તે સંબંધમા શ્રીમ.પ્રભુચરણે (શ્રીગુસાઇંજીએ) એક નિર્ણય લખેલો છે, જે અત્ર મૂલસ્વરૂપમા આપવામાં આવે છે તે ઉપરથી કયો પક્ષ ગ્રાહ્ય છે એનો નિશ્ચય વિદ્દગણ્ કરી લેશે.

श्रीहरिर्जयति ॥ अगस्त्यसंहितायां–'चैत्रे शुद्धा तु नवमी पुनर्वसुयुता यदि ॥ सैव मध्याह्नयोगेन महापुण्यतमा भवेत् ॥ विद्धा चेदक्षसंयुक्ता व्रतं तत्र कथं भवेत् ? विद्धानिषेधश्रवणात् नवमी चेतिवाक्यतः' ॥ अत्र निर्णयमाह–नवमी चाष्टमी विद्धेत्यादिना । 'नवमी चाष्टमी विद्धा त्याज्या विष्णुपरायणैः । उपोषणं नवम्यां वै दशम्यामेव पारणम्' । ननु व्रतस्य पारणान्तत्वबोधक प्रमाणेनैव व्रतविध्यन्यथानुपपत्त्या चैकादशीपूर्वदिनमात्रेदशम्यामेवेतिवचनवैयर्थ्य स्यादतो नियमविधिरयम् । तेन नवमी सत्त्वेपि दशमीक्षये विद्धैव कार्येतिसिद्धम् । न च निषेधवागनुरोधेन नैवं वाच्यमितिवाच्यं, दशमीवृद्धिविषयत्वात् तस्या इति चेन्मैवं, निषेधविधिवदुक्तानियमविधिरपि वैष्णवमात्रविषयकोथवा साधारणजनविषयकः ? उपक्रमानुरोधादाद्य एवाभिमतश्चेत्तदोपोषणं नवम्यामितिन्यर्थमुत्पत्तिवाक्यत्वाभावात् । विद्धानिषेधविधिमारभ्याधीतत्वात् । सामान्यप्राप्तावेव विशेषविधिनिषेधयोः सम्भवात् । तथाच विद्धानिषेधे सत्युत्तरदिनकर्तव्यत्वे प्राप्ते सति यत् [1]पुनर्नवम्युपोषणविधानं, तत्रापि निश्चयवाचकाव्ययकथनेन नियमकथनपूर्वकं, तेन दशम्यवृद्धावपि नवमीवृद्धौ तस्यामेवोपोषणं कार्यं, नवम्यवृद्धौ तु विद्धैवोपोष्येत्यवसीयते । अन्यथा दशमीपारणानियमविधिनैव नवम्युपोषणस्यापि प्राप्तेः पुनस्तदुक्तिर्व्यर्था स्यात् । यद्यप्येवं पारणविधेर्वैयर्थ्यमायाति तथाप्युपोषणाविधेर्मुख्यत्वात् पारणाविधि वाक्यस्यामुख्यत्वेनैकादशीपूर्वदिनपरत्वं कल्प्यते । '

॥ इति श्रीविट्ठलेश्वरविरचितः श्रीरामनवमीनिर्णयः ॥

१. पुनर्नवम्युपोषणविधानमित्यपि पाठान्तरम् ।

Before S'amkara proceeds to point out inconsistencies in the Sâmkhya philosophy, he should himself admit the realities of Pramânas and give up the mania of Mâyâvâda. He should further accept the eternity of the Vedas as taught by the S'rutis,[1] Smritis,[2] Bâdarâyana and Jaimini,[3] and also improve upon his exceedingly meagre idea of Apaurusheyatwa.

Once safe on the ground of *one* real and all-embracing Brahman, S'amkara may well point out to the Sâmkhyas, their own inconsistencies of calling the Vedas Anitya and yet Apaurusheya. The Sâmkhyas should be compelled to give up either of these two incompatible views. He should then show that if the Vedas are Anitya, they would be like sprouts a product of Prakriti. If however they are not a *product*, they must be included in the Purusha category. The Sâmkhyas being thus once for all dislodged, he may well point out that they may be free from such absurdities, if they but admit one *really* omniscient Brahman. If S'amkara be truly *sincere* to the Vedas, he may then maintain that the Vedas are simply Brahman in the *real* capacity of its celestial and divine Breath,[4] and refrain from reversely inferring, from this and similar passages, the non-eternity of the Vedas.

## THE PRAMEYA SECTION.

We shall now begin the discussion about Prakriti and examine (1) whether the doctrine of Prakriti is supported by scriptural passages, (2) whether S'amkara's interpretations of such passages are correct, and (3) whether he has been able to refute the doctrine of Prakriti on purely speculative grounds.

Let us commence with S'amkara's Chatussutree. In the Adhyâsa Bhâshya, he incidentally refers once or twice only to the Sâmkhyas as he is engaged in establishing his own "Inexpressible Apprehension" (Anirvachaneeyakhyâtih). After promising an enquiry of Brahman, he observes as an introduction to the next Sutras that there

1. वाचा विरूपनित्यया etc. 2. शब्दब्रह्म सुदुर्बोधम् etc. Bhagavata XI 21 35-13
3. B S. I. 3.28-30, B S. I I 5. 4. अस्य महतो भूतस्य निश्वसितम् Bri II 4 10,

is a diversity of opinion regarding the peculiar characteristics of Brahman, and mentions a few such diversities, that of the Sâmkhyas—that that being is only enjoying but not acting, included as well. To refute this diversity, he utilises the second Sûtra (Janmâdyasya yatah etc.), and observes that *Brahman* is the omniscient and omnipotent cause, from which proceed the origin etc of the universe, differentiated by names and forms, implying of course that the universe is an unreal outcome of Mâyâ-environed *I*s'wara He then observes that Prakriti cannnot be the cause, because the universe (1) is differentiated by names and forms,[1] (2) is replete with agents and enjoyers, (3) is the substratum of actions and their results having definite places, times and causes, and (4) the nature of whose arrangement cannot even be imagined by the mind. The cause of such an universe should be *I*s'wara. S'amkara finally concludes that the Sûtra in question is meant rather to set forth a Vedânta text[2] (Vedântavâkyapradars'anam) He then proceeds to give two interpretations of the next Sûtra (1) that Brahman is the source of scriptures and (2) that scripture is the only source to know it from. In the fourth Sûtra, he is greatly anxious to show that the Vedânta texts converge towards his own doctrine of Mâyâ

Let us now examine this S'amkara's Inexpressible Apprehension is incompatible, because there is no such thing existing. Nothing is known, except what exists or what does not exist[3] The Sâmkhyas would here maintain their own 'Apprehension of something real and something unreal' (Sadasatkhyâtih) by observing that it is disproved and not disproved[4] (Sadasatee khyâyete) S'amkara could have completely silenced the Sâmkhyas and many others, if he would have observed that the universe is itself a form of Brahman, because the universe is Sat + potential Chit + potential *A*nanda of Brahman, and as such entirely real, but that the *sense* of Ego (Ahantâ) and Meus (Mamatâ ) superimposed on that universe, is entirely false, and that this worldly Apprehension of Ego and Meus is therefore unreal S'amkara ought to have rather explained superimposition as a false

1. अस्य जगतो नामरूपाभ्या व्याकृतस्य जन्मादि सर्वज्ञात् सर्वशक्तेः कारणाद् भवति तद् ब्रह्म B. S. S'. B. 1,1,2

2. Tait. 111. 2. 3. S. P. S. V. 54. 4 S. P. S V. 56

but distinct Apprehension (Anyakhyâtih). He ought rather to have observed पूर्वोत्पन्नस्यानुभवस्य संस्कारात्मना स्थितस्योद्बोधके प्राबल्ये मायिकार्थाकारवती बुद्धिवृत्तिर्मायया बहिः क्षिप्यते तदा सा पुरोवर्तिनं सर्वतो व्याप्तो आवृत्य बहिरवभासत इति मायिकस्यान्यस्यैव ख्यानादन्यख्यातिरित्यत्र व्यवह्रियते[1]

Again the Sâmkhyas do not deny that the universe including names and forms is differentiated. They do call it differentiated, but just as he calls undifferentiated and unreal Mâyâ to be the cause of the universe, they would call undifferentiated but real Prakriti to be the cause The difference then lies in the *meaning* of the word undifferentiated (Avyâkritam) rather than in the *line* of *argument* Prakriti is as undifferentiated as Mâyâ-environed *Is*'wara The activity of Prakriti to emanate the universe is real, and therefore stronger than the *unreal* activity of S'amkara's *Is*'wara. S'amkara here presupposes in his second argument that some higher soul like his *Is*'vara alone can be active. *The Sâmkhyas would here retort that activity belongs to Prakriti* and enjoyment to Purusha, and also add that *pure* life (chit) even according to S'amkara, cannot be active They would not admit his presupposition of *Is*'wara, especially when that itself is unreal, and the argument thus cannot have any force against them. His third argument is that *Prakriti* cannot be the organising agent They however would here *refer him to the very* nature (Svabhâvah) of *Prakriti* The fourth argument is the celebrated argument of *design* which we shall have to discuss later on in detail. They may even urge that the Brahman in Tait III 1. is not Mâyâ-environed *Is*'wara but Prakriti, since from *it* everything evolves *really*. The etymology *too of Brahman may perhaps be shown by them to be in their* own favour. Again, the Chatu--ntree itself is strongly against the doctrine of Mâyâ S'amkara says that omniscient and omnipotent is the cause of the universe, but *Is*'wara according to S'amkara himself is neither, for omniscience and omnipotence are only *phenomenal*, if not altogether fictitious. *His commentary on the second sutra* has again been a source of confusion and perplexity to his *own* adherents, who interpret it in a variety of divergent[2] ways

S'amkara would have easily freed himself from all similar

1. ख्यातिवाद
2. Vide Siddhântales'a pp. 9–10, Vizayanagara series.

imputations, if he could have but remained faithful to the Sûtrakâra and accepted *pure* Brahman itself to be the cause of the universe In this case, he would have of course to give up his doctrine of Mâyâ and subscribe himself to the doctrine of *Pure* Brahman. But if he brings in his superimposition and sublation (Adhyâropa and Apavâda) in the causality of Brahman, and regards Brahman to be active only phenomenally, in such a case, it is best to answer him by the following succinct refutation given in the Anu Bhâshya and the Tattwadeepa Nibandha

उत्पत्तिस्थितिनाशाना जगत कर्तैव बृहत् । वेदेन बोध्यते तद्धि नान्यथा भवितु क्षमम् ॥
न हि श्रुतिविरोधोस्ति कल्पोपि न विरुध्यते । सर्वभावसमर्थत्वादचिन्त्यैश्वर्यवद् बृहत् ॥

A B I 1 2

केचिदत्रातिविमलप्रज्ञाः श्रौतार्थबाधनम् । कृत्वा जगत्कारणता दूषयन्ति परे हरौ ॥
अनाद्यविद्यया बद्ध ब्रह्म तत् किल कारणम् । स्वाविद्यया समरति मुक्ति कल्पितत्रावयत ॥

× × × × × ×

ज्ञाननाश्यत्वसिद्ध्यर्थं यदेतद्धिनिर्ल्पितम् । तदन्यथैव संसिद्ध विद्याविद्यानिरूपणात्[1] ।
यन्मायिकत्वकथन पुराणेषु प्रदृश्यते । तदैन्द्रजालपक्षेण मतान्तरमिति ध्रुवम् ॥
नास्ति श्रुतिषु तद्वार्ता दृश्यमानासु कुत्रचित् । वाचारंभणवाक्यानि तदनन्यत्वबोधनात् ।
न मिथ्यात्वाय कल्पन्ते जगतो व्यासगौरवात् । ज्ञानार्थमर्थवादश्चेच्छ्रुति स्वप्नादिरूपिणी ॥
अनङ्गीकरणाद्युक्त विधिमाहात्म्ययोर्न तत् । अपवादार्थमेवैनदारोपो वस्तुतो नहि ॥
दृढप्रतीतिसिद्ध्यर्थमिति चेन्न युज्यते । मुख्यार्थबाधन नास्ति कार्यदर्शनत श्रुते ॥
ऐन्द्रजालिकपक्षेपि तत्कर्तृत्व नटे यथा । मुक्तिस्तदातिनष्टा स्यात् स्वप्नदृष्टगजेष्विव ॥
मायादीना च कर्तृत्व श्रुतिसूत्रैर्विबाध्यते ॥
स्वप्रवृत्तिविघातेन गुर्वादीना च दूषणात् । मायावादी न मतव्य सर्वव्यामोहकारक[2] ॥
अकर्तृत्व च यत्तस्य माहात्म्यज्ञापनाय हि । विरुद्धधर्मबोधाय न युक्त्यैकस्य वारणम् ॥
मायिकत्व पुराणेषु वैराग्यार्थमुदीर्यते । तस्मा[illegible]विद्यामात्रत्वकथन मोहनाय हि ॥
असत्यमप्रतिष्ठ ते जगदाहुरनीश्वरम् । अपरस्परसभूत किमन्यत् कामहैतुकम्[3] ॥
असदद्वैतभाने नु सत्र ब्रह्मैव नान्यथा । ज्ञानाद्विकल्पबुद्धिस्तु बाध्यते न स्वरूपत ॥

(T. D. N. I 80-92.)

After promising an enquiry of the Supreme Brahman in the first sûtra, the second sûtra becomes inconsistent, if applied to the *lower* (Aparam) Brahman. Dr. Thibaut observes "As soon as, on the other hand, we discard the idea of a two-fold Brahman, and

1. ब्रह्मवादे विद्याविद्ययोरुभयोरपि ब्रह्मशक्तित्वम् । Tattwa Dipa Nibandha 1 35.
2. Vide Tattwa Dipa Nibandha Prakâs'a I. 89
3 Vide BhagvadGitâ xvi 8.

